# અર્પણ

મારા સશોધનકાર્યના

આદ્ય ઉપદ્રષ્ટા, ભોક્તા, અનુમન્તા

**શ્રી બળવંતરાય મહેતાને**

# લેખકના મુદ્રિત ગ્રન્થો

1. English Translation of the Siddhantabindu of Shri Madhusudana Sarasvati being the author's Zala Vedanta Prize Essay (1926) 5=00
2. Akshara : A Forgotten Chapter in the History of Indian Philosophy, being the author's Doctorate Thesis. 5=00
3. A Critique of the Brahmasutra Part I : Interpretation of the sutras (Bra. Su. III. 2·11–IV). 12=00
4. Do. Do. Part II : System of the sutras. 20=00
5, Bhagavadgita : A Fresh Approach. 30=00

૬. હિન્દુ ધર્મનાં મૂળ તત્ત્વો (બાલોપયોગી).

૭. શ્રી રામાનુજાચાર્ય.

૮. હિન્દુ ધર્મનાં મૂળ તત્ત્વો (શાળોપયોગી).
તા. ક. ૬–૮ ગ્રન્થો ઓરીએન્ટલ ઈન્સ્ટીટ્યુટ, બરોડા, તરફથી પ્રકાશિત થયા છે.

૯. ભગવદ્ગીતા : એક અભિનવ દૃષ્ટિબિન્દુ ૭=૫૦

## મુદ્રણ માટે તૈયાર

1. How far does the bhasya of Shri Sankaracharya on the Gitā represent the Gita's own view ? : An Essay.
2. English Transalation of Shri Vallabhacharya's Aṇubhasya on the Brahmasutra.

## તૈયાર થતા

1. English Translation of the Bhagavadgitā, with critical notes.
2. A Critique of the Brahmasutra : Part III : Interpretation and System (Sutras I–III. 2.10),

# પ્રાસ્તાવિક

મોદી સાહેબ ગુજરાતના ગણ્યાગાંઠ્યા વિદ્યમાન સંસ્કૃત-અભ્યાસીઓમાના એક છે. બ્રહ્મસૂત્ર અને ગીતાને એમણે પોતાના અભ્યાસના ખાસ વિષયો બનાવ્યા છે. તેમા, આ પુસ્તકમાં ગીતાના એમના અભ્યાસનો નિષ્કર્ષ છે.

ગીતા વિશે તો આપણી ભાષામાં પણ ઘણું લખાયું છે. ગાધીજી, કિશોરલાલભાઈ જેવાનાં લખાણો પણ ગુજરાતીમા છે. છતાં મારે કહેવું જોઈએ કે આપણી ભાષામા ગીતા ઉપર જેને અભ્યાસગ્રન્થ કહેવાય તેવો જો કોઈ હોય તો આ એક જ છે. પારિભાષિક દૃષ્ટિએ અભ્યાસ કરી એના પરિણામો આમ બહાર મૂકનાર મોદીસાહેબ પહેલા જ છે પશ્ચિમી વિવેચનપદ્ધતિનો જે સંદેશો છે તેનો મોદી સાહેબને પોતાને સારો અભ્યાસ છે અને એ પદ્ધતિનુ ઘણું સુદર ઉદાહરણ આ ગ્રન્થ પૂરું પાડે છે. એમ કહેવામાં હરકત નથી કે ગીતા વિશે પારિભાષિક દૃષ્ટિએ, પશ્ચિમી વિવેચનપદ્ધતિએ અભ્યાસ કરનાર ગ્રન્થ, આપણી ભાષામાં તો આ એક જ છે.

આ દૃષ્ટિનો અને પદ્ધતિનો વિનિયોગ મોદી સાહેબે પોતાના પ્રતિપાદ્ય વિષય માટે કર્યો છે. એમનું પ્રતિપાદન એ છે કે ગીતા મોક્ષનું કે જ્ઞાનનું શાસ્ત્ર નથી, ગીતા યોગોનું શાસ્ત્ર છે યોગનો અર્થ 'નિષ્કામ કર્માચરણ' એમ એમણે કર્યો છે અને એમનો મત છે કે ગીતાના દરેક અધ્યાયમાં અમુક એક યોગનું પ્રતિપાદન છે એટલે કે દરેક અધ્યાયમા નિષ્કામ કર્માચરણ કેટલી જુદી જુદી રીતે કરી શકાય તે સમજાવ્યું છે. યોગ એટલે નિષ્કામ કર્માચરણ ગીતાનુ મધ્યબિન્દુ છે અને જ્ઞાન, ભક્તિ, કર્મ, ધ્યાન વગેરે બધા એમા સહકારી સાધનો છે આવો જે યોગ (નિષ્કામ કર્માચરણ) તેની, એમના મતે બે ભૂમિકાઓ છે.

"શંકરાચાર્યના મતમાં યોગ એ **હંમેશાં** સંન્યાસનું સાધન જ છે; અને સંન્યાસ એ ઊંચું, બીજું પગથિયું છે. એમના મતે યોગનાં પહેલાં પગથિએથી ચડે તે મનુષ્ય સંન્યાસરૂપી બીજે પગથિએ પહોચે, કેમકે એમના સિદ્ધાન્ત મુજબ યોગદ્વારા ચિત્તશુદ્ધિજ થાય છે, ને ચિત્તશુદ્ધિ પછી સંન્યાસપૂર્વક જ્ઞાન પ્રાપ્તિ થાય એટલે મોક્ષ મળે છે. મનુષ્યવિકાસના આ ક્રમમા યોગ **હંમેશાં પહેલું પગથિયું એટલે સાધન રહે છે.** યોગ **દ્વારા** સીધો મોક્ષ મળતો નથી.

"સ્વ. તિલકના મત મુજબ, યોગથી જ મોક્ષ મળે એમ ગીતા કહે છે.

"મારા મત મુજબ ગીતામા યોગની **બે ભૂમિકાઓ** છે એ બે ભૂમિકાઓને આપણે અનુક્રમે સાધનભૂમિકા ને ફલભૂમિકા કહી શકીએ. યોગ સંન્યાસનું સાધન છે; યોગની સાધનભૂમિકા સિદ્ધ કર્યા પછી મનુષ્ય સંન્યાસગ્રહણ કરી શકે છે, **અથવા** વિકલ્પે યોગનિષ્ઠામાં જ ચાલુ રહી શકે છેઃ સન્યાસગ્રહણ કરવો આવશ્યક નથી એટલે જો યોગ સાધ્યા પછી મનુષ્ય સન્યાસ ગ્રહણ કરે તો **તેને માટે** યોગ માત્ર પહેલું જ પગથિયું કહેવાય. પરંતુ, જો યોગની સાધનભૂમિકામાંથી ઉત્તીર્ણ થઇ મનુષ્ય યોગને એટલે નિષ્કામ કર્માચરણને ચાલુ જ રાખે—ને ગીતા યોગ ચાલુ રાખવાના માર્ગને સન્યાસમાર્ગ કરતા વધારે પસંદગી આપે છે—તો તે યોગની બીજી ભૂમિકા જેને હું યોગની ફલભૂમિકા અથવા ફલયોગ કહેવા સૂચવુ છું, તે ફલયોગ દ્વારા તે સીધો (=સંન્યાસ વિના) મોક્ષને પ્રાપ્ત કરે છે" (પૃ. ૫૬).

આમ સાધન અને ફલ એમ બન્ને સ્વરૂપે જેનો સ્વીકાર થયો છે એવો યોગ ગીતાનું મધ્યબિન્દુ છે. અને ગીતામા આવા અનેક યોગો છે. આ મોદીસાહેબનું, ગીતા સાહિત્યને, વિશિષ્ટ અને આગવું પ્રદાન છે.

મોદી સાહેબનો આ મત, એમના તુલનાત્મક અભ્યાસને આભારી છે. એમણે કહ્યું છે કે ગીતાને સમજવા માટે, ગીતાના કાળમાં અને એની પહેલાં, સમાજમા તત્ત્વવિચારની જે જૂદી જૂદી ભૂમિકાઓ હતી તેને સમજી લેવી જરૂરી છે. આ એમની વાત સાચી છે. એમ ન કરીએ ત્યાં સુધી, સમગ્રનયા ખ્યાલ આવે નહીં અને સાચુ દષ્ટિફલક મળે નહીં. મોદી સાહેબે બતાવ્યું છે કે ગીતા બૌદ્ધ વિચારના ઉદય પહેલાનો ગ્રન્થ છે. એટલે એ લગભગ ઉપનિષત્કાલીન છે. ગીતામાં બૌદ્ધ કે જૈન અસર નથી જ. આજનુ જે સાંખ્ય છે, આજનુ જે યોગશાસ્ત્ર છે તેનો પણ ગીતાના કાળે એ સ્વરૂપમાં, ઉદય થયો ન્હોતો, બ્રહ્મસૂત્રો પણ ગીતા પછી જ રચાયા એટલે ગીતામાં જ્યાં જ્યાં સાંખ્ય કે યોગ કે વેદાન્તની વાત આવે ત્યાં ત્યા આજના તે તે મતની દષ્ટિ એને લાગુ પાડી ન શકાય. દાર્શનિક વિચારના વિકાસક્રમની આ ઐતિહાસિક દષ્ટિ મોદી સાહેબે માન્ય કરી છે અને એના ફલકમાં એમણે ગીતા તે યોગોનુ શાસ્ત્ર છે એમ પ્રતિપાદન કર્યું છે

મોદી સાહેબે આવા યોગના પ્રકારો છવ્વીશ ગણાવ્યા છે. એટલે કે એમના મતે ગીતામાં નિષ્કામ કર્માચરણ છવ્વીશ જુદી જુદી રીતે થઇ શકે તેમ કહ્યુ છે. આ જુદી જુદી રીતો તે સાંખ્યની, ભકિતની, જ્ઞાનની વગેરેની છે.

મોદી સાહેબના અભ્યાસમાં બે વસ્તુઓ અત્યન્ત મહત્ત્વની છે. એક તો એમણે ઐતિહાસિક કાળક્રમમાં ગીતાનુ નિશ્ચિત કરેલુ સ્થાન એમણે એમ સાબીત કર્યું, છે કે ગીતા બૌદ્ધ કે જૈન મતો સ્થાપિત થયા તે પહેલાના કાળની છે. વળી ગીતા અને સાંખ્યશાસ્ત્ર, ગીતા અને યોગદર્શનશાસ્ત્ર, ગીતા અને વેદાન્તદર્શનશાસ્ત્ર, ગીતા અને ભક્તિશાસ્ત્ર, ગીતા અને પાચરાત્ર અથવા ભાગવતદર્શન, ગીતા અને પૂર્વમીમાંસાદર્શન, ગીતા અને પુરાણો— આ બધાનો તુલનાત્મક અભ્યાસ કરીને એમણે કહ્યું છે કે ગીતામાં આ બધાના લાગે તેવા મતોની વાત છે ખરી, પણ તે બધી તે તે શાસ્ત્ર સ્થાપિત થઈ ગયું તે પહેલાંના કાળની વાત છે. દા. ત. સાંખ્ય શબ્દ ગીતામા છે પણ સાંખ્યકારિકામાં જે સાંખ્યશાસ્ત્ર છે તેની પહેલાંનું ગીતાનું લખાણ છે. પુરાણો વિશે તેમનો મત છે કે ગીતા લખાવામા આવી ત્યારે એક પ્રકારનું પૌરાણિક સાહિત્ય હતુ ખરુ, પણ વર્તમાન પુરાણો ન હતાં મને પોતાને આ બધી વાતો યુક્તિસંગત લાગે છે. અને ગીતા મહાભારતકાળની બહુ નજીક છે તેમ લાગે છે. મોદીસાહેબનો અભ્યાસ બતાવે છે કે ગીતા લગભગ ઉપનિષત્કાલીન છે. આ વાત સાચી લાગે છે. ગીતામાં આપેલો વિચાર ઉપનિષત્કાળના વિચારને મુકાબલે થોડોક વિકસિત છે, પણ દર્શનશાસ્ત્રોના મુકાબલે અવિકસિત છે.

બીજુ, આપણા દાર્શનિક વિચારના વિકાસના ઇતિહાસમાં, આ કાળ એવો છે જ્યારે છૂટક છૂટક અનેક વિચારકોએ પોતપોતાના દાર્શનિક મન્તવ્યો સમાજ પાસે રજુ કર્યા હતા, પણ એનું સંકલન કોઇએ કર્યું ન્હોતુ. સકામ યજ્ઞ, જ્ઞાન, ભક્તિ, સાંખ્ય, યોગ આદિના જે છૂટક વિચારો હતા તેને કોઇએ એકસૂત્રે બાંધ્યા ન્હોતા. ગીતાએ આ કામ કર્યું લાગે છે. ઉપનિષત્કાળ પછીના તરતના કાળમાં, વૈદિક કામ્યમાર્ગ, સાંખ્ય, ન્યાય, ભક્તિ, જ્ઞાન, યોગ, ધર્મ, દેવાસુર,

અવતાર, ઈશ્વર, જપ, સંન્યાસ વગેરે ઉપર જે જે વિચારો પ્રચલિત હતા તેને ગીતાએ નિષ્કામ કર્મ એટલે યોગનાં એકસૂત્રે બાંધ્યા એવું મોદીસાહેબે બતાવ્યું છે તે મને પ્રતીતિકર લાગે છે. એક રીતે એમ પણ કહી શકાય કે ઉપનિષદોના અન્તકાળમાં જુદા જુદા વિષયો ઉપર કયા કયા વિચારો પ્રચલિત હતા તે જાણવું હોય તો, ગીતામાં આવેલા વિચારોમાંથી યોગ (નિષ્કામ કર્મ) ને બાદ કરતાં જે વધે તે તે વિચારો છે.

ગીતા યોગોનું શાસ્ત્ર છે એટલે કે નિષ્કામ કર્મ કેટલી જુદી જુદી રીતે જીવનમાં થઈ શકે, તેનું શાસ્ત્ર છે એમ મોદી સાહેબે શાસ્ત્રીય રીતે બતાવ્યું છે. ગાંધીજીએ ગીતાને અનાસક્તિયોગનું શાસ્ત્ર કહ્યું છે તે જ વાતને પારિભાષિક અને શાસ્ત્રીય રીતે અહીં, જાણે કે સિદ્ધ કરી છે.

આમ વિચાર કરીએ છીએ ત્યારે મોદી સાહેબે વાપરેલી શાસ્ત્રીય પદ્ધતિ કેટલી ઉપયોગી છે તેની ખબર પડે છે. આ પદ્ધતિ, આમ તો અરસિક અને શુષ્ક લાગે. કેટલીક જગાએ શ્લોકોના નંબર અને એના ઉપર ટૂંકું ટિપ્પણ જ દેખાય. પણ આવી શાસ્ત્રીય પદ્ધતિમાં અમૂલ તો કંઇ લખાય જ નહીં. અને જે કંઇ સ્થાપિત કર્યું હોય તેનું મૂળ પૂરેપૂરું જણાવવું જ જોઇએ એટલે આ શ્લોકોના નંબર વગેરે નીરસ બાબતો આમાં આવી છે.

એમ પણ ખરું કે ગૌણ રીતે મોદી સાહેબની નજરમાં વિશ્વવિદ્યાલયનો સ્નાતક કક્ષાનો વિદ્યાર્થી હશે એટલે એને ઉપયોગી નીવડે એવી રીત એમણે અપનાવી હશે. એ રીત સામાન્ય વાંચનારને પરિચિત ન હોય તેથી કદાચ જંગલ જેવી લાગે. પણ આધાર સહિત વીગતે વીગતનો અભ્યાસ કરનારને માટે તો આ ગ્રન્થ બહુ ઘણા મહત્ત્વનો છે.

મોદીસાહેબે આ ગ્રન્થમાં નાનામોટા અનેક મતો એવા સ્થાપ્યા છે, જે બીજા પ્રતિષ્ઠિત વિદ્વાનોના મતોથી વિરુદ્ધ હોય, છતાં એમણે એ બધા મતો સંગતિથી, સાધાર પદ્ધતિએ, નમ્રતાથી અને ઘણી હિમ્મતથી જણાવ્યા છે. ગીતાના દાર્શનિક વિચાર માટે એમણે જે લખ્યું છે તે આ વાતના ટેકામાં અહીં ટાંકું છું :

" શ્રીશંકરાચાર્ય અને બીજા આચાર્યોના ભાષ્યો અને શ્રીમધુસૂદન વગેરેની ટીકાઓ મુજબ ગીતામા વેદાન્તદર્શનનો અમુક સંપ્રદાય છે. ગીતાના આધુનિક વિદેશીય વ્યાખ્યાતાઓ માને છે કે ગીતાની બે અથવા ત્રણ આવૃત્તિઓ થઇ હતી અને મૂળ ગીતા જે કદાચ (પ્રાચીન) સાંખ્યદર્શનનું અથવા સાકાર શ્રીકૃષ્ણની ભક્તિનુ પુસ્તક હશે તેમાં પાછળથી- નિરાકાર બ્રહ્મના જ્ઞાનનો સિદ્ધાન્ત નવી આવૃત્તિ વખતે દાખલ કરવામાં આવ્યો, અથવા મૂળમાં વેદાન્તસિદ્ધાન્ત હતો તેમાં સાકાર ભક્તિવાદ અથવા ભાગવતસંપ્રદાય બીજી આવૃત્તિ વખતે ઉમેરી ગીતાનુ રૂપાન્તર કરવાનો યત્ન થયો અને એ યત્ન નિષ્ફળ ગયો કેમકે એમ કરવા જતાં ગીતામાં વિરોધી મતો—જે આપણે જોઇ શકીએ છીએ—તે દાખલ થયાં, ગીતામાં કાયમ માટે રહી ગયા. પણ ગીતાના આધુનિક ભારતીય વિદ્વાનોના મત મુજબ ગીતામા વિરોધી વિધાનો છે જ નહીં, કેમકે જે વિરોધી મતો દેખાય છે, તેનું સમાધાન શક્ય છે; ગીતામાં પરતત્ત્વનાં સાકાર અને નિરાકાર સ્વરૂપો—શાંકર મત મુજબ—સમજાવી શકાય છે અને વિરોધ ટાળી શકાય છે. આ મત ઘણા વિદ્વાનોનો છે. શ્રીરાધાકૃષ્ણન્ આ મત ધરાવે છે. સ્વ. તિલકને પણ ગીતામાં શાંકરવેદાન્ત જ દેખાય છે. ભારતીય વિદ્વાનોના અમુક વર્ગની માન્યતા છે કે "ગીતા એક દાર્શનિક કાવ્ય (*Philosophical Poem*) છે; તેથી ગીતામાં કોઇ વિરોધી વિધાનો હોય તો તે આ મહાન કાવ્યનું ભૂષણ છે, દૂષણ નથી." ડૉ. ભાંડારકરે કહ્યું

છે કે ગીતાનું વેદાન્ત વાંચતાં યાદ રાખવું જોઈએ કે ભારતીય તત્ત્વજ્ઞાન અને પ્રાચીન ગ્રીક તત્ત્વજ્ઞાનના વિચારો—વિશેષતઃ સર્વવ્યાપી નિરાકારસ્વરૂપવિષયક વિચાર ભિન્ન ભિન્ન છે. માટે ગીતાનું દર્શન પ્રાચીન ગ્રીસના દર્શનની તુલનાથી ન તપાસી શકાય. ડૉ. સુરેન્દ્રનાથ દાસ ગુપ્તાના મત પ્રમાણે ગીતા ઉપનિષદો ઉપર સાકાર–ઈશ્વરવાદીય ભાષ્ય રૂપે છે (The Gita is a theistic Commentary on the Upanisads), અને ગીતામાં કોઈ કોઈ શ્લોકમાં પુરુષ અથવા શ્રીકૃષ્ણને નિરાકાર બ્રહ્મનો આધાર કહેવામાં આવેલ છે, જેમકે ગીતા ૧૪.૨૭. મારા અભિપ્રાય મુજબ ગીતાના જુદા જુદા યોગના ટેકામાં ગીતામાં તત્ત્વજ્ઞાનની જુદી જુદી પ્રક્રિયાઓ આપવામાં આવી છે; અને ગીતામાં તત્ત્વજ્ઞાનનું સ્વતંત્ર પ્રતિપાદન છે જ નહીં. ગીતા નિષ્કામ કર્મના પ્રકારો (યોગો)નું શાસ્ત્ર છે; દર્શનશાસ્ત્ર નથી; ઉપરાંત, ગીતામાં સાકાર અને નિરાકાર સ્વરૂપોનો વિરોધ છે જ નહીં, કેમકે ઋગ્વેદ, ઉપનિષદો, બ્રહ્મસૂત્ર, મહાભારત, એ સર્વ ઉપરથી સિદ્ધ થાય છે કે ભારતીય તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં એક ઘણો લાંબો યુગ એવો હતો જ્યારે પર તત્ત્વને પુરુષવિધ અને તે સાથે જ અપુરુષવિધ, એમ યુગપદ્ ઉભયવિધ માનવામાં આવતું હતું. ગીતામાં આ વિધાન માટે પુષ્કળ પુરાવા છે” (પૃ. ૧૨૬–૧૨૭).

શંકરાચાર્ય, ટિળક અને રાધાકૃષ્ણન જેવાના મતોથી જુદા પડીને પોતાનો મત સ્પષ્ટ કહેવો તેમાં હિમ્મત અને આત્મવિશ્વાસ જોઈએ. તે મોદીસાહેબમાં છે.

આ બધા કારણોને લઈને આ ગ્રન્થનાં પ્રકાશનને હું આવકારું છું. આટલો અભ્યાસનિષ્ઠ આટલો શાસ્ત્રીય પદ્ધતિયુક્ત, આટલાં બધાં નવાં દૃષ્ટિબિન્દુઓ આપવાવાળો, અને અભ્યાસીઓને આટલો બધો ઉપયોગી ગીતા–ગ્રન્થ ગુજરાતી ભાષામાં તો બીજો નથી.

૧૮-૬-૫૯

ડોલરભાઈ માંકડ

# ગ્રન્થકારની પ્રસ્તાવના

શ્રીમદ્ભગવદ્ગીતાનાં અધ્યયન-અધ્યાપન દરમિયાન અનેક પ્રશ્નો મારા મનમાં ઉપસ્થિત થતા રહ્યા. ઉપનિષદો અને બ્રહ્મસૂત્રનાં પણ અધ્યયન-અધ્યાપન ગીતાની સાથે જ મારે ચાલુ રહ્યાં છે. જર્મનીમાં ડૉક્ટરની પદવી માટે મહાનિબંધ લખવામાં મહાભારત (શાન્તિપર્વ-મોક્ષ ધર્મ પર્વ)નો પણ અભ્યાસ કરવો પડયો હતો. બધા મુખ્ય ગ્રન્થોના લાંબા સમયના પરિશીલનમાં **અભ્યાસની પદ્ધતિનો જ પ્રશ્ન** મને અગત્યનો જણાયો. આ પદ્ધતિનો પ્રાસ્તાવિક પરિચય મને પૂજ્યપાદ આચાર્ય આનન્દશંકર ધ્રુવજીએ કરાવ્યો હતો અને એ પરિચયનો પરિપાક કરવાની તક મને જર્મનીમાં પૂજનીય પ્રોફેસર એફ. ઓટ્ટો શ્રાડરના સાન્નિધ્યમાં મળી. ડૉક્ટરની પદવીના અભ્યાસમાં જગતનો ધર્મોનો ઇતિહાસ મારો એક ગૌણ વિષય હતો. તે નિમિત્તે મારે બાઇબલનું કંઇક ઊંડું ઐતિહાસિક વિવેચનાત્મક અધ્યયન કરવું પડયું. બાઇબલના અભ્યાસથી મને પ્રતીતિ થઈ કે પશ્ચિમના વિદ્વાનોએ પ્રાચીન ગ્રન્થોના અર્થ કરવાની જે **નૂતન પદ્ધતિ શોધી છે, તે તેમણે સૌથી પ્રથમ બાઇબલને જ લાગુ પાડી છે.** મને ખાતરી થઈ છે કે આ નૂતન પદ્ધતિ (જેને શબ્દાર્થાનુસારી-તુલનાત્મક-ઐતિહાસિક-વિવેચનાત્મક પદ્ધતિ કહેવાય છે તે) શાસ્ત્રીય, વૈજ્ઞાનિક અને ઘણે અંશે અપનાવવા જેવી છે.

ઉપર કહ્યું તેમ સુભાગ્યે ગીતાના અધ્યયન સાથોસાથ જ મારે ઉપનિષદો, બ્રહ્મસૂત્ર, મોક્ષ-ધર્મ પર્વ, (અને તે તે ગ્રન્થો ઉપરનાં આચાર્યોનાં ભાષ્યો), એ સર્વનું પણ અધ્યયન-અધ્યાપન કરવાનું ચાલુ રહ્યું છે. આ ઘટના ગીતાના અર્થના શોધનમાં મને ઉપયોગી થઈ છે કેમ કે સંહિતા-ઉપનિષદોની વૈદિક-ઔપનિષદિક સંસ્કૃતિઓ ગીતાની પુરોગામી છે અને બ્રહ્મસૂત્ર-મહાભારતનાં "દર્શનો" ગીતાના અનુગામી છે; આ રીતનો આપણા ધર્મ-તત્ત્વજ્ઞાનના ઇતિહાસના યુગોનો સળંગ ક્રમ ગીતાના અભ્યાસસમયે હંમેશાં દષ્ટિસમક્ષ રહે તે ઇષ્ટાપત્તિ સંયોગવશાત્ મને સુલભ થઇ છે.

ભાષ્યોના અભ્યાસથી જે સામગ્રી પ્રાપ્ત થઈ તેનું ઉપર્યુક્ત પદ્ધતિએ નિરીક્ષણ અને અનેક વિદ્વાનોના ગ્રન્થો તેમજ વિદ્વાનો સાથેનો પત્રવ્યવહાર ગીતાના અધ્યયનમાં મને ઘણાં ઉપયોગી થયા છે. લાંબા સમયના અધ્યાપન દરમિયાન ભાષ્યો ઉપરાંત જુદા જુદા દેશોના ગીતાના અભ્યાસીઓના મતો એકઠા કરવાનું, તેના ઉપર યથાશક્તિ વિવેચન કરવાનું અને જરૂર હોય ત્યાં પોતાનો મત દર્શાવવાનું મારું કાર્ય ચાલુ રહ્યું છે. મેં આ બધું અંગ્રેજીભાષામાં કર્યું છે. આ પ્રયત્નને મહાવિદ્યાલયના અધ્યાપન કાર્યમાંથી મારી નિવૃત્તિ પછી વેગ મળ્યો અને મેં બે પુસ્તકો અને અમુક નિબંધો અંગ્રેજીમાં છેલ્લા પાંચ વર્ષોમાં પ્રકટ કર્યા. ગીતા ઉપરના મારા અંગ્રેજી પુસ્તક (Bhagavadgita : A Fresh Approach) માં મુખ્યત્વે શ્લોકશઃ વિવેચન છે. આ પુસ્તકના અનુસંધાનમાં ગીતા ઉપર વિષયવાર એક પુસ્તક લખવાની મારી તૈયારી હતી, અને તેની જરૂરિયાત મને જણાઈ હતી. ગીતા ઉપર અમુક નિબંધો અંગ્રેજીમાં લખ્યા પણ હતા. ત્યાં વડીલોએ અને મિત્રોએ ગુજરાતીમાં લખવાની ઘણી ઉપયોગી સલાહ મને આપી. આ વડીલોમાં મુરબ્બી નાનાભાઈ ભટ્ટ મુખ્ય હતા. ગીતા

ઉપર ગુજરાતીમાં લખેલી અમુક સામગ્રી મારી પાસે તૈયાર હતી. મેં તેને તપાસી જઈ બની શકી તેટલી પૂર્ણ અને શુદ્ધ કરી અને મારા નવા તાજા ગોઠવેલા-સાધેલા વિચારો અને નિર્ણયો સાથે એને સુસંગત કરી. એમ તૈયાર કરેલો ગ્રન્થ તે જ આ ગ્રન્થ છે. આમ, આ ગ્રન્થ જેમાં વિષયવાર નિબંધો છે તે શ્લોકવાર વિવેચનવાળા મારા ઉપર્યુક્ત અંગ્રેજી ગ્રન્થનું અનુસંધાન છે. (અભ્યાસીને એ અનુસંધાન ધ્યાનમાં લેવા મારી વિનંતિ છે.)

Bhagavadgita A Fresh Approach લખતાં લખતાં સમગ્ર ગીતાના તેમજ ગીતાના અધ્યાયોના ઉપદેશ વિશે અને એ ઉપદેશના સિદ્ધાન્તો વિશે જે વિચારો મેં તૂટક તૂટક બાંધ્યા હતા તે સર્વની યોગ્યતાના પુષ્કળ પુરાવા આ ગુજરાતી ગ્રન્થ તૈયાર કરતાં મને પ્રાપ્ત થયા છે, અને થોડાક-પણ ભારતીય તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં અત્યન્ત અગત્યના-નવા વિચારો પણ હાથ લાગ્યા છે. આમ પ્રાપ્ત થએલા મુખ્ય મુદ્દાઓ આ છે:—

(૧) ગીતાનો અર્થ કરવામાં **ગીતાની ઇતિશ્રી** સૌથી વિશેષ ઉપયોગી છે. આ ઇતિશ્રી મુજબ **ગીતા એટલે (ભગવાનથી) ગવાએલી (ઉપનિષદો)**; ગીતા એટલે યોગોનું શાસ્ત્ર (*યોગશાસ્ત્ર*); **યોગ** એટલે ઇષ્ટ-અનિષ્ટ ઉપપત્તિઓમાં મનનું **સમત્વ**; આ મનનું સ્થિરપણુ અથવા સ્થિતપ્રજ્ઞતા એ જ **બ્રહ્મવિદ્યા** અને **બ્રહ્મનિર્વાણ**. વૈદિક કામ્યકર્મોના મનની અસ્થિરતાનો ત્યાગ, એ સ્થિતપ્રજ્ઞતા. દરેક અધ્યાય એના નામ પ્રમાણે ભગવાનથી ગવાએલી એક એક ઉપનિષદ્, એક એક યોગ અથવા યોગનો પ્રકાર છે. **ગીતાની ઇતિશ્રી ભાષ્યકારોથી પ્રાચીન એવું ગીતાના ગ્રન્થકારે જ લખેલું ગીતાનું એક ભાષ્ય છે.** (ગીતા મુખ્ય અર્થમાં મોક્ષશાસ્ત્ર કે જ્ઞાનશાસ્ત્ર નથી.)

(૨) ગીતામાં યોગ શબ્દનો મુખ્ય અર્થ એક જ થાય છે; તે અર્થ રૂઢ છે; યોગ એટલે કાર્યની સિદ્ધિ-અસિદ્ધિમાં **સમત્વ.**

(૩) ગીતા મુજબ આ **સમત્વ અઢાર અધ્યાયોના નામો પ્રમાણે અઢાર** અથવા તેથી પણ વધારે પ્રકારે મનુષ્ય પ્રાપ્ત કરી શકે છે. આ દરેક એકેક યોગ છે.

(૪) **ગીતામાં એક પણ "દર્શન" નથી;** પણ એક અદ્વિતીય પર તત્ત્વ-જે નિરાકાર તથા પુરુષાકાર, ઉભયવિધ છે તે-ના તથા તત્ત્વજ્ઞાનના ઇતર સિદ્ધાન્તોના અનેક પ્રકારો ગીતામાં છે. આમ **ગીતામાં અનેક જ્ઞાનો છે.** ગીતાનો જ્ઞાની બ્રહ્મજ્ઞાની જ નથી, પણ વિદ્વાન, સ્થિતપ્રજ્ઞ મુનિ, ઇત્યાદિ એનાં ભિન્નભિન્ન સ્વરૂપો છે.

(૫) કોઈપણ **જ્ઞાન** ગીતાના યોગમાં **આવશ્યક અંગ નથી.** જ્ઞાન વગરના, ભક્તિ, કર્મ, ધ્યાન કે કોઈપણ બીજા વ્યાવહારિક સાધન ઉપર અવલંબન રાખતા યોગો ગીતામાં છે. ગીતામાં આ અનેક સાધનોમાંથી એક અથવા વધારે સાધનો **યોગના જ સાધનો** (યોગનાં અંગો) અથવા (જે અધ્યાયમાં જે યોગ કહ્યો હોય તે) **યોગના સાધનના સાધનો** (યોગનાં ઉપાડ્ગો) તરીકે વિવક્ષિત છે. દરેક અધ્યાયના નામ ઉપરથી આ વાત સ્પષ્ટ થાય છે. ગીતા પ્રમાણે જ્ઞાન સિવાય પણ મોક્ષ મળે છે, અને મોક્ષના જુદા જુદા અનેક પ્રકારો છે.

(૬) **દરેક અધ્યાય એક સ્વતંત્ર એકમ છે.** દરેક અધ્યાયમાં કર્મ, ક્રિયા, "પ્રવૃત્તિ"નું મૂળ જુદું જુદું બનાવ્યું છે. આ જ મુખ્ય વિષય છે.

(૭) ગીતા બધાં દર્શનશાસ્ત્રોથી પ્રાચીન છે.

(૮) દરેક અધ્યાય જુદા જુદા સ્વભાવના અને યોગ્યતાના અનેકવિધ અધિકારીઓને માટે મમનું સમત્વ શીખવા માટે યોજાએલ છે. તેથી, ગીતામાં દાર્શનિક અથવા ઇતર વિરોધી વિધાનો જોવા મળે છે, તે ખરેખર પરસ્પર વિરોધ કરતાં નથી

(૯) ગીતાના વિચારોનું પૂર્વ અને ઉત્તર અનુસંધાન સંહિતા–ઉપનિષદો અને મહાભારત–બ્રહ્મસૂત્રમાં અનુક્રમે મળે છે. ગીતાએ પુરોગામી વિવિધ વિચાર ધરાવનાર સમાજો સાથે સહકાર અને સહઅસ્તિત્વથી વ્યવહાર કર્યો હતો

(૧૦) ગીતા સંન્યાસનો નિષેધ નથી કરતી, પણ योगने વધારે સારો કહે છે.

(૧૧) ગીતામાં साधनयोग અને फलयोग છે. फलयोगने સંન્યાસ કરતા સારો કહ્યો છે.

(૧૨) ગીતાએ योग અને भक्तिના બે નવા સિદ્ધાંતો આપ્યા છે પણ ગીતામાં भक्ति મુખ્યત્વે योगનું સાધન છે; भक्तियोग સર્વ યોગોમાં ઉત્તમ છે. कर्मयोग સર્વ યોગોમાં સહેલો છે

(૧૩) ગીતા "વર્ણધર્મ"માં માનવાનો વિરોધ નથી કરતી. પણ મનુસ્મૃતિથી ગીતાનો વર્ણધર્મ જુદો જ છે ગીતા મુજબ વર્ણ કર્મો અથવા બધા કર્મો જીવાત્માના નથી, પણ સ્વભાવ તત્ત્વમાંથી ઉત્પન્ન થએલા અને **સ્વભાવર્થીજ કરાએલાં** છે (स्वभावस्तु प्रवर्तते), જીવાત્મા પોતે અકર્તૃ છે. કર્મોમાં અહંકાર છૂટી જવાથી કર્મોનું પાપપુણ્યપણું રહેતુ જ નથી મનુ૦ પ્રમાણે કર્મો અનાદિકાળથી જીવાત્માએ કરેલા છે; જીવાત્મા કર્તૃ છે મનુસ્મૃતિ જ્યાં અટકે છે, ત્યાંથી ગીતાનો પ્રારંભ થાય છે.

(૧૪) ગીતામાં "પ્રકૃતિ"નો સિદ્ધાન્ત લગભગ નવો છે છાન્દોગ્ય વગેરે અમુક ઉપનિષદો અને બ્રહ્મસૂત્ર "પ્રકૃતિ" તત્ત્વમાં માનતા નથી **બ્રહ્મસૂત્રમાં આ કારણથી ગીતાસ્મૃતિ માટે અનવકાશ** થાય છે; અને બ્રહ્મસૂત્ર (ગીતાની) પ્રકૃતિને ત્યજે છે; **માટે ગીતાના યોગનો પણ ત્યાગ કરે છે** (**एतेन योगः प्रत्युक्तः**).

(૧૫) ગીતાનો અર્થ કરવામાં **અધ્યાયસંગતિ** અને **શ્લોકોની અવસરસંગતિ** લક્ષમાં લેવી જરૂરી છે.

(૧૬) વેદની સંહિતાઓમાં દેવતાઓ પુરુષવિધ તેમ જ અપુરુષવિધ, **ઉભયવિધ**, છે. અતિપ્રાચીન ગદ્ય ઉપનિષદોમાં પરતત્ત્વ પણ આવું જ **ઉભયવિધ** છે (સગુણ–નિર્ગુણના અર્થમાં **ઉભયવિધ** નથી). વેદના દેવતાઓના વિષયનો નિરુક્તકાર **યાસ્કનો મત** બ્રહ્મસૂત્રકાર ઉપનિષદોના પરતત્ત્વ માટે સ્વીકારે છે. ગીતાના અમુક અધ્યાયોમાં પરતત્ત્વ આ રીતે જ ઉભયવિધ છે; પણ બીજા અમુક અધ્યાયોમાં પરતત્ત્વના આ બે સ્વરૂપો સમકક્ષાના નથી, પણ વિષમ કક્ષાના છે.

(૧૭) ગીતા આચારનો ગ્રન્થ છે, બિન–દાર્શનિક અને બિન–સાંપ્રદાયિક ગ્રન્થ છે. ગીતામાં પરસ્પર વિરોધી વિધાનો, યોગ વગેરે શબ્દોની અસ્પષ્ટતા, પુનરુક્તિયો, એવા કોઇ બીજા દોષો પણ નથી.

આ પુસ્તકમાં ઉપરના સિવાય બીજા ઘણા નાનામોટા નવા વિચારો મે રજૂ કર્યા છે. આ બધામાં બધું સાચુ અને છેવટના નિર્ણય રૂપે છે, એમ કહેવાનો મારો આશય હોય જ નહીં, કેમકે; આ ગ્રન્થ છાપખાના માટે છેવટે લખતી અને સુધારતી વેળા પણ અમુક નવા વિચારો

જડી આવવાથી મૂળ લેખમાં અમુક સુધારા કરવાની સ્થિતિ ઊભી થઈ હતી. છતાં અમુક વિશાળ સિદ્ધાન્તો અને વિચારો જેમકે **ગીતામાં દરેક અધ્યાયની અગત્ય; ગીતામાં વિવિધ સૃષ્ટિપ્રક્રિયાઓ,** લગભગ **બધાં જ્ઞાનો યોગની સમજણમાં ઉપયોગી તરીકે સમજવાનાં છે તે હકીકત** :—આ નિર્ણયો મને છેવટના જેવા જણાય છે. છતાં એ સર્વનો મારો વિશેષ અભ્યાસ હજુ ચાલુ જ છે. હું વધારે જાણવા આતુર છું જ, વિદ્વાનોને મારી વિનંતિ છે, કે તેઓ પોતાના સૂચનો મને જરૂર મોકલે.

મારા પરમસ્નેહી ભાઇશ્રી બળવંતભાઇ મહેતા જોડે મારો સંબંધ અંગ્રેજી સ્કુલમાં સહ-અધ્યયનથી શરૂ થયો છે. અમારો સંબંધ વર્ગનો જ નહીં પણ ઘરનો અને કૌટુમ્બિક પણ છે. આ સંબંધને હવે લગભગ પચાસ વર્ષ થયાં છે. મારા સંશોધન કાર્યના સૌથી પ્રથમ સહૃદયી સંબોદ્ધા શ્રી બળવંતભાઈ હતા. મારા અધ્યયન સંબંધી અનેક વર્ષો પર્યન્તના અમારા બન્નેના નૈસર્ગિક અને પ્રસંગોપાત વાર્તાલાપોમાં મારે માટે પ્રેરણાનો સૌથી પ્રથમ અને પ્રાચીન ગુપ્ત પ્રવાહ વહ્યા કર્યો છે, એનું સુખદ સ્મરણ મને થાય છે. આ પ્રવાહ હજુ પણ અવિરત છે. શ્રી બળવંતભાઈ સાથેના આ ચિરકાલીન અને ચિરસ્મરણીય સંબંધને લીધે મારા એક પુસ્તક જોડે એમનું શુભ નામ જોડવાની ઇચ્છા અમો મોદી દંપતીને થઈ. શ્રી બળવંતભાઈએ અમારી ઇચ્છા સ્વીકારી અને ગીતા ઉપરના આ પુસ્તકની અર્પણ પત્રિકામાં અમે એમનું નામ મૂકી શક્યા તેથી આજે કૃાઉ મોદીને, મને અને મારા પુત્રોને, અવર્ણનીય ગૌરવ, સંતોષ અને આનંદ થાય છે. આ આનંદમાં શ્રી બળવંતભાઈ અને સૌ. સરોજબેન પણ અમારા સમભાગી છે, એમાં અમને જરાય શંકા નથી.

મારા સંસ્કૃતના અને શાસ્ત્રોના અભ્યાસમાં મારા જીવનમાં મને સદ્‌ભાગ્યવશાત્ અમુક " નિસર્ગ સુહૃદો " મળ્યા છે, જેથી મેં મારા અભ્યાસી જીવનનો આનન્દ અનુભવ્યો છે. આચાર્ય શ્રી ડોલરભાઈ માંકડ સાહેબ મારા નિસર્ગ સુહૃદોમાં અગ્રસ્થાને છે. જે વખતે શ્રી માંકડ સાહેબથી હું પૂરો પરિચિત ન હતો, તે વખતે એક દિવસ એક મિત્રે એમનું ભાષણ સાંભળી આવીને મને કહેલું–મને બરોબર યાદ છે–" આજે શ્રી માંકડ સાહેબના ભાષણમાં તમારા ગ્રન્થોનો પ્રશંસાપૂર્વક નિર્દેશ આવ્યો હતો." મારા આ ગ્રંથની પ્રસ્તાવના લખવાની મારી વિનંતિ શ્રી માંકડસાહેબે માન્ય રાખી. આ ખરેખર નિસર્ગસુહૃદનું મારાપ્રતિ "વત્સલત્વ"જ છે.

આ પુસ્તક છપાવવાના ખર્ચમાં ભૂતપૂર્વ સૌરાષ્ટ્ર સરકારના ગ્રંથોત્તેજક ફંડમાંથી મદદ મંજૂર થઈ છે, તે માટે હું એ ફંડની સમિતિ અને એના અધિકારીઓનો આભાર માનું છું. આ રકમ પૂરતી ન હતી, અને બીજી મદદ વગર હું આ ગ્રન્થમુદ્રણનું કામ શરૂ કરાવી શકું નહીં, એવી સ્થિતિ થઇ, ત્યારે એલેમ્બિક કેમીકલ વર્કસ લી. વડોદરાના માનનીય અધ્યક્ષ શ્રી રમણભાઇ ભાઈલાલભાઈ અમીન સાહેબને મેં મદદ માટે વિનંતિ કરી અને તુરત એઓ સાહેબે ઉપલા સંયોગોની મારી મુંઝવણમાંથી મુક્ત થવા જેટલી રકમ માગવાનું મને જ કહ્યું અને જે રકમ મેં માગી તે શ્રી અમીન સાહેબે શ્રી ભાઇલાલભાઇ અમીન ચેરીટીટ્રસ્ટ તરફથી તુરત આપી. આમ, પોતાની નૈસર્ગિક ઉદારવૃત્તિથી મારી નિરાશા દૂર કરી મારામાં આશા અને ઉત્સાહ પ્રેરવા માટે હું શ્રી રમણભાઈ અમીન સાહેબનો ઋણી છું.

આ પુસ્તક મૂળ સ્વરૂપમાં વાંચીને અમુક સિદ્ધાન્તવિષયક અને બીજાં સૂચનો કરવા માટે

હું મારા મિત્ર પ્રો. ડૉ. રમેશ બેટાઇનો આભારી છું. આ ગ્રન્થની ભાષા જોઈ સુધારી આપવા, માટે મારે મારા બીજા મિત્ર શ્રી કાન્તિલાલ ધ્રુવનો ઉપકાર માનવો જોઇએ. આ વિષયમાં જે ભૂલો આ ગ્રન્થમાં રહી છે તેનું કારણ શ્રી કાન્તિલાલ ધ્રુવે ગ્રન્થ જોયા પછી મેં ફેરફાર કર્યા છે તે છે. છાપાની અશુદ્ધિ અથવા સ્પષ્ટતાના અભાવ માટે હું વિદ્વાન વાચકોની ક્ષમા માગું છું.

આ ગ્રન્થનું મુદ્રણ ચાલુ ભાવમાં લાભ કરી આપવાનું વચન આપી શરૂ કરવા માટે અને ઉત્સાહથી પૂરું કરવામાટે અજય પ્રીન્ટરીના માલિક શ્રી હિંમતભાઈ ડી. પટેલનો હું ઋણી છું.

અન્તમાં મારા આરાધ્ય ઇષ્ટદેવનું સ્મરણ કરવાનું રહે છે. ગીતા પરબ્રહ્મપરમાત્માના જ્ઞાન–ભક્તિ–કર્મ–ધ્યાન–અપર્ણનું પુસ્તક છે. ભક્ત અને ભગવાનનો સંબંધ, નિગૂઢ (mystic) છતાં 'અપરોક્ષ' સંબંધ બન્ધાવનારું પુસ્તક ગીતા છે, એ વાત સર્વમાન્ય છે. ગીતાની જ **રીતિએ આ દિવ્યસંબંધનું સ્વરૂપ શીરડીના પરમારાધ્ય શ્રી** સાઇબાબાના **સ્વરૂપમા મૂર્તિમન્ત હતું અને આજે વર્તમાનમાં પણ છે, એવી મારા અન્તઃકરણમાં બાબાની કૃપાથી દૃઢ પ્રતીતિ છે.** ગીતાનો બોધ અને બાબાનું જીવન અને ઉપદેશ, એ બે એક જ છે, એ સત્ય **બાબાનું** ચરિત વાંચનાર સર્વ કોઈ સ્વીકારશે. ગીતાના બોધના સ્વાનુભવનો દાવો કરવાનો આ મારો પ્રયત્ન નથી, પણ ગીતાના અભ્યાસમાં અને એ અભ્યાસ દરમિયાન છેલ્લા દશ વર્ષમાં મારા જીવનમાં **બાબાએ** જે **"આશ્રિત વત્સલત્વ"*** મારા પ્રતિ અને મારા કુટુમ્બ પ્રતિ દર્શાવ્યું છે તે **સમગ્ર જગતના નિસર્ગ સુહૃદ શ્રી બાબા** હમેશાં ચાલુ રાખો, એ નમ્ર વિનંતિ શ્રી બાબાના ચરણારવિન્દમાં કરી વિરમુ છું—

भवे भवे यथा भक्तिः पादयोस्तव जायते ।
तथा कुरुष्व देवेश नाथस्त्वं नो यतः प्रभो ॥

ગુરુપૂર્ણિમા, સંવત ૨૦૧૫.
તા. ૨૦–૭–૧૯૫૯.

**પ્રતાપરાય મો. મોદી.**

---

* સરખાવો "If you look to me, I look to you."

# ભગવદ્‌ગીતા

## એક અભિનવ દૃષ્ટિબિન્દુ

गीता सुगीता कर्तव्या किमन्यैः शास्त्रविस्तरैः ।

( श्रीमद्भगवद्गीताः उपनिषद् )

ગીતા એટલે ભગવાનથી ગવાએલી ઉપનિષદો

# અનુક્રમણિકા

## પ્રકરણ ૧.

## ગીતામાં મોક્ષવિચારની ગૌણતા

ગીતાના અભ્યાસી સમક્ષ અનેક પ્રશ્નો ઉપસ્થિત થાય છે. આ પ્રશ્નોમાં "ગીતાનો ઉદ્દેશ શો છે?," એ મુખ્ય હોય છે. આ વિષયમાં જુદા જુદા આચાર્યોએ અને ટીકાકારોએ ગીતાનું પ્રયોજન જુદી જુદી રીતે સમજાવેલું છે. ગીતાનો ઉદ્દેશ શ્રીશંકરાચાર્યના મત પ્રમાણે "સર્વકર્મ-સંન્યાસપૂર્વક આત્મજ્ઞાન દ્વારા મોક્ષપ્રાપ્તિ" છે; શ્રીરામાનુજાચાર્ય પ્રમાણે "સર્વકર્મસંન્યાસ-પૂર્વક ભક્તિ દ્વારા મોક્ષપ્રાપ્તિ" છે; શ્રીમધુસૂદન સરસ્વતીના કથન પ્રમાણે "જ્ઞાન તથા કર્મની સહાયતાથી ઉત્પન્ન થએલી ભક્તિ વડે આત્મજ્ઞાન અને એ આત્મજ્ઞાનથી મોક્ષ," એ ગીતાનો પ્રતિપાદ્ય વિષય છે. ગીતાના પાશ્ચાત્ય અભ્યાસકો પ્રાયઃ એવો નિર્ણય આપે છે કે "સાંખ્ય અથવા વેદાન્ત દર્શનના જ્ઞાનને મુખ્ય વિષય ગણી, એ દ્વારા મોક્ષપ્રાપ્તિનો ઉપદેશ ગીતામાં છે." આ પ્રમાણે અમુક અંશે મતભેદ હોવા છતાં બધા વ્યાખ્યાતાઓ એક વિષયમાં સંમત થાય છે કે "ગીતાનો પ્રતિપાદ્ય વિષય **મોક્ષ** છે," એટલે કે ગીતા "**મોક્ષશાસ્ત્ર**" છે.

પરંતુ, "ગીતા મુખ્ય અર્થમાં મોક્ષશાસ્ત્ર નથી," એવો મારો નમ્ર અભિપ્રાય છે. હિન્દુઓએ મનુષ્ય જીવનના ચાર પુરુષાર્થો માન્યા છે; ધર્મ, અર્થ, કામ અને મોક્ષ. મોક્ષ પરમ અને ચરમ પુરુષાર્થ છે. એથી હિન્દુઓની દરેક ક્રિયા, દરેક પ્રવૃત્તિ, દરેક ગ્રન્થ અને દરેક શાસ્ત્રનું 'ધ્યેય' મોક્ષ સિવાય બીજું હોઈ શકે નહીં, એ હકીકત ધ્યાનમાં રાખવી જોઇએ. આ રીતે મન્વાદિ સ્મૃતિશાસ્ત્રોનો મુખ્ય ઉદ્દેશ વર્ણાશ્રમધર્મનું યથાર્થ જ્ઞાન આપવાનો છે, છતાં એ સ્મૃતિઓમાં કહ્યું છે કે આ વર્ણાશ્રમધર્મના યથાર્થ પાલનથી "મોક્ષ" મળે છે. પરંતુ, એટલા માટે એ સ્મૃતિઓને મોક્ષશાસ્ત્ર કહી શકાય નહીં.

ઉપનિષદોમાં મોક્ષનાં સાધનો બતાવી મુક્તાવસ્થાનું વર્ણન કરવામાં આવ્યું છે. બ્રહ્મસૂત્રમાં બ્રહ્મજિજ્ઞાસા અને બ્રહ્મજ્ઞાનનાં સાધનોનુ વિવેચન કરીને મોક્ષને તેનું ફલ કહ્યું છે, અને મોક્ષદશામાં જીવ ચેતનરૂપ કે બ્રહ્મરૂપ છે? જીવને શરીર હોય છે કે તે અશરીરી છે?, વગેરે મોક્ષાવસ્થાના પ્રશ્નોની ચર્ચા તેમાં કરી છે. તેવી જ રીતે સાખ્ય, યોગ વગેરે દર્શનોના દરેક ગ્રન્થમાં જ્ઞાન અને મોક્ષના આ પ્રકારના પ્રશ્નોનું તે તે દર્શનના સિદ્ધાન્તને અનુસરી વિવેચન કરેલું હોય છે. 'ગીતામા મોક્ષનો જે ઉલ્લેખ આવે છે તે આ દાર્શનિક ગ્રન્થોમાં છે તેવો મુખ્ય નથી, પરંતુ ગૌણ છે.' હિન્દુઓના મોક્ષશાસ્ત્રોનો ઉદ્દેશ તો મોક્ષ હોય જ છે, પરતુ ધર્મશાસ્ત્ર, કામશાસ્ત્ર અને અર્થ-શાસ્ત્રનો પણ ઉદ્દેશ મોક્ષ જ હોય છે. એ પ્રમાણે ગૌણ અર્થમાંજ ગીતાનો ઉદ્દેશ પણ મોક્ષ છે.

આ મંતવ્યની પુષ્ટિ માટે ગીતામાંથી નીચેના શ્લોકો રજુ કરી શકાય :—

(૧) ૨. ૫૦–૫૧. (હું કર્મો કરું છું, છતાં હું પોતે અકર્તા છું, પ્રકૃતિ જ બધું કરે છે, અથવા પરમાત્મા જ બધું કરી રહ્યા છે એવી) બુદ્ધિવાળો સુકૃત તેમજ દુષ્કૃત બન્નેનો (કરતી વખતે જ) ત્યાગ કરે છે (હું પોતે કંઈ કરતો જ નથી, એવો અનુભવ કરે છે). માટે, તું યોગ માટે યુક્ત થા; યોગ એટલે પોતે જે કર્મો કરે તે (કરતી વેળા હું કંઈ કરતો જ નથી તેવા પ્રકારનું) કર્મો (ના

અનુષ્ઠાન ) માં કૌશલ (ઊંડી સમજણ, રહસ્યનું જ્ઞાન). કેમકે બુદ્ધિયુક્ત ડાહ્યા માણસો કર્મજન્ય ફલનો ત્યાગ કરીને, જન્મબંધથી છૂટીને, અનામય પદ (સર્વદુઃખરહિત સ્થાન) ને પ્રાપ્ત કરે છે" અહીં અનામય પદ દ્વારા મોક્ષનો નિર્દેશ થયો હોવા છતાં, "કર્મજન્ય ફલનો ત્યાગ થઈ શકે છે, માટે કર્મ કરતી વખતે જ હું કંઈ કરતો નથી, એમ અનુભવ કરીને કર્મોનોજ માનસિક (સીધો) ત્યાગ પણ શક્ય છે," એમ કહેવાનું શ્લોકનું તાત્પર્ય છે.

(૨) ૩. ૧૯ માટે અસક્ત રહીને હમેશાં કરવાલાયક, જે કરવાનાં આવે તે, કર્મો તું કર. કેમકે, મનુષ્ય અસક્ત રહી કર્મો કરતો કરતો " परम् " ઉત્કૃષ્ટ, સર્વોત્તમ (પદ) ને પ્રાપ્ત કરે છે.

અહીં ' परम् ' ની પ્રાપ્તિનો નિર્દેશ છે, છતાં તાત્પર્ય 'અસક્ત કર્માચરણનું' છે.

(૩) ૪. ૩૯,૪૧ શ્રદ્ધાવાળો, બ્રહ્મપર, સંયત-ઇન્દ્રિયોવાળો મનુષ્ય જ્ઞાન મેળવે છે. જ્ઞાન મેળવીને परा शान्ति (સર્વોત્તમ શાન્તિ) ને વિના વિલમ્બે મેળવે છે. નિષ્કામકર્માચરણ (યોગ) દ્વારા જેણે કર્મોનો સંન્યાસ (મારો આત્મા કર્મો કરતો નથી, એવી બુદ્ધિ) મેળવેલ છે તે અને જ્ઞાનદ્વારા જેની શંકાઓ નષ્ટ થઈ છે તે આત્મવાન મનુષ્યને 'કર્મો બંધન કરતા નથી.'

આ શ્લોકમાં परा शान्ति દ્વારા મોક્ષનો નિર્દેશ હોવા છતાં જ્ઞાન દ્વારા (પોતાનાં કર્મોથી થતી હિંસા, પાપ, વગેરેની) શંકાઓ દૂર કરીને સ્વકર્માચરણ કરવાનો બોધ અહીં વક્તવ્ય છે, એ વાત શ્લોકમાં સ્પષ્ટ છે.

(૪) ૫. ૬ મનુષ્ય ગૃહસ્થ તરીકે નિષ્કામ કર્માચરણ કરીને અથવા-બ્રહ્મચર્યમાંથી જ સંન્યાસ ધારણ કરી શકે છે. બન્ને રીતે બ્રહ્મપ્રાપ્તિ કરી શકે છે. તેમજ નિષ્કામ કર્માચરણ કરવાનું ચાલુ રાખીને પણ બ્રહ્મપ્રાપ્તિ કરી શકે છે. આ ત્રણ શક્યતાઓ પૈકી નિષ્કામ કર્માચરણ કર્યા વગર બ્રહ્મચર્યમાંથી જ સંન્યાસગ્રહણ કરવાનો વિકલ્પ દુઃખમય છે. યાવજ્જીવમ્ યોગયુક્ત ( નિષ્કામ કર્માચરણયુક્ત) રહેનાર યોગી વિલમ્બ વગર (સંન્યાસીને થાય છે તેથી. વધારે ઢીલ વગર) " બ્રહ્મપ્રાપ્તિ " કરી શકે છે.

અહીં બ્રહ્મપ્રાપ્તિ દ્વારા મોક્ષનો નિર્દેશ હોવા છતાં, " નિષ્કામ કર્માચરણ (યોગ) કરનાર મુનિ બ્રહ્મપ્રાપ્તિ સરળતાથી અને નિર્વિલમ્બ કરે છે, " એમ કહી યોગ દ્વારા બ્રહ્મની સુલભતા કહેવાનું તાત્પર્ય છે.

(૫) ૫. ૧૨. યોગયુક્ત મનુષ્ય કર્મફલનો ત્યાગ કરીને "नैष्ठिकी शान्ति" સનાતન શાન્તિ મેળવે છે. યોગથી અયુક્ત કર્મફલમાં આસક્ત હોવાથી ફલની કામનાથી કર્મો કરવાને લીધે (कामकारेण ) બંધનમાં પડે છે.

અહીં नैष्ठिकी शान्ति નો વિષય મુખ્ય નથી. 'યોગયુક્ત અને યોગથી અયુક્ત વચ્ચેનો ભેદ' સમજાવવા માટે આ શ્લોક છે.

(૬) ૫. ૨૪ જે પોતાની અંદર સુખનો અનુભવ કરે છે, પોતાની અંદર શાન્તિ મેળવે છે અને પોતાની અંદર પ્રકાશ પામે છે તે 'યોગી' બ્રહ્મ થઈને "બ્રહ્મ નિર્વાણ" મેળવે છે.

અહીં પોતાનામાંથી સુખ, શાન્તિ અને પ્રકાશ મેળવનાર 'યોગી' મુખ્ય વક્તવ્ય છે. 'ब्रह्मनिर्वाण' નો વિષય મુખ્યત્વે પ્રસ્તુત નથી.

(૭) ૬. ૨૮. [(છઠ્ઠા અધ્યાયના ૧૦માથી ૨૭મા સુધીના શ્લોકોમાં જે કહી છે) તે રીતે હમેશાં આત્માનો યોગ કરતો યોગી, નિષ્કામ કર્મોનું આચરણ કરતો કરતો, તે કર્મોનાં પાપોથી મુક્ત રહી, બ્રહ્મસંસ્પર્શવાળું અત્યંત સુખ સહેલાઈથી પ્રાપ્ત કરે છે.

અહીં 'ब्रह्मसंस्पर्शं सुख' શબ્દો દ્વારા મોક્ષનો નિર્દેશ છે, એમ કહી શકાય, પણ ખરું જોતાં જે વડે મોક્ષ સુખ સહેલાઈથી પ્રાપ્ત થાય તેવો યોગ એટલે નિષ્કામકર્માચરણ સદા સાધવાનો ઉપદેશ જ અહીં પ્રસ્તુત છે............આવો યોગી ગમે તે કર્મો દ્વારા પોતાનો જીવનનિર્વાહ કરતો હોય તો પણ, તે ભગવાનમાં જ રહે છે (मयि वर्तते; ૬·૩૧ सर्वथावर्तमानोऽपि स योगी मयि वर्तते) તેમ કહી, યુદ્ધ વગેરે કર્મો કર્તવ્ય બુદ્ધિથી કરનાર યોગી તે કર્મોથી લિપ્ત થતો નથી, એવો ઉપદેશ અહીં દીધો છે..

(૮) ૮. ૫, ૭, ૮. [અને મરણ સમયે માત્ર મને યાદ કરતો, પોતાનો દેહ ત્યજીને જે (યોગી) પ્રયાણ કરે છે તે मद्भाव (મારાપણાને) પામે છે, એમાં શંકા નથી. + + + + + માટે બધા સમયે 'મારું સ્મરણ કર અને યુદ્ધ કર.' મન અને બુદ્ધિ મારામાં અર્પણ કરીને ચોક્કસ તું મને જ પામીશ. 'અભ્યાસયોગથી યુક્ત' અને અનન્યગામી મન વડે परम दिव्य पुरुष નું અનુચિન્તન કરનારો એ (યોગી) પરમ દિવ્યપુરુષને પામે છે.

અહીં मद्भाव અને परम दिव्य पुरुष ની પ્રાપ્તિનો ઉલ્લેખ છે. પણ આ શ્લોકોનું તાત્પર્ય નિષ્કામ, નિર્વૈર યુદ્ધ કરવાનું અર્જુનને કહેવામાં અને મનના નિરોધનો નિષ્કામકર્માચરણનો માર્ગ (એક પ્રકારનો યોગ) શીખવવામાં છે.

(૯) ૮. ૧૦, ૧૨, ૧૬, ૨૩, ૨૮. [પ્રયાણસમયે અચલ મન, ભક્તિ તથા નિષ્કામ કર્માચરણ (યોગ) ના બલ વડે યુક્ત એવો યોગી બે ભવાંઓ વચ્ચે (ના સ્થાનમાં) પ્રાણને બરાબર સ્થિર કરીને પર પુરુષને પ્રાપ્ત કરે છે.. ..........બ્રહ્મના ભુવન પર્યન્તના લોકો (દુનિયાઓ) માં જઈને મનુષ્ય આ લોકમાં પાછો આવે છે, પણ હે કૌન્તેય, મને મેળવ્યા પછી ફરીથી જન્મ થતો નથી (મોક્ષ થાય છે). જે સમયમાં અહીંથી પ્રયાણ કરેલા (योगिनः) નિષ્કામકર્માચરણ કરનારાઓ आवृत्ति (પુનરાગમન) અથવા अनावृत्ति (મોક્ષ) મેળવે છે, તે સમય હું તને કહું છું..... .........વેદોમાં, યજ્ઞોમાં, તપશ્ચરણોમાં, દાનોમાં જે બતાવેલું છે તે પુણ્ય ફલને, નિષ્કામકર્મ કરનાર (યોગી) આ સર્વજ્ઞાન પ્રાપ્ત કરીને, ઓળંગી જાય છે, અને દિવ્ય, ઉતમ સ્થાનને પ્રાપ્ત કરે છે.

અહીં ૮.૧૦નો અર્થ ૮.૭ ( तस्मात् सर्वेषु कालेषु मामनुस्मर युध्य च )ના સંદર્ભને આધારે કરવો ઘટે. ગીતા ૮. ૧૦નો ઉદ્દેશ નિષ્કામકર્માચરણરૂપ યોગનું બળ કહેવાનો છે. ૮.૧૨માં પણ યોગધારણાનો નિર્દેશ છે. ૮.૧૬ વગેરેમાં " आवृत्ति " (પુર્નજન્મ) અને " अनावृत्ति " (અપુનર્જન્મ અર્થાત્ મોક્ષ)નો નિર્દેશ છે; છતાં એ સર્વ શ્લોકોનું તાત્પર્ય " योगिन. " "અમુક પ્રકારના યોગના અનુસરનારાઓ" વિશે કંઈક ખાસ કહેવામાં છે. ૮.૨૮માં " परं स्थानं दिव्य "નો નિર્દેશ હોવા છતાં બધો ભાર " योगी " શબ્દ ઉપર છે.

(૧૦) ૧૩.૧૮. [આગલા શ્લોકો (૧૩. ૬–૧૭) પ્રમાણે ક્ષેત્ર, જ્ઞાન અને જ્ઞેય ટૂંકમાં કહ્યાં એ જાણીને મારો ભકત મારા ભાવને મેળવવા યોગ્ય થાય છે.

અહીં " मद्भावाय उपपद्यते " એટલે મારાપણા રૂપી મોક્ષ મેળવવા અધિકારી થાય છે, એવો અર્થ છે. પણ આખા અધ્યાયને "ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ (અથવા પ્રકૃતિ અને પુરુષ)ના વિભાગ દ્વારા

નિ:કામ કર્માચરણ ( યોગ )," એ નામ આપેલુ છે તેથી ક્ષેત્રક્ષેત્રજ્ઞ, જ્ઞાનજ્ઞેય કે પ્રકૃતિપુરુષ, એ ત્રણે યુગલ તત્ત્વોની સમજણ યોગની પ્રાપ્તિ માટે છે એમ કહ્યુ છે; તો, યોગ જ વિવક્ષિત છે, જે જ્ઞાનથી મદ્ભાવ, મતદ્ભાવની યોગ્યતા સંપાદન થાય છે તે જ્ઞાન જ યોગ માટે ઉપયોગી છે, એમ ગીતા કહે છે.

(૧૧) ૧૪.૧–૨. હવે, આગળ, અનેક જ્ઞાનોમાં ઉત્તમ જ્ઞાન, જે જાણીને સર્વ મુનિઓ પરા સિદ્ધિ (મોક્ષ)ને પામ્યા છે, તે હુ તને કહીશ આ જ્ઞાનનો આશ્રય લઈ ને જેઓ મારા સાધર્મ્ય (મારા સમાન ધર્મરૂપ મોક્ષ )ને પામ્યા છે, તે મુક્તો સૃષ્ટિ શરૂ થતાં જન્મતા નથી અને પ્રલયસમયે તેઓ પીડા પામતા નથી

અહીં પરા સિદ્ધિ અને મમ સાધર્મ્યની પ્રાપ્તિ તથા ૧૪ ૧૯મા મદ્ભાવના અધિગમનનો નિર્દેશ છે પરંતુ સમગ્ર અધ્યાયમા અનેક ઠેકાણે કર્મ, કર્મના ફલથી દોષ અને આસક્તિરહિત કર્મ ( જુઓ ૧૪ ૫, ૭, ૯, ૧૨, ૧૫, ૧૬, ૧૯, ૨૨, ૨૩ ) નુ પુષ્કળ પ્રતિપાદન છે. શ્લોક ૧૯ મુજબ ત્રણ ગુણો, સત્ત્વગુણ પણ, ખરેખર કર્તા છે, જીવાત્મા કર્તા નથી, પરમાત્મા પણ નથી, એ સમજણથી મદ્ભાવની પ્રાપ્તિ કહી છે આ અધ્યાય મુજબ કર્મબંધનથી છૂટવા માટે કર્મમા આસક્તિ ઉત્પન્ન કરનાર રજોગુણ અને સુખ અને જ્ઞાનમા આસક્તિ ઉત્પન્ન કરનાર સત્ત્વ ગુણથી અતીત થવાનુ જરૂરી છે અધ્યાય ૧૭–૧૮ મુજબ નિષ્કામકર્મ મેળવવા એટલે કર્મના બંધનથી મુક્ત થવા સત્ત્વમાં જ દૃઢ થવાનુ છે આ રીતે ૧૪મા અધ્યાયનુ જ્ઞાન જેથી પરાસિદ્ધિ, ભગવત્સાધર્મ્ય કે ભગવદ્ભાવ રૂપી મોક્ષ મળે છે, તે જ્ઞાન કર્મબંધન રહિત કર્માચરણ માટે ઉપયોગી છે, અને કર્મબંધનરહિત કર્માચરણ (યોગ) જ વિવક્ષિત છે મોક્ષનો કોઈ એક નિશ્ચિત અર્થ પણ આપ્યો નથી; પણ જુદા જુદા રૂપે મોક્ષનુ વર્ણન કર્યું છે. " સાધર્મ્ય "નો મોક્ષનો એક નવો જ ખ્યાલ અહીં આપ્યો છે એથી સિદ્ધ થાય છે કે મોક્ષનો એક નિશ્ચિત સિદ્ધાન્ત રજુ કરવાનો અહીં ગીતાકારનો ઉદ્દેશ જ નથી, વાચકની ઇચ્છા પ્રમાણે મોક્ષની દશા તે ભલે માની લે; પણ અનાસક્તિપૂર્વક કર્મ કરે અને કર્મબંધનથી મુક્ત થાય, એજ અહીં તાત્પર્ય છે

(૧૨) ૧૬. ૨૨–૨૪ હે કૌન્તેય ! અંધકારના આ ત્રણ દ્વારોથી મુક્ત થએલો મનુષ્ય પોતાના શ્રેયનુ આચરણ કરે છે, અને પછી " પરા ગતિ " મેળવે છે જે મનુષ્ય 'ગીતારૂપી યોગશાસ્ત્રનો નિષ્કામકર્મ કરવાનો વિધિ છોડી દઇને કામનાથી કર્મો કરે છે, તે સિદ્ધિ નથી મેળવતો, સુખ નથી મેળવતો અને પરાગતિ પણ નથી પામતો તેથી શુ કરવુ અને શું ન કરવુ તેના નિર્ણય માટે તારે ગીતાશાસ્ત્રને પ્રમાણ તરીકે ગણવુ ગીતાશાસ્ત્રના નિયમમાં કહેલુ નિષ્કામ આચરણવાળુ કર્મ કરવુ, એ સલાહ તને આપુ છુ '

અહીં પરા ગતિ અને સિદ્ધિ દ્વારા એક પ્રકારના મોક્ષનો નિર્દેશ હોવા છતા કર્તવ્યાકર્તવ્યનો જ બોધ આપવાનો અને નિષ્કામ કર્માચરણ કહેવાનો જ ઉદ્દેશ છે ગીતા મોક્ષશાસ્ત્ર નથી, પણ મોક્ષઅનુકૂલ નિષ્કામ કર્મશાસ્ત્ર છે

(૧૩) ૧૭ ૨૫ " તત્ " શબ્દ ( ના ઉચ્ચાર )થી 'ફલની આશા રાખ્યા વગર યજ્ઞ, તપ, અને દાનની જુદી જુદી ક્રિયાઓ' મોક્ષની અપેક્ષા રાખનારાઓ કરે છે.

અહી ખુદ મોક્ષ શબ્દ જ છે; પણ મોક્ષની અપેક્ષા રાખવાનુ કહ્યુ નથી મોક્ષની આશા રાખનારાઓએ અમુક ક્રિયાઓ કેવી રીતે કરવી, તે બતાવવાનો ઉદ્દેશ અહી છે

(૧૪) ૧૮. ૫૫. ભક્તિવડે, હું કેવડો અને કોણ છું, એ રીતે તત્ત્વથી મને જાણે છે, અને પછી મને તત્ત્વદૃષ્ટિથી જાણ્યા પછી તરત જ તે (ભક્ત) મારામા પ્રવેશ કરે છે.

અહીં "મારામાં પ્રવેશ કરે છે" (मा विशते) દ્વારા વળી મોક્ષ દશાનો એક નવો ખ્યાલ આપ્યો છે. પરંતુ ગીતા ૧૮. ૪૯–૫૫ માં સંન્યાસનું પ્રતિપાદન કરી સંન્યાસ જોડે એક સમાન-કક્ષાના માર્ગ તરીકે ગીતાના મુખ્ય ઉદ્દેશભૂત નિષ્કામકર્માચરણ (યોગ) નુ પ્રતિપાદન શ્લોક ૫૬ થી કરવામાં આવ્યું છે. શ્લોક ૫૬ માં કહ્યું છે કે "વળી (अपि, જેમ સન્યાસથી તેમ જ યોગથી પણ) હંમેશાં સર્વ કર્મો કરતાં કરતાં મારા આશ્રયે રહેનાર (મારો ભક્ત) મારા અનુગ્રહથી શાશ્વત અવ્યય પદને પ્રાપ્ત કરે છે (शाश्वत पदमव्ययम् )." એટલે, અહીં ભગવત્પ્રવેશ સંન્યાસનો એક અંતર્ગત ભાગ છે; પણ ખુદ સંન્યાસનો નિર્દેશ યોગ ના પ્રતિપાદન નિમિત્તે, પ્રસ્તાવના રૂપે કર્યો છે. સંન્યાસનો ત્યાગ કર્યા વગર યોગ ની રજુઆત અહીં, ગીતામાં બીજે ઘણે સ્થળે છે તેમ, કરવામાં આવી છે.

(૧૫) ૧૮. ૬૬. "સર્વ ધર્મોનો ત્યાગ (માનસિક સંન્યાસ અથવા ફલત્યાગ) કરી, કેવળ મારે એકલાને જ શરણે તું આવ. હું તને (ગીતાના પહેલા અધ્યાયમાં અને બીજા અધ્યાયના શરૂઆતના શ્લોકોમાં તેં કહેલા) કુલક્ષય, મિત્રદ્રોહ, વગેરે પાપોમાંથી–જે પાપો લડાઈ લડતાં અવશ્ય થશે તે સર્વ પાપોમાંથી, મુક્ત કરીશ. શોક ન કર.'

અહી સંન્યાસની કે મોક્ષની વાત જ નથી. યુદ્ધમા અવશ્ય કરવાં પડતાં પાપો જે અર્જુને પ્રથમ અને દ્વિતીય અધ્યાયોમાં કહ્યાં હતાં, અને જેનાથી દૂર રહેવા તેણે યુદ્ધ ન કરવાની ઇચ્છા દર્શાવી હતી, તેમાંથી શ્રીકૃષ્ણ તેને મુક્ત કરશે, માટે અર્જુને યુદ્ધ કરવું જોઈએ, એવો બોધ છે.

ગીતાના જે શ્લોકોમાં મોક્ષનો નિર્દેશ છે, એમ કહેવામાં આવે છે, તેવા ઘણા શ્લોકો સંદર્ભને ધ્યાનમાં લઈ અમે ઉપર ટૂંકમાં સમજાવવા યત્ન કર્યો છે. તેમાથી ફલિત થાય છે કે (૧) એ શ્લોકોનો સંદર્ભ મોક્ષના પ્રતિપાદન માટે નથી, પણ કર્મબંધનથી મુક્ત રહી કર્મ કરવા માટે, અથવા બીજા કોઈ હેતુથી, મોક્ષનો અવાન્તર, ગૌણ નિર્દેશ ત્યા ત્યાં જણાય છે. (૨) વળી ગીતાકાર મોક્ષ જેવા મહત્ત્વના સિદ્ધાન્તનું લક્ષણ પણ આપતા નથી. ઊલટું, અનેક પ્રકારે, જે વાચકને જે ગમે તે તે સ્વીકારી લે, તેવી ઇચ્છાથી વર્ણન કરે છે. मम साधर्म्य, मद्भाव, ब्रह्मनिर्वाण, परम दिव्य पुरुष, परमस्थान, सिद्धि, भगवत्प्रवेश, એવાં એવાં અનેક વર્ણનો મોક્ષના વિષયમા ગીતા આપે છે. તે બધાં એક જ નથી, પણ અનેક છે. ગીતામાં જુદી જુદી વ્યક્તિઓ માટે જુદા જુદા મોક્ષના વિચારો છે. (૩) મોક્ષ સંબંધી ઘણી વિગતો જે બ્રહ્મસૂત્રમાં અથવા દર્શનશાસ્ત્રોમાં અથવા ઉપનિષદોમાં છે, તે ગીતા આપતી જ નથી. મોક્ષનો નિર્દેશ ગીતામા ગૌણ છે, મુખ્ય નથી.

## પ્રકરણ ૨.

# ગીતામાં જ્ઞાન (જ્ઞાનો) ની ગૌણતા

જ્ઞાન એટલે મુખ્યત્વે બ્રહ્મનું જ્ઞાન જગતનું સર્વોચ્ચ તત્ત્વ, સર્વકારણોનું કારણ, પરાત્પર તત્ત્વ છે તેના બે સ્વરૂપો છે :—એક સાકાર અને બીજું નિરાકાર બન્ને સ્વરૂપોમા "ગુણો" છે એ પર તત્ત્વમા પ્રકૃતિ નામનું તત્ત્વ છે જગત પર માથી સીધું ઉત્પન્ન થાય છે, એમ પણ મનાય છે, તો વળી જગત પ્રકૃતિ માથી ઉત્પન્ન થાય છે, પણ એ પ્રકૃતિ પોતે બ્રહ્મમા, પર તત્ત્વમા, એક શક્તિ રૂપે છે, એની પણ માન્યતા છે વળી અમુક પ્રક્રિયા પ્રમાણે પર તત્ત્વમા બે પ્રકૃતિઓ છે, એક અપરા અને બીજી પરા જગતમા જીવાત્મા પણ છે પર તત્ત્વ અને જીવાત્મા બન્ને એક છે, અથવા જીવાત્મા પર નો અંશ છે પર તત્ત્વનું જે સાકાર સ્વરૂપ છે તેનું નામ પુરુષ, એ પુરુષ સાથે જ શ્રીકૃષ્ણ કે કોઈવાર (ગીતા ૮) ગીતા પુરુષ અને શ્રીકૃષ્ણને જુદા તત્ત્વો ગણે છે, આ બધા તત્ત્વો જગતની ઉત્પત્તિ–સ્થિતિ–પ્રલયના કારણો છે વળી મોક્ષ દશામા જીવાત્મા પર તત્ત્વરૂપ બને છે અથવા પર તત્ત્વમા રહે છે આમ ગીતામા તત્ત્વજ્ઞાનના વિષયો જુદા જુદા છે, અને તત્ત્વજ્ઞાનની પ્રક્રિયાઓ પણ અનેક છે ગીતામા તત્ત્વજ્ઞાન ઉપરાંત બીજા પણ અનેક પ્રકારના જ્ઞાનોનો નિર્દેશ છે, જેમકે યજ્ઞનું જ્ઞાન, ॐ तत्सत् નું જ્ઞાન, વગેરે

દરેક જ્ઞાનનો ઉપયોગ, ગીતા પ્રમાણે, નિષ્કામ કર્મના આચરણ માટે છે એવો મારો નમ્ર મત છે. નિષ્કામ કર્માચરણ એટલે યોગ જે મનુષ્ય કર્મના ફળની આશા વગર, એટલે કોઈપણ સ્વાર્થ મેળવવાના ઇરાદા વગર, પોતાના કર્મો કરે તો તે મુક્ત જ થાય, કર્મથી થતા બંધનમાથી મુક્ત થાય, અને પોતાના મન્તવ્ય પ્રમાણે બ્રહ્મમા એક થાય, અથવા 'શાન્તિ' મેળવે, અથવા પરમ પદને પ્રાપ્ત કરે નિષ્કામ કર્મ કરવા માટે 'જ્ઞાન' એક સાધન છે અમુક પ્રકારની દાર્શનિક અથવા ઇતર 'સમજણ' (જ્ઞાન) જો મનુષ્ય પ્રાપ્ત કરે તો તે નિષ્કામ રહી શકે જે કર્મો હુ કરુ છુ તે કર્મો પ્રકૃતિ તત્ત્વ જ કરે છે, અથવા સાક્ષાત્ ઈશ્વરે પોતે જ "કરેલા" કર્મો હુ નિમિત્ત બનીને કરી રહ્યો છુ, એવુ હુ "સમજી" શકુ, વિશ્વરૂપમા "પ્રત્યક્ષ જોઈ શકુ," તો હુ કંઈપણ કર્મો કરતો નથી, એવી પ્રતીતિ મને થાય, પછી હુ જે કર્મો કરુ તેનુ ફળ મને પ્રાપ્ત થાય જ નહીં, કેમકે હુ એ કર્મનો ખરો કરનારો નથી, એવી મને ખાત્રી રહે છે વળી, જે કર્મો હુ કરુ તે પરમાત્માને અર્પણ કરુ, તો મારાથી સારા, પુણ્ય, પવિત્ર નીતિયુક્ત કર્મો જ થશે, અને ફળ તો પરમાત્માને અર્પણ કરુ છુ, માટે હુ એ કર્મોથી નિર્લિપ્ત રહીશ, એવી ખાત્રી મને રહે જ, અને જો હુ કર્મોના બંધનોથી નિર્લિપ્ત રહુ, તો મને મોક્ષ મળે જ, આમ ગીતા કહે છે

ગીતા કહે છે કે "જ્ઞાન" એવુ જ હોવુ જોઇએ કે જેથી મારા કર્મોના બંધનથી હુ નિર્લિપ્ત રહુ જે જ્ઞાનથી મોક્ષ મળે, તે જ્ઞાન પણ મને નિષ્કામ કર્મમા ઉપયોગી હોવુ જોઇએ

હવે, આપણે જોઈએ કે ગીતામા જગતની ઉત્પત્તિ–સ્થિતિ–લય અને મનુષ્યના મોક્ષ માટે જે જે જ્ઞાનની પ્રક્રિયાઓ આપી છે, તેનો ઉપયોગ નિષ્કામ કર્મના આચરણમા કેવી રીતે કહેવામા આવ્યો છે

(૧) ગીતા ૨. ૧૧–૩૦ [અહીં, જીવાત્માની યુદ્ધમાં હિંસા થતી નથી, એમ બતાવવા એક વાર કહ્યું છે કે જીવાત્માને જન્મ અને મરણ નથી, જીવાત્મા હણાતો નથી અને જીવાત્મા હણતો નથી (૨. ૧૨–૨૫); પછી બીજું દૃષ્ટિબિન્દુ કહ્યું છે કે જીવાત્મા રોજ જન્મે છે અને રોજ મરે છે (ગીતા ૨ ૨૬–૨૭); અને છેવટે ત્રીજું દૃષ્ટિબિન્દુ આપ્યું છે કે જીવાત્માના આદિ અને અન્તનું જ્ઞાન શક્ય નથી; માત્ર "મધ્ય" મા જ આપણે જીવાત્માને જાણીએ છીએ (૨. ૨૮–૨૯).

અર્જુને "હિંસા થશે, પાપ લાગશે" (૧. ૩૧, ૩૫, ૩૬, ૩૭,૪૫, ૪૭–શોકસંવિગ્નમાનસ ; ૨.૫,૮ શોકમ્) એમ શોક કર્યો હતો. તે શોક જીવાત્માની ત્રિવિધ ચર્ચાથી દૂર કરવાનો શ્રીકૃષ્ણનો યત્ન છે (ન ત્વં શોચિતુમર્હસિ ૨. ૧૧, ૨૫, ૨૬, ૨૭, ૨૮, ૩૦) અને શ્રીકૃષ્ણ કહે છે તસ્માદ્યુધ્યસ્વ ભારત (૨. ૧૮, ૩૮)] આ સાંખ્ય "બુદ્ધિ"નો ઉપયોગ અર્જુન પાસે 'નિષ્કામ યુદ્ધ કરાવવાનો છે' (૨. ૩૮–૩૯).

(૨) ગીતા ૨. ૪૦–૭૨માં યોગનું અને સ્થિતપ્રજ્ઞનું "જ્ઞાન" છે. યોગસ્થઃ કુરુ કર્માણિ (૨. ૪૮). જે મનુષ્ય ઇચ્છાઓ ત્યજીને, નિઃસ્પૃહ થઈને પોતાના કર્મોનું આચરણ સ્થિતપ્રજ્ઞની જેમ કરે છે તેને "શાન્તિ" મળે છે.

(૩) ગીતા ૩. અહીં યજ્ઞનું "જ્ઞાન" આપ્યું છે; અને 'તે યજ્ઞ (ચાલુ રહે તે) ખાતર પોતાનાં કર્મો કરવાનું' અર્જુનને કહેવામાં આવ્યું છે (૩. ૯) જે યજ્ઞથી વરસાદ થાય અને અનાજ ઊગે તે યજ્ઞ નો અહીં વિષય છે. તે યજ્ઞની ઉત્પત્તિ કર્મ, બ્રહ્મ (જડ પ્રકૃતિ) અને અક્ષર માંથી કહી છે અને (જગતના પ્રાણીઓ રૂપી) સર્વગત બ્રહ્મની પ્રતિષ્ઠા (આધાર) યજ્ઞ ઉપર છે એમ કહ્યું છે. આ એક 'જ્ઞાન' છે.

(૪) આત્મરતિને કર્મ તેમ અકર્મ (સંન્યાસ) ઉપયોગી નથી (૩. ૧૮), માટે (તસ્માત્) આસક્તિ છોડી "કર્મો" કરવાં (૩. ૧૯). અહીં આત્મરતિના "જ્ઞાન" ઉપરથી યોગનો બોધ છે

(૫) જનકના દૃષ્ટાન્ત પ્રમાણે કર્મો કરવાં (૩. ૨૦).

(૬) શ્રીકૃષ્ણના યોગ પ્રમાણે યોગ સાધવો (૩. ૨૧–૨૬) શ્રીકૃષ્ણના યોગનું જ્ઞાન અહીં છે.

(૭) પ્રકૃતિના ગુણો જ બધાં કર્મો કરે છે એવી પ્રકૃતિ તત્ત્વની સમજણ (જ્ઞાન) મેળવી નિષ્કામ કર્મો કરવાં (૩. ૨૭–૨૯)

(૮) શ્રીકૃષ્ણનું "જ્ઞાન" મેળવી શ્રીકૃષ્ણમાં કર્મોનો ત્યાગ કરી કર્મો કરવા અને ચિન્તા છોડી યુદ્ધ કરવું (યુધ્યસ્વ વિગતજ્વરઃ), (૩. ૩૦–૩૨)

(૯) કામ એટલે 'ઇચ્છા' ની બરાબર સમજણ (જ્ઞાન) મેળવી, કામનો નાશ કરી, સ્વકર્મો કરવા (૩. ૩૩–૪૩).

(૧૦) શ્રીકૃષ્ણ અવતારો ધારણ કરે છે અને અનેક કર્મો કરે છે, છતાં એ કર્મોમાં એને સ્પૃહા નથી; તેથી શ્રીકૃષ્ણ નિર્લિપ્ત રહે છે, એ "સમજણ" થી કર્મો કરે, તો મનુષ્ય નિર્લિપ્ત રહે (૪. ૪–૧૩, ૧૪). શ્રીકૃષ્ણનાં કર્મો બન્ધનકારક નથી, એમ જાણીને પૂર્વ સમયના મુમુક્ષુઓએ કર્મો કર્યા હતાં (૪. ૧૫)

(૧૧) કર્મ–અકર્મ–વિકર્મના "જ્ઞાન" થી પણ મનુષ્યે કર્મો કરવાના છે, કેમકે એ સમજણમાં કર્મનો ત્યાગ નથી, પણ 'કર્મ'માં અકર્મ અને અકર્મમાં કર્મનું જ્ઞાન છે (૪.૧૬–૨૨).

(૧૨) ૪.૨૩–૩૨. યજ્ઞની એક "સમજણ" આપી છે, 'એ યજ્ઞ માટે કર્મો કરવાનાં છે' (૪.૨૩). દરેક મનુષ્યે એક યજ્ઞ કરવાનો છે; અને એ યજ્ઞ એ મનુષ્યનાં પોતાનાં "કર્મો" માંથી ઉત્પન્ન થાય છે (૪.૩૨); માટે કર્મો ન કરે તો એવો યજ્ઞ થાય જ નહીં.

(૧૩) ૪.૩૫–૪૨. ભૂતમાત્રને આત્મામાં (પોતામાં) અને શ્રીકૃષ્ણમાં જોવાનું "જ્ઞાન" અહીં કહ્યું છે. તે જ્ઞાનથી સંશયો દૂર થઈ જતાં અર્જુને નિષ્કામ કર્માચરણ કરવાનું છે (૪.૪૧–૪૨).

(૧૪) ૫.૭ ભૂતોના "જ્ઞાન"થી કર્મો કરવાનું કહ્યું છે.

(૧૫) ૫.૮–૧૮. બ્રહ્મ એટલે સ્વભાવ તત્ત્વમાં કર્મોનો આરોપ કરીને કર્મો કરવાનાં છે (૫.૧૦). એ સ્વભાવ જ બધાં કર્મ કરે છે (૫.૧૪). બ્રાહ્મણ, ગાય, હાથી, શ્વાન અને ચાંડાલનાં કર્મોનો દોષ બ્રહ્મને લીધે નથી, પણ સ્વભાવથી એ કર્મો–સારા ખરાબ ઉત્પન્ન થયાં છે (૫.૧૮); બ્રહ્મ નિર્દોષ છે, વૈષમ્યદોષરહિત છે (૫.૧૯). આત્મજ્ઞાનવાળો નિષ્કામ કર્મો કરનાર (યોગી) બ્રહ્મનિર્વાણ મેળવે છે (૫.૨૪). યજ્ઞ દરેક મનુષ્યે કરવાનો છે, અને યજ્ઞ તથા તપના ભોક્તા શ્રીકૃષ્ણ જ છે. (૫.૨૮). સ્વભાવનું "જ્ઞાન" કર્મ માટે ઉપયોગી છે.

(૧૬) ૬.૩. મનુષ્યને નિષ્કામ કર્મની નિષ્ઠામાં જવાની ઇચ્છા થાય છે, અને સંન્યાસની નિષ્ઠાની ઇચ્છા થતી નથી, તેનુ કારણ મનુષ્ય કર્મો કરે છે તે છે; જો મનુષ્ય કર્મો ન કરતો હોય તો તેને સંન્યાસ તરફ વૃત્તિ થાય (૬.૩). નિષ્કામ કર્મમાં મનુષ્ય પારંગત (યોગારૂઢ, યુક્ત) ક્યારે થાય છે તે કહ્યું છે (૬.૩–૯). જ્યારે આસક્તિ ન રહે ત્યારે (૬.૧૮). તેમજ ૬.૨૦–૨૩–૨૮.

(૧૭) ૬.૨૯–૩૧. સર્વભૂતોમાં રહેલા આત્માને અને આત્મામાં રહેલા સર્વભૂતોને અને તેવી જ રીતે શ્રીકૃષ્ણમાં રહેલા ભૂતમાત્રને અને ભૂતમાત્રમાં રહેલા શ્રીકૃષ્ણને જે યોગી "જુએ" છે (એ 'જ્ઞાન' ધરાવે છે) તે "ગમે તે કર્મ કરતો હોય" (*સર્વથા વર્તમાનોઽપિ*) તો પણ શ્રીકૃષ્ણમાં જ રહે છે (૬.૩૧).

(૧૮) ૬.૩૭–૪૫. નિષ્કામકર્માચરણની ટેવ અને અમલ કરતાં કરતાં જો થોડાંક કર્મો સકામ થઈ જાય, તો તે સાધક યોગભ્રષ્ટ થાય છે. તે સાધક એ સકામ રીતે કરાઇ ગએલાં કર્મોને લીધે પુણ્યકર્મ કરનારાઓના લોકમાં જન્મે છે અથવા સીધોજ યોગીઓના કુટુમ્બમાં જન્મે છે, અને નવા જન્મમાં આગળ પ્રગતિ કરે છે.

(૧૯) ૬.૪૬–૪૭. નિષ્કામકર્માચરણ કરનારો (યોગી) તપસ્વી, જ્ઞાની, કર્મી કરત ઉત્તમ છે; અને નિષ્કામ કર્માચરણીઓમાં ભક્તિપૂર્વક નિષ્કામ કર્મ કરનારો ઉત્તમ છે.

(૨૦) ૭. અહીં એક પ્રકારનું જ્ઞાન કહેવામાં આવ્યું છે (૭. ૧–૨), પણ આ જ્ઞાન વગર પણ સિદ્ધ થવાય છે (૭.૩). બે પ્રકૃતિઓથી શ્રીકૃષ્ણ પર, ઉચ્ચ કક્ષાએ, છે (૭.૪–૭); એવા સર્વોચ્ચ શ્રીકૃષ્ણમાં આ અમમ જગત "પરોવાએલું" છે, જેમકે જળ શ્રીકૃષ્ણમાં "પરોવેલું" હોવાથી જળમાં રસ છે એટલે રસ રૂપે શ્રીકૃષ્ણ છે. આ "વિજ્ઞાન" છે. આ જ્ઞાન–વિજ્ઞાનનો ઉપયોગ નિષ્કામ કર્મના આચરણમાં કરવાનો છે, માટે આ અધ્યાયને એવું નામ આપ્યું છે (જ્ઞાનવિજ્ઞાનયોગ); અર્થાત્ જગતમાં વ્યવહાર કરતી વખતે નિષ્કામ કર્મીએ જળમાં રસ રૂપે શ્રીકૃષ્ણ છે અને એ શ્રીકૃષ્ણ પરાત્પર છે, એ "સમજણ" પૂર્વક સર્વ વ્યવહાર કરવાનો છે (૭.૧–૧૩) આવો "જ્ઞાની" નિષ્કામ કર્મી ઉત્તમ ભક્ત છે (૭. ૧૬–૧૯). ૭. ૧–૧૯ માં 'નિષ્કામ કર્મનો' નિર્દેશ છે, કેમકે ૭. ૨૦માં કામ્ય ઉપાસના કરનારાનો નિર્દેશ શરૂ થાય છે; 'સકામ કર્મ કરનારાઓનો' નિર્દેશ ૭. ૨૦–૨૮ મા છે.

(૨૧) ૮. અહીં અનેક પ્રશ્નો (જ્ઞાનચર્ચાઓ) ઉપસ્થિત કરેલ છે. તે પૈકી, શ્રીકૃષ્ણ નિષ્કામ યજ્ઞ ના અધિષ્ઠાતા છે (૮. ૪બ); પ્રયાણકાલે તે શ્રીકૃષ્ણનું 'સ્મરણ' 'જ્ઞાન' કરવાનો જે પ્રશ્ન છે તેના ઉત્તરમાં શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે કે "તું સર્વ કાલમાં મારું સ્મરણ 'જ્ઞાન' કર અને યુદ્ધ કર" (૮. ૭). જે, અધિદૈવત પુરુષ નો પ્રશ્ન છે, તેના સંબંધમાં કહ્યું છે કે તે પુરુષ નિષ્કામ કર્માચરણ (યોગ)ના બળથી મેળવી શકાય છે (૮. ૧૦); પુરુષનું જ્ઞાન નિષ્કામ કર્મમાં ઉપયોગી છે; અને એ કર્મથી પુરુષની પ્રાપ્તિ થાય છે. ૮. ૧૨–૧૫.–જે શ્રીકૃષ્ણ અધિયજ્ઞ છે તેનું પ્રતીક ૐકાર છે; તેનું 'જ્ઞાન' મેળવી તેમાં ભક્તિ ધરાવનાર નિષ્કામકર્મી દેહપ્રયાણ પછી પુનર્જન્મને પ્રાપ્ત કરતો નથી. ગીતા ૮. ૧૧, ૧૬–૨૧, (૨૨), ૨૩–૨૮ માં અક્ષર બ્રહ્મના ઉપાસક યોગી (નિષ્કામકર્મી) ની આવૃત્તિ–અનાવૃત્તિનો વિષય છે, માટે આ અધ્યાયમાં નિરાકાર બ્રહ્મ, સાકાર પુરુષ, અને શ્રીકૃષ્ણ, એ ત્રણેના "જ્ઞાન" દ્વારા એ ત્રણના અનુયાયી નિષ્કામકર્મીઓનો વિષય છે.

(૨૨) ૯. ૨–૧૦. શ્રીકૃષ્ણમાં સર્વ ભૂતો છે અને છતાં શ્રીકૃષ્ણમાં સર્વ ભૂતો નથી (શ્લોક ૪–૫); એ પ્રકારનો શ્રીકૃષ્ણનો ઐશ્વર યોગ (નિષ્કામકર્માચરણ) છે. શ્રીકૃષ્ણ ભૂતોને ઉત્પન્ન કરે છે, પણ એ બાબતનો અહંકાર, (હું ઉત્પન્ન કરું છું, એવી માન્યતા) શ્રીકૃષ્ણમાં નથી; માટે એ ભૂતોને ઉત્પન્ન કરવાનું કર્મ શ્રીકૃષ્ણનો યોગ છે. જેમ આકાશમાં વાયુ છે (આકાશમાંથી વાયુ ઉત્પન્ન પણ થાય છે), છતાં આકાશ અલિપ્ત છે, કેમકે આકાશ સ્વભાવથી જ અલિપ્ત છે; તેમ ભૂતોની ઉત્પત્તિ શ્રીકૃષ્ણમાંથી થાય છે છતાં શ્રીકૃષ્ણ નિર્લિપ્ત છે (૯.૬). શ્રીકૃષ્ણ પ્રકૃતિમાંથી ભૂતગ્રામની સૃષ્ટિ કરે છે, પણ તેઓ "ઉદાસીન" રહે છે માટે એ સર્જનક્રિયા એમને બંધન કરતી નથી (૯. ૯). આનું નામ રાજવિદ્યારાજગુહ્યનાં 'જ્ઞાન' ઉપર સ્થપાએલો યોગ છે. શ્રીકૃષ્ણ પ્રમાણે જે મનુષ્ય પોતાના સર્વ કાર્યો ઉદાસીન વૃત્તિથી, ફલનિરપેક્ષપણાથી, કરે છે તે આ યોગ ને અનુસરે છે. અહીં સૃષ્ટિપ્રક્રિયાના અમુક 'જ્ઞાન'ને યોગ સમજાવવા માટે ઉપયોગમાં લીધેલ છે. શ્રીકૃષ્ણ ભૂત-મહેશ્વર અને ભૂતોના આદિ (ઉત્પન્ન કરનાર) છે. એ જ્ઞાન અગત્યનું છે (૯. ૧૦–૧૩); પણ બીજી સૃષ્ટિપ્રક્રિયાઓનાં 'જ્ઞાનો' પણ છે (૯. ૧૫).:શ્રીકૃષ્ણ ક્રતુ વગેરે સર્વ છે (૯. ૧૬–૧૯). એવાં શ્રીકૃષ્ણ સર્વયજ્ઞના ભોક્તા છે, એમ 'માની' મનુષ્યે યજનક્રિયા કરવી (૯.૨૩–૨૪). જો એવા શ્રીકૃષ્ણને મનુષ્ય પોતાનું દરેક કર્મ, દરેક ભોજન, યજ્ઞ, દાન અને તપ અર્પણ કરે તો તે કર્મના બંધનથી નિર્લિપ્ત રહે. અને એ રીતે કર્મ કરવા છતાં કર્મસંન્યાસ (હું કંઇપણ કરતો જ નથી, એવી ભાવના)થી યુક્ત તે મનુષ્ય થશે (૯. ૨૭–૨૮). જો દુરાચારી ગણાતા શૂદ્ર વગેરે પોતાનાં કર્મો શ્રીકૃષ્ણને અર્પણ કરે તો તે મનુષ્યો પોતાનાં દુરાચારી કર્મોથી નિર્લિપ્ત જ રહે છે (૯.૩૦). બ્રાહ્મણો અને રાજર્ષિઓ પોતાનાં પુણ્ય કર્મો સહેલાઈથી શ્રીકૃષ્ણને અર્પણ કરી કર્મફલથી મુક્ત રહી શકે છે (૯. ૩૩). અહીં શ્રીકૃષ્ણ અને ભૂતોની ઉત્પત્તિના 'જ્ઞાન' દ્વારા યોગ કહ્યો છે.

(૨૩) ૧૦.૧–૨. જે 'જ્ઞાન' અહીં આપ્યું છે તે પાપકર્મોના ફલથી મનુષ્યને નિર્લિપ્ત રાખે છે. ૧૦.૪–૫. મનુષ્યને સુખદુઃખ વગેરે બધી સ્થિતિ શ્રીકૃષ્ણ પાસેથી જ પ્રાપ્ત થાય છે. ૧૦.૭. વિભૂતિ અને શ્રીકૃષ્ણના પોતાના નિષ્કામ કર્મનું 'જ્ઞાન' કદી ન મળે તેવા પ્રકારના નિષ્કામ-કર્માચરણમાં ઉપયોગી છે. મનુષ્ય "માને" કે સુખદુઃખ વગેરે સર્વ શ્રીકૃષ્ણ પાસેથી આવે છે, તો મનુષ્યનો અહંભાવ ન રહે; તેથી તે સમત્વ (યોગ) જાળવી શકે (૧૦.૭).

(૨૪) ૧૦.૮. શ્રીકૃષ્ણમાંથીજ દરેક ભૂત (પ્રાણીમાત્ર મનુષ્યસહિત) પોતાની "પ્રવૃત્તિ" મેળવે છે (મત્તઃ સર્વં પ્રવર્તતે ૧૦.૮). આવું શ્રીકૃષ્ણનું 'જ્ઞાન' નિષ્કામકર્મ માટે છે.

(૨૫) ૧૦.૧૬–૪૨. જગતમાં દરેક મોટી મોટી વસ્તુ, સ્થાન કે વ્યક્તિ શ્રીકૃષ્ણનું ખાસ રૂપ (વિભૂતિ=આવિર્ભાવ) છે, અને તે દરેકનાં કામો શ્રીકૃષ્ણનાં જ કામો છે; આવું 'ચિન્તન' (૧૦.૧૭) કરવાથી "વિભૂતિના 'જ્ઞાન' દ્વારા નિષ્કામકર્માચરણ" (વિભૂતિયોગ) કરતાં મનુષ્ય શીખે છે. શ્રીકૃષ્ણની વિભૂતિના 'જ્ઞાન'થી શ્રીકૃષ્ણના પોતાના યોગનું જ્ઞાન થાય છે (૧૦.૧૮); તે 'જ્ઞાન' નિષ્કામ કર્મ માટે ઉપયોગી છે.

(૨૬) ૧૧. શ્રીકૃષ્ણ અર્જુનને જે વિશ્વરૂપ 'દેખાડે છે' તેમાં અર્જુન શ્રીકૃષ્ણના શરીરમાં મહાભારતના પાત્રોને મરતા 'જુએ છે.' શ્રીકૃષ્ણ કહે છે કે 'મેં એ બધાને મારી નાખ્યા છે, તું એમને માર, ને તેમને મારી નાખવામાં તું મારું હથીઆર (નિમિત્ત) માત્ર થા (૧૧.૩૩). વિશ્વરૂપમાં શ્રીકૃષ્ણે જે કર્મો કરેલાં જ છે એમ 'જણાવ્યું' છે, તે "શ્રીકૃષ્ણના કરેલાં કર્મો કરનાર" અર્જુને થવાનું છે (मत्कर्मकृत् ૧૧.૫૫).

(૨૭) ૧૨.૧. અહીં યોગને વધારે કોણ જાણે છે તે પ્રશ્ન છે. ૧૨.૮–૧૧માં નિષ્કામ કર્માચરણના ચાર પ્રકારો (ચાર યોગો) કહ્યા છે, અને શ્રીકૃષ્ણની ઉપાસનાપૂર્વક જે મનુષ્ય નિષ્કામકર્માચરણ કરે તે સર્વ યોગીઓમાં ઉત્તમ પ્રકારે યોગ (નિષ્કામકર્મ) જાણનાર છે.

(૨૮) ૧૨.૧૩–૧૯. ભક્ત સંન્યાસી પણ હોય તેમજ યોગી પણ હોય; પણ જે ભક્ત યોગી હોય (નિષ્કામકર્મો કરનારો હોય) તેને અહીં વધારે પસંદગી આપવામાં આવેલ છે, કેમકે આ અધ્યાયનું નામ ભક્તિયોગ (એટલે ભક્તિની 'સમજણ' ઉપર બંધાએલો નિષ્કામ કર્મનો એક પ્રકાર) રાખવામાં આવ્યું છે.

(૨૯) ૧૩. આ અધ્યાયમાં ત્રણ યુગ્મો આપ્યાં છે : (૧) ક્ષેત્રક્ષેત્રજ્ઞ, (૨) જ્ઞાનજ્ઞેય અને (૩) પ્રકૃતિપુરુષ. આ ત્રણેય યુગ્મોનાં દરેકનું 'જ્ઞાન' નિષ્કામ કર્મયોગના ઉપદેશ માટે અહીં આપ્યું છે. ક્ષેત્રજ્ઞ અથવા ક્ષેત્રી શ્રીકૃષ્ણ પોતેજ છે. સુખદુઃખ વગેરે ક્ષેત્રના વિકારો છે (૧૩.૬). ક્ષેત્રી એજ જીવ સ્વરૂપે છે અને ક્ષેત્રમાં એટલે દેહમાં રહેવા છતાં નિર્લિપ્ત રહે છે (૧૩.૩૨–૩૩), અને આખા દેહને, સૂર્ય જેમ આખા (સારા, નરસા) જગતને પ્રકાશમાન કરે છે, તેમ ક્ષેત્રજ્ઞ પ્રકાશિત, સચેતન કરે છે. આમ ક્ષેત્રક્ષેત્રજ્ઞના 'જ્ઞાન'ના સ્વરૂપ ઉપરથી જ ખબર પડી જાય છે કે નિષ્કામ કર્મ માટે જ એ 'જ્ઞાન' છે. તદુપરાંત આ અધ્યાયનું નામ "ક્ષેત્રક્ષેત્રજ્ઞયોગ" પણ એમ સૂચવે છે કે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના 'જ્ઞાન'થી નિષ્કામકર્મનું આચરણ કરવાનું છે.

(૩૦) જ્ઞાન–જ્ઞેય. 'જ્ઞાન'માં અસક્તિ (આસક્તિનો અભાવ) તથા ઇષ્ટ–અનિષ્ટ બનાવોમાં મનનું સમત્વ એટલે નિષ્કામકર્માચરણ (યોગ) રહેલાં છે (૧૩.૯), તથા જ્ઞેય પોતે "असक्तं सर्वभृत्" આસક્તિરહિત છતાં સર્વ સૃષ્ટિનું કારણ છે (૧૩.૧૪–૧૬), અને એજ ઘણે ભાગે અહીં જીવ રૂપે પણ છે (૧૩.૧૭); માટે 'જ્ઞાન' તથા 'જ્ઞેય'નું 'જ્ઞાન' પણ નિષ્કામકર્મ માટે ઉપયોગી છે.

(૩૧) પ્રકૃતિ શરીર–ઇન્દ્રિયોનાં કર્તૃત્વમાં કારણ છે. પુરુષમાં કર્તૃત્વ નથી, પણ પુરુષમાં અનાસક્ત ભોક્તૃત્વ સ્વાભાવિક છે (૧૩. ૨૧). વળી, પ્રકૃતિપુરુષનું આ 'જ્ઞાન' ધરાવનાર ગમે તે પ્રકારે (સંન્યાસ અથવા યોગથી, અથવા ગમે તે પ્રવૃત્તિથી) જીવન ગાળે પણ તેનો પુનર્જન્મ થતો નથી, એમ કહીને આ 'જ્ઞાન'નો ઉપયોગ 'યોગ' માટે જ બતાવ્યો છે (૧૩. ૨૩). જુઓ ૧૩.૨૯.

ગીતા ૧૩, ૨૪–૨૫ માં નિષ્કામકર્માચરણના ચાર પ્રકારોનો નિર્દેશ છે.

(૩૨) ચૌદમા અધ્યાયની શરુઆતમાં ઉત્તમ 'જ્ઞાન'થી સિદ્ધિ (મોક્ષ) અને સાધર્મ્ય મળે છે, એમ કહ્યું છે. આ ઉત્તમ જ્ઞાન "અનેક જ્ઞાનો" માં એક છે, ઉત્તમ છે. પર તત્ત્વ મહદ્બ્રહ્મ, શ્રીકૃષ્ણ અને પ્રકૃતિ, એ ત્રણનું બનેલું એક છે. આમ પ્રસ્તાવના કરીને ૧૪. ૪–૨૭ માં એટલે કુલ ૨૭ શ્લોકોમાંથી ૨૪ શ્લોકોમાં માત્ર પ્રકૃતિના ગુણોનો જ વિચાર છે, અને તે વિચારમાં પણ, સત્ત્વ ગુણ સુખમાં તથા જ્ઞાનમાં આસક્તિ કરે છે અને રજો ગુણ કર્મમાં આસક્તિ કરે છે, આ રીતે ત્રણે ગુણોને તરી જવાનું કહ્યું છે. ગુણો સિવાય કોઈ બીજો દરેક કર્મનો કરનારો છે જ નહિ, એ 'જ્ઞાન'થી મનુષ્ય નિષ્કામ કર્મનું આચરણ કરે, તો મોક્ષ (मद्भाव) મેળવે છે (૧૪. ૧૯). ગુણોથી અતીત થયેલો "કર્મો કરવા છતાં ઉદાસીન" (યોગી) છે (૧૪. ૨૨–૨૭). એવો ગુણાતીત સંન્યાસી થઈ શકે ખરો (૧૪. ૨૫ સર્વારંભપરિત્યાગી), પણ ગીતા યોગીને પસંદ કરે છે, કેમકે આ અધ્યાયનું નામ ગુણત્રયવિભાગયોગ છે.

(૩૩) અધ્યાય ૧૫. અશ્વત્થવૃક્ષના મૂળો કર્મરૂપી પરિણામવાળાં છે; તેનો નાશ સંન્યાસથી નથી કરવાનો, પણ અસઙ્ગ (ફલમાં આસક્તિનો ત્યાગ) રૂપી શસ્ત્રથી કરવાનો છે (૧૫. ૩). જગતની બધી 'પ્રવૃત્તિ' જે પુરુષમાંથી ફેલાઈ છે, એ પુરુષને શરણે જવું (૧૫. ૪). પુરુષ એટલે અહીં શ્રીકૃષ્ણ. આ શરણે જનારાઓ કામરહિત અને આસક્તિરહિત કર્મ કરનારા છે (૧૫. ૫). જગતની બધી મહાન 'પ્રવૃત્તિ'ઓ શ્રીકૃષ્ણની જ પ્રવૃત્તિઓ છે. જીવાત્મા શ્રીકૃષ્ણનો અંશ છે, માટે જીવાત્માની વિવિધ પ્રવૃત્તિઓ શ્રીકૃષ્ણની જ છે (૧૫. ૭-૧૦). યોગીઓ (નિષ્કામકર્મીઓ) આ રહસ્ય 'જાણે છે' (૧૫. ૧૧). જગતને પ્રકાશમાન કરનાર શ્રીકૃષ્ણ છે કેમકે સૂર્યનું તેજ શ્રીકૃષ્ણનું જ તેજ છે (૧૫. ૧૨). બીજી પણ ઘણી અગત્યની પ્રવૃત્તિઓ શ્રીકૃષ્ણ જ કરે છે (૧૫. ૧૩–૧૫), લોકત્રયનું 'ધારણ' શ્રીકૃષ્ણ કરે છે (૧૫. ૧૭). આમ બધી "પ્રવૃત્તિ" શ્રીકૃષ્ણમાંથી જ ઉત્પન્ન થઈ છે. તે 'જાણી': પોતાના સર્વ કર્મો નિષ્કામ રીતે કરવા, શ્રીકૃષ્ણની ભક્તિપૂર્વક કરવા (૧૫. ૧૯), તેનું નામ જ પુરુષોત્તમયોગ, પુરુષોત્તમના 'જ્ઞાન'થી ઉત્પન્ન થતો નિષ્કામકર્મનો પ્રકાર. માટે અહીં પણ એવુ જ 'જ્ઞાન' છે, કે જે યોગ માટે ઉપયોગી છે.

(૩૪) સોળમા અધ્યાયમાં 'દૈવી સંપદ્' માંજ 'જ્ઞાન' દ્વારા નિષ્કામ કર્મમાં નિશ્ચયાત્મક જીવન ગણાવ્યું છે (૧૬. ૧). સર્વકર્મફલત્યાગને ત્યાગ કહેતા (૧૬. ૨); તે પણ "દૈવી સંપદ્"માં છે. "આસુરી સંપદ્" વાળાઓ 'કામ' નો આશ્રય કરે છે (૧૬. ૧૦), કામોપભોગમા મગ્ન છે (૧૬. ૧૧), આશાપાશથી બદ્ધ છે, કામભોગાર્થેનિજ માટે યત્ન કરે છે (૧૬. ૧૨,૧૩-૧૯). કામ વગેરેનો ત્યાગ કરી આત્માનું કલ્યાણ કરનાર જે મનુષ્ય નિષ્કામ કર્મનું આચરણ કરે છે તેને પરા ગતિ મળે છે (૧૬. ૨૨); અને કામથી કર્મો કરવાથી (कामकारत) પ્રવૃત્ત થનારને સિદ્ધિ મળતી નથી (૧૬. ૨૩). નિષ્કામ રીતે થાય તે કર્મો કરવાં, સકામ કર્મો ન કરવાં, એવું ગીતાશાસ્ત્રનું વચન 'જાણી' દરેક માણસે વર્તન કરવું. આમ દૈવ અને આસુર સંપદોના 'જ્ઞાન' દ્વારા એક નવો યોગ અહીં કહ્યો છે. સંપદ્ એટલે ઈશ્વરની બે પ્રકારની 'સૃષ્ટિ' જ હોવાથી જીવાત્માને મળનારો નિષ્કામ અને સકામ કર્માચરણનો બે પ્રકારનો મનુષ્યસ્વભાવ.

(૩૫) ૧૭.૧–૬માં ગીતાશાસ્ત્રમાં ન કહેલું અથવા ગીતાશાસ્ત્રમાં ત્યાજ્ય કહેલું વર્તન કરનારાઓનું વર્ણન છે; તે "કામ્ય" કર્મો (શ્રદ્ધા, તપ) ને લગતું છે.

(૩૬) ૧૭.૭–૨૨. સાત્વિક યજ્ઞ (૧૭.૧૧), સાત્વિક તપ (૧૭.૧૭), સાત્વિક દાન (૧૭.૨૦), એ ત્રણે નિષ્કામ કર્મો છે, યોગ પ્રમાણે કરેલાં કર્મો છે. આપણે કલ્પના કરી શકીએ

કે સાત્વિક આહાર પણ નિષ્કામ કર્મમાં ઉપયોગી છે. આમ સત્ત્વગુણનું 'જ્ઞાન' યોગ માટે ઉપયોગી છે.

(૩૭) ૧૭.૨૩–૨૮. "ૐતત્સત્"નો ઉપયોગ બ્રાહ્મણો અને વેદોના અભ્યાસની શરૂઆતમાં અને યજ્ઞોના અનુષ્ઠાનના પ્રારંભમાં થતો હતો. ગીતા તેનો ઉપયોગ (સત્નો ઉપયોગ) કોઈ પણ પ્રશસ્ત કર્મમાં કરવાનું કહે છે (૧૭.૨૬). ૐતત્સત્ નો ઉચ્ચાર કરીને નિષ્કામપણે યજ્ઞ, દાન, તપની ક્રિયાઓ થાય છે, એમ ગીતા કહે છે (૧૭.૨૫), ૐતત્સત્નું 'જ્ઞાન' યોગ પ્રમાણે યજ્ઞાદિ કર્મો કરવામાં ઉપયોગી છે.

(૩૮) ૧૮.૧–૨. સંન્યાસ અને ત્યાગ શબ્દોમાંથી 'ત્યાગ' 'શબ્દનો અર્થ ' કર્મત્યાગ નહીં, પણ કર્મફલત્યાગ (યોગ) થાય છે. જુઓ ઈશાવાસ્ય ઉપ૦નો "ત્યક્ત" શબ્દ.

(૩૯) ૧૮.૩–૧૨. યજ્ઞ, દાન, તપનાં કર્મો કરવાં કે ન કરવાં, એ પ્રશ્નનું 'જ્ઞાન' અને ચર્ચા અહીં છે. નિર્ણય પ્રમાણે ફલાશા વગર યજ્ઞાદિ કર્મો કરવાનાં છે. એટલે આ 'જ્ઞાન' યોગ પ્રમાણે યજ્ઞાદિ કરવામાં ઉપયોગી છે.

(૪૦) ૧૮. ૧૩–૧૭. એક સાંખ્ય પ્રમાણે સર્વકર્મ પાર પાડવામાં પાંચ કારણો અહીં કહ્યાં છે. હું હણું છું, એવી બુદ્ધિ વગર જે મનુષ્ય યુદ્ધમાં (શ્રીકૃષ્ણ કે અર્જુનની જેમ) હનન ક્રિયા કરે છે તે હણતો નથી અને લેપાતો નથી. સાંખ્યનુ આ 'જ્ઞાન' નિષ્કામ કર્મ અને વિશેષતઃ નિષ્કામહનન-કર્મમાં ઉપયોગી છે.

(૪૧) ૧૮. ૧૮, ૧૯–૨૮. જ્ઞાન, જ્ઞેય, પરિજ્ઞાતા, એ ત્રણ 'કર્મના પ્રેરક' છે; કરણ, કર્મ અને કર્તા એ ત્રણ 'કર્મસંગ્રહ' છે (૧૮. ૧૮). સાત્ત્વિક 'જ્ઞાન,' ભૂત માત્રમાં એક જ તત્ત્વ છે તે 'જ્ઞાન' (૧૮–૨૦), સાત્ત્વિક કર્મ (૧૮. ૨૩), સાત્ત્વિક કર્તા (૧૮. ૨૬); એ ત્રણેનું 'જ્ઞાન' નિષ્કામ કર્માચરણ (યોગ) માં ઉપયોગી છે.

(૪૨) ૧૮. ૨૯–૩૫. સાત્ત્વિક બુદ્ધિ અને જ્ઞાન મનુષ્યને નિષ્કામ પ્રવૃત્તિ વગેરેનું 'જ્ઞાન' આપે છે (૧૮. ૩૦). સાત્ત્વિક ધૃતિ પણ નિષ્કામ ધૃતિ (પ્રાણ, મન, ઇન્દ્રિયોની ક્રિયાનું આચરણ) કરાવે છે ( ૧૮. ૩૩ ).

(૪૩) ૧૮.૩૬–૩૯. ઇચ્છાઓનો ત્યાગ કરવો, ને કર્મો કરવા, એ સુખ શરૂઆતમાં (સાધનયોગની દશામાં) અઘરું ( ઝેર જેવું ) છે, પણ છેવટે ( ફલયોગની દશામાં ) અમૃત જેવું આનન્દદાયક છે (૧૮. ૩૬).

(૪૪) ૧૮. ૪૦–૪૮. વર્ણનાં કર્મો સ્વભાવથી ઉત્પન્ન થયાં છે. આ 'જ્ઞાન'થી મનુષ્યે પોતાનાં વર્ણકર્મોને વળગી રહેવું; તો સિદ્ધિ ( મોક્ષ ) મળે છે. પ્રવૃત્તિ તત્ત્વ જ ઈશ્વરમાંથી નીકળ્યું છે; તો પોતાની પ્રવૃત્તિ ઈશ્વરને અર્પણ કરીને (જેની છે તેને પાછી આપીને) અર્થાત્ અહંકાર અને નિષ્કામપણે સ્વકર્મો કરીને મનુષ્ય (કર્મબંધનથી) મુક્ત થાય છે (૧૮.૪૬); સ્વભાવથી નક્કી થએલું ('હું કરું છું ' એમ ધારીને પોતે નક્કી કરેલું નહીં) કર્મ કરવાથી બંધન થતાં નથી (૧૮.૪૭).

(૪૫) ૧૮. ૪૯–૫૬, ૫૭–૫૮. સંન્યાસથી મોક્ષ મળે, પણ ભગવાનનો આશ્રય લઈને પોતાનાં સર્વ કર્મો કરે તો પણ ( અપિ ) મોક્ષ મળે, માટે મનુષ્યે અને અર્જુને પોતાનાં કર્મો કરવાં, એજ સારું છે.

(૪૬) ૧૮ ૫૯–૬૨. પ્રકૃતિ કે સ્વભાવ મનુષ્ય પાસે એનાં (પ્રકૃતિના) કર્મો કરાવે જ છે. એ 'જ્ઞાન'થી મનુષ્યે કર્મોનો ત્યાગ (સંન્યાસ) ન કરવો, પણ પોતાનાં કર્મો નિષ્કામપણે કરવા, ભગવાનનો આશ્રય લઈને કરવાં (૧૮.૫૬).

(૪૭) ૧૮. ૬૧–૬૨. ઈશ્વિર માયા વડે સર્વ ભૂત માત્રને યન્ત્ર ઉપર ચઢેલા હોય તેમ ફેરવ્યા કરે છે (કર્મો કરાવે છે); તે 'જ્ઞાન' દ્વારા તે ઈશ્વિરને શરણે જઇ પોતાનાં કર્મો કરવાં; તો શાન્તિ મળે છે

(૪૮) ૧૮. ૬૫–૬૬. સર્વ કર્મોનો માનસિક ત્યાગ કરીને, ભગવાનને શરણે જઇને જો મનુષ્ય પાપાચારવાળા (હિંસાવાળા) કર્મો કરે તો પણ ભગવાન તે કર્મોના (હિંસાના) પાપથી મનુષ્યને બચાવે છે. પહેલાં અધ્યાયમાં જે જે પાપો અર્જુને કહ્યા હતાં, તેથી તેને શ્રીકૃષ્ણ બચાવશે. આ 'જ્ઞાન' દ્વારા છેવટે અર્જુનને યુદ્ધ કરવાનું શ્રીકૃષ્ણે કહ્યુ છે.

આમ જે જે પ્રકારનું 'જ્ઞાન' ગીતામાં જ્યાં જ્યાં કહ્યું છે તે દરેક 'જ્ઞાન' નિષ્કામ કર્મ (યોગ) માટે ઉપયોગી છે" સૃષ્ટિપ્રક્રિયાનું 'જ્ઞાન', જીવાત્માપરમાત્માના સબંધનું 'જ્ઞાન', બીજા દાર્શનિક વિષયોનું 'જ્ઞાન', યજ્ઞનુ 'જ્ઞાન'; આ દરેક 'જ્ઞાન' પણ અનેક પ્રકારનુ છે. તે તેમજ બીજાં બધાં 'જ્ઞાનો' નિષ્કામ કર્મ માટે ઉપયોગી છે. સન્યાસ માટે પણ એ 'જ્ઞાનો' ઉપયોગી હોય તો ભલે; પણ ગીતા યોગને જ પસંદ કરે છે. અને યોગ માટે એ 'જ્ઞાનો'નો ઉપયોગ કહે છે./

## પ્રકરણ ૩.

## " ભૂતોની ઉત્પત્તિ " ના જ્ઞાનનો ઉપયોગ

ભૂતોની એટલે પ્રાણીમાત્રની અથવા દેહયુક્ત જીવોની બ્રહ્મમાંથી ઉત્પત્તિ, બ્રહ્મથીજ સ્થિતિ અને બ્રહ્મમાંજ લય થાય છે, એમ ઉપનિષદોમાં અનેક સ્થળોએ કહ્યું છે. 'બ્રહ્મસૂત્ર ૧. ૧'માં એ પ્રકારનીજ શ્રુતિઓનો વિચાર એજ રીતે કર્યો છે. શાંકરભાષ્ય મુજબ જે જે શ્રુતિઓમાં 'આનન્દ, આકાશ, જ્યોતિઃ, પ્રાણ,' વગેરેમાંથી ભૂતોની ઉત્પત્તિ, સ્થિતિ ને લયનો નિર્દેશ કર્યો છે તે બધી શ્રુતિઓનો વિષય 'બ્રહ્મ' જ છે.

માગ મન મુજબ અરણ્યમા જઈ ધ્યાન માટે ચર્ચેલા ઉપનિષદોના ઉપલા સિદ્ધાન્તનો ઉપયોગ ગીતામાં ' નિષ્કામ કર્માચરણ ' એટલે 'યોગ નો ઉપદેશ આપવા' માટે કર્યો છે. નિષ્કામ કર્મના આચરણનો એક મુખ્ય સિદ્ધાન્ત નિર્વૈર થઈને કર્માચરણ કરવાનો છે અને તેને માટે " સર્વ-ભૂતો એટલે જીવો (:શરીરયુક્ત આત્માઓ) બ્રહ્મથી ઉત્પન્ન થયા છે " એ જ્ઞાન યોગ ( નિષ્કામ કર્મ ) ના અનુયાયીએ મેળવવાનું છે. ગીતામાં ભૂતોની ઉત્પત્તિ, વગેરે જે શ્લોકોમાં બતાવ્યા છે, તે શ્લોકો જોઈએ :–

(૧) ગીતા ૨. ૨૮–૩૦. માં ભૂતમાત્રની ઉત્પત્તિ અને નિધન અવ્યક્ત છે, પ્રત્યક્ષ અથવા દૃષ્ટિગોચર નથી; માટે " કોઈપણ જીવ માટે શોક કરવો નહિ અને યુદ્ધ કરવું," એમ અર્જુનને શ્રીકૃષ્ણે કહ્યું છે.

(૨) ગીતા ૪.૬માં શ્રીકૃષ્ણ 'ભૂતોના ઈશ્વર છે, અને જ્યારે તે પૃથ્વી ઉપર અવતાર ધારણ કરે છે ત્યારે પણ તેમનું ભૂતેશ્વરપણું તો રહેજ છે, એમ કહ્યું છે. શ્રીકૃષ્ણ અવતાર લે છે છતાં નિર્લિપ્ત રહે છે. શ્રીકૃષ્ણ 'યોગી' છે.

(૩) ગીતા ૪. ૩૫–૪૧ માં એક જ્ઞાન કહ્યું છે: એ જ્ઞાન એટલે " અશેષ જીવોને પોતાના આત્મામાં અને શ્રીકૃષ્ણમાં જોવા તે " ( ૪. ૩૫ ). આ 'જ્ઞાનપૂર્વક પોતાનાં, વર્ણાશ્રમકર્મો કરીએ,' તો કર્મના બંધનથી મુક્ત રહીએ (૪.૪૧); અને એજ 'જ્ઞાનથી કરાયેલાં કર્મો' 'જ્ઞાનાગ્નિથી ભસ્મીભૂત થયેલાં' કર્મો છે (૪. ૩૭), એમ કહ્યું છે.

(૪) ગીતા ૫. ૭. જે મનુષ્યનો આત્મા સર્વભૂતમાત્રના આત્મા સાથે એક થયેલ છે તે મનુષ્ય સંન્યાસ લેવાને બદલે પોતાના 'વર્ણાશ્રમકર્મો કરે' તોપણ કર્મજન્ય દોષથી લિપ્ત થતો નથી (कुर्वन्नपि न लिप्यते).

(૫) ગીતા ૫. ૨૫. સર્વભૂતનાં હિતમાં આનંદ લેતા 'યોગીઓ' બ્રહ્મનિર્વાણ પ્રાપ્ત કરે છે.

(૬) ગીતા ૫. ૨૯. શ્રીકૃષ્ણ 'યજ્ઞ' અને તપના 'ભોક્તા', સર્વ પ્રાણીના ઈશ્વર અને ભૂતમાત્રના (યુદ્ધમાંના એક પક્ષના જ નહિ ) સુહૃદ છે; એવા શ્રીકૃષ્ણના જ્ઞાનથી શાન્તિ મળે છે

(૭) ગીતા ૬. ૨૯–૩૨ માં સર્વભૂતોની ઉત્પત્તિનાં જ્ઞાનની "નિષ્કામ કર્માચરણ"માં અગત્ય બતાવી છે; અને શ્રીકૃષ્ણ સર્વભૂતોમાં છે, એમ જાણી સર્વભૂતમાં રહેલાં એકજ તત્ત્વ શ્રીકૃષ્ણની જે મનુષ્ય ભકિત કરે છે તે 'યોગી' 'ગમે તે કર્મ કરે છતાં' (सर्वथा वर्तमानोऽपि) શ્રીકૃષ્ણમાંજ મુકિત મેળવે છે, એમ કહ્યું છે. સર્વજીવોના આત્મા એકજ છે, તેમ સમજી જે 'યોગી' (નિષ્કામ કર્મ કરનાર) સર્વભૂતોમાં સમાનતાથી રહેલા પરમાત્માને જુએ છે તે ઉત્તમ 'યોગી' છે (૬. ૩૨).

(૮) ગીતા ૭.૬માં શ્રીકૃષ્ણની પરાપ્રકૃતિ ભૂતમાત્રનું ઉત્પત્તિ સ્થાન છે અને શ્રીકૃષ્ણ સર્વજગતની ઉત્પત્તિ અને લય (નું કારણ) છે (૭. ૬, ૯, ૧૦), એ સિદ્ધાન્ત દર્શાવીને એનોજ વિસ્તાર (શ્લોક ૭–૧૨ માં) કર્યો છે, અને નિષ્કામ કર્માચરણ કરનારાજ, 'વાસુદેવ (મારું સર્વ છે' એમ માનીને 'નિષ્કામ કર્માચરણ' કરે છે, જ્યારે "સકામ કર્મીઓ ઇતર દેવતાઓનો આશ્રય લે છે," એવો ભાવાર્થ કર્યો જણાય છે (૭. ૧૯–૨૦).

(૯) ગીતા ૮મા અધ્યાયમાં, છઠ્ઠા અધ્યાયના યોગભ્રષ્ટથી ઊલટું, યોગી એટલે 'ધ્યાન-વિશિષ્ટ નિષ્કામ કર્માચરણ કરનાર'ને (જુઓ અભ્યાસયોગ ૮. ૮ માં) ભકિતથી "જે પુરુષમાં 'ભૂતમાત્ર' રહ્યાં છે" તેની પ્રાપ્તિ થાય છે, એમ કહ્યું છે (૮. ૨૨).

(૧૦) ગીતા ૯. ૪–૧૦. ભૂતમાત્ર શ્રીકૃષ્ણમાં જ રહે છે (૯. ૪–૬). શ્રીકૃષ્ણની જ પ્રકૃતિમાં લય પામે છે, શ્રીકૃષ્ણ સર્વભૂતોને કલ્પના પ્રારંભમાં સરજે છે, અને તે ક્રમ ચાલુ જ રહે છે, છતાં એ લય તથા સૃષ્ટિની 'ક્રિયા' શ્રીકૃષ્ણને 'બંધન કરતી નથી.' શ્રીકૃષ્ણ ભૂત અર્થાત્ સ્થાવરજંગમ જગતની ઉત્પત્તિ અને નાશ વખતે પ્રકૃતિના અધ્યક્ષ હોય છે. તેમનાં અધ્યક્ષપણા વિના ભૂતોની ઉત્પત્તિનાશની 'ક્રિયા' શક્ય નથી, છતાં શ્રીકૃષ્ણ પોતાના 'ઉદાસીનપણાને લીધે એ કર્મોનાં ફળથી બંધાતા નથી' (૯. ૯). (ગીતા ૯. ૧૩ જુઓ.)

(૧૧) ગીતા ૧૦. ૧૫ માં પુરુષોત્તમ (એટલે શ્રીકૃષ્ણ)ને ભૂતોનું કારણ ને ભૂતોના ઈશ કહ્યા છે. ૧૦. ૨૦ માં સર્વભૂતોના હૃદયમાં રહેલો આત્મા હું છું, ને ભૂતોનો આદિ, મધ્ય અને અન્ત હું છું, એમ શ્રીકૃષ્ણ કહે છે. "ભૂતોની ચેતના=ચૈતન્ય શકિત હું છું" (૧૦. ૨૨). જે જે વિભૂતિઓ કહી છે તેમાં "તે તે વિભૂતિનાં 'પરાક્રમો' શ્રીકૃષ્ણનાં પોતાનાં જ છે," એમ કહેવાનો આશય અહીં જણાય છે.

(૧૨) ગીતા ૧૦. ૩૯. "સર્વ ભૂતોનું જે બીજ છે તે પણ હું છું. (એટલે) ચર કે અચર પ્રાણીઓમાં એવું પ્રાણી નથી કે જે (નું અસ્તિત્વ) મારા (અસ્તિત્વ) વગર હોઈ શકે," 'માટે દરેક પ્રાણી રૂપે શ્રીકૃષ્ણ કર્મો કરી રહ્યા છે.'

(૧૩) ગીતા ૧૧. ૨ માં અર્જુન કહે છે કે "તમારી પાસેથી ભૂતોની ઉત્પત્તિ ને વિલય મેં વિસ્તારથી સાંભળ્યાં "અને તેથી 'યુદ્ધ ન કરવું', તેવો મારો મોહ જતો રહ્યો." ગીતામાં "ભૂતોની ઉત્પત્તિ" નિષ્કામ કર્મની સમજણ માટે ચર્ચી છે.

(૧૪) ગીતા ૧૧. ૭. શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે કે "અહીં એક જ સ્થળે એટલે મારા દેહમાં 'ચરાચર' જગત તું જો" અને તે મુજબ શ્રીભગવાનના દેહમાં અર્જુન સમસ્ત જગતનું દર્શન કરે છે (૧૧. ૧૩). તેમાં યુદ્ધની 'ક્રિયા પણ તેને ચાલતી દેખાય છે.' એટલે પોતે માત્ર નિમિત્ત છે, એ સમજણ અર્જુનને થાય છે.

(૧૫) ગીતા ૧૧. ૨૮. ભગવાનના એક રૂપમાં મનુષ્યલોકના વીર પુરુષોને પ્રવેશતાં અર્જુન જુએ છે, અને લોકો વિનાશ માટે જ શ્રીકૃષ્ણમાં દાખલ થાય છે, એ પણ અર્જુન સમજે છે. એટલે વિનાશની ક્રિયા શ્રીકૃષ્ણની 'ક્રિયા' છે.

(૧૬) ગીતા ૧૧. ૫૫. અગિયારમા અધ્યાયમાં જે યોગ કહ્યો છે તે 'યોગનું આચરણ' સર્વ ભૂતો પ્રતિ નિર્વૈર થઇને કરવાનું છે.

(૧૭) ગીતા ૧૩. ૨૬–૩૦. બ્રહ્મ ભૂતોની બહાર અને અંદર છે, અને બ્રહ્મ જ ચર અને અચર (ભૂતરૂપે) છે (૧૩. ૧૫). ભૂતોમાં બ્રહ્મ છે, અને તેથી બ્રહ્મના ભાગો પડી ગયા હોય એમ (વિભક્ત) લાગે છે, છતાં બીજી રીતે બ્રહ્મ અવિભક્ત છે. તે બ્રહ્મને મનુષ્યે ભૂતોની સ્થિતિમાં આધાર, લયમાં આશ્રય અને ઉત્પત્તિમાં બીજ સમજવું (૧૩. ૧૬). સ્થાવરજંગમ જે કંઈ સત્ત્વ ઉત્પન્ન થાય છે તે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના સયોગથી થાય છે (૨૬). પરમેશ્વર સર્વ ભૂતોમાં સમાનજ રહે છે; વિનાશી ભૂતોમાં અવિનાશી રહે છે; એમ જે સમજે છે તેજ ખરો જ્ઞાની છે (૨૭). ભૂતમાત્રમાં પરમાત્મા એક સરખા રહે છે, એમ સમજી જે મનુષ્ય પોતાના આત્મા દ્વારા બીજાના આત્માની હિંસા કરતો નથી તે પરા ગતિ ને પામે છે (૨૮). અને 'સર્વ કર્મો પ્રકૃતિથીજ થાય છે' તથા આત્મા અકર્તા (અભોક્તા) છે, એમ જે સમજે છે તે જ્ઞાની છે (૨૯). જ્યારે "પરસ્પર વિભક્ત ભૂતો એક પરમાત્મામાં રહેલાં છે," એમ મનુષ્ય સમજે છે, અને તેજ પરમાત્મામાંથી ભૂતોનો વિસ્તાર (ઉત્પત્તિ) છે એમ જાણે છે, ત્યારે બ્રહ્મને પ્રાપ્ત કરે છે (૩૦). આ (જીવરૂપી) પરમાત્મા (નો અંશ) અનાદિ છે, સત્વાદિગુણોરહિત છે અને અવ્યય છે. શરીરમાં તે રહે છે છતાં 'એ કંઈ કર્મ કરતો જ નથી અને તેથી તે નિર્લિપ્ત છે' (૩૧). ગીતાના આ શ્લોકોમાં એકજ પરમાત્માથી સર્વ ભૂતોની ઉત્પત્તિ સમજાવી છે, અને સ્વાર્થખાતર ભૂતોનો નાશ જે મનુષ્ય કરે છે તે હિંસા નું 'પાપ કરે છે' (શ્લોક ૨૮), અને 'ધર્મયુદ્ધને ખાતર યુદ્ધ કરનાર નિર્લિપ્ત રહે છે,' એમ અહીં કહ્યું છે (શ્લોક ૨૯). ૨૯મા શ્લોકનો અર્થ, ગીતામાં અનેક શ્લોકોમાં પ્રકૃતિજ સર્વ કર્મનું કારણ છે, એમ કહ્યું છે (૩. ૨૭–૨૯, ૫.૧૪, ૧૩. ૨૦, ૧૮. ૪૧), તેને અનુલક્ષીને કરવો જોઇએ; અને એજ અર્થને શ્લોક ૨૮ તથા શ્લોક ૩૦ ની સાથે સુસંગત રીતે સમજાવવો જોઇએ. જો એ સમજૂતી બરાબર હોય તો આપણને જણાશે કે ભૂતોની ઉત્પત્તિ અને ભૂતોમાં પરમાત્માની સ્થિતિનું જે વર્ણન ગીતામાં વારંવાર કરવામાં આવ્યું છે, તેનો ઉદ્દેશ પ્રાણીમાત્રના ભ્રાતૃત્વ ને પરમાત્માના પિતૃત્વનો બોધ આપી સ્વાર્થપરાયણ માનવવધ નો નિષેધ કરવાનો છે, તેમજ, સાથેસાથ એ એકપિતૃત્વ બરાબર સમજીને કેવળ સ્વધર્મ ખાતર જે યુદ્ધ કરવું પડે છે તેનાં પાપથી મનુષ્ય નિર્લિપ્ત રહે છે, એમ કહેવાનો છે.

(૧૮) ગીતા ૧૪. ૩–૪. જે યોનિમાં ભૂતોની ઉત્પત્તિ માટે હું બીજ મૂકું છું તે યોનિ મહદ્ બ્રહ્મ છે, અને તેમાંથી સર્વભૂતોનો જન્મ થાય છે (૩). પ્રાણીની જેટલી જાતિઓ છે તે સર્વ જાતિઓમાં જે (દેહયુક્ત જીવો એટલે) પ્રાણીઓ જન્મે છે તેઓની યોનિ (ઉત્પત્તિસ્થાન) મહદ્બ્રહ્મ છે અને બીજ મૂકનાર પિતા હું છું. ૧૪. ૧–૪ તો માત્ર ૧૪. ૫ ની 'પ્રસ્તાવના રૂપે છે.' ૧૪.૫ થી ગુણત્રયવિભાગયોગ શરૂ થાય છે.

(૧૯) ગીતા. ૧૬. ૬ માં કહ્યું છે કે સૃષ્ટિથીજ પ્રાણીઓ બે પ્રકારનાં છેઃ દૈવી પ્રાણીઓ ને આસુરી પ્રાણીઓ. અહીં, આગળ જતા કહ્યું છે કે આસુરી પ્રાણીઓ 'સકામ કર્મજ કરે છે,' નિષ્કામ કર્મ કરતાંજ નથી (શ્લોક ૧૦-૧૬). અર્જુનને શ્રીકૃષ્ણ કહે છે કે "તુ દૈવી સંપતિ મેળવીને જન્મ્યો છે" (શ્લોક ૫); માટે અર્જુન 'નિષ્કામ કર્મ જ કરશે.'

(૨૦) ગીતા ૧૮. ૨૦-૨૨. ભૂતોની ઉત્પત્તિ અને ભૂતોમા એક અવ્યય અવિભક્ત તત્ત્વ રહ્યું છે. તે જ્ઞાનનો ઉપયોગ 'પોતાનાં કાર્યો કરવામા' ( નિષ્કામ કર્માચરણમાં ) કરવાનો છે, એ અગાઉ જણાવ્યું છે જ (પાનું ૧૨).

(૨૧) ગીતા. ૧૮. ૫૪-૫૬ ઉપરથી જણાય છે કે સર્વભૂતો પ્રત્યે સમાન વર્તન રાખીને (૫૪)સંન્યાસગ્રહણ કરવાને બદલે પોતાના વર્ણ તથા આશ્રમનાં 'સર્વકર્મો હમેશા મનુષ્ય કરે તોપણ' (સંન્યાસ ગ્રહણ કરનારાની જેમજ) શાશ્વત પદને પ્રાપ્ત કરે છે (૫૬). "સર્વકર્માણ્યપિ સદા કુર્વાણઃ" માં 'અપિ' અગત્યનો શબ્દ છે.

(૨૨) ગીતા. ૧૮. ૬૧-૬૨. ગીતા ૧૮. ૬૨ નો અર્થ યોગ (નિષ્કામ કર્માચરણ) પરત્વે છે, એ વાત જો આપણે સ્વીકારીએ તો, સર્વ ભૂતોનાં હૃદયમાં 'ભ્રમણ કરાવનાર' ઇશ્વિર રહે છે (૧૮. ૬૧) અને એ રીતે એજ ઇશ્વિર સર્વ ભૂતોનો પ્રેરક છે, એ જ્ઞાન પ્રાપ્ત કરી સર્વભૂતના હૃદયમાં રહેલા ઇશ્વિરનાંજ શરણે જઇને પોતાના કર્મો નિષ્કામ બુદ્ધિથી કરવાનો બોધ શ્રીકૃષ્ણે અર્જુનને આપ્યો છે, એમ આપણે માનવું જોઈએ.

ઉપર દર્શાવેલા ગીતાના શ્લોકો ઉપરથી આપણે કહી શકીએ કે

(૧) ભૂતોની ઉત્પત્તિ તથા લય એકજ પુરુષ અથવા બ્રહ્મથી થાય છે. એ સિદ્ધાન્ત ગીતામા વારંવાર કહ્યો છે;

(૨) જે શ્લોકોમાં એ સિદ્ધાન્તનો ઉપયોગ સ્પષ્ટ દર્શાવવામાં આવ્યો છે, તે શ્લોકોમાથી આપણને જણાય છે કે નિષ્કામ કર્મના (એટલે યોગના) સિદ્ધાન્તનુ આચરણ કરતા પહેલા ભૂતમાત્રની ઉત્પત્તિનું કારણ એકજ બ્રહ્મ છે તે સમજવુ; અને તેજ જ્ઞાન જેને છે તે જ્ઞાની 'નિષ્કામ કર્મ' ની નીતિ અનુસાર લડવાના યુદ્ધ ( કે હિંસા ) નો અધિકારી છે પરમાત્મા એક અમુક મનુષ્યના કે પક્ષના પિતા નથી, પણ ભૂતમાત્રના પિતા છે, પરમાત્મા એક અમુક મનુષ્ય કે મનુષ્યસમુદાયના સુહૃદ છે એમ નહિ પણ સર્વ ભૂતોના સુહૃદ છે (૫ ૨૯); એવું જ્ઞાન પણ ગીતોક્ત નીતિમા સમાયેલું છે;

(૩) જે જ્ઞાનથી કર્મ બળીને ભસ્મ થાય છે તે જ્ઞાન ( જે નિષ્કામ કર્મના આચરણનો પાયો છે ) તે 'સર્વ ભૂતોને પોતામાં અને શ્રીકૃષ્ણમાં જોવા'નું જ્ઞાન છે (૪. ૩૫-૪૧);

(૪) જે પોતાના આત્મા તથા સર્વભૂતોના આત્માને એક જ સમજે છે તે પોતાના બધા કર્તવ્ય કર્મો કરે તો પણ નિર્લિપ્ત રહે છે (૫ ૭); અને

(૫) નિષ્કામ કર્માચરણ કરનાર, પરમાત્માનું જે સ્વરૂપ સર્વભૂતોમાં રહ્યું છે તેના શરણે જાય છે અને પછી કર્મો કરે છે.

આ રીતે, અદ્વૈતવાદી તત્ત્વજ્ઞાનના મુખ્ય સિદ્ધાન્તો (tenets) પૈકી આ એક ઘણાજ અગત્યના સિદ્ધાન્તનો ("બ્રહ્મ સર્વ ભૂતોની ઉત્પત્તિ, સ્થિતિ ને લયનું કારણ છે" એ સિદ્ધાન્તનો) ઉપયોગ ગીતામાં "આધ્યાત્મિક નીતિનો 'નિષ્કામ કર્માચરણ' (યોગ) રૂપી સર્વશ્રેષ્ઠ સિદ્ધાન્ત શીખવવા માટે" કરવામાં આવ્યો છે. આ સિદ્ધાન્ત બીજી રીતે સ્પષ્ટતાથી દર્શાવીએ તો આપણે કહી શકીએ કે ગીતા મુજબ, સર્વ ભૂતમાત્રનું બંધુત્વ અને પરમાત્માનું પિતૃત્વ (ગીતા. ૧૪. ૪) સમજીને નિષ્કામ કર્મનું આચરણ કરનાર ખરા યોગી કહેવાય. ગીતાના જુદા જુદા અધ્યાયોમા આ સિદ્ધાન્તનાં વર્ણનોમાં કંઈ કંઈ સૂક્ષ્મ તફાવત છે; એટલે દરેક અધ્યાયનું આ વર્ણન સ્વતંત્ર રીતે જ કરવામાં આવ્યું છે. દરેક વર્ણન ભૂતોની ઉત્પત્તિ–સ્થિતિ–લયના વિષયમા થોડી થોડી ભિન્ન ભિન્ન માન્યતા ધરાવનારા જુદા જુદા મનુષ્યોને જુદી જુદી રીતે નિષ્કામ કર્મ (યોગ) સમજાવવા માટે છે. પરંતુ ઉપનિષદોની જેમ કેવળ ધ્યાન કે ઉપાસનામા ઉપયોગ કરવા માટે ભૂતોની ઉત્પત્તિ વગેરેની વિચારણા ગીતામાં આપી નથી.

## પ્રકરણ ૪.

## ગીતાની યજ્ઞની ભાવના

ગીતાના સમયમાં વૈદિક ' યજ્ઞ ' ધર્મનો પ્રચાર પુષ્કળ હશે. તેથી ' નિષ્કામ કર્મ ' સમજાવવા માટે ગીતામાં 'મૂળવૈદિક યજ્ઞ તથા યજ્ઞની ભાવનાનો' ઉપયોગ કરવામાં આવ્યો છે. વૈદિક યજ્ઞ " કામ્ય " યજ્ઞ હતો. ગીતાને યજ્ઞ સામે વિરોધ નથી, યજ્ઞની સકામ ભાવના સામે વિરોધ છે. વૈદિક ધર્મ એટલે ત્રયીધર્મ પ્રત્યે ગીતાનું વલણ કેવું છે, તેની ચર્ચા અહીં નહિ કરીએ. કેવળ, યજ્ઞની જે ભાવના તત્કાલીન સમાજમાં પ્રચલિત હતી, તેનો ઉપયોગ ગીતાકારે પોતાની નિષ્કામ કર્મની ભાવના સમજાવવા કેવી રીતે કર્યો છે, તેને જ પ્રધાનપણે અનુલક્ષીને આ પ્રકરણમાં આગળ ચાલીશું.

(૧) ત્રીજા અધ્યાયમાં જે યજ્ઞ કહ્યો છે તે 'અસલ વૈદિક યજ્ઞ' છે. આ બાબત શ્લોક ૧૦–૧૬ ઉપરથી સ્પષ્ટ થાય છે. એ સમાજમા એવી માન્યતા હતી કે દૃશ્યમાન ભૂતમાત્રની "સ્થિતિ" માટે 'વૈદિક યજ્ઞ' થવો જ જોઈએ કેમકે અન્નમાંથી ભૂતોની ઉત્પત્તિ, પર્જન્યમાંથી અન્નની ઉત્પત્તિ, યજ્ઞમાંથી પર્જન્યની ઉત્પત્તિ, કર્મ નામના એક તત્ત્વ (ક્રિયાશક્તિ, કર્તૃત્વરૂપી તત્ત્વ) માંથી યજ્ઞની ઉત્પત્તિ, પ્રકૃતિમાંથી કર્મતત્ત્વની ઉત્પત્તિ, અક્ષરમાંથી પ્રકૃતિની ઉત્પત્તિ થાય છે, તે રીતે યજ્ઞ અક્ષર બ્રહ્મમાંથી ઉત્પન્ન થયો છે, અને દૃશ્યમાન પ્રાણી માત્ર રૂપ સર્વગત (અક્ષર) બ્રહ્મ યજ્ઞમાંથી (પર્જન્ય અને અન્ન દ્વારા) ઉત્પન્ન થાય છે અને યજ્ઞમાં (પર્જન્ય અને અન્ન દ્વારા) સ્થિતિ ( પ્રતિષ્ઠા ) કરે છે. આમ યજ્ઞ અને બ્રહ્મનો પરસ્પર આધાર (' चक्र ' શ્લોક ૧૬) છે. દરેક મનુષ્યે આ "ચક્ર" ચાલુ રાખવું જોઈએ, અર્થાત્ "વૈદિક યજ્ઞ ચાલુ રહે માટે ગૃહસ્થે પોતાના સર્વ કર્મો કરવા જોઈએ." ઇન્દ્રિયોના ભોગ ખાતર કર્મો ન જ કરવાં જોઈએ ( શ્લોક ૧૬ ઉત્તરાર્ધ ), અર્થાત્ કર્મના ફલોની ઇચ્છાથી કર્મો ન કરવાં જોઈએ, મુક્તસંગ બની યજ્ઞ માટે સ્વકર્મો કરવાં જોઈએ.

(૨) ગીતા ૪. ગીતાના ત્રીજા અધ્યાયમાં પર્જન્ય અને અન્ન દ્વારા લોકોની આર્થિક-સમૃદ્ધિ કરનાર વૈદિક "યજ્ઞ" લોકસમાજમા ચાલુ રહે અને 'ચક્ર' પરિવર્તન થયા કરે 'તે માટે' દરેક આર્ય (સંન્યાસ ન લેતાં અથવા કેવળ ઉદર પોષણનું જ જીવન ન જીવતાં) 'સ્વકર્મ કરવાનું' ચાલુ રાખે, એમ કહ્યું છે. ગીતાના ચોથા અધ્યાયમાં પણ " યજ્ઞ માટે " સ્વકર્મો કરવાનો બોધ છે ( यज्ञायाचरत· कर्म समग्र प्रविलीयते ૪. ૨૩) "યજ્ઞ માટે" સ્વકર્મ કરનારનાં કરેલાં કર્મો ફળ આપતાં નથી, બંધન ઉત્પન્ન કરતાં નથી પણ આ ચોથા અધ્યાયનો યજ્ઞ 'આધ્યાત્મિક યજ્ઞ' છે અને ત્રીજા અધ્યાયના યજ્ઞ કરતાં જુદો જ છે; ચોથા અધ્યાયનો યજ્ઞ એક સ્વતંત્ર ભાવના (મનોવૃત્તિ) રૂપ યજ્ઞ છે.

લાંબી ચર્ચામાં ઊતારવાને બદલે, હુ જેમ આ ભાવના સમજું છું તેમ ટૂંકમાં અહીં દર્શાવું છું.. સામાન્ય (વૈદિક) યજ્ઞમાં अग्नि, हविस्, यजमान, फल, વગેરે હોય છે; તે સર્વ સ્થૂલ સામગ્રી નજરે દેખાય છે. "તેની રીતે ચિત્તરૂપી ચક્ષુ સમક્ષ ચોથા અધ્યાયના યજ્ઞમાં પણ अग्नि, हविस्, यजमान, यजन (હોમવાની ક્રિયા), फल વગેરે હોય છે." દરેક મનુષ્ય, કોઈપણ ધંધો કરનાર, આ-આધ્યાત્મિક યજ્ઞ કરે જ છે, એમ અહીં ગીતા કહે છે. દા. ત. એક આધ્યાપક લ્યો, તે જ્ઞાન

કરે છે અને તેનું વિતરણ કરે છે. હવે, જો એ પ્રાધ્યાપક માને ( ગીતા કહે છે કે એણે માનવું જ ) કે મારું જ્ઞાન મને અમુક દેવ (ઇષ્ટદેવ) કે અમુક તત્ત્વ પાસેથી મળ્યું છે અને એ જ્ઞાન મારે એજ દેવ કે તત્ત્વને પાછું આપવું જોઈએ (કેમકે જેનું હોય તેને પાછું આપવું જોઈએ) અને વિદ્યાર્થીને તે જ્ઞાન આપતી વખતે એવી ભાવના રાખે કે હું જે મૂળ સ્થળેથી (Sourceમાંથી) મને જ્ઞાન મળ્યું છે તે મૂળ માલિકને હું તે જ્ઞાન પાછું આપુ છુ, તો "તે પ્રાધ્યાપક પોતાનો ધંધો એક 'યજ્ઞ' ખાતર જ કરે છે," એમ ગીતા કહે છે જેની પાસેથી પોતાને જ્ઞાન મળ્યું છે તે (Source) મૂળ માલિક (દેવ કે તત્ત્વ) अग्नि છે; તે જ્ઞાન વિદ્યાર્થીને આપવાની અધ્યાપનક્રિયા તે હવિસ્‌ને અગ્નિમાં હોમવાની ક્રિયા છે એટલે યજન ક્રિયા છે; અને એ ભાવનાવાળો પ્રાધ્યાપક યજમાન છે; જેની માલિકીનું જ્ઞાન છે તેને તે પાછુ આપે છે માટે તેજ ફલ છે; અર્થાત્ આસક્તિ રહિત ધંધો કરાય છે માટે એ ક્રિયા બંધનકારક ફલ ઉત્પન્ન કરતી નથી આ પ્રમાણે, એક ધનિક પોતાનું દ્રવ્ય ઈશ્વર પાસેથી પ્રાપ્ત થયું છે, એમ માની કોઈ યોગ્ય વ્યક્તિ (पात्र) ને કે યોગ્ય સંસ્થાને પોતાનુ ધન આપે, અને એ આપતી વખતે, ઈશ્વરને જ હુ એનુ જ ધન પાછુ આપુ છુ, એ ભાવના રાખે, તો તે ધનિક ઈશ્વર-રૂપી अग्निમાં ધનરૂપી હવિસ્‌ની આહુતિ આપે છે (यजन ક્રિયા કરે છે). પ્રાધ્યાપક જ્ઞાનયજ્ઞ કરે છે; ધનિક द्रव्ययज्ञ કરે છે મારા મત મુજબ श्रेयान् द्रव्यमयाद्यज्ञाज् ज्ञानयज्ञः परंतप (ગીતા ૪. ૩૩)માં ઉપર્યુક્ત રીતે જ ધનિકના દ્રવ્યયજ્ઞ કરતાં જ્ઞાનધરાવનારના જ્ઞાનયજ્ઞને વધારે સારો કહ્યો છે.

ગીતાના ચોથા અધ્યાયમાં સમાજની દરેક વ્યક્તિ પોતાના ધંધાનું કર્મ કરતી વખતે અથવા પોતાનુ જીવન જીવતી વખતે વસ્તુતઃ એક યજ્ઞ જ કરે જાય છે, અને કરવો જોઈએ, એ ભાવના સમજાવી છે. ગીતાકારે પ્રચલિત યજ્ઞની ભાવનાનો ઉપયોગ પોતાના નિષ્કામ કર્માચરણ (યોગ)નો એક પ્રકાર (એક યોગ) સમજાવવા માટે કર્યો છે, એમ મારું માનવું છે. આવો એક પણ યજ્ઞ જે મનુષ્ય કરતો નથી તેને આ લોકનું સુખ મળતું નથી, તો બીજા લોકનું સુખ ક્યાંથી જ મળે? આ બધાં યજ્ઞોનું અનુષ્ઠાન બ્રહ્મના **મુખમાં** જ થાય છે; આ યજ્ઞો कर्म નામના એક તત્ત્વમાંથી ઉત્પન્ન થયા છે (અને कर्म અથવા क्रियाशक्ति प्रकृतिમાંથી ઉત્પન્ન થઈ છે), એમ કહ્યું છે. "વર્ણાશ્રમકર્મ સંબંધી આ પ્રકારનું જ્ઞાન તને થશે તો, તું કર્મો કરવા છતાં કર્મબંધનથી છૂટીશ" (૪.૩૨).

શ્લોક ૨૪ અને તે પછીના શ્લોકોમાં જુદા જુદા "योगिनः" (નિષ્કામ કર્મીઓ) નો નિર્દેશ છે. "अपरे योगिनः", अन्ये, अपरे, એમ કહ્યું છે, તે ઉપરથી જુદા જુદા પ્રકારના योगिनः (નિષ્કામ કર્માચરણ કરનારાઓ) વિશે અહીં કહ્યું છે, એમ સાબિત થાય છે. ( સરખાવો ब्र. सू. ३–४–२६, सर्वापेक्षा च यज्ञादिश्रुतेरश्ववत् અને ३-४-२५ अत एव चाग्नीन्धनाद्यनपेक्षा ઉપર A Critique of the Brahmasutra : Part I: Interpretation of the Sutras, by P. M. Modi, pp. 260–262 )

શ્લોક ૨૪. આ શ્લોકનો અર્થ સાદો લાગે છે. શ્લોક ૨૪ અને શ્લોક ૨૫ને સંબંધ હોય, એમ જણાય છે. ૨૪મા શ્લોકમાં એક, ૨૫ પૂર્વાર્ધમાં એક અને ૨૫ ઉત્તરાર્ધમાં એક, એમ ત્રણ જુદી જુદી રીતે પ્રાચીન વેદોક્ત પરંતુ પ્રચલિત યજ્ઞના અનુષ્ઠાનને સમજાવેલ હોય, એમ મને લાગે છે. શ્લોક ૨૪. અર્પણ ( સરવો, લાકડાની કડછી ) બ્રહ્મ જ છે; હવિસ્‌ બ્રહ્મ જ છે; બ્રહ્મરૂપી અગ્નિમાં યજમાનરૂપી બ્રહ્મથી જ હોમ કરાય છે; અને તે **પ્રકારના** ( तेन ) બ્રહ્મમાં

યજ્ઞકર્મના અર્પણ ( સમાધિ, યજ્ઞની સર્વ વસ્તુઓ બ્રહ્મનું જ રૂપ છે એમ કરેલા અધ્યારોપ) દ્વારા પ્રાપ્ય ( ગન્તવ્ય સ્થાન ) પણ બ્રહ્મ જ છે.

આ રીતે "પ્રચલિત યજ્ઞ કર્મનું જ આચરણ એક આધ્યાત્મિક યજ્ઞ માટે કરનારા વૈદિકોનો નિર્દેશ અહીં છે." મહાભારતમાં યજ્ઞો જ કરનારા ' યતિઓ 'નો નિર્દેશ મળી આવે છે. તેવા પ્રકારના આ લોકો જણાય છે, પણ ખાસ યતિઓ જ આ શ્લોકમાં કહ્યા નથી; તેથી યતિ કે ગૃહસ્થ, બન્ને "વૈદિક યજ્ઞ બ્રહ્મમાંથી ઉત્પન્ન થયો છે અને બ્રહ્મને જ અર્પણ કરવો"; તો જ ફલથી નિર્લિપ્ત રહી બ્રહ્મ પ્રાપ્તિ કરાશે, એમ માનનારાઓનો એક સમાજ એ વખતમાં પણ હશે, એમ સમજવું જોઈએ. ( આ શ્લોક ઉપર શાંકર ભાષ્યમાં શંકરના પુરોગામી ભાષ્યકારનો મત જુઓ.) 'બ્રહ્મકર્મસમાધિના'માં કર્મ એટલે સંદર્ભ મુજબ, મનુષ્યનું દરેક કર્મ નહીં, પણ યજ્ઞરૂપી કર્મ.

શ્લોક ૨૫ પૂર્વાર્ધ. હમે ઉપર કહ્યું તેમ અહી પણ વૈદિક યજ્ઞ કર્મ પાળનાર સમાજનું એક બીજું વર્ણન છે. આ સમાજવાળા બ્રહ્મને યજ્ઞનું ઉત્પત્તિ સ્થાન માનવાને બદલે 'દેવ'ને અથવા 'દેવો'ને યજ્ઞનું ઉત્પત્તિ સ્થાન માને છે; અને અર્પણ (.સરવો), હવિસ્, અગ્નિ, યજમાન અને પ્રાપ્ય (ગન્તવ્ય), એ સર્વ ' દેવ' અથવા ' દેવો' રૂપ જ છે, (અથવા દેવો જે સર્વ રૂપ છો),) એમ માની યજ્ઞનું અનુષ્ઠાન કરે છે. "આ લોકો પણ નિષ્કામ રીતે યજ્ઞ કરનારા 'યોગીઓ' જ છે."

૨૫ ઉત્તરાર્ધ. યજ્ઞ જ કરનારા એક ત્રીજા પ્રકારના "યોગીઓ" (નિષ્કામ કર્મ કરનારાઓ) નો નિર્દેશ અહી છે. અગ્નિને બ્રહ્મ માનનારાઓનો ઉલ્લેખ શ્લોક ૨૪ અને શ્લોક ૨૫ ઉત્તરાર્ધ, બન્નેમાં છે. પણ શ્લોક ૨૪ માં યજ્ઞના "દરેક સાધન"ને બ્રહ્મ માનનારાઓનો ઉલ્લેખ છે, જ્યારે ૨૫ ઉત્તરાર્ધમાં બ્રહ્મરૂપી અગ્નિમાં સીધો યજ્ઞનો જ હોમ કરનારા"યોગીઓ"નો નિર્દેશ છે. આ તફાવત છે. તેથી ૨૫ ઉત્તરાર્ધનો અર્થ ઘણે ભાગે આમ થયો હશે ;—બ્રહ્મમાંથી યજ્ઞ ઉત્પન્ન થયો છે; એમ માની બ્રહ્મમાં જ યજ્ઞને અર્પણ કરનારાઓ બ્રહ્મરૂપી અગ્નિમાં યજ્ઞરૂપી વૈદિક કર્મને હોમે છે; આ લોકોને યજ્ઞના અગ્નિમાં કે યજ્ઞના અર્પણાદિક સાધનમાં બ્રહ્મ ભાવના હોતી નથી; પણ યજ્ઞની ઉત્પત્તિ બ્રહ્મમાંથી માનીને યજ્ઞ બ્રહ્મનો જ છે અને બ્રહ્મને જ અમે તેનો પોતાનો યજ્ઞ પાછો આપીએ છીએ, એમ આવા 'યોગીઓ' માને છે. 'एव' દ્વારા એવું સૂચન છે કે 'યજ્ઞ સિવાય યજ્ઞના અંગોમાં બ્રહ્મભાવના આ યોગીઓ ધરાવતા નથી.'

શ્લોક ૨૬ પૂર્વાર્ધ. ઇન્દ્રિયોનો સંયમ એજ અગ્નિ છે, અર્થાત્ ઇન્દ્રિયોનો સંયમ કર્યા પછી જો આપણે ઇન્દ્રિયોનો ઉપયોગ કરીએ, તો તે 'ઇન્દ્રિયો' આપણને તે તે "ઇન્દ્રિયોના દરેકના સંયમ (રૂપી અગ્નિ) માંથી મળે છે," એમ ફલિત થાય છે. એ રીતે આ પ્રકારનો યોગી ઇન્દ્રિયોના વિષયોનો ઉપભોગ કરવા છતાં નિર્લિપ્ત રહે છે, કેમકે દરેક પ્રકારનો ઉપભોગ કરવા છતાં તે 'ઇન્દ્રિયોને' તે તે 'ઇન્દ્રિયોના સંયમરૂપી અગ્નિમાં આહુતિ રૂપે હોમે છે.'

શ્લોક ૨૬ ઉત્તરાર્ધ. આ શ્લોકમાં જુદા પ્રકારના યોગીઓ (નિષ્કામ કર્માચરણ કરનારાઓ) નો નિર્દેશ છે: માટે "अन्ये (योगिनः)" કહ્યું છે.

મનુષ્યનો આત્મા અકર્તા છે, આપણને ઇન્દ્રિયો છે; માટે ઇન્દ્રિયોના શબ્દ વગેરે વિષયોની (શ્રવણ વગેરે) ક્રિયાઓ આપણા દેહમાં ચાલે છે. આત્મા પોતે કર્તા ન હોવાથી નિર્લિપ્ત છે. આ યોગીઓ શબ્દશ્રવણ વગેરે ક્રિયાઓમાંથી પોતાનું કર્તૃત્વ દૂર કરીને અને ઇન્દ્રિયોની 'વ્યક્તિગત

ક્રિયાઓ ઇન્દ્રિયોને પાછી આપીને 'ઇન્દ્રિયરૂપી અગ્નિઓમાં શબ્દાદિ વિષયોનો હોમ કરે છે.' આ રીતે અનાસક્ત જીવન ગાળે છે.

શ્લોક ૨૭. અહીં અન્ય પ્રકારના (अपरे) નિષ્કામકર્મીઓનો નિર્દેશ છે.

આપણા દેહમાં મુખ્યત્વે ઇન્દ્રિયોની ક્રિયાઓ અને શ્વાસોચ્છ્વાસની ક્રિયાઓ ચાલી રહી છે (प्राणकर्माणि).

જો આપણે મનને નિષ્કામ બનાવી શકીએ, તો પછી મનની ક્રિયાઓ નિષ્કામ થઈ જાય; એટલે 'आत्ममयमयोग' સિદ્ધ થાય, "મનના સંયમ દ્વારા નિષ્કામ કર્માચરણ" સિદ્ધ (પ્રાપ્ત) થાય. ત્યાર પછી સંન્યાસ ગ્રહણ ન કરતાં ગૃહસ્થજીવન ગાળી સર્વ ઇન્દ્રિયકર્મો અને પ્રાણક્રિયાઓ ચાલુ રાખી, તે કર્મો અને ક્રિયાના કર્તૃત્વનું અભિમાન દૂર કરી નાખીએ અને 'મનના (समत्व) સંયમરૂપ યોગમાંથી આ કર્મો અને ક્રિયાઓ ચાલે છે, તે તે યોગને પાછી આપીએ,' તો મનઃસંયમ-યોગઅગ્નિમાં ઇન્દ્રિયકર્મો અને પ્રાણક્રિયાઓ "હોમી" ગણાય. મનઃસંયમયોગરૂપી અગ્નિ પ્રગટ કરવામાં જ્ઞાન જ ઉપયોગી છે (માટે ज्ञानदीपिते કહ્યું છે).

શ્લોક ૨૮. જે યોગીઓ, પોતાનું 'દ્રવ્ય અમુક દેવ અથવા અમુક તત્ત્વ પાસેથી પ્રાપ્ત થયું છે,' તે હું તેને જ પાછું આપું છું, એમ માની તે દ્રવ્યનો ઉપયોગ કરે, તે યોગીઓ "દ્રવ્ય-યજ્ઞાઃ યોગીઓ" કહેવાય. સામાન્ય રીતે વેપારી, વણિકોને 'દ્રવ્યયજ્ઞો' (बहुव्रीहि स०) બનવાનું સદ્ભાગ્ય મળે.

તેવી રીતે જે મનુષ્યો તપશ્ચરણમાં જીવન ગાળે છે, તેઓ તપશ્ચરણમાંથી આસક્તિ દૂર કરવા 'તપ જ કોઈ દેવ કે પરતત્ત્વ દ્વારા જ મળ્યું છે'; અને તે તપ તે દેવ કે તત્ત્વનું જ છે, એ માન્યતાવાળું જીવન ગાળે તો તે તપસ્વીઓ તપોયજ્ઞાઃ (ब. स.) કહેવાય. તેઓ પણ એક પ્રકારના યોગીઓ જ છે. એમની માન્યતા દ્વારા, એ યોગીઓ: પોતાના તપની આહુતિ તે દેવરૂપી અગ્નિમાં આપે છે.

યોગ એટલે समत्व. કર્મની સિદ્ધિ-અસિદ્ધિમાં મનનું સમત્વ, તે જ મનુષ્યની સ્વાભાવિક સ્થિતિ છે; અને પોતે પ્રાપ્ત કરેલું સમત્વ પણ તે મૂળ સ્વાભાવિક સ્થિતિમાંથી છે; એમ માની પોતાના સમત્વમાંથી આસક્તિ દૂર કરી દેનારાઓ સ્વાભાવિક યોગ અથવા સમત્વમાં પોતાના સમત્વની આહુતિ આપે છે, અને 'योगयज्ञ' કરે છે. અથવા, 'પોતાનું સમત્વ કોઈ દેવ પાસેથી પ્રાપ્ત થયું છે', તેમ માની, તે દેવને એ સમત્વ પાછું આપનારાઓ પણ 'योगयज्ञाः योगिनः' કહી શકાય.

આ બધાઓ **વિવિધ પ્રકારના** યોગીઓ છે (अपरे).

શ્લોક ૨૮ ઉત્તરાર્ધ. અહીં ગીતા યતિઓને પણ યોગીઓ (નિષ્કામ કર્મ કરનારાઓ) તરીકે ગણાવે છે. **સંન્યાસીઓ** પોતે સ્વાધ્યાય કરે છે અને જ્ઞાન પ્રાપ્ત કરે છે તથા જ્ઞાન ફેલાવે છે, જ્ઞાનનું વિતરણ કરે છે. તે ક્રિયાઓ જે **સંન્યાસીઓ** આસક્તિ વગર કરે છે તે "स्वाध्याय-ज्ञानयज्ञाः यतयः" છે. પોતાના "સ્વાધ્યાય અને જ્ઞાનની (અમુક દેવ કે તત્ત્વને, તદ્રૂપી અગ્નિને) આહુતિ આપવાનો યજ્ઞ તેઓ કરે છે", કેમકે તે રીતે તેઓ પોતાના કર્મોમાં અહંકાર અને આસક્તિ ત્યજે છે.

શ્લોક ૨૯. મનુષ્ય જીવન જીવે છે તેમાં પ્રાણાપાન, શ્વાસ લેવો અને શ્વાસ બહાર કાઢવો, એ ક્રિયાઓ જ મુખ્ય છે. એ ક્રિયાઓમાંથી મમત્વ અને આસક્તિ જો દૂર કરી શકાય, તો નિષ્કામ શ્વાસોચ્છ્વાસ લેવાય ; અર્થાત્ સમગ્ર જીવન જ અનાસક્ત રીતે જીવાય; પોતાના સર્વ કર્મો કરવા છતાં નિર્લેપ રહી શકાય.

હવે "પ્રાણ (શ્વાસ અંદર લેવાની ક્રિયા) થાય છે, 'કેમ કે' અપાન (શ્વાસ બહાર કાઢવાની ક્રિયા) થાય છે", આમ માની શકાય. તેથી ઉલટું "અપાન ક્રિયા થાય છે 'કેમકે' તેની પહેલા તેના કારણરૂપ પ્રાણ ક્રિયા થાય છે" એમ પણ માની શકાય. મનુષ્ય પોતાના યત્નથી જીવતો નથી. શ્વાસ લેનાર કે શ્વાસ બહાર કાઢનાર 'હું શ્વાસ લઉ છું કે હુ શ્વાસ બહાર કાઢું છુ" એમ પ્રથમ વિચાર કરી પછી એ ક્રિયા કરતો હોતો નથી. પણ કુદરતી જ એ ક્રિયાઓ ચાલી રહી છે. તેમા પ્રાણ અને અપાનની પરંપરા ચાલી છે; દરેક એક બીજામાંથી ઉત્પન્ન થાય છે; એક બીજાનુ નિમિત્ત-ઉપાદાન બન્ને છે. "અપાન હોવાથી પ્રાણ છે," એમ સમજનારા યોગીઓ 'પ્રાણનો હોમ અપાનમા કરે છે' (अपाने जुह्वति प्राणम्). બીજા પ્રકારના લોકો 'પ્રાણમાં અપાનનો હોમ કરે છે' બન્ને પ્રકારની માન્યતાવાળા યજ્ઞ કરે છે અને નિષ્કામ જીવન ગાળે છે, તેથી તે યોગીઓ છે.

આ બન્ને પ્રકારના યોગીઓ પ્રાણાયામમાં તત્પર રહે છે, અને પ્રાણ અને અપાનની ક્રિયાઓને રોકે છે; અર્થાત્ આ પ્રકારના યોગીઓ પ્રાણાયામની ક્રિયામાંથી પોતપોતાના 'યજ્ઞ' માટે પ્રેરણા મેળવે છે; કોઈ દેવ કે કોઈ તત્ત્વની માન્યતા ધરાવતા નથી. ' ગીતા પ્રાચીન પ્રાણાયામ ક્રિયામાંથી પોતાનો એક યોગ સિદ્ધ કરે છે.'

શ્લોક ૩૦ પૂર્વાર્ધ. અહીં એક વધુ પ્રકારના નિષ્કામ કર્માચરણ કરનારાઓ ( अपरे )નો નિર્દેશ છે. આ યોગીઓ પ્રાણ, અપાન, સમાન, ઉદાન અને વ્યાનની જે ક્રિયાઓ ચાલે છે તે વિશે એવી માન્યતા ધરાવે છે કે દરેક "પુરોગામી" પ્રાણકર્મમાથી દરેક "પશ્ચાદ્‌ગામી" પ્રાણકર્મ થાય છે; તે મુજબ બીજી ચાર ક્રિયાઓ પણ ચાલે છે. દરેક ઉત્તરોત્તર ક્રિયા દરેક પૂર્વપૂર્વ ક્રિયાને લીધે છે. એ રીતે દેહની આ મુખ્ય ક્રિયામાથી આસક્તિ દૂર થાય છે. એમનું જીવન યોગ નુ જીવન બને છે.

શ્લોક ૩૦ ઉત્તરાર્ધ. આ આધ્યાત્મિક યજ્ઞ કરનારા બધા યોગીઓ યજ્ઞનુ જ્ઞાન ધરાવે છે અને એમના વ્યક્તિગત યજ્ઞથી એમના જીવનનાં પાપો નાશ પામે છે, ખાસ તો એમના (અર્જુન જેવા) ગૃહસ્થ જીવનનાં પાપો; કેમકે એ ગૃહસ્થ જીવનમાં જ પાપો વિશેષતઃ થાય છે. તે પાપો અનાસક્તિ અને સમત્વને લીધે તે તે યોગીઓને બંધન કરતાં નથી. જે स्वाध्यायज्ञानयज्ञाः यतयः છે. તેમના જીવનનાં પાપો પણ અમુક અગ્નિમા સ્વાધ્યાય અને જ્ઞાનરૂપી આહુતિઓ આપવા રૂપ 'માનસ યજ્ઞ દ્વારા દૂર થાય છે. ગીતા તેવા યતિઓને પણ યોગીઓ જ ગણાવે છે.'

શ્લોક ૩૧ આ પ્રકારનો આધ્યાત્મિક યજ્ઞ કર્યા પછી શેષ રહેલું અમૃત ખાનારાઓ સનાતન બ્રહ્મને પ્રાપ્ત કરે છે જે મનુષ્ય આવો એકેય યજ્ઞ કરતો નથી તેને આ લોક મળતો નથી તો બીજો (ઉત્તમ) લોક ક્યાંથી મળે ?

શ્લોક ૩૨. ઉપર થોડા યજ્ઞોનો નિર્દેશ કર્યો છે. એવા અનેકવિધ યજ્ઞો બ્રહ્મના જ મુખમાં પ્રસારિત થાય છે જે વસ્તુ જે દેવ કે તત્ત્વ પાસેથી પ્રાપ્ત થઈ છે તે વસ્તુ તે દેવને પાછી આપીએ

ત્યારે તે દેવ બ્રહ્મરૂપ જ બને છે અને તે (અગ્નિ)ના મુખમાં જ યજ્ઞની આહુતિઓ અપાય છે. તે સર્વ યજ્ઞો કર્મ નામના એક તત્ત્વમાંથી ઉત્પન્ન થયા છે. અર્થાત્ આ આધ્યાત્મિક યજ્ઞની ભાવના પણ ગીતામાં વારંવાર કહેલાં કર્મ અથવા ક્રિયા રૂપ તત્ત્વમાંથી પરિણામ રૂપે સિદ્ધ થાય છે. જગતમાં કર્મ કે ક્રિયા તત્ત્વ છે; અને દરેક વ્યાપાર કર્મથી થાય છે; માટે "યજ્ઞ" અને યજ્ઞની ભાવના જગતમાં છે.

આમ ચોથા અધ્યાયના યજ્ઞો સમજવા જોઈએ એવો મારો નમ્ર અભિપ્રાય છે.

(૩) ૫. ૨૯. યજ્ઞ અને તપ કરનારાઓ જો 'શ્રીકૃષ્ણને જ તે યજ્ઞતપના ભોક્તા માને,' તો તે યજ્ઞતપના ફલથી નિર્લિપ્ત રહે અને શાન્તિ (મોક્ષ) પ્રાપ્ત કરે. વૈદિક યજ્ઞના ભોક્તાઓ વિવિધ દેવો હતા અને ફલદાતા પણ તે દેવો જ હતા.

(૪) ગીતા ૮. ૨, ૪. ઉપનિષદોમાં અધિદૈવ, અધિભૂત, અધ્યાત્મ, એવા શબ્દો છે. પણ અધિયજ્ઞ શબ્દ નથી. ગીતા એક નવો શબ્દ "अधियज्ञ" બનાવે છે. ગીતા ૫. ૨૯ (ઉપર ૩) માં કહ્યા મુજબ "શ્રીકૃષ્ણ યજ્ઞોના અધિષ્ઠાતા દેવ છે; એજ અર્થ "અધિયજ્ઞ" નો પણ હશે."

(૫) ગીતા ૮. ૧૫-૧૬. શ્રીકૃષ્ણ પાસેથી પોતાનું જ્ઞાન પ્રાપ્ત થયું છે અને વિદ્યાર્થીઓ અથવા જિજ્ઞાસુઓને તે જ્ઞાન આપવાથી શ્રીકૃષ્ણને જ તેનું જ્ઞાન હું પાછું આપું છું; શ્રીકૃષ્ણ રૂપી અગ્નિમાં જ્ઞાનની આહુતિ આપું છું; એ માન્યતાપૂર્વક કરેલું જ્ઞાનવિતરણ (અથવા જ્ઞાનપ્રાપ્તિ પણ) એક 'ज्ञानयज्ञ' છે. स्वाध्यायज्ञानयज्ञाश्च यतयः संशितव्रताः (ગીતા ૪. ૨૮). આ જ્ઞાન શ્રીકૃષ્ણના સ્વરૂપનું જ જ્ઞાન હોય એમ જણાય છે, પરાત્પર શ્રીકૃષ્ણ એક છે; (જીવ અને પ્રકૃતિથી) ભિન્ન છે (पृथक्त्व); શ્રીકૃષ્ણ પોતે અનેકધા (एकं सद् विप्रा बहुधा वदन्ति–ऋग्वेद) છે; અને શ્રીકૃષ્ણ વિશ્વતોમુખ છે (અધ્યાય ૧૧. ૧૧); 'એમ ચાર પ્રકારે આ જ્ઞાન બતાવ્યું છે.'

(૬) ગીતા ૯. ૧૬. સામાન્ય વૈદિક યજ્ઞ વૈદિક દેવોને ઉદ્દેશીને થતો. ગીતા ૪.૨૪ મુજબ યજ્ઞ તથા યજ્ઞના સાધનો (अर्पण, हविः, अग्नि, यजमान) અને પ્રાપ્ય ફલને પણ 'નિરાકાર બ્રહ્મ' કહ્યું છે. ગીતા ૯. ૧૬માં યજ્ઞ અને યજ્ઞના સાધનોને 'સાકાર પર તત્ત્વ શ્રીકૃષ્ણ કહેલ છે.' વૈદિક યજ્ઞનાં રૂપાન્તરો કર્યાં છે.

ટૂંકમા 'ગીતા'માં નિષ્કામ કર્માચરણ એટલે યોગના ઉપદેશ માટે જે અનેક પ્રકારો અથવા योगो કહ્યા છે, તેમાં 'યજ્ઞ દ્વારા નિષ્કામ કર્માચરણના ઉપદેશનો એક મુખ્ય પ્રકાર છે.' ત્રીજા અધ્યાયમાં 'વૈદિક યજ્ઞ'ની જરૂરીયાત સ્વીકારી છે; પણ વ્યક્તિગત યજમાનની કામના-પૂર્તિ માટે નહિ, પણ લોકસમષ્ટિને વર્ષાની પ્રાપ્તિ થાય અને તે રીતે જગતની આબાદી થાય, તેના સાધનરૂપી યજ્ઞ ચાલુ રહે, તે ખાતર ગૃહસ્થ જીવનના સ્વકર્મો કરવાનું કહ્યું છે. ચોથા અધ્યાયમાં અમુક 'વૈદિક યજ્ઞોમાં પરિવર્તન કર્યું છે;' અને તદુપરાંત એક આધ્યાત્મિક 'યજ્ઞ' દરેક વ્યક્તિ પોતાના જીવન દ્વારા કરે જ છે, તે જાણવાની આવશ્યકતા કહી છે. તેવી રીતે બીજા અધ્યાયોમાં પણ યજ્ઞના વાહનદ્વારા જુદીજુદી વ્યક્તિઓને જુદીજુદી રીતે નિષ્કામ કર્માચરણનો બોધ ગીતામાં આપ્યો છે.

## પ્રકરણ ૫.

## નિષ્કામ કર્માચરણ (યોગ) ના વિવિધ પ્રકારો

ગીતાનો ઉપદેશ મુખ્યત્વે "નિષ્કામ રીતે કર્મના આચરણ" (યોગ) નો છે. ગીતામા તેને માટે અનેક માર્ગો અથવા તેના 'અનેક પ્રકારો' બતાવ્યા છે. બીજા શબ્દોમા, ગીતામા 'અનેક યોગો'નો ઉપદેશ છે.

(૧) પ્રચલિત 'વૈદિક યજ્ઞ સાર્વજનિક કલ્યાણ માટે, વરસાદ દ્વારા અન્ન અને અન્ન દ્વારા પ્રાણી માત્રના હિત માટે, ચાલુ રહે, તે ખાતર (यज्ञार्थ कर्म ગીતા ૩. ૯) સ્વકર્મો કરવાનો' (યોગનો) ઉપદેશ ત્રીજા અધ્યાયમાં છે (જુઓ પ્રકરણ ૮)

(૨) દરેક મનુષ્ય, યતિઓ પણ, એક આધ્યાત્મિક યજ્ઞ કરે છે અને તે 'માનસિક યજ્ઞ કરવા ખાતર પોતાના કર્મો કરવાં' છતા તેના પરિણામોથી મનુષ્ય નિર્લિપ્ત રહે છે; એ રીતનો 'યોગ' ગીતાના ચોથા અધ્યાયમા કહ્યો છે (જુઓ પ્રકરણ ૪).

(૩) ગીતા ૨. ૧૧–૩૮. આ શ્લોકોમાં सांख्यની સમજણ (બુદ્ધિ)આપી છે, એમ શ્લોક ૩૯મા કહ્યું છે. અહીં 'યુદ્ધ' (सांख्य) મા જીવોની જે હિંસા થાય છે તેનો જ માત્ર વિચાર (૨. ૧૧–૩૦) તથા તેજ વિચારને અનુકૂળ ક્ષત્રિયની ધર્મ યુદ્ધ (सांख्य)ની ફરજનો વિચાર, એ બે વિચારો આવે છે શ્લોક ૩૯ મુજબ ૨. ૩૦–૩૮ નો સમાવેશ सांख्य (યુદ્ધ સબંધી) સમજણમા કરવો જોઈએ કેટલાક વિદ્વાનોના મત મુજબ ગીતા ૨ ૧૧–૩૦ મા જીવાત્માનુ પૂરેપૂરુ અને ઊંડું જ્ઞાન આપવામાં આવ્યુ છે; પણ મારા મત મુજબ યુદ્ધમા જીવાત્માની હિંસા થઈ શકે છે કે કેમ ? એ એક સાદા પ્રશ્નનોજ વિચાર ત્રણ કલ્પના દ્વારા અહીં કર્યો છે :—(૧) જીવાત્મા જન્મતો નથી અને મરતો નથી, એટલે તેની હિંસા શક્ય નથી (૨. ૧૧–૨૫), (૨) જીવાત્મા નિત્ય જન્મે છે અને નિત્ય મરે છે (૨. ૨૬–૨૭) એટલે જીવની હિંસા થવા છતાં જીવ નાશવન્તઃ નથી, અને (૩) જીવ ક્યાથી આવ્યો અને ક્યા જશે તે જાણી શકાતુ નથી; તો પછી જીવની હિંસા થાય છે કે કેમ, તે કેમ કહી શકાય (૨ ૨૬–૨૯) ? માટે આ ત્રણે વિકલ્પો પૈકી કોઈપણ એક વિકલ્પ સત્ય હોય તો પણ "શોક કર્યા વગર અર્જુને યુદ્ધ કરવું (૨. ૧૧, ૧૩, ૧૮, ૨૫, ૨૬, ૨૭, ૨૮, ૩૦ ૩૮)," એજ બોધ શ્રીકૃષ્ણે આપ્યો છે વળી सांख्य (યુદ્ધ સબંધી) સમજણ સાથે સબધ ધરાવતો બીજો ભાગ ક્ષત્રિયની ફરજનો છે અને તે ફરજ, સ્વર્ગનુ રાજ્ય કે પૃથ્વીનુ રાજ્ય, બેમાથી કઈ પણ મળે તેવી આશા રાખ્યા વગર, યુદ્ધની સફળતા કે નિષ્ફળતા થાય, તે બન્નેમાં સમત્વ રાખીને, ક્ષત્રિયે બજાવવાની છે (૨. ૩૮). 'નિષ્કામ યુદ્ધ કરવાની આ સમજણને सांख्यबुद्धि કહેલ છે' (૨. ૧૧-૩૮).

આ સાંખ્યયોગના બીજા પ્રકાર માટે જુઓ નીચે

(૪) ગીતા ૨. ૪૦–૭૨. યોગબુદ્ધિથી પણ મનુષ્ય પોતાનાં કર્મો કરે તો કર્મફલોથી નિર્લિપ્ત રહી શકે છે. મૂળ વૈદિક ધર્મ કામ્ય કર્મકાંડનો હતો. ગીતાનો યોગ એટલે "વૈદિક તેમજ ઇતર સર્વ સ્વકર્મો ફલેચ્છાત્યાગપૂર્વક કરવાનો બોધ." 'મારો અધિકાર માત્ર કર્મ કરવાનો જ

ફ્લની પ્રાપ્તિ નો મને અધિકાર નથી. તેથી મારે ફ્લેચ્છા વગર કર્મો કરવાં. ઉપનિષદોમાંના સંન્યાસીઓના જેવો કર્મત્યાગ, જ્ઞાનપ્રાપ્તિ પછી પણ, ન જ કરવો. વેદના કર્મકાંડીઓની જેમ ફ્લેચ્છા પણ ન રાખવી (૨.૪૭)', એવી સમજણ જ્યારે મનુષ્યને થાય છે ત્યારે તે 'પોતાનાં કર્મોની સફળતા (સિદ્ધિ) તથા નિષ્ફળતા (અસિદ્ધિ), બન્નેમાં સમત્વ (હર્ષશોકરહિતપણા) રૂપી યોગ પ્રાપ્ત કરે છે.' એની બુદ્ધિ સમત્વમાં સ્થિર થાય છે; તે સ્થિતપ્રજ્ઞ, સ્થિરધીઃ, થાય છે. વૈદિક કર્મકાંડી તો જુદાં જુદાં ફ્લોની પ્રાપ્તિ પાછળ દોડે છે; તેની બુદ્ધિ ચંચળ, અસ્થિર જ રહે છે, વિષયોની પાછળ પડી હોય છે.

(૫) ગીતા ૩. ૨૭–૨૯. કર્મો કરતાં છતાં કર્મનાં બંધનથી નિર્લિપ્ત રહેવાનો એક વધુ માર્ગ પ્રકૃતિ, તેના ગુણો અને કર્મની સમજણનો છે. 'બધાં કર્મો પ્રકૃતિના ગુણોથી જ થાય છે; અહંકારથી વિમૂઢ મનવાળો મનુષ્ય પોતાની જાતને કર્તા માને છે' (૩. ૨૭). ગીતામાં પ્રકૃતિ-તત્ત્વના જ સમગ્ર કર્તૃત્વનો યોગ એક મુખ્ય પ્રકારનો યોગ છે. પ્રાયઃ તે પ્રકારના યોગને કર્મયોગ કહ્યો છે.

(૬) ગીતા ૩.૩૦. કર્મબંધનોથી મુક્ત રહેવાનો એક વધુ માર્ગ અહીં કહ્યો છે. અધ્યાત્મચિત્તથી 'સર્વ કર્મોનો જ શ્રીકૃષ્ણમાં સંન્યાસ કરવો' અને યુદ્ધ વગેરે પોતાનાં વર્ણાશ્રમકર્મો તેમાં રહેલી હિંસાની ચિન્તા રાખ્યા વગર (विगतज्वर:) કરવાં. યોગની આ પદ્ધતિ મુજબ કર્મોનાં "ફ્લો" શ્રીકૃષ્ણને અર્પણ કરવાના નથી; 'ફ્લો'નો અહીં વિચાર જ નથી. "કર્મો"નો જ શ્રીકૃષ્ણમાં ત્યાગ કરવાનો છે. આ એક બ્રહ્મસાક્ષાત્કારથી થયેલી વિશિષ્ટ મનોવૃત્તિ છે; જે અતિ-પવિત્ર ભૂમિકાની છે (ગીતા ૫. ૧૦–૧૧, ૧૩).

ગીતા ૩. ૩૦ માં પરતત્ત્વના સાકાર સ્વરૂપ 'શ્રીકૃષ્ણ'માં સ્વકર્મારોપનો નિર્દેશ છે. ગીતા ૫ ૧૦ માં પરતત્ત્વના નિરાકાર સ્વરૂપ 'બ્રહ્મ'માં સ્વકર્મોનો આરોપ કરવાનું કહ્યું છે.

(૭) ગીતા ૪. ૧૩–૧૪. ભગવાન શ્રીકૃષ્ણ પોતે અનેક કર્મો, સત્પુરુષોનું રક્ષણ, દુષ્ટોનો નાશ, ધર્મસંસ્થાપન, ગુણકર્મપૂર્વક ચાતુર્વર્ણ્યની સૃષ્ટિ, વગેરે કરે છે; છતાં તે ઉદાસીન, તટસ્થ રહે છે. એમને કોઈપણ પ્રકારની ફ્લકામના સંભવતી નથી. 'શ્રીકૃષ્ણ આદર્શ યોગી છે,' યોગેશ્વર છે. જનક વગેરે પણ તેવી જ રીતે નિર્લિપ્ત રહ્યા હતા, અને સિદ્ધિને પામ્યા હતા.

શ્રીકૃષ્ણનાં જન્મો અને કર્મોના ગુણગાન દ્વારા શ્રીકૃષ્ણ પ્રતિ અનન્યભક્તિ ઉત્પન્ન કરવાનો ઉદ્દેશ પુરાણોમાં છે. ગીતામાં તેવો ઉદ્દેશ ઓછો દેખાય છે. ગીતા (૪. ૧૪) તો શ્રીકૃષ્ણનાં જન્મ-કર્મોના દૃષ્ટાન્ત અને સિદ્ધાન્ત ઉપરથી યોગનો એક વિશિષ્ટ પ્રકાર નિષ્પન્ન કરે છે. અહીં શ્રીકૃષ્ણ સર્વશ્રેષ્ઠ યોગી (નિષ્કામકર્મી) છે.

૬ (૯) ગીતા ૪. ૩૫. 'ભૂતમાત્રને પોતાનામાં અને શ્રીકૃષ્ણમાં જોનાર અને તેવા જ્ઞાનપૂર્વક સર્વ કર્મો કરનાર મનુષ્યનાં કર્મો જ્ઞાનરૂપી અગ્નિથી 'ભસ્મ' (શુભઅશુભફ્લરહિત) થઈ જાય છે.' सर्वभूतात्मभूतात्मा कुर्वन्नपि न लिप्यते (૬. ૩૧). ભૂતમાત્રની ઉત્પત્તિ–સ્થિતિ–લયનું કારણ બ્રહ્મ છે; અને એ રીતે એ બ્રહ્મની ઉપાસના અરણ્યમાં જઈને ચિત્તની એકાગ્રતાપૂર્વક કરવાથી મોક્ષ મળે છે, એમ ઉપનિષદોનો સિદ્ધાન્ત છે. ગીતા એ જ્ઞાનનો અનુભવ અને અમલ પોતાના રોજીન્દા વર્તનમાં કરવાનું શીખવે છે; અને વેદાન્તના એક મહાન સિદ્ધાન્ત ઉપરથી યોગનો

એક વિશિષ્ટ પ્રકાર ગીતા સિદ્ધ કરે છે. ગીતામાં દરેક પ્રકારનું જ્ઞાન નિષ્કામ કર્માચરણ માટે શેષ (સહાયક) તરીકે કહ્યું છે.

(૯) ગીતા ૫. ૧૪–૧૯. પ્રકૃતિ અને તેના ગુણોથી સર્વ કર્મો કરાય છે, એવું જ્ઞાન હોય તો કર્મબંધનથી મુક્ત રહેવાય. પરમાત્મા 'કર્તૃત્વ, કર્મો તથા કર્મફલસંયોગ' પણ ઉત્પન્ન કરતા નથી. 'બધું સ્વભાવથી જ થાય છે.' (સાકાર પરતત્વ) પરમાત્મા (૫. ૧૪–૧૫) અથવા બ્રહ્મ (નિરાકાર પર તત્વ, ૫. ૧૯) 'નિર્દોષ' અને 'સમ' છે.

विद्याविनयसम्पन्ने ब्राह्मणे गवि हस्तिनि ।
शुनि चैव श्वपाके च पण्डिताः समदर्शिनः ॥ ५. १८

શ્રીશંકરાચાર્યે આ શ્લોકમાંથી, 'પ્રાણીમાત્ર, બ્રાહ્મણ તેમજ ચાંડાલ, ગાય કે કૂતરો, એ સર્વમાં આત્મા એક જ છે અને તે આત્મા બ્રહ્મરૂપ જ છે,' એ સિદ્ધાન્ત કાઢ્યો છે. શ્રીતિલક પણ એ જ અર્થ કરે છે. આત્મા એક જ છે, બ્રહ્મરૂપ છે, એ એક સિદ્ધાન્ત સાચો છે; પણ મારા મત મુજબ 'આ શ્લોક યોગની એક દલીલ રજૂ કરે છે.' બ્રાહ્મણ યજ્ઞયાગાદિ પુણ્ય સાત્વિક કર્મો કરે છે; ગાય યજ્ઞમાં ઉપયોગી દૂધ આપે છે; હાથી રાજસિક પ્રવૃત્તિ કરે છે કેમકે યુદ્ધમાં કામ આપે છે; કૂતરો યજ્ઞને દૂષિત કરે છે અને ચાંડાલ સ્મશાનમાંથી કપડાં લેવાનું અને એવું બીજું કર્મ કરે છે. કૂતરા અને ચાંડાલનાં કર્મો તામસી છે. બ્રાહ્મણ વગેરે પાંચેયનાં કર્મો ઉચ્ચનીચ (વિષમ) છે, અને તે 'સ્વભાવ' નામના ત્રિગુણાત્મક તત્વમાંથી ઉત્પન્ન થયાં છે. તે વિષમ કર્મોનો દોષ બ્રહ્મ ઉપર નથી આવતો; બ્રહ્મ તો નિષ્પક્ષપાત (સમ) છે. કર્મજન્ય ભેદ હોવા છતાં બ્રાહ્મણ, ગાય, હાથી, કૂતરો અને ચાંડાલ સરખા જ છે, એમ સમજનારા (समदर्शिन) ખરા પંડિતો છે (૫. ૧૮). જેમનું મન એ સમાનતામાં સ્થિત છે તેઓ આ જન્મમાં જ દુનિયા જીતી ગયા છે, કેમકે તેમની નજરમાં 'બ્રહ્મ ઉપર્યુક્ત બ્રાહ્મણ વગેરેનાં કર્મોના દોષનું કારણ નથી, બ્રહ્મ તો નિષ્પક્ષપાત (સમ) છે.' તેથી તે સમદર્શી પંડિતો 'બ્રહ્મમાં જ સ્થિત' એટલે મુક્ત છે.

આ જ્ઞાનનો પણ આશ્રય લઈને મનુષ્ય સ્વધર્માચરણ કરે તો તે કર્મજન્ય બંધનથી મુક્ત રહી શકે. આ યોગનો જ એક પ્રકાર છે.

સ્વભાવ એટલે પ્રકૃતિ (ગીતા૩. ૨૭–૨૯) સમજવી. પરંતુ પાંચમા અધ્યાયમાં પ્રાણીઓનાં વિષમ કર્મોનો બધો દોષ સ્વભાવજન્ય સમજાવી બ્રહ્મને અથવા ઈશ્વરને નિર્દોષ અને સમ કહેલ છે.

(૧૦) ગીતા ૬. સંકલ્પો અથવા ફલની ઇચ્છાઓનો ત્યાગ કરવા માટે ચિત્તને 'ધ્યાન' ની ટેવ પાડવાથી' અને પાતંજલ યોગ 'જેવી' એક રીતે કેળવવાથી પણ નિષ્કામ કર્માચરણ (યોગ) થઈ શકે (ગીતા-૬. ૧૦, ૩૩–૪૫). આ પ્રકારના યોગને અભ્યાસયોગ (ચિત્તને ટેવ પાડવી, વારંવાર કેળવવું; તે દ્વારા નિષ્કામકર્માચરણ) કહેવાય છે (ગીતા ૮. ૮) 'યોગભ્રષ્ટનું વર્ણન (ધ્યાનની સહાયતાથી) નિષ્કામકર્મ કરનાર પણ નિષ્ફળ જનારનું જ વર્ણન છે;' પાતંજલયોગી, ધ્યાનીનું વર્ણન નથી યોગભ્રષ્ટ (૬. ૩૭–૪૫) એટલે "જેણે નિષ્કામ કર્માચરણ કરવાનો (યોગનો) માગ ગ્રહણ કરેલ છે (અને જે સંન્યાસી થએલ નથી, જેને अयति જ કહ્યો છે; ૬. ૩૭), છતાં જેનાથી થોડાંક કર્મો સકામ માનસથી થઈ ગયાં છે એવો મનુષ્ય (योगाचलितमानस)." આ મનુષ્ય સકામ માર્ગમાં રહ્યો હોત તો તેને વૈદિક કર્માનુસાર ઇંદ્રાદિલોક મળત અને જો તે નિષ્કામ કર્મના (યોગના)

માર્ગમાં જ છેવટ સુધી દૃઢ રહ્યો હોત અને સફળ (સિદ્ધ) થયો હોત, તો તે કર્મબંધનથી મુક્ત થઈ શકત અને મોક્ષ મેળવત, પણ અકાળે કર્મ કામ ઘણું કરી ગયો માટે તે ઉભયભ્રષ્ટ થયો. એટલે સન્યાસ અને યોગ બન્નેથી વંચિત થયો. સન્યાસ લીધો નહી અને નિષ્કામકર્મમાં નિષ્ફળ ગયો. બ્રહ્મના માર્ગમાં સ્થિર થઈ શક્યો નહીં (૬ ૩૮). આની ગતિ શી થાય, એ પ્રશ્ન અર્જુને પૂછ્યો છે.

શ્રીકૃષ્ણ કહે છે: આ મનુષ્યનો પ્રયત્ન કલ્યાણ હતો, માટે તે કલ્યાણકૃત છે, અને તેથી જ તેની દુર્ગતિ તો થતી જ નથી. પોતે થોડા સકામ કર્મો કર્યા છે, માટે તેના ફળરૂપે પુણ્યકર્મો કરનારાઓને જે ઇન્દ્રાદિ લોકો મળે છે ત્યાં એ યોગભ્રષ્ટ જાય છે. ત્યાં ચિરકાળ પર્યન્ત રહીને પવિત્ર અને શ્રીમાન્ મનુષ્યના ઘરમાં—આ દુનિયામાં—તેનો પુનર્જન્મ થાય છે (૪૧), અથવા પુણ્યલોકમાં ગયા વગર તે સીધો જ નિષ્કામ કર્મ કરનાર યોગી માનાં જ કુટુમ્બમાં જન્મે છે (૪૨). તે નવા જન્મમાં આગલા દેહમાં જે જ્ઞાન તેને થયું હતું તેને તે મેળવે છે, અને અધિકતર સિદ્ધિ (પૂર્ણતા) મેળવવા યત્ન કરે છે. યોગ (નિષ્કામ આચરણ) ની જિજ્ઞાસા જેને થાય છે (જેને સકામ કર્મ તરફ તિરસ્કાર થાય છે), તે પણ 'શબ્દ બ્રહ્મ (એટલે વેદોનો સંહિતાભાગ, જેમાં સકામ કર્મોનું જ પ્રતિપાદન છે તે)' ને ઓળંગી જાય છે (૪૪), અથાત્ ફરીથી તે કામ્યકર્મોની જાળમાં ફસાતો નથી.

(૧૧) ગીતા ૭ ૧૯ જ્ઞાની, અનેક જન્મોના અન્તે, 'વાસુદેવ [મારૂં] સર્વસ્વ છે,' એમ માની મારે શરણે આવે છે. આવો મહાત્મા જવલ્લે મળે છે. અહીં 'ભક્તિમૂલક નિષ્કામ કર્માચરણ' (એમ પ્રકારનો યોગ)નો બોધ સમજવો જોઈએ, કેમકે ગીતા ૭ ૨૦ માં, સકામ કર્મ કરનારાઓ અન્ય દેવતાઓના શરણે જાય છે, એમ કહ્યું છે.

*(૯) ગીતા ૮ ૭–૮ ઉપર (૧૦) માં જણાવવામાં આવ્યું છે કે ગીતા ૬ ૧૦–૩૮ માં ધ્યાનની મદદથી સાધી શકાય તેવા યોગ (નિષ્કામ કર્મ)નો ઉપદેશ છે. તે પ્રસંગનો જ યોગ ગીતા ૮ ૭–૮માં કહ્યો છે. ભગવાનનું હર ઘડીએ સ્મરણ કરવું અને યુદ્ધ કરવું, અર્થાત્ પોતાના વર્ણાશ્રમકર્મો કરવા, એવો આદેશ અપાયો છે. તે રીતે શ્રીભગવાન જ પ્રાપ્ત કરી શકાય છે. ૮ ૯ ૧૦ પણ ૮ ૭–૮ ના અનુસંધાનમાં જ સમજવા જોઈએ, અને એ અભ્યાસયોગને ઉદ્દેશીને જ આઠમા અધ્યાયના બાકીના શ્લોકોના પણ અર્થ કરવો જોઈએ, જેમકે ૧૨–૧૩ અને ૨૩–૨૮. આઠમા અધ્યાયની એક વિશિષ્ટતા એ છે કે 'અહીં શ્રીકૃષ્ણનું સ્મરણ પ્રાપ્ત થાય કર્મનો યોગ (નિષ્કામકર્મ) કહ્યો છે.'

(૧૨) ગીતા ૮ ૪ 'અધિયજ્ઞ' અહીં પરતત્ત્વનું મુખ્ય સ્વરૂપ છે, અને તે વૈદિક યજ્ઞ-ધર્મના નિષ્કામ અનુષ્ઠાન માટે ગીતામાં કહેવામાં આવ્યું છે (જુઓ પ્રકરણ ૪).

(૭) ગીતા ૯ ૯ ભગવાન શ્રીકૃષ્ણ જગતની ઉત્પત્તિ અને લયના 'કર્મો'કરવા છતાં તે કર્મોમાં ઉદાસીન રહે છે અને તેથી તે કર્મો એમને બંધનરૂપ થતા નથી.'

(૨) ગીતા ૯ ૧૫–૧૬–૨૪ માં વૈદિક યજ્ઞનું રૂપાંતર છે (જુઓ પ્રકરણ ૪). આ જ યજ્ઞની ભાવના અનુસાર ૯ ૨૭–૨૮ સમજવા જોઈએ.

---

* અહીં યોગોની યાદી ગીતાના અધ્યાયોમાંથી સળંગ આપી છે. જ્યારે એક જ પ્રકારનો યોગ ફરીથી પાછળના અધ્યાયમાં આવે છે, ત્યારે તેની સંખ્યા પ્રથમનીજ ગણી છે.

(૧૩) ગીતા ૧૦ આ અધ્યાયમા વિભૂતિઓનુ વર્ણન આપ્યુ છે, તેનો ઉદ્દેશ ૧૦ ૭ મા કહ્યો છે વિભૂતિના જ્ઞાન ઉપર આધાર રાખીને નિષ્કામ કર્મનુ આચરણ (યોગ) શક્ય છે બુદ્ધિ, જ્ઞાન, અસમોહ (પોતાના વર્ણાશ્રમ કર્મો કરવામા અર્જુનને જે સમોહ થયો હતો તેનો અભાવ), વગેરે ભાવો (માનસિક સ્થિતિઓ) મનુષ્યને શ્રીભગવાન થકી જ થાય છે તેમ જ સાત મહર્ષિઓ અને ચાર મનુઓ પણ શ્રીભગવાનનાજ ભાવો અથવા વિભૂતિઓ છે વિભૂતિ એટલે ખાસ પ્રકટ થયેલા સ્વરૂપો 'એ વિભૂતિઓના પરાક્રમો શ્રીભગવાનના જ પરાક્રમો છે એ રીતે યોગીના કર્મો પણ શ્રીકૃષ્ણનાં જ કર્મો છે' વિભૂતિઓના તાત્વિક જ્ઞાન (૧૦ ૭) અને ચિન્તનથી (૧૦ ૧૭) કદી ન ડગે એવા નિ કામ કર્માચરણ (એટલે યોગ)ની પ્રાપ્તિ થાય છે (૧૦ ૭) એ યોગને વિભૂતિયોગ કહે છે (જુઓ ૧૦ મા અધ્યાયનુ નામ)

(૧૪) ગીતા ૧૧ ૩૩-૩૪ 'આ જગતમા જે જે કર્મો બને છે તે સર્વ શ્રીભગવાને અગાઉથી કરી રાખેનાં જ છે' અર્જુનને હાથે જે હિંસા ભારતના યુદ્ધમા થવાની હતી તે શ્રીભગવાને અગાઉથી કરી રાખેલી જ હતી (मयैवैत निहता पूर्वमेव) અર્જુન તો મા ત્ર નિમિત્ત 'બહાના' રૂપે જ હતો (निमित्तमात्र भव सव्यसाचिन) એ સમજણ દૃઢ થતા તદનુસાર મનુષ્ય સ્વવર્ણાશ્રમકર્મો કરે તો તેવા કર્મો નિષ્કામ કર્મો કહેવાય અને તે પણ યોગનુ જ એક રૂપાન્તર છે યોગની આ પદ્ધતિ અનન્ય ભક્તિથી જ સિદ્ધ કરી શકાય છે (૧૧ ૫૪), એને 'विश्वरूप-दर्शनयोग' એ ભક્તિમૂલક નિષ્કામ કર્માચરણનુ જ એક રૂપ છે

(૧૫) ગીતા ૧૨ ૬-૮ 'अव्यक्त-अक्षर-निराकारने બદલે (अ) સાકાર સ્વરૂપમા-મારામા પોતાના સર્વ કર્મોને અર્પણ કરીને યોગના બીજા રૂપોનો આશ્રય લીધા વગર (अनन्ययोगेन) જે લોકો મારુ ધ્યાન ધરતા મારી ઉપાસના કરે છે તેમનો હુ જલદી ઉદ્ધાર કરુ છુ તારા મન અને બુદ્ધિ મારામા જ પરોવ આ દેહ પડયા પછી તુ મારામા જ વાસ કરીશ, એમા સદેહ નથી (૧૨ ૬-૮) જો મારામા તારા ચિત્તને સ્થિર કરીને (બધા કર્મો મને અર્પણ કરવાનુ) તારાથી ન બની શકે તો (ब) છઠ્ઠાને આઠમા અધ્યાયોમા કહેલો, ધ્યાનથી સાધ્ય, નિષ્કામ કર્મરૂપ યોગ કરીને મને મેળવવા યત્ન કર (૧૨ ૯) આ અભ્યાસયોગ કરવાની શક્તિ પણ જો તારામા ન હોય તો, (क) અગિયારમા અધ્યાયમા કહ્યા મુજબ જે જે કર્મો તુ કરે છે તે તે મારા જ કર્મો છે અને તુ માત્ર निमित्त-(મારુ) હથિયાર છે એમ માની નિષ્કામ ભાવનાથી તારા સર્વ કર્મો કર, કેમકે મારે ખાતર પણ કર્મો કરવાથી તને સિદ્ધિ (મોક્ષ) મળશે (૧૨ ૧૦) જો 'मद्योग' એટલે 'भगवद्योग' નો આશ્રય લઈને આ પ્રકારે નિષ્કામ કર્માચરણ કરવાનુ તારાથી બની શકે નહિ, તો (ड) તારા વર્ણાશ્રમના બધા કર્મોના ફળોનો ત્યાગ કર 'કર્મફળ ત્યાગ એટલે ફળયોગ એ યોગ સર્વ યોગોમા સહેલામા સહેલો યોગ છે આ યોગબુદ્ધિ (ગીતા ૨ ૪૦-૭૨) મુજબ યોગ છે

અહી નિ કામ કર્માચરણ અથવા યોગના ચાર પ્રકારો' કહ્યા છે, ને તેમા સર્વશ્રેષ્ઠ પ્રકાર (अ), એટલે સા ાર સ્વરૂપમા કર્મો જ (કર્મોના ફળો નહિ) અર્પણ કરીને કર્માચરણ કરવાનો જે યોગ તે છે તેને સમજનાર અને આચરનારને યોગવિત્તમ, સર્વ યોગજ્ઞાતાઓમા ઉત્તમ, કહ્યા છે (૧૨ ૧)

ગીતા ૧૨ ૧૨ ગીતા ૧૨ ૮-૧૧ મા કહેલા ચાર યોગોના તારતમ્યનો આધાર એ ચાર યોગોના 'સાધનોના તારતમ્ય' ઉપર છે તે પૈકી બે સાધનો ૧૨ ૧૨ મા કહ્યા છે અભ્યાસ

યોગનું સાધન અભ્યાસ છે; તેના કરતા કર્મયોગનું સાધન કર્મફલત્યાગ વધારે સહેલું છે.

(૧૫) ગીતા ૧૩. ૧૦ માં ગીતા ૧૨.૬વાળો યોગ જ કહ્યો છે.

(૧૬) ગીતા ૧૩. ૧૯–૨૩ અને ૨૯માં નિષ્કામ કર્મના આચરણ રૂપ યોગનો એક નવો પ્રકાર કહ્યો છે. યોગના આ રૂપાન્તરનો સિદ્ધાન્ત એવો છે કે (૧) દેહ અને ઇન્દ્રિયો દ્વારા જે કર્મો થાય છે તેનું કારણ પ્રકૃતિ છે, એટલે બધું કર્તૃત્વ પ્રકૃતિમાંથી જ ઉત્પન્ન થાય છે, અને જીવાત્મા જેને અહીં પુરુષ સંજ્ઞાથી ઓળખાવ્યો છે તે સ્વભાવથી ઉદાસીન કે તટસ્થ નહિ પરંતુ ભોક્તા છે, અને તેનું અસ્તિત્વ ન હોત તો, આ દૃષ્ટિએ, જગતમાં ભોક્તૃત્ર હોત જ નહિ. પુરુષમાં આ સ્વાભાવિક અનાસક્ત ભોક્તૃત્ર હોવાથી પ્રકૃતિ ના સંસર્ગમાં જ્યાં સુધી પુરુષ હોય છે ત્યાં સુધી ગુણોનો ઉપયોગ પુરુષ કરે છે; છતાં તેમ કરવાથી તેને બંધન ઉત્પન્ન થતું નથી. પણ પ્રકૃતિના ગુણોનો ઉપભોગ કરતાં કરતાં જો પુરુષ આ ગુણોમાં આસક્ત થઈ જાય તો સંસારના બંધનમાં પડે છે અને તેને સારીનરસી યોનિઓમાં જન્મ લેવાં પડે છે.

'જીવાત્માને સ્વભાવે ઉદાસીન માનવાને બદલે ભોક્તા માનવાની યોગની આ એક સ્વતંત્ર પ્રક્રિયા છે.'

(૧૭) ગીતા ૧૩. ૨૪-૨૫. (ધ્યાન દ્વારા નિષ્કામ કર્મનુ આચરણ કરીને) કેટલાક (योगिन॰) યોગીઓ પોતાના આત્મામાં પરમાત્માને જુએ છે (જુઓ ઉપર ૧૦). બીજા યોગીઓ (योगिनः) साख्ययोग ( જુઓ ઉપર ૩) રૂપ નિષ્કામ કર્માચરણ દ્વારા અને ત્રીજા પ્રકારના યોગીઓ (योगिनः) (જુઓ ઉપર ૫) कर्मयोगरूप નિષ્કામ કર્માચરણ દ્વારા પરમાત્માને જુએ છે. 'ચોથા પ્રકારના યોગીઓ' (योगिनः) પોતે તર્કદ્વારા જ્ઞાન મેળવવાની મહેનત કર્યા વગર 'ગુરુના શબ્દ ઉપર શ્રદ્ધા રાખીને તેના ઉપદેશને વળગી રહીને મૃત્યુને તરી જાય છે' ( ૧૩. ૨૪–૨૫). આ છેલ્લો યોગ એક વધારે પ્રકાર છે, તેની વિશિષ્ટતા ગુરુવચનમાં શ્રદ્ધા છે.

(૧૮) ગીતા ૧૪. ત્રણે ગુણો દૂષિત છે. સત્ત્વગુણ જ્ઞાન અને સુખમાં આસક્તિ ઉપજાવે છે, રજોગુણ મનુષ્યને કર્મમાં આસક્ત કરે છે અને તમોગુણ મોહ ઉત્પન્ન કરે છે. 'એ ત્રણે ગુણોથી પર (દૂર) રહીને પોતાનાં બધાં કર્મોનું આચરણ કરવું' (૧૪. ૫–૯). (જુઓ ૧૪. ૧૯–૨૦.) એ પણ યોગની એક પ્રક્રિયા અથવા યોગનું એક દૃષ્ટિબિંદુ છે; એક પ્રકારનો યોગ છે. સત્વગુણની બે જુદી-જુદી માન્યતાઓને આધારે ગીતા નિષ્કામ કર્માચરણના બે પ્રકારો કહે છે. બીજો પ્રકાર અધ્યાય ૧૭–૧૮ માં છે.

(૧૫) ગીતા ૧૪. ૨૬. ગીતા ૧૨.૬–૮ વાળો ભક્તિ ઉપર રચપાયેલો યોગ અહીં કહ્યો છે.

(૧૯) ગીતા ૧૫. ૪. ગીતાના બીજા અધ્યાયોમાં પ્રકૃતિ કે સ્વભાવ ને 'कर्तृत्व' કે 'प्रवृत्ति'નું કારણ કહ્યું છે, અને ઈશ્વરને કર્તૃત્વ થી પર જ કહેલાં છે. પણ આ અધ્યાયમાં યોગ (એટલે નિષ્કામ કર્માચરણ)ની એક નવીન પ્રક્રિયા કહી છે. તે મુજબ 'प्रवृत्ति' એટલે બધું કર્તૃત્વ પ્રાણીઓમાં પરમાત્મમાંથી જ આવે છે અને એ આદ્ય પુરુષને શરણે જઈને, એટલે એનું કર્તૃત્વ એને પાછું આપીને, અર્થાત્ આદ્ય પુરુષને પોતાનાં કર્મો ભેટ ધરીને (ગીતા ૧૮. ૪૬), મનુષ્ય નિષ્કામ કર્માચરણ એટલે યોગ સાધી શકે છે (૧૫. ૪ તથા ૧૮. ૪૬).

(૨૦) ગીતાના ૧૬ મા અધ્યાયમાં જે આસુરી સંપદ્‌માં જન્મેલાઓનું વર્ણન છે તે જૂના

વૈદિક કર્મકાંડના 'સકામ કર્મમાર્ગના એક ઉદ્દામ પક્ષનું' છે. તે પક્ષને જુદો દર્શાવીને "દૈવીસ પદમાં જન્મેલાઓ અર્થાત્ નિષ્કામ કર્માચરણ કરનારાઓ" વિષે સિદ્ધાનપક્ષ કહેવામાં આવ્યો છે. દૈવાસુરસ પદ્વિભાગ બરાબર ગ્રહણ કરીને જે મનુષ્ય પોતાનું વર્તન નિષ્કામ રીતે કરે છે તે પણ યોગની એક પ્રક્રિયાને જ અનુસરે છે, એમ સમજવું.

(૨૧) ગીતા ૧૭. ૧૧, ૧૭, ૨૦. ગુણત્રયની જે સમજણ અધ્યાય ૧૪મા મા આપી છે તે મુજબ સત્ત્વગુણ પણ વર્જનીય છે. પરંતુ આ સત્તરમા (તથા અઢારમા) અધ્યાયમાં ગુણોની એક જુદી સમજણ આપી છે,–અને 'સત્ત્વ ગુણને આસક્તિ (જ્ઞાનમાં આસક્તિ) ઉત્પન્ન કરનાર કહેવાને બદલે નિષ્કામ કર્માચરણને ઉત્પન્ન કરનાર અહીં કહ્યો છે.' સત્ત્વગુણના આ બીજા લક્ષણદ્વારા પણ યોગના એક પ્રકારનો ઉપદેશ જ ગીતામા આપ્યો છે.

(૨૨) ૧૭ ૨૩–૨૫. દરેક કર્મના પ્રારંભમાં પ્રણવના ઉચ્ચારથી તે તે કર્મનાં બંધનથી મનુષ્ય મુક્ત રહે છે; તે મનુષ્ય મોક્ષની કામના પણ ધરાવતો નથી; કેવળ બ્રહ્મવાદમા જ માનનારો છે, તે "બ્રહ્મવાદી"ના નામથી ઓળખાય છે. એમ કહી 'પ્રણવના પ્રાચીન કાળથી થતા ઉપયોગની નવી સમજુતી દ્વારા નિષ્કામ કર્મના' એક નવા પ્રકારના આચરણનો ઉપદેશ અહીં કર્યો છે. "ૐ તત્સત્" માંના તત્ પદના ઉચ્ચારથી પણ યોગ સધાય છે આમ "ૐ તત્સત્" નો ઉચ્ચાર જે પ્રાચીન કાળથી યજ્ઞ પ્રસંગે થતો તેનો ઉપયોગ ગીતા નિષ્કામકર્મ (યોગ)ના ઉપદેશ માટે કરે છે

(૨૩) ગીતા ૧૮. ૧–૧૨. સન્યાસ અને ત્યાગ શબ્દોના અર્થની ચર્ચા કરીને "ત્યાગ" ની બરાબર સમજણ આપતાં 'સાત્વિક ત્યાગના નામ નીચે નિષ્કામ કર્માચરણ' અથવા યોગનો ઉપદેશ કર્યો છે.

(૨૪) ગીતા ૧૮. ૧૩–૧૭. સાગ્ન્ય અટલે યુદ્ધમાં (લડાઈમા) જે સર્વ કર્મો થાય છે એટલે જે હિંસા થાય છે તેના કારણો પાચ કહેવાય છે, જે પૈકી 'જીવાત્મા' એક છે માટે, જીવાત્મા જ દરેક કર્મ (હિંસાનું કે હિંસા વગરનું) કરનારો એકલો જ કર્તા છે, એ સમજણ ખોટી (દુર્મતિ) છે. યુદ્ધનું કર્મ પણ આ પ્રમાણે અહકાર વગર કરવાથી યોગ ને અનુસરાય છે 'પાચના સંયુક્ત કર્તૃત્વની આ એક નવીન માન્યતા છે.' તે સાખ્યનો એક પ્રકાર છે. ગીતા ૨ નો સાંખ્યયોગ જુદો છે. સાંખ્યના પ્રકારો પણ ઘણા હતા. જુઓ ગીતા ૫. ૫ મા "साख्यै.".

(૨૧) ગીતા ૧૮. ૧૮. શ્લોક ૨૦ માં "सात्त्विकज्ञान" જે કર્મનુ પ્રેરક હોય (સરખાવો 'कर्मचोदना' શ્લોક ૧૮ મા) તે કર્મ યોગની નિષ્ઠાનું જ કર્મ છે; એમ કહ્યું છે તેમજ सात्विक कर्म (૧૮. ૨૩) અને सात्विक कर्ता (૧૮. ૨૬), सात्विक बुद्धि (૧૮. ૩૦), सात्विक धृति (૧૮. ૩૩), सात्विक सुख (૧૮. ૩૭)—એ દરેકનો બરાબર ખ્યાલ રાખીને જે મનુષ્ય પોતાનું વર્તન ઘડે છે તે યોગ એટલે નિષ્કામ કર્માચરણ કરે છે એ રીતે 'અધ્યાય ૧૭ મા सत्वगुणનું જે લક્ષણ બાંધ્યું છે તેનો વિસ્તાર જ ગીતા ૧૮. ૧૮–૩૯ માં છે,' એમ કહીએ તો ચાલે, અર્થાત્, 'सत्वगुणનું લક્ષણ ગીતાકારે પોતાના 'યોગ' ના ઉપદેશને અનુકૂળ બાંધીને યોગના એક સ્વતંત્ર પ્રકારનો ઉપદેશ અહીં આપ્યો છે.' (સાંખ્યદર્શનશાસ્ત્રમા સત્ત્વગુણનુ લક્ષણ જુદું છે.)

(૨૫) ગીતા ૧૮. ૪૦–૪૮. વર્ણકર્મો स्वभावज છે અને सहज છે, તે કર્મોદ્વારા

અર્ચન કરવું જોઈએ, કેમકે એક રીતે તો પરમાત્મા પાસેથી દરેક પ્રાણીને પોતાની પ્રવૃત્તિ એટલે ક્રિયાશક્તિ પ્રાપ્ત થઈ છે, અથવા એ પ્રકાર પરમાત્મામાંથી ઉત્પન્ન થાય છે, માટે કર્મો પણ પરમાત્મા પાસેથી આવે છે એ રીતે કર્મોને પ્રકારથી ઉત્પન્ન થયેલાં સમજીને આનો સાથ પરમાત્માથી પણ આવેલા તે કર્મો પરમાત્માને અર્પણ કરવાનો નવીન બોધ અહીં કર્યો છે. અર્થાત્ 'ગીતા અધ્યાય ૫ ૧૪ (સ્વભાવની પ્રવૃત્તિ) અને અધ્યાય ૧૫ ૪ (પુરુષની પ્રવૃત્તિ) માં જે બે જુદા જુદા યોગના પ્રકારો કહ્યા છે તે બે ને સાથે જોડી દઈને આ યોગનાએક નવીન પ્રકારનો ઉપદેશ અહીં આપ્યો છે.' એમ મારું માનવું છે

(૧૫) ગીતા ૧૮ ૫૬–૫૮ ગીતા ૧૨ ના કહેલા અનુકરણ-ભક્તિપ્રધાન યોગની અહીં પુનરુક્તિ કરી જણાય છે

(૧૬) ગીતા ૧૮ ૬૧–૬૨ ભ્રામયન્ શબ્દનો અર્થ એમ જણાય છે કે 'જેમ ચકડોળવાળો ચકડોળ ઉપર ચડાવીને છોકરાઓને તેમના પોતાના પ્રયત્ન વગર ફેરવે છે, તેમ ઈશ્વર મનુષ્ય પાસે પોતાની જ ઇચ્છા મુજબ સર્વ ક્રિયાઓ કરાવે છે' અહીં શ્રીભગવાનના ભ્રમણ કરાવના સ્વરૂપનો ઉપદેશ કરીને એક પ્રકારે યોગનો જ બોધ કર્યો છે

(૧૭) ગીતા ૧૮ ૬૬ अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुच । આ વાક્યમા, અર્જુને શરૂઆતમા કહેલાં પાપો (૧ ૩૬, કુલક્ષયપાતક, ૧ ૩૮–૪૦, વર્ણસંકર, ગુરુદ્રોહ વગેરે)નો નિર્દેશ છે. માટે મને લાગે છે કે આ ચરમ શ્લોકમા સન્યાસ એટલે 'કર્મનો સ્વરૂપે ત્યાગ' કરવાનો ઉપદેશ નથી પરંતુ સર્વકર્મ શ્રીભગવાનને જ અર્પણ કરીને કરવાનો ઉપદેશ અહીં છે. જો એ અર્થ સાચો હોય તો ગીતા ૧૨ ૬–૮ મા યોગનું જે એક સ્વરૂપ કહ્યું છે તે જ યોગનુ સ્વરૂપ અહીં ગીતાના અંતમાં કહ્યુ છે, એમ મારુ માનવુ છે

૫ નિષ્કામ કર્માચરણ અથવા યોગના વિવિધ સ્વરૂપોની સંક્ષિપ્ત યાદી નીચે મુજબ થાય :—

(૧) વૈદિક પર્જન્ય લાવનાર યજ્ઞ ચાલુ રહે, તે હેતુથી સ્વકર્મો કરવા.

(૨) યજ્ઞની આધ્યાત્મિક ભાવનાથી સ્વકર્મો કરવા

(૩) સાંખ્યના દૃષ્ટિબિંદુથી સ્વકર્મ કરવા સાંખ્ય એટલે સખ્ય (યુદ્ધ)માં જીવાત્માની હિંસા થાય છે કે નહીં, તેની ચર્ચા (આ ચર્ચા ત્રિવિધ છે) અને ક્ષત્રિયની ફરજ

(૪) વૈદિક ધર્મ અથવા ત્રયીધર્મની સકામ બુદ્ધિ ત્યજીને અને સિદ્ધિ–અસિદ્ધિમાં સમત્વ બુદ્ધિ રાખી સર્વ કર્મ કરવાં

(૫) કર્મમાત્ર પ્રકૃતિના ગુણોનો ખેલ છે, એ સત્ય સમજીને સ્વકર્મ કરવા

(૬) સર્વ કર્મોનો (ફળોનો નહિ) શ્રીકૃષ્ણમા સંન્યાસ કરીને કર્મો કરવા આ પ્રકારની એક વિશિષ્ટ મનોવૃત્તિ કેળવવી

(૭) શ્રીકૃષ્ણ, જનક, વગેરેનાં દૃષ્ટાન્તને અનુસરી કર્મો કરવા.

(૮) ભૂતોની ઉત્પત્તિ, સ્થિતિ ને લયના જ્ઞાનપૂર્વક કર્મો કરવા સર્વ પ્રાણીનુ અસ્તિત્વ શ્રીકૃષ્ણના અસ્તિત્વને લીધે છે, તેમ સમજી સર્વ પ્રાણી જોડે વ્યવહાર કરવો

(૯) કર્તૃત્વ, કર્મ, ને કર્મફલસંયોગ 'સ્વભાવ'થી જ થાય છે, બ્રહ્મ (સાકાર તથા

નિરાકાર) મનુષ્યો તેમજ પ્રાણીઓનાં કર્મો માટે જવાબદાર નથી, બ્રહ્મ નિર્દોષ અને સમ છે. એ જ્ઞાનપૂર્વક સ્વકર્મો કરવા.

(૧૦) ધ્યાનની મદદથી નિષ્કામ કર્મો કરવાં—અભ્યાસયોગ.

(૧૧) ભક્તિથી એટલે વાસુદેવની પ્રપત્તિથી સ્વકર્મો કરવાં

(૧૨) વૈદિક યજ્ઞો જ શ્રીકૃષ્ણને જ અર્પણ કરવા.

(૧૩) વિભૂતિઓની સમજણ પ્રાપ્ત કરીને યોગને નિષ્કંપ કરવો. વિભૂતિઓરૂપે શ્રીકૃષ્ણ જ સર્વ કર્મો કરે છે. દરેક નિષ્કામકર્મી (યોગી) શ્રીકૃષ્ણની વિભૂતિ છે.,

(૧૪) લૌકિક દૃષ્ટિએ જેની હત્યા થવાની છે કે થઈ રહી છે તેને શ્રીભગવાને તો પ્રથમથી જ હણેલો છે; અને હણનાર તો નિમિત્ત માત્ર છે; એમ સમજીને મનુષ્યે "ધર્મયુદ્ધ"ની હિંસા કરવી; ફલકામનાથી હિંસા–યુદ્ધની હિંસા–ન જ કરવી.

(૧૫) શ્રીકૃષ્ણ પ્રત્યે ઊંડી ભક્તિ દ્વારા શ્રીકૃષ્ણમાં સર્વ કર્મોનો સંન્યાસ માનીને સ્વકર્મો કરવાં. સર્વ યોગોમાં અથવા યોગના સર્વ પ્રકારોમાં આ ઉત્તમ યોગ છે. અને ગીતાના ચરમશ્લોક (૧૮. ૬૬)માં આનો જ બોધ છે એને જાણનાર જ યોગવિત્તમ (યોગના જાણનારાઓમાં ઉત્તમ) કહેવાય છે.

(૧૬) પ્રકૃતિનું જ કર્તૃત્વ સમજવું, પુરુષને ઉદાસીન ન સમજતાં અનાસક્ત ભોક્તા સમજવો; ગુણોનો સંગ ન રાખવો અને સ્વકર્મો કરવાં; સંગરહિત ભોક્તા થવું. જીવાત્માના અનાસક્ત-ભોક્તૃત્વવિષયક એક નવીન મતને અવલંબીને યોગનો આ પ્રકાર દર્શાવ્યો છે.

(૧૭) કેવળ ગુરુના શબ્દોમાં શ્રદ્ધા રાખીને નિષ્કામ કર્માચરણ કરવું.

(૧૮) ગુણોથી પર જઈને–ગુણાતીત થઈને–સ્વકર્મો કરવા સત્વગુણથી પણ અતીત થવું. સત્ત્વગુણ પણ આસક્તિ ઉત્પન્ન કરે છે, સુખાસક્તિ ને જ્ઞાનાસક્તિ.

(૧૯) ઈશ્વરને પ્રવૃત્તિનું ઉત્પત્તિસ્થાન એટલે ઈશ્વરને જ પ્રેરક માનીને કર્મો કરવા.

(૨૦) નિષ્કામ કર્માચરણને દૈવી સંપત્તિ અને સકામ કર્મને અસુરી સંપત્તિ સમજીને દૈવી સંપત્તિ અનુસાર કર્મો કરવાં. "સંપત્તિ" એટલે જીવાત્માની ઈશ્વરે કરેલી એક પ્રકારની "સૃષ્ટિ" જ.

(૨૧) નિષ્કામ કર્મને જ સત્ત્વગુણના લક્ષણ તરીકે સમજવું ને તેવા પ્રકારના સત્ત્વગુણ દ્વારા સ્વકર્મો કરવાં ન. ૧૮ થી ભિન્ન પ્રક્રિયા.

(૨૨) પ્રણવનો ઉચ્ચાર કરીને કર્મો કરવા. બ્રહ્મવાદ. અથવા તત્ ના ઉચ્ચારમાં નિષ્કામતાની ભાવના રાખવી.

(૨૩) સંન્યાસ અને ત્યાગ શબ્દોનો અર્થ સમજીને કર્મો કરવાં.

(૨૪) સાંખ્ય (એટલે રણક્ષેત્ર ઉપર થતી) હિંસા પાંચ સ્થળોમાં વહેંચાયેલી છે; જીવાત્મા તો એ પાંચ પૈકી એક છે; એ સમજણ દ્વારા કર્મબંધનથી અલગ રહેવું અને કર્મો કરવાં. આ "સાંખ્ય" ઉપર (૩) ના સાંખ્યથી જુદું છે. "સાંખ્યો" અનેક હતાં (ગીતા ૫. ૫).

(૨૫) ઉપર નં. (૫) ને (૧૯)ને જોડી દઈને યોગનું એક નવું સ્વરૂપ બને છે.

(૨૬) આ ઉપર (૧૪) થી વધારે વ્યાપક માન્યતા છે. બધાં કર્મો ઈશ્વરનાં જ પ્રેરકપણાથી થાય છે, મનુષ્ય ઈશ્વરનું રમકડું છે; એમ માનીને પોતાનાં કર્મો કરવાં.

આ ગણતરી (સંખ્યા ૨૬) પૈકી કોઈ યોગનો બીજા કોઈ યોગમાં જ અન્તર્ભાવ થાય, એમ વધારે સૂક્ષ્મ પૃથક્કરણથી કદાચ ફલિત થાય. પણ સામાન્ય ગણતરીની દૃષ્ટિએ ઉપલી યાદી આપણને માર્ગદર્શક થઈ પડવા સંભવ છે. ગીતાનો મુખ્ય વિષય "યોગ"નાં સ્વરૂપો એકત્ર કરીને તે સર્વે જુદા જુદા અધ્યાયોમાં જુદાજુદા મનુષ્યો માટે આપવાનો જ હતો; એમ આ યોગના પ્રકારોની ગણતરી ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે.

## પ્રકરણ ૬.

## ગીતાના અધ્યાયોનાં નામો. ગીતા : યોગોનું શાસ્ત્ર.

ગીતા ૧૫.૨૦ તથા ૧૬.૨૩–૨૪માં ગીતાને શાસ્ત્ર કહેવામાં આવેલ છે. ગીતાની ઇતિશ્રીમાં ગીતાને "યોગશાસ્ત્ર" એવું નામ આપવામાં આવ્યું છે. અને ગીતાના દરેક અધ્યાયને "અમુક યોગ" કહેલ છે. અમુક અધ્યાયને અમુક યોગ શા માટે કહેલ છે, એ વિચારીએ તો આપણને પ્રતીત થશે કે અધ્યાયોનાં નામોમાં "યોગ" શબ્દનો પ્રયોગ નિષ્પ્રયોજન કે નિરાધાર ભાગ્યેજ હશે. દા. ત. અર્જુનવિષાદના પહેલા અધ્યાયને 'अर्जुनविषादो नाम प्रथमोध्याय' એ પ્રકારના નામને બદલે 'अर्जुनविषादयोगो नाम प्रथमोऽध्याय' એવું નામ આપ્યું છે. તેવી જ રીતે ચૌદમા અધ્યાયમાં ગુણત્રયનો વિભાગ વર્ણવ્યો છે; તેને 'गुणत्रयविभागयोग' કહેલ છે; "गुणत्रयविभागः" જ કહ્યો નથી. તો તે નામોમાં "યોગ" શબ્દનો વિચાર કરવો જોઈએ.

"ગીતામાં 'યોગ' શબ્દનો અર્થ સર્વ સ્થળે એકજ નથી," એવી માન્યતા સુવિદિત છે. પરંતુ ગીતાના બીજા અધ્યાયમાં યોગનું પુષ્કળ વર્ણન છે અને તેમાં યોગનું લક્ષણ બે વાર આપ્યું છે (૨.૪૮ ને ૫૦). આ લક્ષણ અને ગીતાનાં છઠ્ઠા અધ્યાયના યોગના વર્ણન મુજબ યોગ એટલે 'નિષ્કામ કર્મનું આચરણ'. પોતાના વર્ણનાં, આશ્રમનાં, વગેરે જે જે કર્મો હોય છે તે સર્વ કરવાં અને તે કરવાથી તેના ફલની સિદ્ધિ થાઓ કે ન થાઓ છતાં પોતાની મનોવૃત્તિ એક સરખી રાખવી; તેને 'યોગ કહે છે' (सिद्धयसिद्धयोः समो भूत्वा समत्वं योग उच्यते ૨.૪૮). પોતાનાં શુભ અને અશુભ કર્મો કરવાં, અને તે કરતી વખતે જ તે શુભ કે અશુભ કર્મોનો માનસિક ત્યાગ કરવો, (હું કંઈ પણ કરતો નથી, એવો અનુભવ કરવો); એ પ્રકારનું કર્માચરણના કાર્યમાં જે ડહાપણ તેને 'યોગ કહે છે' (योग कर्मसु कौशलम् ૨.૫૦). આ બન્ને યોગનાં લક્ષણો છે તે બન્ને લક્ષણોથી સિદ્ધ થાય છે, કે યોગ એટલે નિષ્કામ કર્માચરણ. આગલા (પાંચમા) પ્રકરણમાં અમે બતાવ્યું છે કે ગીતાના દરેક અધ્યાયમાં આ પ્રકારના યોગની એટલે 'નિષ્કામ કર્માચરણ'ની સમજૂતી એક યા બીજી રીતે આપી છે. યોગનાં રૂપો ઘણાં છે, દૃષ્ટિબિન્દુઓ ઘણાં છે, અથવા યોગો જ ઘણા છે, એમ પણ કહી શકાય. આ વિવિધ યોગો ગીતાના જુદા જુદા અધ્યાયોમાં આપ્યા છે.

ગીતાના જુદા જુદા અધ્યાયોનાં નામો પરથી પણ જણાય છે કે દરેક અધ્યાયમાં એક અમુક યોગનો ખાસ ઉપદેશ કર્યો છે; એ જ યોગ એ નામ દ્વારા વિવક્ષિત છે. કેટલાક અધ્યાયોનાં નામો સ્પષ્ટ સમજાય તેવાં છે. આપણે અહીં અધારે અધ્યાયોનાં નામો અનુક્રમે સમજાવીને દરેક નામ દરેક અધ્યાયના કયા શ્લોક કે શ્લોકસમુદાયના વિશિષ્ટ કથન ઉપરથી છે, તે સમજાવાનો પ્રયત્ન કરીશું.

(૧) પહેલો અધ્યાય अर्जुनविषादयोग છે. આ અધ્યાયમાં અર્જુનના વિષાદ શોકની વાત છે. યોગ વિષે તેમાં કશી પણ ચર્ચા કરવામાં આવી નથી, છતાં ગીતા [illegible] અધ્યાયોની જેમ પહેલા અધ્યાયને પણ યોગ કહ્યો છે, તો તે હેતુપૂર્વક [illegible] અર્જુનના વિષાદ જેવો [illegible] ચિંતન, તે [illegible]

મંડાયેલું નિષ્કામ કર્માચરણ, એ अर्जुनविषादयोग. એ રીતે આ નામ સમજાવી શકાય; અને બીજા બધા અધ્યાયોનું નામકરણ પણ योग શબ્દથી કર્યું છે, માટે એ જ રીતે એ નામ સમજાવવું જોઈએ. योगवासिष्ठમાં વૈરાગ્યપ્રકરણમાં "रामविषादः" નામનો સર્ગ (દશમો ?) છે; પણ रामविषादयोगः નથી.

(૨) બીજો અધ્યાય सांख्ययोग છે. सांख्यનું વર્ણન શ્લોક ૧૧ થી ૩૮ માં છે; એમ શ્લોક ૩૯માં 'एषा बुद्धिः' દ્વારા સ્પષ્ટ કર્યું છે. મેં અગાઉ બતાવ્યું છે કે सांख्य નિષ્કામ કર્મનો જ એક પ્રકાર છે એટલે સાંખ્યને યોગ કહી શકાય. શાંકરભાષ્યમાં આપેલા શંકરાચાર્યના પુરોગામી (જેનું આનન્દગિરિ 'वृत्तिकार' નામ આપે છે તે)ના મત મુજબ સાંખ્યના જ્ઞાનથી અને યોગનાં કર્મથી, એમ બન્ને રીતો ભેગી કરીને પણ અર્જુનને કર્માચરણ કરવાનું શ્રીકૃષ્ણે કહ્યું હતું. તો પછી, सांख्य ઉપર એટલે 'યુદ્ધમાં થતી હિંસા વિશે ઉ્આત્માનાં જન્મમરણના ત્રણ કલ્પિત સ્વભાવોની ચર્ચા (૨૦-૨૬-૩૦)' ઉપર અને शास्त्र= 'યુદ્ધને લગતી' બીજી ક્ષત્રિય ધર્મની સમજણ (૩૧-૩૮) ઉપર (જુઓ પા.૨૫) મંડાયેલા નિષ્કામ કર્માચરણના પ્રકારવિશેષને: सांख्ययोग કહ્યો હોય એમ મને જણાય છે.

(૩) ત્રીજા અધ્યાયનું નામ कर्मयोग છે. "कर्म" દ્વારા જ, નિષ્કામ કર્મનું આચરણ એટલે યોગ, તે જ कर्मयोग. ગીતા ૩.૩ મુજબ ગીતા ૨.૩૯–૭૨ માં કર્મયોગ જ કહ્યો છે; અને ગીતાના ત્રીજા અધ્યાયનું નામ જ कर्मयोग છે. કર્મ કરીને, કર્મ સિવાય બીજાં સાધનો જેવાં કે ज्ञान, भक्ति, ध्यान, વગેરે ત્રીજા અધ્યાય સિવાયના અધ્યાયોનાં નામો દ્વારા કહેલાં સાધનો-નો આશ્રય મુખ્યત્વે કર્યા વગર, નિષ્કામ કર્મના આચરણની પદ્ધતિ તે कर्मयोग. ત્રીજા અધ્યાયમાં નિષ્કામ કર્માચરણ એટલે યોગની તરફેણમાં જે દલીલો રજૂ કરી છે તે "कर्म દ્વારા જ योग એટલે નિષ્કામ કર્માચરણ"ની પ્રાપ્તિમાં ઉપયોગી છે. यज्ञ–"कर्म"–ब्रह्म (એટલે प्रकृति)–अक्षर (૩.૧૫) –એ પરંપરામાં "कर्म" નામનું तत्त्व કહ્યું છે. વૈદિક, પર્જન્ય લાવનાર यज्ञ પણ कर्म છે. જનકનું દૃષ્ટાન્ત પણ કર્મયોગીનું જ છે, અને તે પછી 'લોકસંગ્રહ' (૩.૨૦) ની ઇચ્છાથી कर्म કરવાં અને તેમ કર્મ કરતાં કરતાં જ योगને પહોંચી જવું (૩.૨૦–૨૬), એવો ઉપદેશ છે. યોગના આ કર્મપ્રધાન દૃષ્ટિબિન્દુમાં ભક્તિનો સર્વશઃ અભાવ હોતો નથી (૩.૩૦). (જુઓ પ્રકરણ ૧૧). યોગમાં સહકારી સાધનરૂપે કર્મ, જ્ઞાન અને ભક્તિનું અસ્તિત્વ છે, પણ कर्मयोगમાં કર્મનું નિષ્કામ અનુષ્ઠાન જ મુખ્ય સાધન છે.

(૪) ચોથા અધ્યાયને ज्ञानकर्मसंन्यासयोग કહેવામાં આવ્યો છે. તે નામ એ અધ્યાયના ૪૧મા શ્લોક પરથી જ આપવામાં આવ્યું હશે, એમ જણાય છે.

योगसंन्यस्तकर्माणं ज्ञानसंछिन्नसंशयम् । आत्मवन्तं न कर्माणि निबध्नन्ति धनंजय ॥ ४.४१.

"નિષ્કામ કર્માચરણરૂપ યોગદ્વારા જેણે કર્મોનો (માનસ) સંન્યાસ કર્યો છે, અને જ્ઞાન દ્વારા જેના સંશયોનો ઉચ્છેદ થયો છે, તેવા અધ્યાત્મિક બળવાળા (आत्मवान्) મનુષ્યને કર્મો કરવાં છતાં કર્મોનું બંધન થતું નથી". – જ્ઞાન (૪. ૩૫ થી ૪૦માં જ્ઞાન આપ્યું છે; જુઓ પ્રકરણ ૨) અને કર્મના (માનસ) સંન્યાસ (૨. ૫૦) ઉપર મંડાયેલો ज्ञानकर्मसंन्यासयोग, એ એક પ્રકારનો યોગ જ છે.

(૫) પાંચમા અધ્યાયને સન્યાસયોગ કહ્યો છે. પાંચમા અધ્યાયમાં સંન્યાસ કરતાં કર્મયોગ જ ઉત્તમ કહ્યો છે, એ વાત તદ્દન સ્પષ્ટ ને નિર્વિવાદ છે (૫: ૨). શ્લોક ૬થી અધ્યાયના અંત સુધી સંન્યાસનું વર્ણન જ નથી; ઊલટું યોગનું જ વર્ણન આખા અધ્યાયમાં છે. એમ જણાય છે કે પાંચમા અધ્યાયનું નામ તેના તેરમા શ્લોક પરથી પાડવામાં આવ્યું છે:—

सर्वकर्माणि मनसा संन्यस्यास्ते सुखं वशी । नवद्वारे पुरे देही नैव कुर्वन्न कारयन् ॥

કર્મનો સ્વરૂપે ત્યાગ કરવાને બદલે કર્માચરણ ચાલુ રાખીને એવી મનોવૃત્તિ કેળવવી કે "હું કંઈ કર્મ કરતો જ નથી" એટલે કે "મેં બધાં કર્મો ત્યજ્યાં છે." એ મનોવૃત્તિનું નામ માનસ-સંન્યાસ અથવા ટૂંકામાં, સન્યાસ; તેના ઉપર અવલમ્બેલો યોગ; એ સન્યાસયોગ. 'કર્મનાં **ફલનો** ત્યાગ કરું છું' એ ભાવનાને બદલે કર્મ કરવા છતાં **કર્મનો જ** મેં ત્યાગ કર્યો છે, એવી ભાવના ઉપર યોગનું આ દૃષ્ટિબિન્દુ રચાયેલું છે. ગીતા ૨. ૫૦ મા આવું જ લક્ષણ યોગનું આપ્યું છે.

(૬) છઠ્ઠો અધ્યાય . ધ્યાનયોગ. છઠ્ઠા અધ્યાયમાં ધ્યાન ઉપર અવલમ્બન રાખતો નિષ્કામ કર્માચરણનો એટલે યોગનો એક માર્ગ કહ્યો છે. શ્લોક ૧–૪, ૮, सर्वथा वर्तमानोऽपि–૩૧ ઉપરથી, તેમ જ યોગભ્રષ્ટ નિષ્કામકર્માચરણના માર્ગમાંથી ભ્રષ્ટ થયેલો સાધક છે, એ હકીકત ઉપરથી, ધ્યાન ઉપર મંડાયેલો યોગ (=નિષ્કામ કર્મનું આચરણ) છઠ્ઠા અધ્યાયમાં કહેવામાં આવેલ છે, એ સ્પષ્ટ છે અહીં એટલું ઉમેરવું જોઈએ કે ધ્યાનને યોગના સાધન તરીકે વર્ણવીને "યોગ"નું ધ્યાનયોગ નામનું એક વધુ રૂપાન્તર સમજાવવાનો પ્રયત્ન છઠ્ઠા અધ્યાયમાં કરતી વખતે જ ગીતાકાર ધ્યાનવાળી સન્યાસ નિષ્ઠાને એક વિકલ્પ તરીકે સ્વીકારે છે (પ્રકરણ ૯) 'સદા ધ્યાનમાં જ મગ્ન રહેનાર શાન્તિને=મોક્ષને મેળવે છે' (૬.૧૫, ૨૮). 'सर्वथावर्तमानोऽपि' **સંન્યાસી હોય** અથવા કર્માચરણ ચાલુ રાખ્યું હોય તો પણ–(૬. ૩૧)–એમાં "अपि"દ્વારા ધ્યાનવાળી સંન્યાસની એક સ્વતંત્ર નિષ્ઠાની શકયતા સ્વીકારી લીધી છે, પણ ધ્યાન દ્વારા યોગની નિષ્ઠાને વધારે પસંદગી આપી છે.

(૭) સાતમો અધ્યાય જ્ઞાનવિજ્ઞાનયોગ છે. સાતમા અધ્યાયમાં જે જ્ઞાનવિજ્ઞાન કહ્યું છે (૭ ૨) તેનો ઉપયોગ નિષ્કામ કર્માચરણમા કરવાનો છે, એવો અર્થ શ્લોક ૧૯ ને શ્લોક ૨૦ માંથી જડે છે ( જુઓ પાનું ૨). નિષ્કામ કર્મ કરનારો વાસુદેવને પોતાનું સર્વસ્વ માને છે; અને "સકામ" પુરુષો ઇતર દેવોના શરણે જાય છે. સાતમા અધ્યાયમાં કોઈ પણ પ્રકારનું સન્યાસી જીવન કહ્યું નથી.' જુઓ ઉપર પ્રકરણ ૫ માં (૧૧).

(૯) નવમા અધ્યાયના બીજા શ્લોકમાં 'રાજવિદ્યા રાજગુહ્ય' શબ્દો છે. તે ઉપરથી એ અધ્યાયને "राजविद्याराजगुह्ययोग"નું નામ આપવામાં આવેલ છે. ભક્તિના એક રૂપને "राजविद्याराजगुह्य" કહેલ છે; અથવા ભક્તિનું એક નામ 'राजविद्याराजगुह्य' છે, તેના ઉપર અવલમ્બેલો યોગ એટલે નિષ્કામ કર્માચરણ; તેનું વર્ણન આ નવમા અધ્યાયના શ્લોક ૨૬–૨૮ માં છે. આ 'राजविद्याराजगुह्य'ને સંન્યાસયોગ (માનસ સંન્યાસ દ્વારા નિષ્કામ કર્માચરણ) ની તુલના આપવામાં આવી છે.

(૧૦) દશમા અધ્યાયનું નામ વિભૂતિયોગ કેવી રીતે સમજવવું એ હું અગાઉ જણાવી ગયો છું. વિભૂતિના જ્ઞાનથી કર્મયોગ દઢતર થાય છે, એમ સ્પષ્ટ કહ્યું છે (૧૦.૭). જુઓ પ્રકરણ ૫.

(૧૧) અગિયારમો અધ્યાય વિશ્વરૂપદર્શનયોગ છે. શ્રીકૃષ્ણે અર્જુનને અનેક રૂપો (रूपाणि ૧૧.૫) બતાવ્યાં છે:—(૧) અનેક નેત્રોવાળું એક (૧૧.૧૫–૧૬); (૨) ચતુર્ભુજ, બીજું (૧૧.૧૭–૧૮); (૩) શશિસૂર્યનેત્ર વાળું, ત્રીજું (૧૧.૧૯; આને મળતું વર્ણન મુંડક ઉપનિષદમાં છે); અને (૪) ઉગ્રરૂપ, ચોથું (૧૧.૨૦–૩૧). તેમાં ચોથું ઉગ્ર સ્વરૂપ બતાવ્યું, અને પછી "निमित्तमात्रं भव सव्यसाचिन्" એમ (૧૧.૩૩–૩૮) કહ્યું છે. એટલે પોતાનાં કર્તવ્ય કર્મોમાં "હું વિશ્વરૂપ શ્રીભગવાનનું એક હથિયાર જ છું" એમ સમજીને મનુષ્યે સ્વકર્મોનું નિષ્કામ આચરણ કરવું; એ પ્રકારનો યોગ ૧૧મા અધ્યાયમા કહ્યો છે.

(૧૨) બારમા અધ્યાયમાં ભક્તિ ઉપર એટલે નિરાકાર અથવા સાકારની ઉપાસના ઉપર આશ્રિત નિષ્કામ કર્માચરણ (યોગ) નો ઉપદેશ છે (૧૨.૬–૮); અને યોગનાં ચાર રૂપોમા ઉત્તમ રૂપ એ જ भक्तियोग છે, એમ કહ્યું છે. જુઓ પ્રકરણ ૫માં (૧૫), પાનું ૨૯.

(૧૩) તેરમા અધ્યાયને क्षेत्रक्षेत्रज्ञविभागयोग કહીએ કે 'प्रकृतिपुरुषयोग' કહીએ; બન્ને રીતે (૧૩.૨૬–૩૦ તથા ૧૩.૨૦–૨૧) યોગ શબ્દ નિષ્કામ કર્માચરણના એક દષ્ટિબિન્દુના અર્થમાં જ સમજાવવો પડશે. જુઓ પ્રકરણ ૨ (૨૯) અને ૫ (૧૬), પાનાં ૧૦ અને ૧૬.

(૧૪) ચોદમા અધ્યાયનું નામ गुणत्रयविभागयोग છે, ને તેમાં આપેલા ત્રણ ગુણોના વિભાગના વર્ણન ઉપરથી सत्त्वगुण પણ કેવી રીતે બંધનકર્તા છે તથા તેનાથી પર રહીને સ્વકર્માચરણ કરતાં કરતાં પોતાના આત્માને અકર્તા કેવી રીતે માનવો એ ૧૪.૧૯ માં કહ્યું છે. સાંખ્યદર્શનશાસ્ત્રમાં ગુણત્રયવિભાગ છે; પણ એનો યોગ તો ગીતામાં જ છે.

(૧૫) પંદરમા અધ્યાયને पुरुषोत्तमयोग કહ્યો છે. શ્રી ભગવાનના સાકાર સ્વરૂપને पुरुष (૧૫.૪) કે पुरुषोत्तम (૧૫.૧૮) કહેલ છે. સમસ્ત જગતની અનાદિકાળથી આવેલી બધી प्रवृत्ति એ સાકાર સ્વરૂપમાંથી જ નીકળી છે. જીવાત્મા પરમાત્માનો અંશ છે, માટે જીવાત્માની પ્રવૃત્તિઓ પરમાત્માની જ છે. સૂર્ય, ચન્દ્ર અને અગ્નિની જગતને પ્રકાશિત કરવાની પ્રવૃત્તિ ખરું જોતાં શ્રીકૃષ્ણની જ પ્રવૃત્તિ છે, કેમકે સૂર્ય, ચન્દ્ર ને અગ્નિનું તેજ શ્રીકૃષ્ણનું જ તેજ છે. પૃથ્વીની ભૂતધારણપ્રવૃત્તિ, સોમની ઓષધિપોષણપ્રવૃત્તિ, વૈશ્વાનરની અન્નપાચનપ્રવૃત્તિ, વગેરે બધી પ્રવૃત્તિ પુરુષોત્તમની જ प्रवृत्ति છે, એમ માની નિષ્કામ કર્માચરણ કરવું, તેનું નામ पुरुषोत्तमयोग. જે પુરુષ (પુરુષોત્તમ)માંથી બધી प्रवृत्ति પ્રસૃત થઈ છે, તેને શરણે જવાનો મંત્ર પણ આપ્યો છે (૧૫.૪).

(૧૬) સોળમો અધ્યાય એટલે દૈવાસુરસંપદ્વિભાગયોગ : આસુર સંપદ એટલે વેદોક્ત સકામ કર્મનો આશ્રય લઈને સકામ જીવનવ્યવહારમાં જ મગ્ન રહેનારા લોકોની જન્મસિદ્ધ મનોવૃત્તિ; તેથી ઉલટું, દૈવી સંપદ એટલે નિષ્કામ કર્માચરણ (યોગ)ની જન્મસિદ્ધ વૃત્તિ. દૈવી સંપદમાં જન્મેલાને કર્મનાં બંધન થતાં નથી, અને અંતે મોક્ષ મળે છે (૧૬. ૫). સોળમા અધ્યાયનો અને સમગ્ર ગીતાશાસ્ત્રનો ઉદ્દેશ નિષ્કામ કર્માચરણ કરવાનો અને સકામ કર્મો ત્યજવાનો એટલે કર્મ કરતી વખતે કામ અથવા ફલેચ્છા ત્યજવાનો છે (ગીતા ૧૬. ૨૩ ને ૨૪). દૈવાસુર સંપત્તિઓના વિભાગના વર્ણન દ્વારા પણ યોગનું જ એક નવું દૃષ્ટિબિન્દુ ગીતાકારે રજૂ કર્યું છે. "સંપદ્" એટલે જન્મસિદ્ધ મનોવૃત્તિ; જીવાત્માને પરમેશ્વર તરફથી મળેલી મનોવૃત્તિ.

(૧૭) સત્તરમા અધ્યાયને શ્રદ્ધાત્રયવિભાગયોગ' કહ્યો છે. શ્રદ્ધા એટલે કુદરતી અથવા સ્વાભાવિક (તર્ક–યુક્તિ વગરની) મનની પ્રવૃત્તિ અથવા વૃત્તિ. શ્રદ્ધા અથવા વૃત્તિ સાત્ત્વિકી, રાજસી ને તામસી એમ ત્રણ પ્રકારની છે. તેમાં સાત્ત્વિક યજ્ઞ, સાત્ત્વિક તપ (જે પરા શ્રદ્ધાથી જ તપવામાં આવે છે) અને સાત્ત્વિક દાન (શ્લોક ૧૧, ૧૭ ને ૨૦)–એ નિષ્કામ યજ્ઞ, તપ ને દાન છે. એ રીતે ત્રિવિધ શ્રદ્ધા પૈકી સાત્ત્વિકી શ્રદ્ધા દ્વારા યોગનો ઉપદેશ આ અધ્યાયમાં પણ છે. એ યજ્ઞ, દાન ને તપ પ્રણવના ઉચ્ચારપૂર્વક કરવામાં આવે છે; અને એ ઉચ્ચાર કરવાથી એ કર્મોમાં મોક્ષની કામના પણ રહેતી નથી (શ્લોક ૨૨–૨૫). વળી, " ॐ तत्सत् "માના 'तत्' પદના ઉચ્ચારમાં પણ નિષ્કામ કર્માચરણની ભાવના રાખી શકાય છે. ત્રણ શ્રદ્ધાઓના જ્ઞાનથી અને સાત્ત્વિક શ્રદ્ધાના આશ્રયથી યોગ સિદ્ધ થાય છે.

(૧૮) અઢારમા અધ્યાયને મોક્ષસંન્યાસયોગ કહ્યો છે ....... આ નામ આ અધ્યાયના ૬૬મા શ્લોક ઉપરથી આપવામાં આવ્યું જણાય છે. મોક્ષ એટલે "કર્મમાં રહેલા પાપથી છુટકારો". એ છૂટકારા માટે પોતાના 'ધર્મોનો' (કર્મોનો) શ્રીકૃષ્ણમાં (માનસ) સંન્યાસ કરીને શ્રીકૃષ્ણના શરણે જઈને પોતાના વર્ણાશ્રમનાં બધા કર્મો કરવાં જોઈએ (૧૮.૬૫–૬૬) જે પાપોનો ભય અર્જુનને હતો, તે કુલક્ષય, મિત્રદ્રોહ, ગુરુઓની હિંસા, વગેરે પાપોથી શ્રીકૃષ્ણ જ અર્જુનને મોક્ષ (૧૮. ૬૬) આપશે, કેમકે એણે શ્રીકૃષ્ણમાં સર્વ ધર્મોનો સંન્યાસ કર્યો છે. એવી જ રીતે બીજા મનુષ્યો પણ મોક્ષસંન્યાસયોગનું આચરણ કરી શકે છે.

આ પ્રમાણે મારા મંતવ્ય અનુસાર ગીતાનો દરેક અધ્યાય યોગનું એક એક સ્વતંત્ર દૃષ્ટિબિન્દુ રજૂ કરે છે; અથવા દરેક અધ્યાય 'એક સ્વતંત્ર યોગ (નિષ્કામ કર્માચરણની પદ્ધતિ) રજૂ કરે છે', એમ અધ્યાયોનાં નામો ઉપરથી પણ કહી શકાય છે.

✓ સ્વ. તિલકે 'ગીતારહસ્ય'માં "ગીતાધ્યાયસંગતિ" નામના પ્રકરણમા ગીતાના દરેક આગલા અધ્યાયમાંથી ગીતાનો દરેક પાછલો અધ્યાય ઉપસ્થિત થાય છે એમ બતાવવા યત્ન કર્યો છે એમના મત મુજબ દરેક આગલા અધ્યાયમાં અધૂરો રહેલો મુદ્દો દરેક પાછલા અધ્યાયમાં સ્પષ્ટ અને સવિસ્તર ચર્ચવામા આવ્યો છે; અને અઢારે અધ્યાયના બધા મુદ્દાઓનો સરવાળો કરીએ એટલે "કર્મયોગ" થાય છે; ટૂંકમાં, "જ્ઞાનપ્રધાનભક્તિવિશિષ્ટ કર્મયોગ" એવા એક જ યોગનો ગીતામાં ઉપદેશ છે, એવું સ્વ. તિલકનું મન્તવ્ય છે.

શ્રીશંકરાચાર્ય અને બીજા આચાર્યો ગીતાના અધ્યાયોની સંગતિ સ્વ. તિલકની જેમ અનુક્રમે આવતા દરેક અધ્યાયને તેની બરાબર આગલા જ અધ્યાય સાથે જોડીને દર્શાવતા નથી, પણ છૂટા છૂટા વિષયો કે મુદ્દાઓ છૂટાછૂટા અધ્યાયોમાં ચર્ચવામાં આવ્યા છે એવું માને છે; દા. ત. થોડીક વિભૂતિઓ સાતમા અધ્યાયમાં, થોડીક દશમામાં અને બાકી થોડીક પંદરમામાં આપી છે એમ શ્રીશંકરાચાર્ય કહે છે, અને એવી રીતે સમગ્ર ગીતાના એકલા "એક" જ બોધને સમજાવે છે. (ગીતા ૧૦. ૧ ઉપર તથા ગીતા ૧૫.૧૨ ઉપરનું શાંકર ભાષ્ય જુઓ).

મારા મત અનુસાર અઢારે અધ્યાયમાં યોગનાં વિવિધ રૂપોનું વર્ણન છે. તે રૂપો કયાં છે, તે આ પ્રકરણમાં અને આગલા પ્રકરણમાં મેં વિસ્તારથી બતાવ્યું છે. **તે બધાં રૂપો એક જ વ્યક્તિ કે સાધક માટે નથી.** એ બધાં રૂપોનો 'સમુચ્ચય' શક્ય નથી, કેમકે, 'જ્યારે ઘણાં રૂપો પૈકી દરેક રૂપથી એકજ ધ્યેય મળી શકતું હોય ત્યારે, એ રૂપોમાંથી પસંદગીનો વિકલ્પ જ હોય છે' (જુઓ विकल्पोऽविशिष्टफलत्वात् ब्र. सू ३.३.५९). વળી, એકવાર કર્મ પ્રકૃતિમાંથી ઉત્પન્ન થયું છે, એમ કહે (૩.૨૭ વગેરે); બીજીવાર પુરુષ માંથી પ્રવૃત્તિ નીકળી છે, એમ લખે (૧૫.૪); એકવાર જીવાત્માને ઉદાસીન કહે (૧૪.૨૩), બીજીવાર કર્તૃત્વરહિત અનાસક્ત ભોકતા કહે (૧૩.૨૧); એવા વિરોધી વિધાનો એકજ ધ્યેય માટે કરે; ત્યારે, એ દરેક મત એકજ ધ્યેય (યોગ) માટે જુદા જુદા મનુષ્યોના જુદા જુદા માનસિક વિકાસ અનુસાર (જુદા જુદા અધિકારીઓના) ઉપયોગ માટે છે, એમજ માની શકાય. બધા મતો દરેક મનુષ્ય માટે ઉપયોગી છે, એમ મનાય નહિ.

યોગનાં આ દષ્ટિબિન્દુઓ પૈકી કેટલાંક, ઉપર કહ્યું તેમ, **પરસ્પર વિરોધી** છે, જેમકે પ્રકૃતિ અથવા દ્રવ્યમાર થકીજ કર્તૃત્વ ઉત્પન્ન થાય છે, એ માન્યતા 'પુરુષ કે પરમાત્મામાંથી પ્રવૃત્તિ નીકળી છે,' એ મત સાથે વિરોધી છે. તેનું **એક સમાધાન** એ છે કે બન્ને મતો જુદા જુદા મનુષ્યના ઉપયોગ માટે છે; **બીજું** એ કે ગીતાના અદ્વૈતવાદમાં "પર તત્વના એક સ્વરૂપમાં કર્તૃત્વ કે પ્રવૃત્તિ છે ને બીજા સ્વરૂપમાં નથી" એમ કહેવામાંજ તાત્પર્ય જણાય છે, પછી એ 'એક' સ્વરૂપ પ્રકૃતિ હો, પુરુષ હો, કે ગમે તે હો. જીવાત્મામાં કર્તૃત્વ આરોપિત છે, એમજ કહેવાની ગીતાશાસ્ત્રની ઇચ્છા છે. ગીતાશાસ્ત્ર તો એ સિદ્ધાન્તને પણ વળગી રહેવાને બદલે એક વિકલ્પમાં એમ પણ કહે છે કે 'જીવાત્મામાં કર્તૃત્વનો **એક હિસ્સો** માની શકાય, પણ તેથી કંઇ જીવાત્મા **સમગ્ર** કર્તા થઈ જતો નથી' (ગીતા ૧૮.૧૬). આ બધાં કારણો આપણને દઢપણે એમ માનવાને પ્રેરે છે કે ગીતાના દરેક અધ્યાયમાં નિષ્કામ કર્મ(યોગ)નું **એક** એક સ્વતંત્ર દષ્ટિબિન્દુ રજૂ કરવામાં આવ્યું છે.

એક સાધક જો પ્રકૃતિના કર્તૃત્વમાં માનતો હોય તો તેણે પુરુષોત્તમના કર્તૃત્વ (પ્રવૃત્તિ) વાળી માન્યતાવાળો યોગ (નિષ્કામ કર્માચરણ) આચરવા યત્ન કરવો નહિ, એમ ગીતા કહે છે, કેમકે અનન્યયોગ (જેમાં બીજો યોગ ભળ્યો નથી તેવો શુદ્ધ યોગનો પ્રકાર) દ્વારા જ યત્ન કરવાનું ગીતા કહે છે.

બીજી એક વાત આ સ્થળે ધ્યાનમાં રાખવી જોઈએ. ગીતામાં મોક્ષ માટે સંન્યાસ (માર્ગ) નો નિષેધ નથી, પણ સંન્યાસ કરતાં યોગ વધારે સહેલો માર્ગ છે, એમ વારંવાર કહ્યું છે (ગીતા ૫. ૨ વગેરે શ્લોકોમાં). તેવી જ રીતે ધ્યાન દ્વારા યોગનું વર્ણન છઠ્ઠા અધ્યાયમાં કરતી વખતે ધ્યાન દ્વારા સંન્યાસ નિષ્ઠા સ્વીકારી છે. વળી, ભક્તિયોગનો એટલે ભક્તિ ઉપર અવલમ્બીને રહેલા (યોગ=)

નિષ્કામ કર્માચરણનો ઉપદેશ ૧૨ મા અધ્યાયમાં આપ્યો છે; સાથે સાથે તે જ અધ્યાયમાં ભક્ત સંન્યાસી પણ હોય તેમ જ યોગી પણ હોય એમ પણ કહ્યું છે, એટલે ત્યા સંન્યાસવાળી ભક્તિને એક સ્વતંત્ર વૈકલ્પિક નિષ્ઠા તરીકે સ્વીકારી છે (અધ્યાય ૧૨. ૧૬, ૧૯). આ પ્રકારે ધ્યાનવાળા કે ભક્તિવાળા મનગ્રાહની સ્વતંત્ર નિષ્ઠા પણ સ્વીકારી છે, ત્યજી દીધી નથી. પરંતુ એ સંન્યાસ-નિષ્ઠા ગીતાના કોઈ એક અધ્યાયનો મુખ્ય વિષય નથી; દરેક અધ્યાયનો મુખ્ય વિષય તો યોગનું કોઈ એક રૂપાન્તર જ છે.

ગીતાના અધ્યાયોનાં નામોની સમજૂતી, ગીતાના અધ્યાયોની પરસ્પર સંગતિ, યોગના દૃષ્ટિબિન્દુઓની ક્વચિત્ પરસ્પર સ્પષ્ટ વિરોધિતા, જુદા જુદા સ્વભાવના સાધકોને ઉપયોગી થાય તેવાં જુદાં જુદાં દૃષ્ટિબિન્દુઓ, તેમ જ યોગેતર સ્વતંત્ર નિષ્ઠાઓનો નિર્દેશ કેવળ પ્રસંગોપાત જ ગીતામાં આપ્યો છે એ હકીકત; આ સર્વ વિષયોનું સ્પષ્ટીકરણ ગીતા સમજવામાં અત્યંત ઉપયોગી નીવડશે, એવું મારું માનવું છે.

(ગીતાના દરેક અધ્યાયના નામની ચર્ચા મે આ પ્રકરણમાં કરી છે). કેટલીક પ્રતોમાં અધ્યાયોનાં નામ જુદાં આપ્યાં છે, છતાં દરેક અધ્યાયનાં નામને છેડે યોગ શબ્દ તો હોય જ છે.

શ્રીશંકરાચાર્યે પોતાના ભાષ્યમાં અધ્યાયભાષ્યને કોઈવાર જુદાં નામો આપ્યાં છે; જેમકે ત્રીજા અધ્યાયના ભાષ્યને એમણે "कर्मप्रशमायोग" કહેલ છે. તે બતાવે છે કે યોગ એટલે "समत्व"='નિષ્કામ કર્માચરણથી પ્રાપ્ત થતી મનની સમતા' એ અર્થ એમણે લીધો નથી, અથવા યોગને મોક્ષની સ્વતંત્ર નિષ્ઠા તરીકે એઓ સ્વીકારતા નથી, કેમકે તેઓ સંન્યાસથી જ મોક્ષ માને છે.

## પ્રકરણ ૭.

## ગીતામાં સંન્યાસ કરતાં યોગની ઉત્તમતા

નિષ્ઠા બે (પ્રકારની) છેઃ સંન્યાસ અને યોગ. સંન્યાસનિષ્ઠા એટલે કર્મનો સ્વરૂપે ત્યાગ. યોગનિષ્ઠા એટલે કર્મના બંધનનો ત્યાગ. સ્વતંત્ર ધ્યાનમાર્ગ તથા સ્વતંત્ર ભક્તિમાર્ગ, એ સંન્યાસનિષ્ઠાના જ માર્ગો છે. યોગનિષ્ઠા એક જ છે, પણ યોગપ્રાપ્તિનાં સાધનો અને તેની દાર્શનિક દલીલો અનેક છે. એ દલીલોની યાદી પાંચમા પ્રકરણમાં અપાઈ ચૂકી છે. એ સાધનો અને દલીલોને લીધે યોગનાં અનેક રૂપાન્તરો થાય છે. ગીતાના અઢાર અધ્યાયો પૈકી દરેકમાં ઓછામાં ઓછો એક યોગ (એટલે યોગનું એક એક રૂપ) દર્શાવવામાં આવેલ છે.

ગીતામાં સંન્યાસની અપેક્ષાએ યોગ નો ઉપદેશ **મુખ્ય** છે, એટલું જ નહિ, પરંતુ ગીતામાં સંન્યાસ કરતાં યોગને **ઉત્તમ** કહ્યો છે, એ વાત પણ સર્વસંમત છે. શ્રીશંકરાચાર્યના મત મુજબ 'અર્જુન સંન્યાસનો અધિકારી નથી તેથી **અર્જુન માટે** યોગ વધારે સારો છે, એમ ગીતામાં કહ્યું છે.' પરંતુ સ્વ. તિલકના મત મુજબ 'ગીતામાં **જ્ઞાની માટે** પણ સંન્યાસ કરતાં યોગને વધારે સારો કહ્યો છે.' યોગની ઉચ્ચતરતા બતાવવાને જે દલીલો ગીતામાં આપી છે તે પરથી આ બે પૈકી કયો મત સાચો છે, તે સમજી શકાશે :—

(૧–૧૦) આ દલીલો મુખ્યત્વે ત્રીજા અધ્યાયમાં આપી છે. (૧) શરૂઆતમાં જ જણાવ્યું છે કે કર્મ ન કરે તો કોઇ પણ મનુષ્ય नैष्कर्म्य એટલે સંન્યાસની ભૂમિકાએ પહોંચી શકે નહિ. (૨) વળી, સંન્યાસગ્રહણ–એ એકજ માર્ગથી મોક્ષ (સિદ્ધિ) મળે છે, એમ પણ નથી. યોગથી પણ મોક્ષ મેળવી શકાય છે (૩.૪). (૩) કોઈ પણ સમયે દરેકે દરેક જાતનાં કર્મનો સંન્યાસ કોઇ પણ મનુષ્ય કરી શકતો નથી, કારણ કે પ્રકૃતિના ગુણો દરેક જણ પાસે (–અને આમાં જ્ઞાની પણ અપવાદ રૂપ નથી–) અનિચ્છાએ પણ કર્મો કરાવે છે (૩.૫). (૪) અંતરની સંન્યાસવૃત્તિ વગર બાહ્ય દેખાવમાં જે સંન્યાસી છે તેના કરતાં યોગીની કક્ષા ઉચ્ચતર છે, કેમકે યોગી અન્તરમાં સંન્યાસી છે ને બાહ્ય દેખાવમાં જ કર્મોનું આચરણ કરે છે (૩.૬–૭). (૫) જો મનુષ્ય તમામ કર્મ કરવાનું બંધ કરે તો આ શરીરને સજીવ રાખવાનું કામ પણ તે કરી શકે નહિ, કારણકે શ્વાસોચ્છ્વાસ લેવા એ પણ એક કર્મ જ છે (૩.૮). (૬) જે મનુષ્ય આત્મરતિ ને આત્મતૃપ્ત છે તેને માટે સ્વકર્મનું આચરણ ફરજિયાત નથી. તેવા નિઃસ્પૃહને પોતાને કર્માચરણથી (कृतेन) કે કર્મસંન્યાસથી (अकृतेन) કંઇ પ્રયોજન કે લાભ નથી; **તેથી** (तस्मात्) તું તારાં કરવાનાં કર્મો હમેશાં ચાલુ રાખ (૩.૧૭-૧૯). (૭) જનકાદિ રાજાઓ સંન્યાસ દ્વારા નહિ, પણ કર્મ દ્વારા જ મોક્ષને (संसिद्धि) પામ્યા છે. (૩.૨૦) (૮) "સામાન્ય લોકોને દરેક કર્મ કેવી રીતે કરવું તેનું જ્ઞાન થાય, તે માટે" (એટલે લોકસંગ્રહ માટે) પણ તારે કર્મો કરવાનું ચાલુ રાખવું (૩.૨૦ उत्तरार्ध, ૨૧–૨૬). (૯) **જ્ઞાનવાન** પણ સંન્યાસ લે કે કર્માચરણ ચાલુ રાખે, ગમે તે કરે; પણ, તે પણ પોતાની પ્રકૃતિથી જ દોરાવાનો. ભૂતમાત્ર (જ્ઞાની કે અજ્ઞ) પ્રકૃતિને જ આધીન રહીને વર્તન કરે છે. જ્ઞાનીનો નિગ્રહ, 'મારે કર્મો સદન્તર નથી જ કરવાં' એવો આગ્રહ, હોય, તો તે નકામો છે (૩.૩૩). (૧૦) ક્ષત્રિય તરીકે તારો ધર્મ યુદ્ધ કરવાનો છે.

'ભિક્ષા દ્વારા નિર્વાહ કરવો ' એ તારો ધર્મ નથી. કદાચ કોઈ મનુષ્યથી પારકાનો ધર્મ સારી રીતે પાળી શકાય તો પણ તેના કરતાં (હિંસાત્મક અને તેથી) અવગુણી (દેખાતો) સ્વધર્મ તે મનુષ્ય માટે વધારે સારો છે (૩. ૩૫). (૧૧–૧૨) ગીતા. ૫ (૧૧) ૫. ૧ માં અર્જુને શ્રીકૃષ્ણને સ્પષ્ટ પ્રશ્ન પૂછ્યો છે કે ' संन्यास ને યોગ, એ બેમાંથી કયો માર્ગ વધારે સારો છે ?' તેનો ઉત્તર શ્રી કૃષ્ણે સ્પષ્ટ જ શબ્દોમાં આપ્યો છે કે कर्मसंन्यास કરતાં कर्मयोग વધારે ઉત્તમ છે. અહીં **અર્જુન માટે** કર્મયોગ અધિક શ્રેષ્ઠ છે, એમ કહ્યું નથી; પણ **સામાન્ય રીતે** કર્મયોગની શ્રેષ્ઠતા કહી બતાવી છે. તેનાં કારણો એ છે કે : संन्यास ની ભૂમિકાએ પહોંચવું હોય તો યોગ વગર પહોંચવું મુશ્કેલ છે, (૫.૬ અ) તથા (૧૨) જે જ્ઞાની યોગ માર્ગે જાય છે તેને બ્રહ્મની પ્રાપ્તિ (પ્રથમથી જ સંન્યાસ માર્ગે જનાર મનુષ્ય કરતાં ) મોડી થતી નથી (બલ્કે વહેલી થાય છે) ગીતા ૫.૬.

(૧૩) ગીતા ૬. ૧–૨માં એક નવી રીતે યોગને सन्यास કરતાં વધારે ઉત્તમ કહ્યો છે. "જેને છાંદોગ્ય, બૃહદારણ્યક વગેરે ઉપનિષદોમાં संन्यास કહ્યો છે, તેને જ હે પાંડવ તુ યોગ માન. કારણ કે सन्यासનું લાક્ષણિક અંગ "સંકલ્પોનો સંન્યાસ" છે અને તે સંકલ્પસંન્યાસ યોગોમાં પણ હોય જ છે."

(૧૪) ગીતા ૧૮. ૭ સ્વભાવથી નક્કી થયેલાં (નિયત) વર્ણનાં કર્મોનો સંન્યાસ વાજબી નથી. છતાં, (ગીતામાં આપેલી રીતે પોતાની ફરજના) જ્ઞાનના અભાવને લીધે (मोहात्) જો કોઈ મનુષ્ય એ કર્મોને ત્યજી દે, તો તે ત્યાગ તામસ ત્યાગ કહેવાય છે. અહીં स्वभावनियत કર્મોનો ત્યાગ કરાય જ નહિ, (શક્ય જ નથી), એવો મત વિવક્ષિત છે. ગીતા ૧૮. ૯ માં सात्त्विक ત્યાગ સમજાવ્યો છે, પરંતુ જ્ઞાનીના सर्वकर्मसन्यासને त्यागના કે संन्यास ના (૧૮. ૨–૩) વર્ણનમાં સ્થાન આપ્યું નથી. ઊલટું, દેહમાં જ્યાં સુધી આત્મા છે ત્યાં સુધી આત્માથી કોઈ સમસ્ત જાતનાં કર્મોનો ત્યાગ કરી શકાતો નથી, માટે कर्मफलत्यागी જ ખરો ત્યાગી છે, એમ કહ્યું છે (જુઓ ૧૮.૫૯-૬૦)

(૧૫) વળી આ અઢારમાં અધ્યાયમા સંન્યાસ એટલે 'કામ્ય કર્મોનો સંન્યાસ' એવો અર્થ કહ્યો છે (૧૮. ૨), અને ૧૮. ૧૨ માં सन्यासिनाम्નો અર્થ 'કામ્ય કર્મોનો સંન્યાસ કરનારાઓ' એમ લઈએ તો પણ સંન્યાસી એટલે યોગી જ થાય, કેમકે યોગી કામ્ય કર્મો પણ ફલકામનાથી કરતો જ નથી એટલે, આ પણ સંન્યાસ કરતાં યોગને શ્રેષ્ઠ કહેવાની એક રીત જ છે. એવા સંન્યાસીને કર્મનું ઇષ્ટ, અનિષ્ટ કે મિશ્ર ફળ મળતું નથી, કેમકે તે ફળની આશા સેવતો નથી.

પરંતુ મને લાગે છે કે એ શ્લોકોનો અર્થ એવો થતો જ નથી. એવા થોડા શ્લોકોનો વિચાર આપણે અહીં કરીશું:—

(અ) सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते । ४.३३

અહીં એક એવું જ્ઞાન વિવક્ષિત છે કે જે જ્ઞાન દ્વારા અર્જુનના સંશયોનો ઉચ્છેદ થાય અને એ જ્ઞાન મેળવ્યા પછી અર્જુન કર્મોનાં બંધનથી મુક્ત રહીને કર્મોનું આચરણ કરે (૪.૪૧–૪૨), અર્થાત્ નિષ્કામકર્મોનું જ આચરણ કરે. માટે આ શ્લોક (૪.૩૩) નો અર્થ સંન્યાસ પરત્વે ન જ કરાય. સર્વ કર્મોનું ધ્યેય (અથવા અંત) અમુક જ્ઞાન છે, પણ સંન્યાસ નહીં. જ્ઞાન અને સંન્યાસ, એ બે અલગ અલગ વસ્તુઓ છે.

(આ) કેટલાક શ્લોકોમાં સંન્યાસ શબ્દ છે, પણ તેનો અર્થ " કર્મોનો પોતાનો ત્યાગ" એવો થતો જ નથી; જેમકે, ૪.૪૧માં "योगसंन्यस्तकर्माणम्" શબ્દપ્રયોગ છે; પરંતુ ૪.૪૨ માં 'तस्मात्', તેથી, 'તું જ્ઞાનરૂપી તરવાર વડે સંશયનો ઉચ્છેદ કરીને યોગનું આચરણ કર, ઊભોથા,' એવો સંદર્ભ ૪.૪૧ નો કહ્યો છે, તે બતાવે છે કે 'योगसंन्यस्तकर्माणम्' એટલે 'યોગ' 'નિષ્કામ કર્મનાં આચરણ' વડે જેણે **મનથીજ કર્મોનો સંન્યાસ** કર્યો છે તેવો મનુષ્ય '—એવો અર્થ કરવાનો છે.

( ઇ ) આવીજ રીતે ૯.૨૮ નો અર્થ પણ કરવો જોઇએ:—

शुभाशुभफलैरेवं मोक्ष्यसे कर्मबन्धनैः । संन्यासयोगयुक्तात्मा विमुक्तो मामुपैष्यसि ॥

અહીં 'संन्यासयोग' શબ્દ છે. ગીતાના પાંચમા અધ્યાયને સંન્યાસયોગ કહ્યો છે, છતાં 'કર્મસંન્યાસ'નો ઉપદેશ તે અધ્યાયમાં નથી, એમ મેં આગળ બતાવ્યું છે. ૯.૨૭ ની સાથે રાખીને ૯.૨૮ વાંચીએ તો, 'કર્મના માનસ સંન્યાસરૂપી યોગથી યુક્ત માનવાળો તું દેહથી છૂટીને મને જ પામીશ ' એવો અર્થ અભિપ્રેત લાગે છે.

( ઈ ) તેવીજ રીતે, ગીતા ૧૨.૬, ૧૮.૫૭ વગેરે શ્લોકો પણ સંન્યાસ પરત્વે નથી કહ્યા, એમ સંદર્ભ ઉપરથી જણાય છે. ૧૮.૫૭માં તો चेतसा संन्यस्य જ કહ્યું છે. (૧૪.૨૫ વગેરે માટે જુઓ પ્રકરણ ૯.)

(૧૯) "अपि"નો પ્રયોગ કરીને જેમાં યોગની તરફેણમાં દલીલ કરવામાં આવી હોય એવાં વાક્યો ગીતામા ઘણાં છે:—

(અ) त्यक्त्वा कर्मफलासङ्गं नित्यतृप्तो निराश्रयः । कर्मण्यभिप्रवृत्तोऽपि नैव किञ्चित्करोति सः ॥ ४.२०

'કર્મનાં ફલમાં આસક્તિ રાખ્યા વગર, હમેશાં સંતોષ માની, ફલનો આશ્રય છોડી દઈને મનુષ્ય કર્મ કરવાનું ચાલુ રાખે તો પણ, (સંન્યાસીની જેમ જ), તે કંઈ પણ કરતો જ નથી.'

(આ) यदृच्छालाभसंतुष्टो द्वन्द्वातीतो विमत्सरः ।
समः सिद्धावसिद्धौ च कृत्वापि न निबध्यते ॥ ४.२२

'અકસ્માત જે લાભ થાય તેથી સંતોષ માની, સુખદુઃખ, શીતોષ્ણ વગેરે દ્વન્દ્વોને (જોડિયાઓને) નહિ ગણકારનારો, મત્સરરહિત, પોતાના યત્નો સફળ થાય કે નિષ્ફળ થાય તો પણ અચલ મનવાળો, મનુષ્ય પોતાનાં કર્મો કરવાનું ચાલુ રાખે તો પણ તે બંધનમાં પડતો નથી.'

(૪) योगयुक्तो विशुद्धात्मा विजितात्मा जितेन्द्रिय ।
सर्वभूतात्मभूतात्मा कुर्वन्नपि न लिप्यते ॥ ५ ७

'જે મનુષ્ય સર્વપ્રાણીના આત્માને અને પોતાના આત્માને એકજ સમજે છે તે પોતાના કર્મો કરે તો પણ કર્મના લેપથી દૂર રહે છે'

(૫) सर्वभूतस्थित यो मा भजत्यकत्वमास्थित ।
सर्वथा वर्तमानोऽपि स योगी मयि वर्तते ॥ ६ ३१

જે મનુષ્ય, સર્વ પ્રાણીમાત્રમા હુ (શ્રીકૃષ્ણ) એકજ રહુ છુ, એમ આસ્થા રાખીને પોતાના કર્મો નિષ્કામપણે કરે છે, તે કર્મો કરવાનુ ચાલુ રાખે કે કર્મો છોડી દે તો પણ મારામા જ રહે છે'

(૬) य एव वेत्ति पुरुष प्रकृति च गुणै सह ।
सर्वथा वर्तमानोऽपि न स भूयो ऽभिजायते ॥ १३ २३

'જે મનુષ્ય પુરુષ તથા ત્રણ ગુણો સહિત પ્રકૃતિને ઉપર કહ્યા મુજબ જાણે છે તે ગમે તે પ્રકારે રહેતો હોય, અર્થાત્ સન્યાસી હોય કે યોગી હોય, છતાં ફરીથી જન્મ પામતો નથી'

(૭) सर्वकर्माण्यपि सदा कुर्वाणो मद्व्यपाश्रय ।
मत्प्रसादादवाप्नोति शाश्वत पदमव्ययम् ॥ १८ ५६

'ઉપર ૧૮ ૪૯—૫૫મા સન્યાસ દ્વારા સિદ્ધિ મેળવવાનો માર્ગ મે તને કહ્યો તે ઉપરાન્ત પોતાના સર્વ કર્મો કરનારો (યોગી) પણ મારો આશરો રાખીને મારી કૃપાથી શાશ્વત અને અવ્યય (અવિનાશી) સ્થાન (બ્રહ્મ) ને પ્રાપ્ત કરે છે

ગીતાકારે આ શ્લોકોમા અપિ શબ્દનો પ્રયોગ કરીને 'નિષ્કામ કર્માચરણ પણ સન્યાસની જેમજ મોક્ષની પ્રાપ્તિ કરાવે છે' એમ કહીને બહુજ વિનયથી યોગ માટે તરફેણ કરી છે વળી યોગને સન્યાસ તુલ્ય એક માર્ગ ગણાવવાનો આશય કેવળ નહિ પરતુ યોગ માટે પોતાનો પક્ષપાત બતાવવાનો ગીતાકારનો વિશેષ આશય અપિ દ્વારા સૂચિત થાય છે, એવી મારી માન્યતા છે

આ રીતે ગીતામા અનેક દલીલો દ્વારા સન્યાસ કરતા યોગને વધારે ઉત્કૃષ્ટ માર્ગ કહ્યો છે સમાજમા પરમ જ્ઞાનીઓ નિ સ્વાર્થપણે પોતાના બધા કર્મો કરતા રહે (સન્યાસગ્રહણ ન કરે) અને એ રીતે અજ્ઞોને માર્ગદર્શન મળે, તે ગીતાનો ઉદ્દેશ છે માત્ર અર્જુન માટે યોગ સારો છે કેમકે અર્જુન અજ્ઞ છે, એમ ગીતાનો આશય નથી જ્ઞાનીના સન્યાસ કરતા જ્ઞાનીનો યોગ વધારે સારો છે, તેમજ જ્ઞાનીના સન્યાસ કરતા અજ્ઞાની (દાર્શનિક જ્ઞાનપ્રક્રિયાઓ ન જાણનાર વ્યક્તિ) નિષ્કામ કર્મ કરનારનો પણ યોગ સમાજહિત માટે વધારે સારો છે, એમ ગીતા કહે છે, કેમકે યોગના આચરણ માટે જ્ઞાન આવશ્યક નથી. એવો મત ગીતા ધરાવે છે

# પ્રકરણ ૮.

## ગીતામાં "શાંકર મતે સંન્યાસ"ના શ્લોકો

ગીતાનું જૂનામાં જૂનું ભાષ્ય તે શાંકર ભાષ્ય છે. શ્રીશંકરાચાર્યના મત મુજબ ગીતાનું તાત્પર્ય 'કર્મયોગ (=યોગ) દ્વારા ચિત્તશુદ્ધિ, પછી **સંન્યાસપ્રાપ્તિ દ્વારા** જ્ઞાન અને જ્ઞાન દ્વારા મોક્ષનો' સિદ્ધાંત શીખવવામાં છે. એ સિદ્ધાંતનું સ્થાપન કરવા માટે શ્રીશંકરાચાર્યે, ગીતામાં ઘણા શ્લોકોમાં જ્યાં સંન્યાસી કે યતિનો બિલકુલ ઉલ્લેખ નથી ત્યાં 'સંન્યાસી' કે 'યતિ' અધ્યાહાર લઈને સંદર્ભ (context) વિરુદ્ધ ઉમેરો કર્યો છે, અથવા મુનિ વગેરે શબ્દનો અર્થ જ સંન્યાસી કર્યો છે. તે શ્લોકોની ચર્ચા આ પ્રકરણમાં કરીશું:—

(૧) वेदाविनाशिनं नित्यं य एनमजमव्ययम् । कथं स पुरुषः पार्थ कं घातयति हन्ति कम् ॥ २.२१.

અર્જુને શ્રીકૃષ્ણને કહ્યું હતું કે "સ્વજનને યુદ્ધમાં **હણીને** અમારું (પાંડવોનું) શ્રેય થશે, એમ હું માની શકતો નથી (૧.૩૧). આ બધા—આચાર્યો, પિતૃસ્થાનીયો, પુત્રો, વગેરે સંબંધીઓ મારી હત્યા કરે તો પણ હું એમની **હત્યા** કરવા ઇચ્છતો નથી (૧.૩૫). હે જનાર્દન, ધૃતરાષ્ટ્રના પુત્રોને **હણીને** અમને શો આનન્દ થાય (૧.૩૬)? જે અમારા જ બાંધવો છે એવા ધૃતરાષ્ટ્રના પુત્રોને **હણવા** એ અમને યોગ્ય નથી; સ્વજનોને **હણીને** અમે કેવી રીતે સુખી થઈ શકીએ" (૧.૩૭)?

યુદ્ધમાં જે **હત્યા** થશે એથી અર્જુન મૂંઝાતો હતો. તેને શ્રીકૃષ્ણે કહ્યું કે "જે આ જીવાત્માને અવિનાશી, નિત્ય અજ અને અવ્યય જાણે છે તે પુરુષ કેવી રીતે અને કોને **હણવામાં અન્યને પ્રેરણા કરે કે પોતે હણે**?" અર્થાત્ આત્માના અમરત્વનું જેને જ્ઞાન છે તે જાણે છે કે આત્મા **હણી** શકાશે જ નહિ. માટે યુદ્ધમાં સંબંધીઓનો આત્મા **હણાશે** એવો શોક કરવાનું છોડી દઈ (૨.૨૫, ૨૬, ૨૭, ૨૮ વગેરે), "યુદ્ધ કરવાનો નિશ્ચય કરીને તું ઊભો થઈ જા (૨.૩૭)."

ઉપર્યુક્ત શ્લોકનો અર્થ કરવામાં શ્રીશંકરાચાર્ય કહે છે કે, "આત્મા અવિનાશી છે એવા જ્ઞાનવાળાએ 'સર્વકર્મનો સંન્યાસ કરવો' એમ આ શ્લોકનો અર્થ છે અને તે આ પ્રકરણ (સંદર્ભ)-નો અર્થ છે. અહીં, 'કોનું હનન-હત્યા કરે છે?' એ પ્રશ્ન દ્વારા, 'કોઈની હત્યા કરતો નથી' એમ હનન ક્રિયાનો નિષેધ કર્યો છે, અને, 'તે એક ક્રિયાના નિષેધદ્વારા જ્ઞાની ક્રિયામાત્ર નથી કરતો' એમ કહેવાનો શ્રીભગવાનનો અભિપ્રાય છે" (જુઓ ૨.૨૧ ઉપર શાંકરભાષ્ય). શ્રીશંકરાચાર્યનું આ કથન પ્રકરણની તદ્દન વિરુદ્ધ છે. માત્ર 'હનન ક્રિયા' જ **પ્રસ્તુત** છે.

(૨) यावानर्थ उदपाने सर्वतः संप्लुतोदके । तावान् सर्वेषु वेदेषु ब्राह्मणस्य विजानतः ॥ २. ४६.

આ શ્લોકનું તાત્પર્ય 'સર્વ વેદોમાંથી જ્ઞાની બ્રાહ્મણને કંઈ પણ પ્રયોજન પ્રાપ્ત કરવાનું નથી', એ છે, એમ શ્લોક ૪૫ ને ૪૭ ઉપરથી તુરત સમજાશે. ૪૫મા અને ૪૭મા એ બંને શ્લોકોમાં વેદો અને વેદોક્ત ફલોનો ત્યાગ કરવાનું કહ્યું છે. આ રીતે આ શ્લોકનો અર્થ લગભગ આવો થાય:—ચારે બાજુથી પાણી (પડવા)થી ભરચક કૂવામાં જેટલું કાર્ય સિદ્ધ થાય છે, તેટલું કાર્ય જ્ઞાની બ્રાહ્મણને સર્વ વેદોમાંથી થાય છે. અર્થાત્ ચારે બાજુ વરસાદનું પાણી પડે ત્યારે

(માણસ ઘરે વાસણોમાં પાણી ઝીલી લે છે અને) કૂવે જવાનું પ્રયોજન રહેતું જ નથી, તેવી રીતે જ્ઞાની બ્રાહ્મણને વેદોનો આશ્રય (કે વેદોક્ત ફલનું પ્રયોજન) રહેતું જ નથી.

પરંતુ શ્રીશંકરાચાર્ય ब्राह्मणस्य=संन्यासिन : એમ અર્થ કરીને, આ શ્લોકમાં કહેલા બ્રાહ્મણને "સંન્યાસી" સમજાવે છે; અને સંન્યાસી બ્રાહ્મણને જે બ્રહ્મજ્ઞાન છે તેમાં જ વેદોક્ત સ્વર્ગાદિ ફલો અન્તર્ગત થાય છે, એવો અર્થ એમણે કર્યો છે.

(૩) प्रजहाति यदा कामान् सर्वान् पार्थ मनोगतान् । आत्मन्येवात्मना तुष्ट स्थितप्रज्ञस्तदोच्यते ॥ २.५५

અર્થ:—જ્યારે પોતાના આત્મામાં જ આત્મા વડે સંતોષ માનનારો મનુષ્ય (કર્મનો ત્યાગ નથી કરતો પણ) કર્મોથી મળતા ઇષ્ટ પદાર્થો અને તે પદાર્થો માટેની મનમાં રહેલી ઇચ્છાઓનો ત્યાગ કરે છે, ત્યારે તેને 'સ્થિતપ્રજ્ઞ' કહેવામાં આવે છે.

શાંકરભાષ્ય—"....... ત્યારે તે વિદ્વાન કહેવાય છે, (અર્થાત્) જેણે પુત્રની, વિત્તની ને સ્વર્ગાદિ લોકની ઇચ્છાઓ ત્યજી છે, '**જે સંન્યાસી છે,**' આત્મામાં જ આનંદ માને છે, આત્મામાં જ ખેલે છે, તે સ્થિતપ્રજ્ઞ". આમ, આ શ્લોકમાં 'સંન્યાસી' શબ્દ ઉમેરે છે.

(૪) दु खेष्वनुद्विग्नमना सुखेषु विगतस्पृह । वीतराग भयक्रोधः स्थितधीर्मुनिरुच्यते ॥ २.५६

અર્થ:—(નિષ્કામ કર્મનું આચરણ કરવાનું ચાલુ રાખનાર યોગીને દુઃખ અને સુખ તો આવવાનાં જ કેમકે તે સંસારમાં જ રહે છે; પણ) જેનું મન સંસારનાં રોજનાં દુઃખોથી ઉદ્વિગ્ન થતું નથી, અને જે સંસારનાં સુખની સ્પૃહા રાખતો નથી, તે રાગ, ભય ને ક્રોધ રહિત 'સ્થિતપ્રજ્ઞ' મુનિ કહેવાય છે.

અહીં શ્રી શંકરાચાર્યે એવો અર્થ કર્યો છે કે:—"સંન્યાસીએ સંસાર છોડયો છે; તેને સંસારનાં દુઃખ કે સુખ હોઈ શકે જ નહિ; પણ છતાં જે કંઇ થોડા દુઃખ 'આવી પડે' તેનાથી તે 'સંન્યસી' ઉદ્વિગ્ન થતો નથી અને જે કઈ સુખ "આવી પડે" (प्राप्तेषु) તે માટે તે ઇચ્છા રાખતો નથી...તે સ્થિતપ્રજ્ઞ મુનિ એટલે '**સંન્યાસી**' કહેવાય છે." આમ બે વાર 'સંન્યાસી' શબ્દ ઉમેર્યો છે.

(૫) તેવીજ રીતે ગીતા ૨.૫૮માં 'अयम्' શબ્દ સમજાવતાં [illegible], ગીતા ૨.૫૯ મા 'अस्य' શબ્દ સમજાવતાં अस्य "यते", એમ ઉમેરો—'यति' શબ્દનો—કર્યો છે. અને શ્લોક ૨.૬૫ માં 'शास्त्राविरुद्धेषु अवर्जनीयेषु' તથા શ્લોક ૨.૭૦ માં स्थितप्रज्ञ [illegible] ઉમેરી દીધા છે. આ રીતે स्थितप्रज्ञ જે યોગી છે તેને સંન્યાસી તરીકે સમજાવવાનો યત્ન શ્રીશંકરાચાર્યે કર્યો છે.

(૬) ગીતા ૩.૩માં साङ्ख्यानाम् એટલે '[illegible]' એવો અર્થ શ્રીશંકરાચાર્યે કર્યો છે.

(૭) न च संन्यासनादेव सिद्धिं समधिगच्छति । ३.४

અર્થ:—"અને સંન્યાસ દ્વારા જ સિદ્ધિ [illegible] છે, [illegible]" અર્થાત્ [illegible] સિદ્ધિ માટે છે જ.

આ શ્લોકમાં 'न च संन्यसनादेव' [illegible] રહિત [illegible] એમ પણ નથી,' એવો અર્થ શ્રી શંકરાચાર્યે કર્યો છે.

(૮) नहि कश्चित् क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् । ३.६

અર્થ :–" કોઈપણ ( જ્ઞાની પણ ) કોઈ પણ સમયે એક ક્ષણ પણ અશેષ કર્મોનો સંન્યાસ કરી શકતો નથી."

અહીં શ્રીશંકરાચાર્યે ( कश्चित् ) ' अज्ञः इति वाक्यशेषः ' એમ ઉમેરી ' કોઈપણ અજ્ઞાની કોઈપણ વાર એક ક્ષણ પણ કર્મ કર્યા વિના રહી શકતો નથી, ' એવો અર્થ કર્યો છે.

(૯) ગીતા ૩.૧૭માં શ્રીશંકરાચાર્યે ' સંન્યાસી ' શબ્દ ઉમેર્યો છે.

(૧૦) ગીતા ૩.૨૦ ઉપરના ભાષ્યમાં 'अज्ञ' નો ઉમેરો શ્લોક ૩.૫માં:કરવાનું સૂચન શ્રીશંકરાચાર્યે કર્યું છે. છતાં, જનકના દૃષ્ટાન્તને (૩ ૨૦) જ્ઞાનીનાં દૃષ્ટાન્ત તરીકે લેવાની આ શ્લોકની એક યોજના શ્રીશંકરાચાર્યે આપી છે. આશ્ચર્યની વાત છે કે ઉપનિષદોમાં જ્ઞાની તરીકે જ પ્રસિદ્ધ જનકને " જનક જો અજ્ઞાની હોય તો " એ પ્રમાણે અજ્ઞ કલ્પીને પણ આ શ્લોકની બીજી યોજના શ્રી શંકરાચાર્યે કરી છે.

(૧૧) ગીતા ૩.૩૦માં શ્રીશંકરાચાર્યના મત મુજબ "અજ્ઞ" મુમુક્ષુએ કર્મ કેવી રીતે કરવું તે સમજાવ્યું છે.

(૧૨) ગીતા ૪.૧૯ને શ્રીશંકરાચાર્ય 'स्तुति' એટલે ગૌણ અર્થમાં લે છે.

(૧૩) વળી જુઓ શાંકરભાષ્ય ગીતા ૪.૨૧ ( शारीर=शरीरस्थितिमात्रप्रयोजनम् ) તથા ગીતા ૪.૨૨ ( यति શબ્દ ઉમેર્યો છે ) ઉપર.

(૧૪) ब्रह्मार्पणं ब्रह्म हविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् । ब्रह्मैव तेन गन्तव्यं ब्रह्मकर्मसमाधिना ॥ ૪.૨૪

આ શ્લોકનો અર્થ અગાઉ પ્રકરણ ૪માં આપ્યો છે. યજ્ઞનાં અંગો બ્રહ્મરૂપ છે, અને બ્રહ્મને કર્મ અર્પણ કરવામાં આવે છે; એવો સાદો અર્થ છે.

શ્રી શંકરાચાર્યના મત મુજબ, આ શ્લોકમાં " બ્રહ્મજ્ઞાનીના જ્ઞાનમાં યજ્ઞત્વનો આરોપ કરવામાં આવ્યો છે, એટલે કે જ્ઞાનને જ યજ્ઞ કહેલું છે. ખરું જોતાં બ્રહ્મજ્ઞાની યજ્ઞ કરતોજ નથી; યજ્ઞ સાથે તેને કંઈ સંબંધ નથી. છતાં એના જ્ઞાનમાં યજ્ઞત્વનો આરોપ કરવાનો ઉદ્દેશ એના જ્ઞાનની મહત્તા બતાવવાનો છે. 'યજ્ઞ' એક મહાન વસ્તુ છે, અને બ્રહ્મજ્ઞાનીનું જ્ઞાન જ યજ્ઞ છે; માટે બ્રહ્મજ્ઞાનીને યજ્ઞની જરૂર નથી."

(૧૫) श्रेयान् द्रव्यमयाद्यज्ञाज्ज्ञानयज्ञः परंतप । सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ॥ ૪.૩૩

આ શ્લોકના ઉત્તરાર્ધનો અર્થ એવો છે કે કર્મ દ્વારા જ્ઞાન મળે છે અને જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી જે કર્મ કરવામાં આવે છે તેથી તેના કર્તાને બંધન થતું નથી ( જુઓ ઉપર પ્રકરણ ૭ ). પૂર્વાર્ધનો અર્થ પ્રકરણ ૪માં આપ્યો છે.

શ્રી શંકરાચાર્યે આ શ્લોકનો અર્થ કરતાં એમ બતાવેલ છે કે, " જ્યારે જ્ઞાન પ્રાપ્ત થાય છે ત્યારે 'સર્વ કર્મનો અંત આવે છે,' માટે જ્ઞાનીએ સંન્યાસ લેવો. " પણ જ્ઞાન એટલે સંન્યાસ, એ અર્થ થાય જ નહીં. ખરી હકીકત એ છે કે કર્મદ્વારા જ્ઞાન પ્રાપ્ત થયા પછી યોગ અથવા સંન્યાસ ગ્રહણ કરી શકાય; અને ગીતા યોગને પસંદગી આપે છે.

(૧૬) ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा । ૪.૩૭

જ્ઞાન દ્વારા કર્મજન્ય બંધનો બળીને ભસ્મ થાય છે. પણ શ્રીશંકરાચાર્યને અહીં સંન્યાસનો અર્થ જડે છે.

(૧૭) संन्यासस्तु महाबाहो दुःखमाप्तुमयोगतः ।
योगयुक्तो मुनिर्ब्रह्म नचिरेणाधिगच्छति ॥ ५.६

અર્થ:–જુઓ ઉપર પ્રકરણ ૧ (પાનુ ૨).

શ્રીશંકરાચાર્ય આ શ્લોકના ઉત્તરાર્ધમાં "ब्रह्म" શબ્દનો અર્થ જ "संन्यास" કરે છે; અને યોગયુક્ત મુનિ જલદી સંન્યાસ (ની યોગ્યતા) મેળવે છે; એવો અર્થ કરે છે.

(૧૮) नैव किञ्चित्करोमीति युक्तो मन्येत तत्त्ववित् । ५.૮–૯

સર્વ કર્મો કરવા છતા વિદ્વાનને એવી પ્રતીતિ રહે છે કે "હું કંઇ જ કરતો નથી."

શ્રીશંકરાચાર્ય આ શ્લોકમાંથી "વિદ્વાનને સર્વકર્મ સંન્યાસનો જ અધિકાર છે," એવો અર્થ ખેંચે છે.

(૧૯) सर्वकर्माणि मनसा संन्यस्यास्ते सुखं वशी । नवद्वारे पुरे देही नैव कुर्वन्न कारयन् ॥ ५.૧૩

અર્થ:–(૫.૧૪ના સંદર્ભ ઉપરથી અને 'मनसा' શબ્દ ઉપરથી સ્પષ્ટ થાય છે કે આ શ્લોકમાં કર્મોનો સ્વરૂપે સંન્યાસ કરવાનું કહ્યું જ નથી) કર્મોનો માનસસંન્યાસ જ્યારે મનુષ્ય બરાબર કરે છે ત્યારે તે મનુષ્ય (બાહ્ય દૃષ્ટિએ કર્મો કરવા છતાં તાત્ત્વિક દૃષ્ટિએ પોતે) કંઇપણ કરતો નથી, અને કંઇ પણ કરવાની અન્યને પ્રેરણા પણ કરતો નથી. (જુઓ ઉપર પ્રકરણ ૬ પા ૩૬–૩૭)

શ્રીશંકરાચાર્ય 'मनसा' શબ્દનો અર્થ "વિવેક બુદ્ધિ વડે" એવો કરે છે, અને કહે છે કે તત્ત્વદૃષ્ટિએ કર્તૃત્વ (કરનારપણું) કે કારયિતૃત્વ (કરાવનારપણું) જીવાત્મામાં નથી જ, માટે જ્ઞાની કર્તૃત્વ ને કારયિતૃત્વનો ત્યાગ જ કરે છે, અર્થાત્ સન્યાસ જ ગ્રહણ કરે છે.

(૨૦) यतेन्द्रियमनोबुद्धिर्मुनिर्मोक्षपरायणः । विगतेच्छाभयक्रोधो यः सदा मुक्त एव सः ॥ ५.૨૮

આ શ્લોકના ભાષ્યમાં શ્રીશંકરાચાર્ય "सन्यासी" શબ્દ ઉમેરે છે.

(૨૧) यं सन्यासमिति प्राहुर्योगं तं विद्धि पाण्डव।
न ह्यसंन्यस्तसङ्कल्पो योगी भवति कश्चन ॥ ६ २

અર્થ:– "(છાન્દોગ્ય અને બૃહદારણ્યક ઉપનિષદોમા) જેને સંન્યાસ કહ્યો છે તેજ યોગ (નિષ્કામ કર્માચરણનો માર્ગ) છે; કેમકે (ફલનો) 'સંકલ્પ જેણે ત્યજ્યો નથી એવો મનુષ્ય યોગી (નિષ્કામ કર્માચરણ કરનાર) થઈ શકતો જ નથી." આમ, આ શ્લોક સન્યાસ અને યોગ ઉભયના સામાન્ય આવશ્યક લક્ષણ "फलसङ्कल्पत्याग" ઉપર ભાર મૂકીને એ બન્નેના તાત્વિક રૂપનુ ઐક્ય સ્થાપિત કરે છે. બન્નેના બાહ્ય રૂપો જુદાં છે

શ્રીશંકરાચાર્ય કહે છે કે :—"કર્મયોગને સંન્યાસ કહ્યો છે તે કર્મયોગની **સ્તુતિ જ માત્ર છે,** કર્મયોગથી ચિત્તશુદ્ધિ થાય છે અને ચિત્તશુદ્ધિથી જ્ઞાનપ્રાપ્તિ થાય છે, પછી સંન્યાસ પ્રાપ્ત થાય; અથવા ચિત્તશુદ્ધિથી સન્યાસ પ્રાપ્ત કર્યા પછી જ્ઞાન પ્રાપ્ત થાય છે પરંતુ કર્મયોગ પોતે જ સંન્યાસ નથી, છતાં 'સંન્યાસ અને જ્ઞાન સુધી પહોંચાડવાની કર્મયોગમાં શકિત છે' માટે કર્મયોગને અહીં સન્યાસ કહ્યો છે" પરંતુ, સંદર્ભ જોતાં જણાશે કે ગીતા ૬. ૧ મા સન્યાસનાં બાહ્યચિહ્નો (ગૃહ-અગ્નિત્યાગ અને કર્મત્યાગ) માત્રથી સંન્યાસી થવાતું નથી, પણ કર્મફલની ઇચ્છા રાખ્યા વગર

કર્તવ્યકર્મ કરનાર મનુષ્ય સંન્યાસી તેમ જ યોગી પણ છે, એમ કહ્યું છે, ગીતા ૬. ૩. નો અર્થ નીચે (૨૨) માં આપ્યો છે. તે મુજબ ગીતા ૬. ૧ અને ૬. ૩ ના અનુસંધાનમાં જ ગીતા ૬. ૨ નો અર્થ પણ થવો જોઈએ.

(૨૨) आरुरुक्षोर्मुनेर्योगं कर्म कारणमुच्यते । योगारूढस्य तस्यैव शमः कारणमुच्यते ॥ ૬.૩

અર્થ:—વિચારવંત મનુષ્ય 'નિષ્કામ કર્માચરણની' (યોગની) નિષ્ઠાએ પહોંચવાની ઇચ્છા-વાળો થાય છે (પણ સંન્યાસની ઇચ્છાવાળો નથી થતો); તેનું કારણ એ છે કે એણે અત્યાર સુધી કર્મ કરેલાં છે (એનો વિકાસ કર્મ કરવા દ્વારા થયો છે અને તેથી એને કર્મતરફ રુચિ છે). તે જ મુનિ યોગ (=નિષ્કામ કર્માચરણ) ની નિષ્ઠાએ પહોંચી જાય છે અને યોગારૂઢ (થઈ) રહે છે, યોગારૂઢ-ની દશામાંથી તેનું પતન થતું નથી); તેનું કારણ તેનો શમ (મનની શાંતિ, મન ઉપર કાબૂ, જેથી તે ફલસંકલ્પનો ત્યાગ ચાલુ રાખી શકે છે, તે ) છે.

શ્રીશંકરાચાર્ય અહીં शमः એટલે " सर्वकर्मभ्यो निवृत्तिः " અર્થ કરે છે, 'कारण' શબ્દનો અર્થ 'સાધન' કરે છે, અને ઉત્તરાર્ધનો અર્થ યોગારૂઢ થવાનું સાધન શમ એટલે 'સંન્યાસ છે," એવો કરે છે.

(૨૩) श्रेयो हि ज्ञानमभ्यासाज्ज्ञानाद्ध्यानं विशिष्यते ।
ध्यानात्कर्मफलत्यागस्त्यागाच्छान्तिरनन्तरम् ॥ ૧૨.૧૨

અર્થ:—મારા મત મુજબ આ શ્લોકમાં अभ्यास (વારંવાર પ્રયત્નથી સાધેલ મનની એકા-ગ્રતા), જ્ઞાન ( ગીતામાં અનેક પ્રકારનાં અનેક જ્ઞાનો કહ્યાં છે, તેમાંથી કોઈપણ એક જ્ઞાન ), ધ્યાન (નિદિધ્યાસન) અને कर्मफलत्याग, એમ ચાર સાધનોનું તારતમ્ય આપ્યું છે અને પહેલા કરતાં બીજું, બીજા કરતાં ત્રીજું અને ત્રીજા કરતાં ચોથું સાધન વધારે સહેલું (શ્રેયસ્) અને સારૂં છે, એમ કહ્યું છે. ' हि ' શબ્દ દ્વારા આ શ્લોકમાં "કારણ આપ્યાનું સૂચન આપ્યું છે; આ શ્લોકની પહેલાના ૮થી ૧૧ શ્લોકોમાં ચાર યોગો (નિષ્કામ કર્માચરણના ચાર પ્રકારો)નું તારતમ્ય આપ્યું છે:–
(૧) ભક્તિયોગ (ભગવાનમાં મન ચોંટાડવાનો ભક્તિયોગ, શ્લોક ૮), (૨) अभ्यासयोग (શ્લોક ૯), (૩) भगवद्योग ભગવદર્થ સ્વકર્માચરણ (ભક્તિયોગનો એક બીજો પ્રકાર), અને (૪) માત્ર સર્વકર્મફલ-ત્યાગ રૂપી कर्मयोग. આ ચારમાં દરેક ઉત્તરોત્તર યોગ પૂર્વપૂર્વ યોગ કરતાં વધારે સહેલો છે, એમ કહ્યું છે. अभ्यासयोग કરતાં कर्मयोग સહેલો છે; તેનું કારણ अभ्यास સાધન કરતાં कर्मफलत्याग-નું સાધન વધારે સહેલું છે એમ શ્લોક ૧૨માં કહ્યું છે. જ્ઞાન અને ધ્યાનના સાધન ઉપરથી ज्ञानयोग અને ध्यानयोगનું તારતમ્ય સમજવું. ટૂંકમાં ગીતા. ૧૨.૮–૧૧ અને ૧૨નો ઉદ્દેશ कर्मफलत्यागरૂપી સાધન અને તેના ઉપર મંડાએલો कर्मयोग સર્વથી શ્રેષ્ઠ (સહેલો) સાધન અને યોગ છે, કેમકે તે દ્વારા એકદમ જલદી "शान्ति" મળે છે, એમ કહેવાનો છે.

ગીતા ૧૨.૮–૧૧ અને ૧૨ મુજબ भक्तियोग, अभ्यासयोग, ज्ञानयोग, ध्यानयोग, भगवद्योग ( विश्वरूपदर्शनयोग ), कर्मयोग, આ ક્રમ પ્રમાણે ઉત્તરોત્તર યોગો વધારે સહેલા છે; કેમકે તે તે યોગનાં તે તે સાધનો વધારે સહેલાં છે.

શ્રીશંકરાચાર્ય, સર્વકર્મફલત્યાગની ' स्तुति ' આ શ્લોકના છેલ્લા પાદમાં છે એમ કહીને, યોગનો મહિમા ઘટાડવા યત્ન કરે છે; અને તે રીતે તેઓ આ શ્લોક ઉપરથી સંન્યાસની શ્રેષ્ઠતાનું સૂચન કરવા માગે છે.

(૨૪) उदासीनवदासीनो गुणैर्यो न विचाल्यते ।
गुणा वर्तन्त इत्येव योऽवतिष्ठति नेङ्गते ॥ १४.२३

'गुणा गुणेषु वर्तंत इति मत्वा न सज्जते' (૩. ૨૮)ની તુલના દ્વારા, તેમજ ૧૪.૨૨ ઉપરથી પણ, જણાય છે કે આ શ્લોકમાં તો સંન્યાસીની વાત જ નથી. છતાં શ્રીશંકરાચાર્ય 'यः' ની પછી 'સંન્યાસી' શબ્દ ઉમેરીને સંન્યાસ પરત્વે-આ શ્લોક ઘટાવે છે. પણ આ શ્લોકનો વિષય તો યોગી જ છે કેમકે સંન્યાસીને હર્ષશોકના વિષયો લગભગ હોતાજ નથી, યોગીને હર્ષશોકના વિષયો હોય છે જ માટે એણે ઉદાસીન રહેવુ પડે છે

(૨૫) निर्मानमोहा जितसङ्गदोषा अध्यात्मनित्या विनिवृत्तकामा ।
द्वन्द्वैर्विमुक्ता सुखदुःखसंज्ञैर्गच्छन्त्यमूढा पदमव्ययं तत् ॥ १५.५

અર્થ :-'જેમને માન અને મોહ નથી, જેમણે આસક્તિરૂપી દોષ જીત્યો છે, જેઓ અધ્યાત્મ (વિચાર)માં નિત્ય (મગ્ન) છે, જેમની ઇચ્છાઓ (कामा) બધ થઈ ગઈ છે, જેઓ સુખદુઃખ નામનાં દ્વન્દ્વોથી છૂટેલા છે, અને જેઓને અર્જુન જેવો સ્વકર્તવ્યમાં મોહ (धर्मसंमोह) નથી, તેઓ તે અવ્યય સ્થાનને પ્રાપ્ત કરે છે.' અહીં દરેક વિશેષણ નિષ્કામકર્મી (योगी)ઓને જ અનુકૂળ છે; તે સ્વતઃ સમન્વય તેવું છે

આ શ્લોકમાં (विनिवृत्तकामाः) નો અર્થ શ્રીશંકરાચાર્ય "यतयः सन्यासिन" કરે છે, પણ 'કામ' એટલે 'ઇચ્છા' એટલોજ અર્થ થાય છે, 'જેમની ઇચ્છાઓ બધ થઈ છે' એમનો જ અહીં વિષય છે. 'જેમણે કર્મોનો ત્યાગ કર્યો છે,' એમનો અહીં વિષય નથી.

(૨૬) अहिंसा सत्यमक्रोधस्त्यागः शान्तिरपैशुनम् । १६ २
અર્થઃ-જુઓ ઉપર પાનું ૧૧.

त्याग શબ્દનો અર્થ ગીતા (૧૮.૨) માં જ सर्वकर्मफलत्याग કર્યો છે. સરખાવો तेन त्यक्तेन भुञ्जीथा (ઈશાવાસ્ય ઉપ૦). પરંતુ શ્રીશંકરાચાર્યે ગીતા ૧૬.૨માં त्याग એટલે 'सन्यास' અર્થ કર્યો છે. અમે અગાઉ બતાવ્યું છે કે આસુરી સંપદ્વાળા એટલે સકામ કર્મ કાંડીઓ અને દૈવી સંપદ્વાળા એટલે નિષ્કામ કર્મીઓ.

(૨૭) सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज । अहं त्वां सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥ १८.६६

અર્થ :-જુઓ ઉપર પાનાં ૧૩, ૩૨, ૩૯.

અહીં શ્રીશંકરાચાર્ય "सर्वधर्मान् परित्यज्य" ઉપર ભાર મૂકીને આ શ્લોકમાં સર્વકર્મ-સંન્યાસનો બોધ છે એમ કહે છે; મધુસૂદન સરસ્વતી 'मामेकं शरणं व्रज 'ને અગત્યનો ભાગ ગણીને આ શ્લોકમાંથી ભક્તિનું રહસ્ય તારવી કાઢે છે. પણ ગીતાનો સંદર્ભ જોતાં આપણને એમ જણાય કે ગીતાના અધ્યાય ૧ના શ્લોક ૩૬ (पापमेवाश्रयेदस्मान् हत्वैतानाततायिन ।), શ્લોક ૩૯ (कथं न ज्ञेयमस्माभिः पापादस्मान्निवर्तितुम् ।), શ્લોક ૪૫ (अहो बत महत् पापं कर्तुं व्यवसिता वयम् ।), એ શ્લોકોમાં જે **પાપોનો** નિર્દેશ અર્જુને કર્યો હતો અને જે **પાપોના** ડરથી એ યુદ્ધમાંથી નિવૃત થવા ઇચ્છતો હતો તે **પાપોથી અર્જુનને** છોડાવવાનું શ્રીકૃષ્ણ આ શ્લોકમાં પોતાને માથે લે છે અને કર્મોના માનસ સંન્યાસ પૂર્વક યુદ્ધ કરવાની સલાહ આપે છે. શ્રીકૃષ્ણ પરમ કારુણિક ભગવાન છે; અર્જુન પરમ ભક્ત છે.

આ રીતે ગીતાના અનેક શ્લોકોમાં સંન્યાસ પરત્વે કશો જ સુસગત ઉલ્લેખ કે નિર્દેશ ન હોવા છતાં શ્રીશંકરાચાર્યે સંન્યાસને ઉદ્દેશીને જ એ શ્લોકો ઉપર ભાષ્ય લખ્યું છે; અને તેમ કરવામાં યતિ, સન્યાસી, ज्ञान વગેરે વગેરે જરૂર પડતા શબ્દોને એ એ શ્લોકોના ભાષ્યમાં યથારુચિ છૂટથી એમણે ઉમેર્યા છે; અથવા, બ્રહ્મ, મુનિ, વગેરે શબ્દોનો જ અર્થ સંન્યાસ, સંન્યાસી, કર્યો છે; અથવા જ્યાં એવું કરી શકાયુ નથી તેવા યોગના શ્લોકોમાં "સ્તુતિ" છે, એમ કહ્યું છે (ગીતા ૬.૨). શ્રીશંકરાચાર્યની આ બધી ઉક્તિઓ જરા સૂક્ષ્મ અભ્યાસથી, સદર્ભને અનુસરવાથી, સ્પષ્ટ જણાઈ આવે છે. ઉપર દર્શાવેલા શ્લોકોમાં સંન્યાસનો ગન્ધ માત્ર પણ નથી.

## પ્રકરણ ૯.

# ગીતામાં સંન્યાસનો નિષેધ નથી

ગીતાનો ઉદ્દેશ યોગ એટલે નિષ્કામ કર્માચરણ છે; તેથીજ એમાં સંન્યાસની ચર્ચાને અવકાશ છે. સંન્યાસ કરતાં યોગની ઉતમતા બતાવવાના પ્રસંગે "સંન્યાસ"નો પણ એક શક્ય વિકલ્પરૂપે સ્વીકાર ગીતાકારે કર્યો છે (જુઓ પ્રકરણ ૭). તે વિષયના ગીતાના શ્લોકો આપણે જોયા છે; બાકીના શ્લોકો આપણે હવે તપાસીએ.

(૧) છઠ્ઠા અને આઠમા અધ્યાયોમાં ધ્યાન દ્વારા મોક્ષ મળે છે એ મત સ્વીકારીને ધ્યાની, યોગી તેમજ સન્યાસી પણ, હોઈ શકે, એ હકીકત ગીતાકારે નોંધી છે (જુઓ ઉપર પ્રકરણ ૭.)

(૨) તેજ રીતે, ' अपि ' શબ્દ દ્વારા યોગને સ્વીકારીને યોગને જ જેમાં પસંદગી આપવામાં આવી છે તેવા શ્લોકોની સાથે સાથે સંન્યાસને એક વૈકલ્પિક સ્વતન્ત્ર નિષ્ઠા તરીકે સ્વીકારનારા શ્લોકો પણ છે તે હકીકત આપણે ઉપર જોઈ ગયા છીએ (પ્રકરણ ૭).

ગીતાકારે છાન્દોગ્ય અને બૃહદારણ્યક ઉપનિષદોમાં બતાવેલા સંન્યાસ માર્ગનો ત્યાગ (નિષેધ) નથી કર્યો. પણ સંન્યાસ કરતાં યોગ વધારે ઉત્કૃષ્ટ માર્ગ છે, એમ ગીતા સ્પષ્ટ કહે છે.

(૩) 'ધ્યાની'ની જેમ ભક્ત (૧૨.૧૩–૧૯) સંન્યાસી (૧૨.૧૬–૧૭) પણ હોય અથવા યોગી (નિષ્કામ કર્માચરણ કરનાર) પણ (૧૨.૧૪) હોય. પણ શ્રીશંકરાચાર્ય ભક્તને સંન્યાસી જ બતાવવા યત્ન કરે છે. તે આપણે જોઈએ:—

अद्वेष्टा सर्वभूताना मैत्र करुण एव च । निर्ममो निरहकार समदुःखसुख क्षमी ॥ १२ १३

આ શ્લોકમાં 'करुण' ની સમજૂતીમાં શ્રીશંકરાચાર્ય 'सन्यासीत्यर्थ' એમ લખે છે; પણ करुण શબ્દનો અર્થ માત્ર 'દયાળુ' થાય છે.

सन्तुष्ट: सतत योगी यतात्मा दृढनिश्चय. । मय्यर्पितमनोबुद्धिर्यो मद्भक्त : स मे प्रिय ॥ १२.१४

અહીં 'યોગી' એટલે નિષ્કામ કર્મનું આચરણ કરનારો એમ અર્થ થવો જોઈએ. એજ અર્થમાં तस्माद्योगी भवार्जुन (ગીતા ૬. ૪૬) એમ અર્જુનને યોગી થવાની સલાહ શ્રીકૃષ્ણે વારંવાર આપી છે. શ્રીશંકરાચાર્ય (૧૨. ૧૪) योगी એટલે 'समाहितचित्त' એમ જ સમજાવે છે પણ યોગી એટલે "સમાહિતચિત્તપૂર્વક નિષ્કામ કર્મ કરનાર" અર્થ છે.

यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च य । हर्षामर्षभयोद्वेगैर्मुक्तो य स च मे प्रिय ॥ १२.१५

અર્થ :—આ શ્લોકમાં, ભકતને લોક-દુનિયા સાથે સંબંધ છે, અને તે સંબંધ કેવો છે; એ બતાવ્યું છે. ભક્ત લોકો સાથે વ્યવહાર ધરાવે છે, અને, તેનાથી લોકોને ઉદ્વેગ થતો નથી અને લોકોથી એને ઉદ્વેગ થતો નથી. એવો વ્યવહાર એ ચલાવે છે; અર્થાત્ તે યોગી છે.

શ્રીશંકરાચાર્ય ' यस्मात् ' એટલે ' यस्मात्सन्यासिन ' એવો અર્થ કરે છે. " संन्यासिन " શબ્દ ઉમેરે છે.

अनपेक्षः शुचिर्दक्ष उदासीनो गतव्यथः । सर्वारम्भपरित्यागी यो मद्भक्तः स मे प्रियः ॥ ૧૨.૧૬

અહીં 'सर्वारम्भपरित्यागी'નો અર્થ એ છે કે આ ભકત દરેક ક્રિયા (આરમ્ભ)નો ત્યાગ કરે છે, એટલે સંન્યાસી હોય છે.

પણ શ્રીશંકરાચાર્ય 'सर्वारम्भपरित्यागी' નો અર્થ, 'સંન્યાસી' કરવાને બદલે "उदासीन" શબ્દનો અર્થ સંન્યાસી (यतिः) કરે છે. 'ઉદાસીન'નો મૂળ અર્થ કર્મની સફલતા ને નિષ્ફલતા થાય તો પણ જે હર્ષ કે શોક કરતો નથી'–આટલો જ છે.

સ્વ. તિલક 'सर्वारम्भपरित्यागी' શબ્દનો વાચ્યાર્થ નથી સ્વીકારતા ને "કામ્ય આરંભ એટલે કામ્ય કર્મોનાં આરંભને છોડનારો" એવો અર્થ કરે છે. પણ તે શબ્દાથ નથી. મારું માનવું છે કે ભક્ત સંન્યાસી પણ હોય છે ને યોગી પણ હોય છે. ને તે રીતે તેને શ્લોક ૧૪ માં યોગી કહ્યો છે ને શ્લોક ૧૬ માં 'सर्वारम्भपरित्यागी' દ્વારા સંન્યાસી પણ કહ્યો છે.

यो न हृष्यति न द्वेष्टि न शोचति न कांक्षति । शुभाशुभपरित्यागी भक्तिमान् यः स मे प्रियः ॥ ૧૨.૧૭

तुल्यनिन्दा स्तुतिर्मौनी संतुष्टो येन केनचित् । अनिकेतः स्थिरमतिर्भक्तिमान्मे प्रियो नरः ॥ ૧૨.૧૯

આ શ્લોકોમાં अनिकेतः એટલે જેને પોતાનું ઘર જ નથી એટલે 'सन्यासी' એવો અર્થ થાય છે. પરતુ સ્વ. તિલક अनिकेत એટલે 'गृहादिकमां જેના મનનો નિવાસ ગૂંચાઈ ગયેલો નથી' એવો અર્થ કરે છે. પણ મને લાગે છે કે ભકત 'યોગી' પણ હોઈ શકે અને 'સંન્યાસી' પણ હોઈ શકે. એ અર્થ બરાબર છે. અને તેમ છતાં ગીતા પસંદગી યોગીને આપે છે, કેમકે અધ્યાયને ભક્તિયોગ કહ્યો છે, એ ભૂલવું ન જોઈએ.

(૪)-ગીતાના ચૌદમા અધ્યાયના શ્લોક ૨૨–૨૬માં ગુણાતીતનું વર્ણન છે. એમાં 'समलोष्टाश्मकाञ्चनः (૨૪), 'तुल्यप्रियाप्रिय.' (૨૪), 'मानापमानयोस्तुल्य.' (૨૫), વગેરે કેટલાંક **વિશેપણો** ગુણાતીત યોગીનાં છે, પણ 'सर्वारम्भपरित्यागी' **વિશેપણ** ગુણાતીત સંન્યાસીનું જ હોઈ શકે.

શ્રીશંકરાચાર્ય શ્લોક ૨૩માં य એટલે ' य. संन्यासी ' એવો અર્થ કરે છે. પરંતુ ' गुणा वर्तन्ते ' બતાવે છે કે આ ગુણાતીત સંન્યાસી નથી, પણ સંસારનાં કર્મો કરવા છતાં ઉદાસીન રહેનારો યોગી છે, (જુઓ गुणा वर्तन्ते ઉપર નોંધ—(ગીતા ૧૪.૨૩ ઉપર ૮માં પ્રકરણનો ૨૪ મો મુદ્દો). શ્રીશંકરાચાર્ય यते : ઉમેરે છે.

સ્વ. તિલકના મતમાં "ગુણાતીત ' કર્મયોગી ' જ છે; ને તેથી 'सर्वारम्भपरित्यागी' નો વાચ્યાર્થ ન લેવો," ને ઉપર ૧૨.૧૭ માં લીધો છે તે અર્થ લેવો, એમ તેઓ કહે છે.

શ્લોક ૨૬માં જે य· (मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते) છે તેને શ્રીશંકરાચાર્ય 'यतिः कर्मी वा' એમ સંન્યાસી કે કર્મી એવા બે અર્થમાં સમજાવે છે. પરંતુ અમને " भक्तियोग " (૧૪.૨૬) શબ્દમાં 'योग' શબ્દ દ્વારા 'નિષ્કામ કર્માચરણ કરનારો' એજ અર્થ વિવક્ષિત લાગે છે.

આ રીતે ગુણાતીત સંન્યાસી પણ હોય તેમ જ યોગી પણ હોઈ શકે. સ્થિતપ્રજ્ઞ (ગીતા ૨) માત્ર યોગીજ છે; પરંતુ મારા મત મુજબ ભકત અને ગુણાતીત, સંન્યાસી પણ હોય શકે; જો કે યોગી વધારે ઉત્કૃષ્ટ છે, એમ ગીતાની માન્યતા છે. **ગીતાએ સંન્યાસમાર્ગનો નિપેધ કર્યો નથી.** ગીતાના 'सर्वारम्भपरित्यागी, अनिकेत'–એવા શબ્દોનો સંકુચિત અર્થ કરવો, એ વ્યાજબી નથી, વળી

એ શબ્દો 'स्थितप्रज्ञ' ના વર્ણનમાં નથી આવતા, પણ भक्तः અને 'गुणातीत'નાં વર્ણનોમાં આવે છે. સાથે સાથે એ ઉભય વર્ણનોમાં એવાં વિશેષણો પણ આપ્યા છે કે જે ગૃહસ્થ (યોગી) ને માટે જ વાપરી શકાય. ગીતા સંન્યાસીનો નિષેધ કર્યા વગર યોગીને સંન્યાસી કરતાં ઉચ્ચતર ગણે છે, એજ કારણથી ૧૨મો અધ્યાય भक्तियोग અને ૧૪મો અધ્યાય गुणत्रय विभागयोग કહેવાયો છે. સંન્યાસીનો નિર્દેશ ગૌણ છે, અમુક યોગી (અથવા અમુક યોગ)નો વિષય મુખ્ય છે.

# પ્રકરણ ૧૦.

## યોગનાં બે સ્વરુપો :–સાધનયોગ ને फलयोग.

યોગ એટલે નિષ્કામ કર્માચરણ, યોગમાં 'કામ' એટલે 'ફલની આશા'નો ત્યાગ છે, અથવા, કર્મોનોજ માનસ સંન્યાસ છે. સન્યાસમાં કર્મોનો સ્વરૂપે સંન્યાસ છે. યોગ અને સંન્યાસ, એ બે આ લોકમાં જીવનના મહાન માર્ગો છે; એને બે નિષ્ઠા કહીએ તો ચાલે.

શ્રીશંકરાચાર્યના મતમાં યોગ એ **હંમેશાં** સંન્યાસનું સાધન જ છે; અને સંન્યાસ એ ઊંચુ, બીજું પગથિયું છે. એમના મતે યોગનાં **પહેલાં** પગથિએથી ચડે તે મનુષ્ય સંન્યાસરૂપી **બીજે** પગથિએ પહોંચે, કેમકે એમના સિદ્ધાન્ત મુજબ યોગ દ્વારા ચિત્તશુદ્ધિજ થાય છે, ને ચિત્તશુદ્ધિ પછી સંન્યાસપૂર્વક જ્ઞાનપ્રાપ્તિ થાય એટલે મોક્ષ મળે છે. મનુષ્યવિકાસના આ ક્રમમાં યોગ **હંમેશાં પહેલું પગથિયું એટલે સાધન રહે** છે. યોગ દ્વારા સીધો મોક્ષ મળતો નથી.

સ્વ. તિલકના મત મુજબ, યોગથી જ મોક્ષ મળે છે, એમ ગીતા કહે છે.

મારા મત મુજબ ગીતામાં યોગની **બે ભૂમિકાઓ** છે. એ બે ભૂમિકાઓને આપણે અનુક્રમે સાધનભૂમિકાને फलभूमिका કહી શકીએ. યોગ સંન્યાસનું સાધન છે; યોગની સાધનભૂમિકા સિદ્ધ કર્યા પછી મનુષ્ય સંન્યાસગ્રહણ કરી શકે છે **અથવા વિકલ્પે** યોગનિષ્ઠામાં જ ચાલુ રહી શકે છે; સંન્યાસગ્રહણ કરવો આવશ્યક નથી. એટલે, જો યોગ સાધ્યા પછી મનુષ્ય સંન્યાસગ્રહણ કરે તો **તેને માટે** યોગ માત્ર પહેલું જ પગથિયું કહેવાય. પરંતુ, જો યોગની સાધનભૂમિકામાંથી ઉત્તીર્ણ થઈ મનુષ્ય યોગને એટલે નિષ્કામ કર્માચરણને ચાલુ જ રાખે–ને ગીતા યોગ ચાલુ રાખવાના માર્ગને સંન્યાસ માર્ગ કરતાં વધારે પસંદગી આપે છે–તો તે યોગની બીજી ભૂમિકાં જેને હું યોગની **फलभूमिका** અથવા **फलयोग** કહેવા સૂચવું છું, તે **फलयोग દ્વારા તે સીધો (=સંન્યાસ વિના)મોક્ષને પ્રાપ્ત કરે છે.**

ગીતાના કેટલાક શ્લોકોમાં યોગની પહેલી ભૂમિકાનું એટલે સાધનયોગનું વર્ણન છે; તો બીજા કેટલાક શ્લોકોમાં फलयोगનું વર્ણન છે.

આપણે પ્રથમ સાધનયોગ ના શ્લોકો લઈએ :—

(અ) (૧) कायेन मनसा बुद्ध्या केवलैरिन्द्रियैरपि। योगिनः कर्म कुर्वन्ति सङ्गं त्यक्त्वात्मशुद्धये ॥ ५.११

योगिनः યોગના અનુયાયીઓ આત્મશુદ્ધિ એટલે **ચિત્તશુદ્ધિ મેળવવાને** નિષ્કામ કર્મો કરે છે. (કેવલ=આસક્તિવગરના)

(૨) यत्रोपरमते चित्तं निरुद्धं योगसेवया। यत्र चैवात्मनात्मानं पश्यन्नात्मनि तुष्यति ॥ ६.२०

યોગના **અભ્યાસથી સંયમમાં રાખેલું** ચિત્ત જે **દશામાં શાન્ત થાય** છે અને જેમાં મનુષ્ય પોતાની મેળે જ ઈશ્વરને પોતામાં અનુભવીને સંતોષ પામે છે..........

આ બે શ્લોકોમાં યોગને ચિત્તશુદ્ધિનું સાધન કહ્યું છે.

(બ) (૧) नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते । तत्स्वयं योगसंसिद्धः कालेनात्मनि विन्दति ॥ ४. ३८.

श्रद्धावाँल्लभते ज्ञानं तत्परः संयतेन्द्रियः । ज्ञानं लब्ध्वा परां शान्तिमचिरेणाधिगच्छति ॥ ४ ३९

૪. ૩૮ મુજબ યોગમાં સિદ્ધ થયા પછી જ્ઞાન ઘણે વખતે મળે છે; ને જ્ઞાન મળ્યા પછી તુરત જ પરા શાન્તિ મળે છે. આ મુજબ યોગ દ્વારા જ્ઞાન મળે છે, એમ કહ્યું છે: પરંતુ ૪.૪૧માં, યોગ ને જ્ઞાન બન્ને સહકારી તરીકે સાથે જ રહે છે અને નિષ્કામ કર્મનું આચરણ કરનારને કર્મના બંધનથી મુક્ત રાખે છે, એમ કહ્યું છે; તે શ્લોક નીચે મુજબ છે —

योगसंन्यस्तकर्माणं ज्ञानसंछिन्नसंशयम् । आत्मवन्तं न कर्माणि निबध्नन्ति धनंजय ॥ ४. ४१

આ શ્લોક મુજબ ફલયોગથી મનુષ્ય કર્મબન્ધનથી મુક્ત રહે છે: એટલે ચોથા અધ્યાયના ૩૮મા શ્લોકમાં સાધનયોગનો અને ૪૧મા શ્લોકમાં ફલયોગનો જ નિર્દેશ છે. યોગ જ્ઞાનનું સાધન છે ને જ્ઞાનનું ફલ પણ છે. જ્ઞાન એટલે સંન્યાસ નહિ, પણ નિષ્કામ કર્મના આચરણમાં ઉપયોગી એવું એક જ્ઞાન (અહીં જે ૪.૩૫ માં કહ્યું છે તે).

(૨) मय्यासक्तमनाः पार्थ योगं युञ्जन्मदाश्रयः । असंशयं समग्रं मां यथा ज्ञास्यसि तच्छृणु ॥ ७.१

અર્થ - મારામાં મન ચોંટાડીને તથા મારો આશરો રાખીને યોગ આચરતાં તું મારાં સમગ્ર-સ્વરૂપને કેવી રીતે સમજીશ તે તું સાંભળ. અહીં યોગ દ્વારા જ્ઞાનની પ્રાપ્તિ કહી છે.

(ક) (૧) संन्यासस्तु महाबाहो दुःखमाप्तुमयोगतः । योगयुक्तो मुनिर्ब्रह्म न चिरेणाधिगच्छति ॥ ५.६

અર્થ :—હે મહાબાહો! યોગની મદદ વગર સંન્યાસ મેળવવો મુશ્કેલ છે. પણ યોગથી યુક્ત જ્ઞાની જલદી બ્રહ્મને મેળવે છે. એટલે યોગ પછી સંન્યાસ ગ્રહણ કરી શકાય છે; પણ બ્રહ્મપ્રાપ્તિ માટે સંન્યાસ લેવો આવશ્યક નથી; કારણ કે યોગયુક્ત જ્ઞાનીને બ્રહ્મપ્રાપ્તિ, આરંભથી જ સંન્યાસમાર્ગે જનાર સંન્યાસી કરતાં જલદી થાય છે. આ શ્લોકનો ભાવાર્થ એવો છે કે યોગ સિદ્ધ કર્યા પછી (બ્રહ્મપ્રાપ્તિ માટે) સંન્યાસગ્રહણ કરાય; તેમજ, વિકલ્પે યોગ ચાલુ રાખીને પણ બ્રહ્મ પ્રાપ્ત કરી શકાય છે. ૫.૬ના પૂર્વાર્ધમાં યોગ સંન્યાસનું સાધન છે, પણ ઉત્તરાર્ધમાં ફલયોગનો નિર્દેશ છે. ઉપરાંત, ૫.૬ના ઉત્તરાર્ધમાં ब्रह्म શબ્દ છે. તેનો અર્થ શ્રીશંકરાચાર્ય સંન્યાસ કરે છે, ને જ્ઞાન એ સંન્યાસનું પ્રથમ પગથિયું છે, એમ શ્લોકનું તાત્પર્ય બતાવવા યત્ન કરે છે. પણ બ્રહ્મ શબ્દનો અર્થ 'સંન્યાસ' થતો નથી, એ સુવિદિત છે.

(૨) ગીતા ૧૮.૫૨માં ધ્યાન દ્વારા નિષ્કામ કર્માચરણ (ધ્યાનયોગ)ને સંન્યાસ નિષ્ઠાનું સાધન કહેલ છે. માટે એ સાધનયોગ છે. એજ સંન્યાસને બદલે, શ્લોક ૫૬માં બધાં કર્મો કરવાની પણ (अपि) વિકલ્પે છૂટ આપી છે; તેથી તે જ ધ્યાનપૂર્વક નિષ્કામકર્મ ફલયોગનું પણ સાધન છે.

(૩) જેમ ૫.૬માં બ્રહ્મ શબ્દનો અર્થ શ્રીશંકરાચાર્ય 'સંન્યાસ' કરે છે તેમ ગીતા ૬.૩માં 'શમ' શબ્દનો અર્થ પણ શ્રીશંકરાચાર્ય સંન્યાસ કરે છે:—

आरुरुक्षोर्मुनेर्योगं कर्म कारणमुच्यते । योगारूढस्य तस्यैव शमः कारणमुच्यते ॥ ६.३

આ શ્લોકમાં મુનિ=જ્ઞાનવાન મનુષ્યને સંન્યાસને બદલે યોગમાં પ્રગતિ કરવાની ઇચ્છા શા કારણથી થાય છે, અને યોગારૂઢ થયેલો જ્ઞાની શા કારણથી યોગારૂઢ રહી શકે છે, એ સમજાવ્યું છે (જુઓ ઉપર પ્રકરણ ૮). યોગમાં પ્રગતિ કરવાની ઇચ્છા ઉત્પન્ન થવાનું કારણ કર્મ એટલે કર્મો-

પણ આત્મતૃપ્તને નથી; માટે એને પોતાને યોગ કે સન્યાસ, બન્ને ઉપયોગી નથી. એથી, એવા આત્મતૃપ્ત થઈ સ્વકર્મો કરવાનું અર્જુનને કહ્યું છે. આ પર ફલયોગ છે. જનક રાજા પણ મોક્ષ પ્રાપ્ત કર્યા પછી જ કર્માચરણ (યોગ) કરતા હતા.

(૩) ગીતા ૩.૨૦–૨૯. **શ્રીકૃષ્ણના દૃષ્ટાન્ત મુજબ** લોકસંગ્રહ માટે જ કર્મો કરનારને મોક્ષનો પણ ઉદ્દેશ નથી અને, એમ છતાં, તે સ્વકર્મો કરે છે કેમકે સામાન્ય સમાજને તેના કર્માચરણ (યોગ)થી લાભ છે. આ પણ પર ફલયોગ જ છે. આવા (પર) ફલયોગીને વિદ્વાન અને તત્ત્વવિદ્ (૩.૨૬,૨૮) કહ્યો છે.

(૪) ગીતા ૪.૧–૩. આ શ્લોકોમાં યોગનો મહિમા ગાયો છે. રાજર્ષિઓમાં આ યોગ હતો અને અર્જુન શ્રીકૃષ્ણનો ભક્ત અને સખા હોવાથી જ શ્રીકૃષ્ણે આ યોગ અર્જુનને કહ્યો છે. આ હકીકતો બતાવે છે કે આ સાધનયોગ નથી. પણ ઉચ્ચ પ્રકારનો ફલયોગ છે, અને અર્જુનને સખા (મિત્ર) તરીકે "શ્રીભગવાન" આ યોગ કહે છે; અને તે કારણથી જ શ્રીકૃષ્ણ (૪.૪–૮માં) સાબિત કરે છે કે પોતે શ્રીભગવાન છે.

(૫) ગીતા ૪.૨૩ મુજબ જ્ઞાની અને મુકત મનુષ્ય "યજ્ઞ માટે" કર્મો કરે છે અને તે કર્મો તેને બંધન કરતાં નથી. આમ આ યોગ ફલયોગ જ છે. અને ૪.૨૪ મુજબ યજ્ઞ કરનાર પણ બ્રહ્મ છે માટે અહીં (ગીતાં ૪.૩૮–૩૯, ૪૧–૪૨માં) પર ફલયોગ જ કહ્યો છે.

(૬) ગીતા ૫.૨૪ માં "બ્રહ્મભૂત યોગી" વિશે કહ્યું છે. તો, તે ફલયોગી છે અને આ જન્મમાં જ જીવન્મુક્તિ મેળવનાર યોગી બ્રહ્મમાં લય પામે છે, એમ કહીને ૫.૨૫માં એવા યોગીઓને ऋषयः કહ્યા છે. તેમ જ આવા યોગીએ મોક્ષ મેળવી લીધો હોય છે અને તેમાં જ સ્થિર (મોક્ષપરાયણ) રહે છે અને હંમેશાં તે મુક્ત જ છે (सदा मुक्त एव सः). તો, આ સાધનયોગ નથી, તેમજ મોક્ષપ્રાપ્તિ માટેનો ફલયોગ પણ નથી. મુક્ત થયા પછીનો આ યોગ છે માટે આ પર ફલયોગ છે.

(૭) ગીતા ૬.૧૯–૨૩, ૨૯–૩૨, ૪૬. આ શ્લોકોમાં ફલયોગ કહ્યો છે કેમકે આ યોગી આ યોગની પ્રાપ્તિ થયા પછી બીજું કંઈ વધારે સારું મેળવવાનું છે એમ માનતો નથી (यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः). આખું વર્ણન ફલયોગનું જ છે. અને શ્લોક ૩૧માં કહ્યું છે કે આવો યોગી સંન્યાસ લે અથવા યોગમાં ચાલુ રહે (सर्वथावर्तमानो पि स योगी मयि वर्तते), બન્ને રીતે તે "મારામાં જ રહે છે." આ ૩૧મા શ્લોકમાં જે યોગી કહ્યો છે તે ફલયોગવાળો યોગી છે, તે મુક્તજ છે અને ઉત્તમ આત્મજ્ઞાન ધરાવે છે (૬.૨૯–૩૧). એ મુક્ત જ છે માટે આપણે એને પર ફલયોગવાળો યોગી કહેવો જોઈએ. શ્લોક ૪૬માં એને જ્ઞાનીઓ કરતાં પણ ઉચ્ચતર કહ્યો છે, તે યથાર્થ છે (ज्ञानिभ्योऽपि मतोऽधिकः).

(૮) ગીતાના આઠમા અધ્યાયમાં શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે કે "મને યાદ કરીને તું યુદ્ધ કર" (૮.૭) અને આ યોગને અભ્યાસયોગ નામ આપ્યું છે (૮.૮). આ યોગી મોક્ષને માટે યોગનું આચરણ કરે છે, એમ નથી કહ્યું. પણ એને મોક્ષ (પરમ પુરુષ, પરમ દિવ્ય સ્થાન) મળે છે, એમ કહ્યું છે. વળી, અમુક ફલયોગીઓ બ્રહ્મવિદ હોય છે અને તેમનો મોક્ષ દેહ છોડવાના તેમના સમય (ઉત્તરાયણ અને દક્ષિણાયન) ઉપર અવલમ્બે છે; પણ આ યોગી પોતે મોક્ષની પણ ચિન્તા રાખતો નથી (૮.૨૭ नैते सृती पार्थ जानन्योगी मुह्यति कश्चन), બલ્કે મોક્ષ એની

ચિન્તા રાખે છે. અર્જુનને જે યોગ ( નિષ્કામકર્મ ) આચરવાનું કહ્યું છે તે શ્રીકૃષ્ણને સ્મરણમાં રાખી યુદ્ધ કરવાનો યોગ છે. તે પર ફલયોગ જ છે.

(૯) ગીતા ૯.૨૨. ૯.૨૩માં સકામ કર્મ કરનારાઓનો નિર્દેશ છે, એમ ૯.૨૨ અને ૯.૨૪ ઉપરથી ખબર પડે છે. ૯.૨૨માં જે ભક્તિદ્વારા નિષ્કામ કર્મ ( યોગ ) કરનારાઓનો નિર્દેશ છે, તેમનું "યોગક્ષેમ" શ્રીકૃષ્ણ પોતે સંભાળે છે, એટલે આ યોગીઓ મોક્ષની પણ આશા રાખતા નથી. માટે આ પર ફલયોગ છે.

(૧૦) ગીતા ૧૦.૧૭–૧૮. શ્રીકૃષ્ણ પોતે જ योगी છે એમ કહ્યું છે. માટે આ યોગ મોક્ષ માટે પણ નથી તેથી આ પર ફલયોગ છે. ૧૦.૧૮માં અર્જુન વિનતિ કરે છે કે "તમારો પોતાનો યોગ ( आत्मन' योगम् ) વિસ્તારથી કહો."

(૧૧) ગીતા ૧૧.૪, ૮, ૯. શ્રીકૃષ્ણ યોગના ઈશ્વર છે, અને એમનો ઈશ્વર તરીકેનો યોગ શ્રીકૃષ્ણ અર્જુનને બતાવે છે. માટે આ તો પર ફલયોગ જ છે. ઈશ્વર પોતે જગતના ઉત્પાદન અને શાસનનું કામ નિષ્કામ કર્મ તરીકે (યોગ તરીકે) કર્યે જાય છે. અને અર્જુને તે જ યોગ આચરવાનો છે. અગિયારમા અધ્યાયમાં શ્રીકૃષ્ણે અર્જુનને निमित्तमात्र બનવાનું કહ્યું છે કેમકે શ્રીભગવાને "મારેલા"ને જ અર્જુને યુદ્ધમાં મારવાના છે ( मया हतां स्त्वं जहि ). આ યોગ કરનાર મનુષ્ય શ્રીકૃષ્ણની જ સેવા કરે છે, શ્રીકૃષ્ણને ઉપયોગી કામ કરે છે અથવા બીજી રીતે પોતાનું કાર્ય શ્રીકૃષ્ણે જ ધારેલું, અગાઉથી કરેલું, કાર્ય છે, એમ સમજીને કરે છે અને કંઈ ફલની આશા રાખતો નથી, તેથી ભગવત્સેવા રૂપી જ આ યોગ છે.

(૧૨) ગીતા ૧૨. ૧, ૬,૧૪. આ શ્લોકોમાં યોગ (નિષ્કામકર્માચરણ) નો નિર્દેશ છે; અને તે भक्तियोग (ભક્તિદ્વારા નિષ્કામકર્માચરણ) છે. બધાં કર્મોનો માનસિક સંન્યાસ શ્રીકૃષ્ણમાં કરીને, બીજા કોઈ યોગને મેળવ્યા વગર શ્રીકૃષ્ણની ઉપાસના કરતાં જે મનુષ્યો યોગનું સેવન કરે છે (નિષ્કામ કર્માચરણ કરે છે) તે પોતે મોક્ષ માટે યત્ન કરતાં નથી, પણ શ્રીકૃષ્ણ જ પોતે એમનો ઉદ્ધાર સંસારમાંથી કરે છે અને એ જ યોગ અર્જુનને આચરવાનું કહ્યું છે. માટે આ યોગ નિષ્કામકર્મનો જ યોગ છે. અર્જુનને શ્રીકૃષ્ણ જ વચન આપે છે કે આ જીંદગી પૂરી થયે અર્જુન શ્રીકૃષ્ણમાં જ નિવાસ કરશે (૧૨.૮). આ યોગભક્ત (અથવા भक्तयोगी) શ્રીકૃષ્ણને પ્રિય છે (૧૨.૧૪). માટે યોગની આ કક્ષા પર ફલયોગની ગણુરી જોઈએ.

શ્રીશંકરાચાર્યે આ યોગને સિદ્ધિ–અસિદ્ધિમાં સમત્વરૂપ (૨.૪૮) યોગથી જુદો ગણ્યો છે, કેમકે ગીતામાં આ યોગનું માહાત્મ્ય ઘણું જ મોટું કહ્યું છે (આ યોગી શ્રીકૃષ્ણને પ્રિય છે, એમ અનેક શ્લોકોમાં, ૧૨.૧૨-૧૯ માં કહ્યું છે). પણ સમત્વનું લક્ષણ અહીં પણ લાગુ પડવું જ જોઈએ: વળી અર્જુનને આજ યોગનું સેવન કરવાનું કહ્યું છે (૧૨.૮). તેમ જ ૨.૫૦માં યોગ એટલે કર્મનો માનસિક સન્યાસ, એવો જે બીજો અર્થ કર્યો છે તે અર્થ અહીં પણ (૧૨.૬ सर्वं कर्माणि सन्यस्य) કર્યો છે. એટલે આ પર ફલયોગ જ છે; અને તેમાં ય, ફલયોગની ઉચ્ચ કક્ષાનો યોગ છે ( પર ફલયોગ છે ).

(૧૩) ગીતા ૧૩.૧૦ અને ૨૪. મારા મત પ્રમાણે ગીતા ૧૩.૭–૧૧માં જે ज्ञान કહ્યું છે તે "પ્રાપ્ત કરેલું" જ્ઞાન છે, અર્થાત્ આ શ્લોકોમાં વર્ણવેલી સ્થિતિ દેખાતી હોય તો જ્ઞાન (પ્રાપ્ત) "છે" એમ કહેવું, અને તે જેનામાં હોય તેને જ્ઞાની કહેવાય. શ્રીશંકરાચાર્ય ज्ञान

(૧૩.૧૧) શબ્દનો જ અર્થ "જ્ઞાનનું સાધન" એવો ફેરવી નાખે છે, કેમકે એમના મતે જ્ઞાન એટલે બ્રહ્મનું જ જ્ઞાન. હવે, અમાનિત્વ, અદંભિત્વ વગેરે જ્ઞાન આચારમાં રહેલું એક જ્ઞાન છે, તે સ્પષ્ટ છે અને યોગ એટલે નિષ્કામ કર્માચરણને જ આ પ્રકારનું જ્ઞાન કહી શકાય; બલ્કે એવા યોગને જ અહીં જ્ઞાન કહેલ છે. વ્યવહારમાં હોય તેને જ ગીતા જ્ઞાન કહે છે. असक्ति આસક્તિનો અભાવ, સમચિત્તત્વ, વગેરે યોગનાં જ લક્ષણો છે. અને अनन्ययोग શબ્દ પણ (૧૩.૧૦) છે. એટલે અહીં 'पर फलयोग' अनन्ययोग દ્વારા કહેવાયો છે. એમ મારું માનવું છે. વળી, ૧૩.૨૪માં આ નિષ્કામ કર્માચરણના જુદા જુદા પ્રકારોનો નિર્દેશ છે; ધ્યાનયોગ, સાંખ્યયોગ અને કર્મયોગ (તથા શ્લોક ૨૫–भक्तियोग); અને આ દરેક યોગથી આત્માનું દર્શન યોગી કરતો હોય છે, એમ કહ્યું છે. માટે આ સાધન યોગ નથી; તેમ, મોક્ષનું ધ્યેય યોગી રાખે છે એમ અહીં કહ્યું નથી, માટે આ તો पर फलयोग છે, કે જે (સ્થિતિ)માં મનુષ્ય મુક્ત થઈ ગયો હોય છે અને એનો સર્વવ્યવહાર પણ એ રીતનો હોય છે. તે વ્યવહાર "આત્માનું દર્શન" (૧૩.૨૪) કરવાનોજ છે.

(૧૪) ૧૫ ૧૧. અહીં નિષ્કામ કર્માચરણ કરનારા (योगिनः) જે कृतात्मानः, સિદ્ધ, થયા છે તે પોતાનામાં શ્રીકૃષ્ણના અંશને જ જીવરૂપે જુએ છે, એમ કહ્યું છે. શ્રીકૃષ્ણના અંશને માત્ર જુએ છે એમ નથી કહ્યુ પણ બધી મુખ્ય મુખ્ય ક્રિયાઓ કરવી, સૂક્ષ્મ દેહ લેવો (૧૩.૭), સ્થૂલ દેહ લેવો તથા છોડવો, સૂક્ષ્મ દેહ લઈને જવું (૧૫.૮), પાંચ જ્ઞાનેન્દ્રિયો અને મનનો આશ્રય લઈને વિષયોનું સેવન કરવું (૯), વગેરે ક્રિયા "કરતો" જીવ–પરમાત્માનો અંશ–આ યોગીઓ જુએ છે, માટે આ યોગ શ્રીશંકરાચાર્ય કહે છે તેવો સાધનયોગ નથી, પણ पर फलयोग જ છે, એમ જણાય છે.

(૧૫) ગીતા ૧૮. ૫૬–૫૭. પોતાનાં સર્વકર્મો કરનાર અને શ્રીકૃષ્ણનો આશ્રય રાખનાર યોગીનો નિર્દેશ છે. તેવા યોગીને શ્રીકૃષ્ણનો અનુગ્રહ મળે છે અને તે દ્વારા તે શાશ્વત પદને પ્રાપ્ત કરે છે. આ યોગને બુદ્ધિ દ્વારા પ્રાપ્ત થતો યોગ કહ્યો છે અને શ્રીકૃષ્ણનો અનુગ્રહ મળવાથી અર્જુન સર્વ મુશ્કેલીઓને તરી જશે એવી ખાતરી આપી છે, માટે આને 'પરફલયોગ' ગણવો જોઈએ (?)

(૧૬) ગીતા ૧૮.૭૫, ૭૮. શ્રીકૃષ્ણને યોગેશ્વર કહ્યા છે; એટલે શ્રીકૃષ્ણ પોતે જ નિષ્કામ કર્મ કરે છે અને યોગના ઈશ્વર છે. માટે આ "पर फलयोग" છે.

ઉપર મુજબ ગીતામાં યોગની બે ભૂમિકાઓ સાધનયોગ અને फलयोग આપણે સ્વીકારવી જોઈએ. અને તેનો નિર્દેશ ગીતામાં સ્પષ્ટ જ છે. फलयोग સંન્યાસ નિષ્ઠાની જગાએ વિકલ્પે એક નિષ્ઠા રૂપે છે. फलयोगથી, સંન્યાસની જેમ જ સીધો મોક્ષ મળે છે.

પરંતુ, મારા મત મુજબ જેમ ગીતામાં मुमुक्षु માટે फलयोग છે, તેવી જ રીતે मुक्तથી અનુસરાતો पर फलयोग (નિષ્કામકર્માચરણની એક ઉચ્ચતમ કોટિ) છે, જેમાં આદર્શ તરીકે શ્રીકૃષ્ણનો પોતાનો योग જ છે, શ્રીકૃષ્ણનો योग फलयोग ગણાય જ નહીં, કેમકે શ્રીકૃષ્ણ નિત્યતૃપ્ત, નિત્ય આપ્તકામ છે, યોગેશ્વર છે; માટે નિષ્કામકર્માચરણમાં શ્રીકૃષ્ણ દૃષ્ટાન્ત નથી પણ આદર્શ છે. જે યોગી તે આદર્શને સિદ્ધ કરે છે, તે મુક્ત થઈને નિષ્કામકર્માચરણ કરે છે, એના યોગને 'पर फलयोग' નામ આપવાનું સૂચન મેં કર્યું છે.

એક વસ્તુ તરફ વિદ્વાન વાચકનું ધ્યાન ખેંચવું જોઈએ. ઉપર, फलयोग અને पर फलयोगના શ્લોકોની મેં વહેંચણી કરી છે, તે વિશે મતભેદ હોય જ; એટલું જ નહીં, પણ જે શ્લોક મને

જ આજે पर फलयोगનો જણાય તે ભવિષ્યમાં વધારે વિચાર કરતા કદાચ માત્ર फलयोगविषयक જ સમજાય, અથવા, એથી ઊલટું અનુમાન પણ થાય. પરંતુ, સાધનયોગ, फल्योग અને पर फलयोग એવા એકજ નિષ્કામ કર્માચરણરૂપ યોગના ત્રણ દરજ્જાઓ ગીતામાં આપેલ છે, એમ મને ચોક્કસ જણાય છે.

## फलयोग વિશે શ્રીશંકરાચાર્યનો મત

फलयोगનો સિદ્ધાન્ત શ્રીશંકરાચાર્યના આત્માના અકર્તૃત્વના સિદ્ધાન્ત સાથે સંગત નથી માટે એ વિષયના શ્લોકોની પોતાના સિદ્ધાન્ત સાથે એકવાક્યતા કરવાને શ્રીશંકરાચાર્ય એ વિષયના ઘણા શ્લોકોમાં "योग પ્રાપ્ત કર્યા પછી 'ज्ञानपूर्वक सर्वकर्मसंन्यास' દ્વારા' મોક્ષ મેળવે છે" એટલો ઉમેરો કરે છે. અથવા, જે શ્લોકોમાં બની શકે છે ત્યાં योग એટલે ज्ञानपूर्वक सन्यास એવો અર્થ જ કરે છે. કેટલાક દૃષ્ટાન્તો :—

(૧) ગીતા ૪.૪૧. 'योगसंन्यस्तकर्माणम्' એટલે '"परमार्थदर्शनलक्षणेन योगेन संन्यस्तानि कर्माणि येन तम्," જ્ઞાન રૂપી યોગથી કર્મોનો સ્વરૂપે સંન્યાસ કરનારને (કર્મો બંધન કરતા નથી). આવો અર્થ શ્રીશંકરાચાર્ય કરે છે, છતાં ૪.૪૨માં તો योग એટલે 'कर्मानुष्ठान' એવો અર્થ એમણે કરવો જ પડ્યો છે. જેણે કર્મોનો સંન્યાસ ગ્રહણ કર્યો હોય, તેવા સંન્યાસીને "કર્મબંધન કરતાં નથી", એમ કહેવાનો શો અર્થ ?

(૨) ગીતા ૫.૨ માં સંન્યાસ ને કર્મયોગ બન્ને નિઃશ્રેયસ એટલે મોક્ષના હેતુ છે, એમ કહ્યું છે. ત્યાં જ્ઞાન ઉત્પન્ન થયા પછીના સંન્યાસ અને કર્મયોગ—એમ સમજવાને બદલે શ્રીશંકરાચાર્ય "नि श्रेयसं मोक्षं कुर्वाते ज्ञानोत्पत्तिहेतुत्वेन" એટલું ઉમેરે છે. તે ઉમેરા મુજબ 'સન્યાસ અને યોગ જ્ઞાન ઉત્પન્ન કરે છે અને પછી મોક્ષમાં સાધન થાય છે" એવો અર્થ થાય.

(૩) ગીતા ૫.૧૨. युक्तः कर्मफलं त्यक्त्वा शान्तिमाप्नोति नैष्ठिकीम्। યોગ એટલે નિષ્કામ કર્માચરણ કરનારો મનુષ્ય કર્મના ફલનો ત્યાગ કરીને 'શાશ્વત શાન્તિ' એટલે મુક્તિ મેળવે છે.

આ શ્લોકમાં "सत्त्वशुद्धिज्ञानप्राप्तिसर्वकर्मसन्यासज्ञाननिष्ठाक्रमेणेतिवाक्यशेषः" એટલું શ્રીશંકરાચાર્ય ઉમેરે છે એનો અર્થ :—કર્મફલના ત્યાગથી સીધો મોક્ષ નથી મળતો, પરંતુ કર્મફલના ત્યાગ પછી સત્વશુદ્ધિ કે ચિત્તશુદ્ધિ, ત્યાર પછી જ્ઞાનપ્રાપ્તિ, ત્યાર પછી સર્વકર્મનો સંન્યાસ અને ત્યારપછી જ્ઞાન નિષ્ઠા—એવા ક્રમિક પગથિયાંઓ ચડયા પછી મોક્ષ મળે છે. આમ અર્થ કરીને 'કર્મફલત્યાગ'નું માહાત્મ્ય શ્રીશંકરાચાર્યે લુપ્ત કર્યું છે. ખરું જોતાં કર્મફલત્યાગથી સાક્ષાત્ મોક્ષ કહ્યો છે, માટે કર્મફલત્યાગમાં એવી શક્તિ છે, એમ જ માનવું જોઈએ અથવા કર્મફલત્યાગ પહેલા જ્ઞાનની ભૂમિકા આવી જાય છે, એમ અર્થ કરવો જોઈએ.

(૪) ગીતા ૫.૨૪માં 'योगी' શબ્દની કંઈ સમજૂતી શ્રીશંકરાચાર્યે ઉમેરી નથી, છતાં એમના મનમાં 'સન્યાસી' અર્થ છે, એમ જ વાચકે એમના સાંપ્રદાયિક મન્તવ્યને અનુસરીને સમજવું પડે.

(૫) ગીતા ૯.૨૮માં અર્જુનની વાત છે; ને અર્જુનને સંન્યાસનો બોધ [illegible] નહિ, એમ માનવું જોઈએ, માટે શ્રીશંકરાચાર્ય "संन्यासयोगयुक्तात्मा" [illegible] શબ્દ મૂળમાં જે છે તેજ પોતાનાં ભાષ્યમાં ગણે છે; અને "संन्यास[illegible]" [illegible] સમાસનો વિગ્રહ કરે છે. અર્થાત્ योग પોતાનાં કર્મો શ્રીભગવાનને અર્પણ

સંન્યાસ કરે છે ને કર્મ કરવાનું ચાલુ રાખે છે માટે એ યોગ માર્ગમાં છે, એટલે સંન્યાસયોગથી યુક્ત અન્તઃકરણવાળો એ છે, એમ શ્રીશંકરાચાર્ય કહે છે. સંન્યાસનો આ અર્થ શાંકર મત વિરુદ્ધ છે.

(૬) ગીતા ૧૨.૬માં 'अनन्येनैव योगेन' કહ્યું છે. ત્યાં યોગ શબ્દનો અર્થ શ્રીશંકરાચાર્ય સમાધિ કરે છે. ને એ પ્રકારે એ શ્લોક સંન્યાસ પરત્વે લઈ જાય છે. જેમ ૫.૬ (योगयुक्तो मुनिर्ब्रह्म न चिरेणाधिगच्छति)માં 'બ્રહ્મ' શબ્દનો અર્થ સંન્યાસ કર્યો છે (ब्रह्म परमार्थज्ञाननिष्ठालक्षणत्वात्प्रकृत संन्यासो ब्रह्मोच्यते .....) તેવોજ શબ્દનો અર્થાન્તર લઈ લેવાનો આ દાખલો છે.

(૭) ગીતા ૧૨.૧૦ " મારા માટે તું કર્મો કરે છે (તું નિમિત્ત માત્ર છે) એ ભાવનાથી જો તું તારાં કર્મો કરીશ તો પણ તું મોક્ષને મેળવીશ " અહીં શ્રીશંકરાચાર્ય " सत्त्वशुद्धियोगज्ञानप्राप्तिद्वारेण " એટલું ઉમેરે છે.

(૮) ગીતા ૧૩.૨૪માં સાધકોનો એક વર્ગ कर्मयोगथी આત્માનું દર્શન કરે છે, એમ કહ્યું છે. શ્રીશંકરાચાર્ય કહે છે કે કર્મયોગથી સત્વશુદ્ધિ ને પછી જ્ઞાનોત્પત્તિ મળે છે, અને તે દ્વારા આ વર્ગને આત્માનું દર્શન થાય છે. (सत्त्वशुद्धिज्ञानोत्पत्तिद्वारेण).

(૯) ગીતા ૩.૨૦ कर्मणैव हि संसिद्धिमास्थिताजनकादयः। लोकसंग्रहमेवापि संपश्यन् कर्तुमर्हसि ॥

ગીતા ૩.૧૯-૨૦. આબન્ને શ્લોકોમાં કર્મ દ્વારા પરમ પુરુષની કે સંસિદ્ધિ (= મોક્ષ) ની પ્રાપ્તિ થાય છે, એમ કહ્યું છે. શ્રીશંકરાચાર્ય એ બન્ને શ્લોકોમાં 'सत्त्वशुद्धिद्वारेण' ને '(कर्मणा) सत्त्वशुद्धिसाधनभूतेन कर्मणा' એમ ઉમેરે છે. વળી ૩.૨૦માં 'संसिद्धिमास्थिताः' એટલે 'મોક્ષને પામ્યા' એમ અર્થ કરવાને બદલે 'મોક્ષ તરફ જવાને પ્રવૃત્તિ કરી' (मोक्षंगन्तुमास्थिता· प्रवृत्ता) એવો અર્થ કર્યો છે.

મારું મન્તવ્ય છે કે ઉપલા શ્લોકો પૈકી દરેકે દરેકમાં ઉમેરો કરીને શ્રીશંકરાચાર્યને અર્થ કરવો પડયો છે, તે જ બતાવે છે કે એ અર્થ સદરહુ શ્લોકનો નથી, પણ શ્રીશંકરાચાર્યના સંપ્રદાયનો-સંપ્રદાયને અનુકૂલ-અર્થ કરવાનો યત્ન જ છે.

ગીતાનો યોગ અથવા યોગનાં દૃષ્ટિબિન્દુઓ, અથવા યોગો, વર્તનમાં મૂકાયેલી ક્રિયારૂપ છે, માત્ર વિચારરૂપ નથી અને એ દરેક ક્રિયામાં જ્ઞાન હોય કે જ્ઞાન ન હોય પણ નિષ્કામતા, નિરહંકારતા, નિર્મમતા પૂર્ણપણે રહી છે, તેથી તે મોક્ષના સાધન તરીકે લેવામાં આવેલ છે. એટલે જ્ઞાન ઉપર કે સંન્યાસ ઉપર અત્યન્ત ભાર મૂકવાની જરૂર પણ નથી, અને ગીતા ભાર મૂકતી પણ નથી.

## પ્રકરણ ૧૧.

### યોગોમાં સહકારી સાધનો : જ્ઞાન, ભક્તિ, કર્મ અને ધ્યાન

ગીતાના યોગનું જે ફલયોગ રૂપ છે, તેના અંગભૂત સાધનયોગના સહાયકો અથવા સહકારી સાધનો આપણે આ પ્રકરણમાં વિચારીશું.

ફલયોગનાં રૂપો ભિન્ન ભિન્ન છે. અઢાર અધ્યાયો પૈકી દરેક અધ્યાયનું નામ ફલયોગના એક એક દૃષ્ટિબિન્દુનું નામ છે. યોગનાં દૃષ્ટિબિન્દુઓ અનેક છે અથવા યોગો અનેક છે, એ વાત, જેમ અઢાર અધ્યાયનાં નામો ઉપરથી જણાય છે તેમ બારમા અધ્યાયના પ્રશ્ન "તેઓમાં યોગને ઉત્તમ રીતે જાણનાર કોણ છે (योगवित्तमः)?" અર્થાત્ "તેઓમાં યોગના ઉત્તમ સ્વરૂપને (=उत्तमयोगने) જાણનાર કોણ છે?"–ઉપરથી સમજાય છે. વળી એજ બારમા અધ્યાયના શ્લોક ૮–૧૧માં ચાર યોગો એટલે ફલયોગો કહ્યા છે (જુઓ ઉપર પ્રકરણ ૧૦). ઉપરાંત, "જુદા જુદા (પ્રકારના) યોગીઓમાં જે યોગી મારામાં પોતાના અન્તરાત્માને રાખીને શ્રદ્ધાપૂર્વક મારી ભક્તિ કરે છે તે શ્રેષ્ઠયોગને જાણનાર છે, અથવા યોગ સમજનારાઓમાં શ્રેષ્ઠ છે" (૬.૪૭). જેમ યોગો ઘણા પ્રકારના છે, તેમ યોગીઓ પણ ઘણા પ્રકારના છે. ગીતા ૧૩.૨૪–૨૫ માં પણ જુદા જુદા યોગો કહ્યા છે.

ગીતાના અધ્યાયોનાં નામો ઉપરથી જણાય છે કે જુદા જુદા યોગોના સાધનો જુદાં જુદાં છે. તથા અમુક યોગોનુ સાધન એક જ નહિ, પણ બે કે વધારે સાધનો એકી સાથે હોય છે. જેમકે ચોથા અધ્યાયમાં જે યોગ કહેલો છે તેનાં સાધનો જ્ઞાન+કર્મ (નો માનસ) सन्यास છે; અઢારમા અધ્યાયના યોગનાં સાધનો મોક્ષ એટલે અર્જુનને પહેલા અધ્યાયમા કહેલાં પાપોથી મોક્ષ (अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुच –૧૮.૬૬) અને કર્મોનો (માનસ) સંન્યાસ (सर्वधर्मान् परित्यज्य–૧૮.૬૬) છે. સાતમા અધ્યાયના યોગનો પાયો જ્ઞાન ને વિજ્ઞાન છે. બાકીના અધ્યાયોના યોગનો પાયો (૧) *અર્જુન જેવો વિષાદ, (૨) સાંખ્ય (યુદ્ધમાં જીવાત્માની હિંસા થાય છે કે કેમ તે વિચાર અને ધર્મ્ય યુદ્ધના નિયમોનું જ્ઞાન), (૩) कर्म (પોતાનાં સર્વકર્મોનું આચરણ), (૫) (मानस) સંન્યાસ, (૬) ध्यान વગેરે એક એક સહકારી સાધન ઉપર છે. કદાચ કોઈ અધ્યાયની इतिश्रीમાં આપેલા નામમાં કહેલા સાધન ઉપરાંત બીજાં સાધનો તે જ અધ્યાયના યોગમાં ઉપયોગી હશે; પણ તે અત્યન્ત ગૌણ ગણાયાં છે. મુખ્ય સાધન ઉપરથી જ દરેક અધ્યાયનું નામકરણ થયું છે.

નીચેની ચર્ચામાં મેં "યોગનાં સાધન" એવા શબ્દો વાપર્યા છે. તે યોગની પૂર્વભૂમિકા જેને મેં **સાધનયોગ** કહી છે તેનાં સાધન સમજવાં, કેમકે જ્યારે એ પૂર્વભૂમિકા પૂરી થાય છે ત્યારે તે જ योग "फलयोग" બને છે, અને ફલયોગની ભૂમિકામાં એ સાધન કે સાધનો સાધનરૂપે રહેતાં નથી; માત્ર એ યોગનું નામ એટચે એ ફલયોગનું નામ કરવામાં એ સાધનનો નિર્દેશ કરવો પડે છે. સાધનયોગ અને ફલયોગનો તફાવત હું અગાઉ સમજાવી ગયો છું.

દરેક યોગમાં કોઈપણ પ્રકારનું જ્ઞાન અને કોઈ પણ પ્રકારની ભક્તિ અથવા કોઈ ઇતર સાધન સહકારી તરીકે છે કે નહિ ? એ આપણે અહીં જોઈશું.

---

* (૧), (૨) ઇત્યાદિ સંખ્યા અધ્યાયોની સંખ્યા છે.

કેવળ ૧૨મો અધ્યાય જ ભક્તિયોગ કહેવાય છે, તેથી કોઈ એમજ માને કે ૧૨મા અધ્યાયનો યોગ ભક્તિ ઉપર અવલંબે છે અને બીજા અધ્યાયોના યોગોમાં ભક્તિ એક યા બીજા રૂપે નથી. અથવા, અધ્યાય ૭ (જ્ઞાનવિજ્ઞાનયોગ) તથા અધ્યાય ૪ (જ્ઞાનકર્મસંન્યાસયોગ)નાં જ નામોમાં જ્ઞાનનો નિર્દેશ છે, માટે ઇતર અધ્યાયોના યોગોમાં જ્ઞાન સહકારી સાધન નથી, એમ પણ કોઈ માને. પરંતુ આ માન્યતાઓ આધારવાળી નથી લાગતી કેમકે, હું નીચે બતાવીશ તેમ, દરેક પ્રકારના યોગમાં એક અથવા બીજા રૂપે જ્ઞાન=એકાદું દાર્શનિક જ્ઞાન અને એક પ્રકારની ભક્તિ સાધન તરીકે છેજ, પણ તે અત્યન્ત ગૌણ હોવાથી એ અધ્યાયના નામમાં તેનો નિર્દેશ નથી.

બીજા અધ્યાયના શ્લોક ૪૮–૫૧માં યોગ એટલે સમત્વ, ને સમત્વ એટલે કર્મફલત્યાગ, એ સ્પષ્ટ કરવામાં આવ્યું છે. ૨.૪૦–૭૨માં એ એક જ મુદ્દો કહ્યો છે.

## ભાગ ૧ : જ્ઞાન

પ્રથમ આપણે જોઈએ કે ગીતામાં કેટલે સ્થળે સાધનયોગના સાધન તરીકે કોઈપણ પ્રકારનું (દાર્શનિક) જ્ઞાન કહેવામાં આવ્યું છે:—

(૧) પ્રકૃતિ અને તેના ગુણો જ બધી ક્રિયાનું મૂળ છે, અને આત્મા અકર્તા છે; એ પ્રકારનાં જ્ઞાનને આધારે સ્વકર્મમાં ફલની આશા છોડવી ને સ્વકર્મો કરવાનું ચાલુ રાખવું, એમ ગીતામાં અનેક સ્થળે દર્શાવ્યું છે, દા.ત., ૩. ૨૭–૨૮, ૩૩; ૫.૧૦,૧૪ (स्वभाव=प्रकृति); ૧૩.૨૩ (प्रकृति ને पुरुषनું જ્ઞાન), ૨૯, ૩૧; ૧૪, ૬–૭, ૧૨, ૧૯ (ત્રણ ગુણોનું જ્ઞાન) જુઓ. આ બધા અધ્યાયોમાં કર્મયોગ નથી. માત્ર ૨.૪૦–૭૨ અને ત્રીજા અધ્યાયમાં કર્મયોગ છે. ૩.૨૭–૨૮માં કહેલું પ્રકૃતિનું જ્ઞાન (અને ૩.૩૦માં કહેલી ભક્તિ ?) અત્યન્ત ગૌણ હોવાથી તેનો નિર્દેશ એ અધ્યાયના નામમાં નથી કર્યો, એમ મારું અનુમાન છે. જુઓ નીચે આ પ્રકરણનો ભાગ ૩: કર્મ. આ પ્રમાણે જ બીજા અધ્યાયોનાં નામો અને તે તે અધ્યાયનાં સાધનો વિશે સમજવું.

(૨) પરમાત્મા અનેક કર્મો કરે છે છતાં પરમાત્મા અકર્તા છે અને કર્મફલની ઇચ્છા વગર કર્મો કરે છે, **એમ પરમાત્માને** જે ઓળખે છે (अभिजानाति) તે કર્મો કરવા છતાં કર્મોથી બંધાતો નથી. શ્લોકો :–૪.૧૪ (अभिजानाति); ૯.૯. ચોથા અને નવમા બન્ને અધ્યાયોમાં 'પરમાત્મા શ્રીકૃષ્ણનું આદર્શ નિષ્કામ કર્મકરનાર (योगी) તરીકેનું જ્ઞાન સાધન તરીકે છે.

(૩) યજ્ઞનું **જ્ઞાન** હોય તો કર્મોનાં બંધનથી મનુષ્ય દૂર રહે છે. આ જ્ઞાન દ્વારા મનુષ્યોનાં કર્મો એક આધ્યાત્મિક યજ્ઞ માટે થાય છે; અને જેમ યજ્ઞમાં અગ્નિ, હવિસ્, હોમ વગેરે છે, તેવી રીતે મનુષ્યના આ આધ્યાત્મિક યજ્ઞમાં પણ અગ્નિ વગેરે હોય છે. શ્લોકો:–૪.૨૩–૨૪ (ज्ञानावस्थितचेतस), ૩૨ (एव ज्ञात्वा विमोक्ष्यसे)માં આ જ જ્ઞાનનો વિષય છે.

(૪) યોગ (નિષ્કામકર્માચરણ) માટે ભૂતમાત્રને પોતામાં ને પરમાત્મામાં જોવાનું એક ઉપયોગી જ્ઞાન છે. યોગમાં આ પ્રકારના જ્ઞાનની આવશ્યકતા ઉપર ગીતામાં ઘણાં સ્થળોએ ભાર મૂક્યો છે.:શ્લોકો ૪.૩૫, ૩૨–૪૧; ૫.૭, ૨૯; ૬.૨૯–૩૨, ૪૬ નો બીજો પાદ; ૧૮. ૨૦–૨૨.

(૫) પોતાનામાંથી સુખ, શાંતિ ને પ્રકાશ જેને મળે છે તે યોગી બ્રહ્મનિર્વાણ પામે છે. શ્લોક ૫.૨૪.

(૬) જ્ઞાન ને વિજ્ઞાન સમજવાથી યોગી કર્મનાં; બંધનોને તરી જાય છે. શ્લોક ૬.૮; ૭.૨; ૯.૧.

(૭) વિભૂતિ અને યોગનું જ્ઞાન એક પ્રકારના યોગ (એટલે વિભૂતિયોગ) માટે ઉપયોગી છે, ૧૦.૭. બીજા અધ્યાયોમાં વિભૂતિના જ્ઞાનનો ઉપયોગ કહ્યો નથી. પંદરમાં અધ્યાય (શ્લોક ૧૨–૧૫)-માં વિભૂતિઓ કહી નથી; પણ શ્રીકૃષ્ણની જુદી જુદી પ્રવૃત્તિઓ ત્યાં કહી છે.

યોગ માટે જ્ઞાન **ઉપયોગી છે, પણ આવશ્યક નથી.** અર્થાત્ જુદા જુદા અધિકારી પરત્વે જ્ઞાનનું રૂપ તેમ જ જ્ઞાનની આવશ્યકતા બદલાય છે. ગીતા ૪.૧૯ માં ફલેચ્છાના સંકલ્પના ત્યાગને જ જ્ઞાન કહેલું હોય એમ લાગે છે.

ઉપર દર્શાવ્યા મુજબ જે પ્રકારનાં જ્ઞાનને યોગનું સાધન ગણ્યું છે, તે દરેક **કોઈ દર્શનનું જ્ઞાન નથી,** કેમકે કોઈ વિસ્તૃત સિદ્ધાન્તનો ઉલ્લેખ કોઈપણ જગાએ નથી. પરંતુ, દરેક પ્રસંગે કોઈ અમુક પ્રકારના જ્ઞાનને અથવા તે વખતે પ્રચલિત એવા કોઈ સિદ્ધાન્ત કે મતને જ યોગ–જે મુખ્ય ધ્યેય છે–તેના ઉપકારક(=સહાયક) તરીકે દર્શાવેલ છે.

બધા યોગો એટલે 'નિષ્કામ કર્મના આચરણના વિવિધ પ્રકારો' માટે ઉપયોગી એવી જ્ઞાનની કોઈ વિશાળ યોજના ગીતામાં વિવક્ષિત કે સૂચિત નથી. ગીતા ૭.૨ મુજબ "હજારો મનુષ્યોમાંથી કોઈક જ મોક્ષ માટે યત્ન કરે છે, યત્ન કરનારાઓમાંથી મુક્ત (સિદ્ધ) **થએલાઓ પૈકી કોઇકજ** મારા સ્વરૂપને બરાબર સમજે છે." તેમજ, "જે બીજા લોકો પ્રકૃતિ, પુરુષ ને ગુણોનું (ગીતા ૧૪.૨૦–૨૧-માં કહેલું) જ્ઞાન ધરાવતા નથી, પણ બીજાઓ પાસેથી ઉપાસનાનો જ પ્રકાર સમજીને ઉપાસના જ કરે છે તે પણ "પોતાની સાંભળેલી સમજણનો આધાર રાખીને" મૃત્યુને ઓળંગી જાય છે" (૧૪.૨૫).

ગીતા પ્રમાણે બહુ વિસ્તૃત "દર્શન"ની જરૂર નથી. જુદા જુદા પ્રકારના કર્માચરણમાં (યોગમાં) ઉપયોગી થાય તેવા જ ને તેટલા જ જ્ઞાનની જરૂર છે. તત્ત્વજ્ઞાનનો ઉપયોગ કર્માચરણમાં જ છે. અનેક પ્રકારનાં જ્ઞાનો અનેક પ્રકારના યોગમાં ગૌણ અથવા મુખ્ય રીતે ઉપયોગી થાય છે; જ્યાં જે જ્ઞાનનો ઉપયોગ ગૌણ છે, ત્યા તે અધ્યાયના નામકરણમાં તે જ્ઞાનનો નિર્દેશ નથી, અને જ્યાં મુખ્ય છે ત્યાં તે અધ્યાયના નામમાં એ જ્ઞાનનો નિર્દેશ ગીતાકારે કર્યો છે, એમ મારુ મન્તવ્ય છે.

## ભાગ ૨–ભક્તિ

સાધનયોગમાં જ્ઞાન એક ઘણુંજ ઉપયોગી સાધન છે; ને તે જ્ઞાન જુદા જુદા પ્રકારનું છે, એ આપણે જોયું. ગીતા લગભગ દરેક યોગ માટે, દરેક પ્રકારના નિષ્કામ કર્માચરણ માટે, (ગૌણ કે મુખ્ય ) સાધન તરીકે કોઈ એક પ્રકારના જ્ઞાનનો નિર્દેશ કરે છે.

તેવીજ રીતે ગીતા ઘણાં સ્થળોએ ભક્તિને પણ યોગના સાધન તરીકે દર્શાવે છે. જ્ઞાનની જેમ ભક્તિ પણ અનેક પ્રકારની છે; અને જુદા જુદા સ્વભાવના ભક્તિપ્રધાન મનુષ્યોને સાધન-યોગના આચરણમાં ભક્તિના જુદા જુદા પ્રકારો કામ લાગે છે, એવી ગીતાની માન્યતા હોય એમ જણાય છે.

(૧) સર્વકર્મોનો શ્રીભગવાનમાં માનસિક સંન્યાસ કરવો; ને પછી કર્મો કરવાં. તેવી રીતે કરેલાં કર્મો બન્ધનકારક બનતાં નથી. મારા મત મુજબ આ એક પ્રકારની ભક્તિ છે. તેનું ઉપાંગ જ્ઞાન (અધ્યાત્મચેતસા ૩.૩૦) છે. ત્રીજા અધ્યાયમાં કર્મયોગ કહ્યો છે, તેમાં આ ભક્તિને કર્મ સાથે **સહકારી સાધન ગણ્યું નથી,** પણ કર્મ એટલે કર્માચરણ જે પોતે જ સાધન છે, તેનું આ

ભક્તિ સાધન છે એટલે પરંપરયા સાધન હોવાથી અધ્યાયના નામમાં એ ભક્તિ (કે જ્ઞાન ૩.૨૭–૨૯) નો નિર્દેશ નથી. જુઓ નીચે ભાગ ૩.

(૨) દરેક કર્મ એક યજ્ઞ માટે (ત્રીજા અને ચોથા અધ્યાયો મુજબ) છે ને તે યજ્ઞના ભોક્તા શ્રીકૃષ્ણ છે. એ સમજણથી દરેક કર્મ કરીએ તો કર્મબંધનથી મુક્ત રહીએ (૫.૨૯). આ સાધનને ભક્તિ ગણી શકાય.

(૩) ઈશ્વર ભૂતમાત્રના મિત્ર છે (૫.૨૯). ઈશ્વર ચરાચરના પિતા છે, ને ગુરુ છે. ઈશ્વરને મનુષ્ય, જેમ પિતાને પુત્ર, મિત્રને મિત્ર ને પ્રિયતમને પ્રિયા પોતાના અપરાધ માફ કરવા પ્રાર્થના કરે તેમ, પ્રાર્થના કરી શકે છે. ઘણે ભાગે આ પ્રકારની ભક્તિ જો યોગનું અંગ હોય છે તો, તે યોગી (=નિષ્કામ કર્માચરણ કરનાર)ને શ્રીભગવાનનાં ચતુર્ભુજ સ્વરૂપનાં દર્શન થાય છે, અને તે રીતે તે યોગને સાધે છે (૧૧.૧૭,૪૬). આ પ્રકારની ભક્તિ પ્રાપ્ત થવી બહુ મુશ્કેલ છે (૧૧.૫૩–૫૪, ૪૩–૪૪, ૪૮). (સ્વ. તિલકનો પ્રિયા પાઠને બદલે 'પ્રિય' નો આગ્રહ ખોટો છે.)

(૪) જે યોગી શ્રીકૃષ્ણમાં ભક્તિ રાખે છે એટલે પ્રેમ રાખે છે તે સર્વ શ્રેષ્ઠ યોગી છે (૬. ૧૪, ૪૭). જે યોગી ધ્યાન અને ભક્તિથી યુક્ત થઈને પ્રયાણ કરે તે પરમ પુરુષને પામે છે (૮.૧૦, ૨૨). અહીં ભક્તિ ધ્યાનનું અંગ છે (?), અને ધ્યાન યોગનું સાધન છે. એટલે ભક્તિ યોગનું ઉપાંગ છે.

(૫) જે યોગી પોતાનાં કર્મો શ્રીભગવાનને ભક્તિભાવે અર્પણ કરે છે તે કર્મનાં શુભાશુભ બંધનોથી મુક્ત થાય છે. (૯.૨૭–૨૮, જુઓ ૯.૨૯). ભક્તિના સાધન દ્વારા થતો આવો યોગ (=નિષ્કામ કર્માચરણનો માર્ગ) સમાજમાં પાપયોનિ મનાતા વર્ગ એટલે સ્ત્રીઓ, વૈશ્યો ને શૂદ્રોને માટે ઘણો સુલભ અને સુકર માર્ગ છે. તો પછી પુણ્યયોનિ બ્રાહ્મણો અને ક્ષત્રિયો માટે સુલભ હોય તેમાં નવાઈ શી (૯.૩૧–૩૪)? આવા યોગ માર્ગના અનુસારીઓ જે ભક્તિના સાધન દ્વારા પરમાત્માને પહોંચવા યત્ન કરે છે, તેવાઓને બુદ્ધિયોગની (સમત્વબુદ્ધિ દ્વારા યોગ= નિષ્કામ કર્માચરણની) પ્રાપ્તિ શ્રીભગવાન જ કરી આપે છે; ને શ્રીભગવાન જ એમના ઉપર દયા કરીને એમને જરૂરી જ્ઞાન પણ આપે છે (૧૦.૭, ૧૦–૧૧). એટલે અહીં ભક્તિ, કર્મ અને જ્ઞાન, એમ ત્રણે આ પ્રકારના યોગનાં અન્તરંગ સાધનો કહ્યાં છે. પણ દશમા અધ્યાયમા યોગનું મુખ્ય સાધન "વિભૂતિ" ની સમજણ (જ્ઞાન) છે.

(૬) યોગ (નિષ્કામ કર્માચરણ)માં ભક્તિનું જે સાધન છે તે દ્વારા શ્રીભગવાનનાં "દર્શન" થાય છે ને ત્યાર પછી યોગની દૃઢતા પ્રાપ્ત થાય છે. અગિયારમા અધ્યાયમાં શ્રીભગવાને અર્જુનને પોતાનાં જે અનેક સ્વરૂપો "દેખાડ્યાં" (पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रशः ૧૧.૫) તે પૈકી એક સ્વરૂપ દ્વારા અર્જુનને ખાતરી થઈ કે યુદ્ધમાં જે સંહાર થતો હતો તે તો શ્રીભગવાને અગાઉથી જ કરેલો હતો ને પોતે તો તે સંહારમાં 'निमित्तमात्र' હતો (૧૧.૩૩–૩૪). જુઓ ગીતા ૧૨.૧૦ (मत्कर्मपरमो भव मदर्थमपि कर्माणि कुर्वन् सिद्धिमवाप्स्यसि). "શ્રીભગવાનનાં જ (કરેલાં) કર્મો" કરવાનો આ એક વિશિષ્ટ યોગપ્રકાર છે. તેનો આધાર ભક્તિ અને ભક્તિથી યોગીને થએલું દિવ્યસ્વરૂપનું "દર્શન" છે.

(૭) શ્રીભગવાનનાં ઉપાસ્ય સ્વરૂપો બે હોવાથી ભક્તિ બે પ્રકારની છે: સાકાર સ્વરૂપની

ભક્તિ ને નિરાકાર સ્વરૂપની ભક્તિ (૧૨.૧–૫). સાકાર સ્વરૂપની ભક્તિને ગીતા વધારે પસંદ કરે છે અને તેને પ્રાધાન્ય આપે છે, કેમકે તે વધારે સુલભ છે. બ ને સ્વરૂપોની ભક્તિ નિષ્કામકર્માચરણમાં સાધન છે. બારમા આધ્યાયનું भक्तियोग નામ યથાર્થ છે.

(૮) ગીતા ૧૨.૬–૭–૮માં ભક્તિ યોગનું અંગ છે, અને 'ધ્યાન' ભક્તિને મદદ કરે છે માટે ધ્યાન ભક્તિનું અંગ છે, એટલે યોગનું ઉપાંગ છે, એમ કહીએ તો ચાલે. આ મુજબ પ્રથમ ધ્યાન, પછી ભક્તિ અને પછી યોગની પ્રાપ્તિ છે, અને પ્રાપ્ત થએલા યોગને ભક્તિયોગ કહ્યો છે.

(૯) ગીતા ૧૨.૯નો ઉત્તરાર્ધ. અહીં ધ્યાનની સહાયવાળી ભક્તિથી નિષ્કામ કર્માચરણ રૂપી યોગ–જે અહીં યોગનો ઉત્તમ પ્રકાર છે તે–જો મનુષ્યના સ્વભાવને અનુકૂળ ન હોય તો તેવો મનુષ્ય ભક્તિની સહાયવાળા ધ્યાનના અંગવાળા યોગ (નિષ્કામ કર્માચરણનો માર્ગ) દ્વારા શ્રીભગવાનને મેળવી શકે, એમ કહ્યુ છે. (અહીં ભક્તિ ધ્યાનનુ અગ છે.)

ઉપર (૪) માં કહ્યા મુજબ પણ ભક્તિ ધ્યાનનું અંગ થાય છે, ને એ ધ્યાન યોગનું અંગ બને છે.

(૧૦) કંઈપણ દાર્શનિક જ્ઞાન વગર ભક્તિનાં જ સાધનવાળો યોગ પણ છે. ગીતા ૧૨. ૧૩–૨૦માં ભક્તનું જે વર્ણન છે, તેમાં દાર્શનિક જ્ઞાનને ભક્તિનું અગ નથી બતાવ્યું. અને તેમાં ભક્ત યોગનો અથવા સન્યાસનો અનુયાયી હોઈ શકે એવું તાત્પર્ય છે, એમ હું માનું છું (શ્લોક ૧૨.૧૪માં તથા ૧૨.૧૬, ૧૯ માં). ગીતા પસંદગી યોગને આપે છે.

(૧૧) 'શરણાગતિ' એ પણ ભક્તિનું એક રૂપ છે, અને તે રૂપમાં ભક્તિ યોગ ( નિષ્કામ કર્માચરણ )નું અંગ છે. આવી ભક્તિની સહાયથી યોગમાર્ગે જે મનુષ્ય જાય છે તેને જ્ઞાનની જરૂરિયાત નથી. એ ભક્તિજ એને યોગમાં દોરે છે અને પરમાત્માની પ્રાપ્તિ કરાવી આપે છે ( ૧૮.૬૫–૬૬ ).

આમ જે ભક્તિ યોગમાં સહાયક છે, એટલે જે ભક્તિ યોગનું અંગ છે, તે અનેક પ્રકારની છે. જુદા જુદા મનુષ્યને જુદા જુદા પ્રકારની ભક્તિ યોગની સાધનામાં સહાય કરે છે. વળી, જેમ ભક્તિ યોગનું અંગ (સાધન) છે તેમ તે ભક્તિનું અંગ હોય–અને જેને આપણે યોગનું ઉપાંગ કહીએ તો ચાલે–તેવાં સાધનોનો વિચાર પણ કેટલાંક સ્થળે ગીતામાં છે, જેમકે ઉપર (૧). તેવીજ રીતે કવચિત્ ધ્યાનની સહાયવાળી ભક્તિ યોગનું અંગ એટલે સાધન હોય છે, જેમકે ઉપર (૮). વળી, કવચિત્ યજ્ઞ માટે કરેલું કર્મ ભક્તિનું સાધન હોય છે અને તે ભક્તિ પોતે યોગનું સાધન હોય છે; જુઓ ઉપર (૨).

જે ભક્તિ યોગનુ સાધન છે–અને આ વિભાગમાં એજ ભક્તિનો વિચાર આપણે કર્યો છે–તે ભક્તિના પણ પ્રકારો અનેક છે. ઉપર (૩)માં ભક્તિનું જે સહાયક રૂપ છે તેમાં શ્રીભગવાનને પિતા, ગુરુ, મિત્ર, પ્રિયતમ તરીકે માન્યા છે અને (૬) માં શ્રી ભગવાનના ઉગ્રરૂપના દર્શનથી યોગમાં દોરવણી મળે છે, અને કવચિત્ (૭) ભક્તિ ચતુર્ભુજ સ્વરૂપની ઉપાસનાનું રૂપ ધારણ કરે છે અને તે દ્વારા યોગને પોષણ મળે છે, તેમજ (૫ મુજબ) કોઈ યોગને અર્ચનાત્મિકા ભક્તિ સહાયક થાય છે.

ઉપલાં રૂપોમાં ભક્તિ ભગવાન પ્રત્યે પ્રેમનું સ્વરૂપ ધારણ કરે છે, તો કવચિત્ (૧૧) માં

બતાવ્યા મુજબ ભક્તિ ભકતના દૈન્યનું રૂપ લે છે. અનન્ય પ્રેમ વડે ભક્ત શ્રીભગવાનના શરણે જઈ પોતાનાં (સર્વ) કર્મો કરે તો તે "ભક્ત યોગી"ને શ્રીભગવાન જ તેનાં કર્મોમાં રહેલા હિંસાદિ દોષોનાં પાપોથી મુક્ત કરે છે (ગીતા ૧૮. ૬૫–૬૬).

જેમ જ્ઞાન યોગનું આત્યન્તિક આવશ્યક (absolutely necessary) અંગ નથી, તેમ ભક્તિ પણ યોગ માટે આત્યન્તિક આવશ્યક અંગ નથી, કેમકે (૧) ક્વચિત્ કેવલ જ્ઞાન જ યોગનું સાધન હોય છે (જુઓ ઉપર વિભાગ ૧), (૨) ક્વચિત્ કેવલ ધ્યાન જ યોગનું સાધન હોય છે (જુઓ નીચે વિભાગ ૪), કવચિત્ કર્મ જ યોગ એટલે નિષ્કામ કર્મનું સાધન હોય છે (कर्मयोगेन चापरे ૧૩.૨૪; તથા અધ્યાય ત્રીજો જેનું નામ कर्मयोग છે, જુઓ વિભાગ ૩). कर्मफलत्याग ભક્તિ વગર તેમજ જ્ઞાન વગર કેવલ કર્મદ્વારા પણ શકય છે, એમ શ્રીભગવાન (૧૨.૧૧ના ઉતરાર્ધમાં) કહે છે; તેમજ (૬.૪૭ મુજબ) બધા યોગીઓ (શ્રીભગવાનના) ભક્તો નથી હોતા, પણ જે યોગી (શ્રીભગવાનનો) ભક્ત છે તેને શ્રીભગવાન ઉતમ યોગી માને છે.

ભક્તિમાં દાર્શનિક જ્ઞાનની આવશ્યકતા નથી, એ મેં ઉપર કહ્યું છે (ગીતા ૧૨.૧૩–૨૦ ના અર્થ ઉપરથી); અને તેનો વિશેષ વિચાર આપણે પ્રકરણ ૧૨માં કરીશું.

ભક્તિ એટલે 'સાધનભક્તિ' એટલે કે 'યોગના સાધનરૂપે જે ભક્તિ છે તે'નું આ વિવેચન પૂરું કરીએ તે પહેલાં એક વાત અત્રે લખવાની જરૂર છે. ગીતાના કેટલાક શ્લોકોમાં યોગના સાધન તરીકે भक्ति ને જ્ઞાન બંનેને સરખા દરજ્જાના, એકજ સમયે, એકજ યોગના અનુયાયીના વિકાસમાં, ઉપયોગી કહેવામાં આવ્યાં છે.

ગીતા ૭. ૧–૨માં ભક્તિ (मय्यासक्तमनाः), साधनयोग (योग युञ्जन्) તથા ज्ञान (૭.૨) ની ત્રિપુટીનો નિર્દેશ છે. ગીતા ૭. ૧૪–૧૯ માં જ્ઞાનને ભક્તિનો સંબંધ સમજાવ્યો છે. જ્ઞાન પછી ભક્તિ પ્રાપ્ત થાય છે, અને તે ભક્તિ પ્રાપ્ત થતાં અનેક જન્મો વીતે છે, એમ શ્લોક ૧૯માં કહ્યું છે (बहूनां जन्मनामन्ते ज्ञानवान्मा प्रपद्यते). તે શ્લોકમાં કે તેની આસપાસ સંન્યાસની વાત નથી, તેથી શ્લોક ૧૯ સંન્યાસ પરત્વે તેમજ फलयोग પરત્વે લઈ શકાય. એટલે આપણે કહી શકીએ કે જ્ઞાન, ભક્તિ (પ્રપત્તિ) અને યોગ એ ક્રમે યોગના અનુયાયીનો વિકાસ થાય છે.

ગીતા ૧૪. ૨૩–૨૭માં યોગ (૧૪.૨૩–૨૪) કે સંન્યાસ (૧૪.૨૫) અને સાથે ભક્તિ (૧૪.૨૬) તથા જ્ઞાન (૧૪.૨૩, ૨૭), ત્રણે ભેગા મળીને કાર્ય સાધે છે. એવો આ યોગ છે. છતાં ગીતાકારને 'ગુણત્રયવિભાગ' મુખ્ય સાધન જણાયું છે, માટે એ નામ આપ્યું છે.

ગીતા ૧૦.૧૦–૧૧ મુજબ ભક્તિથી પ્રસન્ન થઈ શ્રીભગવાન જ્ઞાન આપે છે ને તેની સાથે બુદ્ધિયોગ-એટલે એક ફલયોગ પણ આપે છે, એમ કહ્યું છે. ગીતા ૧૮.૫૬–૫૮માં પણ ધ્યાનયોગ (૧૮.૫૨), સાથે ભક્તિ અને ભક્તિ પછી પરમાત્માનાં સાકાર રૂપનું યથાર્થ જ્ઞાન અને પછી સંન્યાસ દ્વારા મોક્ષ (૧૮.૫૫) અથવા યોગ એટલે फलयोग અને નિષ્કામ કર્માચરણ કરતાં કરતાં ભગવત્પ્રસાદ દ્વારા મોક્ષપ્રાપ્તિ થાય છે, એમ કહ્યું છે (૧૮. ૫૬; જુઓ ૧૮.૫૭–૫૮).

ગીતા ૧૫.૧–૪માં જ્ઞાન (यस्त वेद स वेदवित्), भक्ति (प्रपद्ये- શ્લોક ૪ માં) તથા પરમાત્માનેજ સર્વ પ્રવૃત્તિનું મૂળ જાણીને પોતાનાં કર્મો તેને અર્પણ કરીને જ કરવાના યોગનો ઉપદેશ છે.

આમ જ્ઞાન ને ભક્તિ બંનેનાં સાધનથી યોગ કે સંન્યાસ (૧૮.૫૫, ૫૬) દ્વારા મોક્ષ મળે છે, એવો પણ એક પક્ષ ગીતામાં કહ્યો છે. માટે જ્ઞાન અને ભક્તિવાળો (એક જ) યોગ જ કહ્યો છે ને સંન્યાસ નથી કહ્યો, એવો સ્વ. તિલકનો પક્ષ બરોબર નથી. વળી, જ્ઞાન **અથવા** ભક્તિના સાધનથી યોગની સિદ્ધિ થાય છે, અને **બંનેની એક સાથે જરૂર નથી**, એમ પણ ગીતાના કેટલાક શ્લોકો ઉપરથી જણાય છે. તેમ જ કર્મથી જ એટલે મુખ્ય અંગભૂત કર્મથી પણ યોગ સધાય છે, તે હકીકત અમે હવે બતાવીશું.

## ભાગ ૩ : યોગનું સાધન : કર્મ

યોગ બે પ્રકારનો અથવા બે ભૂમિકાઓનો છે :–(૧) સાધનયોગ અને (૨) ફલયોગ. સાધન-યોગ ( એટલે નિષ્કામ બુદ્ધિથી કરેલાં કર્મો ) દ્વારા જ ફલયોગ સિદ્ધ કરાય છે. માટે ફલયોગ (મનુષ્ય, વિના પ્રયત્ને, પોતાના બધાં જ કર્મો નિષ્કામ રહીને કરે જાય, તેવો માનસિક વિકાસ)નું મુખ્ય સાધન સાધનયોગ જ છે. સાધનયોગ પણ અનેક પ્રકારનો હોય છે.

જે સાધનયોગનાં સાધનભૂત જ્ઞાન અને ભક્તિ છે, તેના શ્લોકો આપણે જોયા. હવે આપણે સાધનયોગના સાધન તરીકે કર્મના શ્લોકો જોઈએ. અલબત્ત, તે કર્મની જોડે જ્ઞાન અને ભક્તિ સહાયક રહે, પણ ગીતા મુજબ જ્ઞાનભક્તિની સહાયતા અત્યન્ત આવશ્યક નથી, કેમકે "કર્મયોગ"માં કર્મ કરતાં કરતાં જ નિષ્કામ કર્માચરણ શક્ય બને છે. ( જ્ઞાન કે ભક્તિ હોય તો પણ તદ્દન ગૌણ રહે છે. )

સાધનયોગનું સાધન જ્ઞાન કે ભક્તિ હોય; તેમજ "કર્મ" પણ હોય. આ "કર્મ" સકામ કર્મ તો હોઈ શકે જ નહી; એ તો સ્પષ્ટ જ છે. માટે સાધનયોગના સાધનભૂત કે અંગભૂત જે કર્મ તે કર્મ નિષ્કામ જ હોય અને તેને સાધનયોગથી જુદું પાડવું, એ ઘણું કઠિન કામ છે. છતાં ગીતામાં જે જે સ્થળે, કેવળ નિષ્કામકર્મની જ સમજણ અને તેના આચરણથી જ સાધનયોગ મનુષ્ય આચરે છે, તેવો ઉલ્લેખ છે, તેના શ્લોકો આપણે જોઈએ, તો ખાતરી થશે કે વૈદિકોના જીવનભૂત સકામ કર્મ તજીને નિષ્કામકર્મ કરવાનો દૃઢ સંકલ્પ કરી, તે મુજબ આચરણ કરવાથી જ એક પ્રકારનો સાધનયોગ કરાય છે; અને તે સિદ્ધ થતાં કર્મયોગ ફલિત થાય છે. ગીતાના સમકાલીન સમાજમાં વૈદિકો સારી સંખ્યામાં હતા; તેથી તેમના વિરોધમાં ( ૨.૪૦–૪૫ ) આવો "કર્મયોગ" સરળતાથી સમજી શકાતો; એમ જણાય છે.

(૧) ગીતા ૨.૪૭–૫૩માં અને સ્થિતપ્રજ્ઞના વર્ણનમાં "કર્મ" દ્વારા કર્મયોગ કહ્યો છે; એમ મને જણાય છે. વૈદિક કર્મો સકામ છે; તેને મનુષ્ય છોડી દે છે; વૈદિક કર્મની સકામતાનું તે જ્ઞાન કર્મો ત્યજવામાં મદદ કરે છે ( ૨.૪૦–૪૭); તેના ઉપરથી "મનુષ્યને કર્મમાં જ અધિકાર છે અને ફલમાં નથી" એમ સમજાય છે, અને પછી તે ફલના હેતુથી કર્મ કરવાનું તજી દે છે, અને સંન્યાસ પણ ગ્રહણ કરતો નથી (૨.૪૭); સિદ્ધિ–અસિદ્ધિમાં સમત્વ રાખીને તે કર્મો કરે છે; અને તે જ યોગ છે. ગીતાના સમયમાં વૈદિકસકામકર્મમાર્ગીઓ ઘણા હતા; તેમની રહેણીકરણી જાણીતી હતી, તેથી તે માર્ગનો વિરોધ સુકર હતો. આમ "કેવળ કર્મ" દ્વારા એટલે સમત્વબુદ્ધિ દ્વારા મનુષ્ય નિષ્કામ કર્મો કર્યા કરે છે; અને લાંબા સમય પછી ફલયોગને પ્રાપ્ત કરે છે. આને બુદ્ધિયોગ પણ કહ્યો છે. બુદ્ધિ એટલે ફલત્યાગની બુદ્ધિ; કોઈ "(જગતની ઉત્પત્તિ, ઈશ્વર, પ્રકૃતિ, જીવ, વગેરેના ) જ્ઞાનની પ્રક્રિયા"ના અર્થમાં બુદ્ધિ શબ્દ અહીં વપરાયો નથી ( ૨.૪૯ ). માટે આને

કર્મયોગ, કર્માચરણ દ્વારા યોગ, કહ્યો છે. અહીં નિષ્કામકર્મ એકલું જ સાધન છે, અને તેના દ્વારા ફલયોગ પ્રાપ્ત થાય છે; માટે કર્મયોગ નામ આપ્યું છે. ફલત્યાગ કરે છે માટે આ સાધકને (સમજુ, વિપશ્ચિત્) બ્રાહ્મણ કહ્યો છે (૨.૪૬; કૃપણ એટલે કર્મફલહેતુ 'ફલ માટે જ કર્મ કરનાર' ૨.૪૯), બુદ્ધિ એટલે સામાન્ય સમજણ (જુઓ ૨.૫૦–૫૧ અને તેનો સંદર્ભ). આ બુદ્ધિને જ પ્રજ્ઞા કહે છે (૨.૫૪). પ્રજ્ઞા શબ્દ બીજા કોઈ ઊંડા અર્થમાં વપરાયો નથી, કેમકે એ "પ્રજ્ઞા" માટે ધી (જુઓ સ્થિતધી: ૨.૫૪,૫૬), મનઃ (૨.૬૦), બુદ્ધિ (જુઓ બુદ્ધિનાશ ૨.૬૩; બુદ્ધિ ૨.૬૫,૬૬) શબ્દો વપરાયા છે. તેમજ ૨.૪૦–૭૨માં કોઈ પ્રકારનું જ્ઞાન અથવા ભક્તિનો વિશિષ્ટ નિર્દેશ જોવામાં આવતો નથી. બ્રાહ્મીસ્થિતિનો અર્થ (૨.૭૨) વેદાન્તનાં બ્રહ્મમાં સ્થિતિ અથવા બ્રહ્મરૂપ સ્થિતિ હોય નહીં, કેમકે સંદર્ભમાં વેદાન્તના બ્રહ્મ વિશે કંઈ કહ્યું જ નથી. માટે બ્રાહ્મીસ્થિતિ એટલે અહીં નિષ્કામ બુદ્ધિથી કર્માચરણ અને તે દ્વારા નિરહંકાર અને શાન્તિની સ્થિતિ (૨.૭૧). "પ્રસાદ" (૨.૬૪, ૬૫)નો અર્થ "ઈશ્વરનો અનુગ્રહ" નથી, પણ "મનની શાન્તિ" એવો અર્થ અહીં છે. કદાચ કોઈ પ્રકારનું જ્ઞાન કે ભક્તિ આ નિષ્કામ કર્માચરણ (સાધનયોગ)માં છે અથવા તેનું અંગ (તેનું પણ પુરોગામી સાધન) છે એમ કોઈ વિદ્વાનને જણાય તો પણ તે જ્ઞાન કે ભક્તિ તો આ "સાધનયોગનું સહાયક" એટલે ઉપાંગ જ થશે. "ગીતાનો વિદ્વાન" વેદાન્તનો આત્મજ્ઞાની કે બ્રહ્મજ્ઞાનીજ કેવળ નથી, પણ ઘણા શ્લોકોમાં તેને માત્ર **પંડિત, કૃત્સ્નવિદ્, મુનિ, સ્થિતપ્રજ્ઞ, તત્ત્વવિદ્, વિદ્વાન**, એવાં જ નામો ગીતા આપે છે, કેમકે ખાસ બ્રહ્મજ્ઞાન તેને માટે આવશ્યક ગણાયું નથી. માટે "કર્મ" દ્વારા જ નિષ્કામકર્મ (યોગ) સાધી શકાય છે.

(૪) ગીતા ૩.૬. કર્મયોગમાં સાધનયોગનાં સાધન તરીકે એક એવી સમજણ છે કે મનુષ્યે "મિથ્યાચાર" ન થવું (૩.૬); પણ ઇન્દ્રિયોનું નિયમન કરીને સાધનભૂત કર્મયોગ આચરવો, તો તે ફલરૂપ કર્મયોગને પ્રાપ્ત કરી શકે. (૩.૭–૮). આ રીતે પર્જન્યલાવનાર વૈદિક 'યજ્ઞ ખાતર' (એ યજ્ઞ લોકોમાં ચાલુ રહે, તે ખાતર) મનુષ્ય કર્મો કરવાનું પસંદ કરે (સંન્યાસ ગ્રહણ ન કરે) તો તેવા નિષ્કામ કર્માચરણથી મનુષ્ય કર્મયોગ રૂપ ફલયોગ પ્રાપ્ત કરે છે; અલબત્ત એ વૈદિક યજ્ઞનું એક પ્રકારનું જ્ઞાન (એ યજ્ઞ કર્મમાંથી, કર્મ પ્રકૃતિમાંથી, પ્રકૃતિ અક્ષરમાંથી ઉત્પન્ન થઈ છે એ જ્ઞાન), આ 'યજ્ઞાર્થ નિષ્કામ કર્મ'માં "ઉપાંગ" તરીકે ઉપયોગી છે (૩.૯–૧૬). ૩.૧૭ મુજબ આત્મતૃપ્ત એટલે "પોતાની જાતથી સંતુષ્ટ" (બ્રહ્મથી તૃપ્ત, નહીં). આવા કર્મયોગીને પરમ્ મળે છે (૧૯.૧૯), પણ તે પરમ્‌નું જ્ઞાન એને નિષ્કામકર્માચરણમાં સહાયક નથી થતું. "લોકોના માર્ગદર્શન" માટે નિષ્કામકર્મ કરવું (૩,૨૦–૨૬), પણ અહીં ગીતા કર્મ દ્વારા જ યોગની પ્રાપ્તિ જણાવે છે. ૩. ૨૭ માં પ્રકૃતિ તત્ત્વનું કંઈ ખાસ જ્ઞાન નથી આપ્યું, પ્રકૃતિના ગુણોથી સર્વ કર્મ થાય છે, એટલું જ જ્ઞાન આપ્યું છે (૩.૨૭–૨૯); તેવી જ રીતે શ્રીકૃષ્ણમાં સર્વ કર્મોનો માનસિક સંન્યાસ કરીને યુદ્ધ કરવાની સલાહ ૩.૩૦માં શ્રીકૃષ્ણે અર્જુનને આપી છે. હું આ શ્લોકો (૩.૨૭-૨૯ અને ૩.૩૦) ને અવાન્તરવિષયક ન કહું પણ કર્મ દ્વારા યોગ (ફલયોગ) સુધી પહોંચવા ઇચ્છનારને 'કામ લાગે તેવાં જ્ઞાન (૩.૨૭–૨૯) અને ભક્તિ (૩.૩૦) અહીં આપ્યાં છે એમ કહીશ, છતાંય આ જ્ઞાન અને ભક્તિ ફલભૂત નિષ્કામકર્મનાં તો ઉપાંગ જ છે, મુખ્ય સાધન (અંગ) તો "કર્મ" જ છે, એમ મને લાગે છે કેમકે આ અધ્યાયને કર્મયોગ જ કહ્યો છે. બીજી દલીલો (૩.૩૩–પ્રકૃતિની સર્વ ચેષ્ટાઓ છે તે સમજણ, ૩૪–રાગદ્વેષની સમજણ, ૩૫-સ્વધર્મની શ્રેષ્ઠતાની સમજણ, ૩૭–૪૨ કામ અથવા ઇચ્છા મનુષ્યોની બુદ્ધિથી પણ પર છે તે સમજણ) સામાન્ય બુદ્ધિની દલીલો છે; કોઈ

ખાસ દાર્શનિક જ્ઞાન કે ભક્તિની દલીલો નથી; અને તે પણ "ઉપાંગ" જ છે. કર્માચરણ કરવાથી જ નિષ્કામકર્મે પહોંચાય છે, એજ कर्मयोगनो મુખ્ય અર્થ છે; કર્માચરણ છોડી દેવાથી મિથ્યાચાર થઈ જવાશે; અથવા લોકસંગ્રહ નહીં થઈ શકે; અથવા यज्ञार्थ કર્મ દ્વારા "चक्र" ચાલુ નહીં રખાય; એમ માની મનુષ્ય કેવળ નિષ્કામકર્મના યત્નથી फलयोग સિદ્ધ કરે છે, માટે આ યોગને कर्मयोग કહ્યો છે. તેમાં અતિગૌણ અંશે અમુક જ્ઞાન અને ભક્તિ ઉપાંગ (અવાન્તર અંગ) છે, પરોક્ષ રીતેજ ઉપકારક છે.

૩.૨૦માં લોકસંગ્રહ માટે નિષ્કામકર્મ કરવાનો બોધ છે, તે यज्ञार्थकर्मના વિકલ્પે છે ( જુઓ अपि-शब्द संग्रहमेवाऽपि ); તે ઉપરથી સમજાય છે કે प्रकृतिના ગુણોનું જ્ઞાન અને શ્રીકૃષ્ણમાં કર્મોનો માનસ સંન્યાસ ( ૩.૨૭ અને ૩.૩૦ ) એ પણ વિકલ્પે ઉપયોગી ઉપાંગો છે; માટે कर्मयोगમાં એ ઉપાંગોનો 'સમુચ્ચય' આવશ્યક નથી ગણ્યો, એવો મારો અભિપ્રાય છે. ત્રીજા અધ્યાયને कर्मयोग કહ્યો છે અને ચોથા અધ્યાયને ज्ञानकर्मसंन्यासयोग કહ્યો છે, તેમજ બારમા અધ્યાયને भक्तियोग કહ્યો છે. તે બતાવે છે કે ત્રીજો અધ્યાય કર્મ દ્વારા નિષ્કામકર્મનું ધ્યેય (फल) પ્રાપ્ત કરવાના ઉપદેશ માટે છે.

(૩) ગીતા ૫.૨–૩માં "कर्मयोग"ના નામથી કેવળ કર્મ દ્વારા યોગનો નિર્દેશ છે; અને તે જ મોક્ષ માટે પૂરતો છે. ગીતા ૫.૬ મુજબ યોગની ભૂમિકામાંથી (ફલરૂપ) સંન્યાસમાં જવાય; અથવા સાધનયોગ પૂરો થયે સંન્યાસમાં જવાને બદલે फलयोगમાં જ સ્થિર રહેવાય. આ વિકલ્પ કર્મ દ્વારા फलयोगनो છે.

(૪) ૧૨.૧૧–૧૨. कर्मफलत्यागनो જ યોગ અહીં કહ્યો છે, તે કેવળ "કર્મયોગ" છે; એમ મારું માનવું છે. આ कर्मफलत्यागनो યોગ ગીતા ૨.૪૦–૭૨ અને ગીતાના ત્રીજા અધ્યાયમાં કહ્યો છે.

(૫) ૧૩.૨૪માં ध्यानयोग, सांख्ययोग, कर्मयोग અને (૧૩.૨૫)માં भक्तियोग જુદા જુદા કહ્યા છે. તે બતાવે છે કે कर्म દ્વારા યોગ ગીતામાં અન્યત્ર કહ્યો છે અને તે ध्यानयोग, सांख्ययोग, भक्तियोग અને બીજા યોગોથી જુદો છે.

(૬) ગીતા ૧૮.૧–૧૨ અહીં कर्म દ્વારા યોગનો ઉપદેશ છે, એવો મારો મત છે. માત્ર એટલી સમજણ ("જ્ઞાન") આ યોગના પ્રકરણમાં કહી છે કે यज्ञदानतपः "પાવન કર્મો" છે (૧૮.૫). અને તે આસક્તિ તથા ફલાશા ત્યજીને કરવાં જોઈએ (૧૮.૬). "कर्मफलत्यागी" (૧૮.૧૧) દ્વારા પણ આજ સૂચન છે. ૧૮.૧૩થી યોગના જુદા જુદા વિચારો (सांख्ययोग વગેરે) શરૂ થાય છે. ૧૮.૫૭માં ભક્તિ અને (સાધનરૂપ) कर्मयोग દ્વારા फलयोग કહ્યો છે.

## વિભાગ ૪. ધ્યાન

યોગ એટલે 'કર્મની સિદ્ધિઅસિદ્ધિમાં મનનું સમત્વ' અથવા 'કાર્ય કરતી વખતે જ હું કંઈ કરતો જ નથી એવી માનસિક ભાવના' (ગીતા. ૨.૪૮ અને ૫૦). બન્ને રીતે આ યોગ (નિષ્કામકર્માચરણ)ને મન સાથે ગાઢ સંબંધ છે. તે સંબંધ લગભગ ધ્યાનના રૂપનો જ છે. તે फलयोग કક્ષાનો સંબંધ છે. મનનો સંયમ, સતત ચિન્તન, જ્યારે જ્યારે મન વિષયોમાં આસક્તિને લીધે વિષયો તરફ દોડે ત્યારે ત્યારે તેને પાછું ખેંચી લેવું, તે પ્રકારનું ધ્યાન નિષ્કામ કર્માચરણની

સાધનભૂમિકામાં સહાયકારક છે. અને તે એક એવું મહત્ત્વનું સાધન છે કે ગીતાએ ધ્યાનયોગ નામ વાપરીને એક વિશિષ્ટ પ્રકારના નિષ્કામ કર્માચરણ (યોગ) નો બોધ કર્યો છે. માટે જ્ઞાનયોગ, ભક્તિયોગ, કર્મયોગની જેટલો જ અગત્યનો આ ધ્યાનયોગ છે. આપણે તેને લગતા શ્લોકો જોઈએ :—

(૧) ગીતા ૬.૧૦–૧૯, ૨૦–૨૭. ધ્યાન એક સાધન છે, જેથી મનને કામનારહિત ("શુદ્ધ" ૬.૧૨) બનાવાય છે. આત્મવિશુદ્ધિ (૬.૧૨) સમજાવવાને ગીતા "निःस्पृहः सर्वकामेभ्यः" (૬.૧૮) કહે છે. આ ધ્યાનના પણ પ્રકારો હોય છે અને ગીતામાં જુદા જુદા પ્રકારો આપ્યા છે. અધ્યાય ૭ઠ્ઠામાં આસન, શરીરની સ્થિરસ્થિતિ (૬. ૧૧, ૧૩) વગેરે કહ્યું છે. ૬.૨૧–૨૩ માં સિદ્ધ થયેલા ધ્યાનયોગનું વર્ણન છે. મનને નિષ્કામ કરવા માટે આ એક વિશિષ્ટ રીત છે.

"નિષ્કામકર્મ" એટલે યોગ અથવા समत्व. યોગભ્રષ્ટ (૬.૩૭–૪૪) **ધ્યાનભ્રષ્ટ નથી,** પણ ધ્યાન દ્વારા (અથવા બીજા સાધન દ્વારા) નિષ્કામકર્માચરણ (યોગ) કરતાં કરતાં **ભ્રષ્ટ થએલો એટલે જેણે થોડાં કર્મો કર્મફલની આશાથી કરી નાખ્યાં છે તેવો अयति (૬.૩૭), ગૃહસ્થ,** છે. જો એ યોગભ્રષ્ટ ન થયો હોત તો યોગમાં રહી દુનિયામાં નિઃસ્વાર્થ કર્માચરણનું દૃષ્ટાન્ત પૂરું પાડત. આ વિશે અમે અગાઉ કહી ગયા છીએ.

આ છઠ્ઠા અધ્યાયના ધ્યાનમાં પણ ભક્તિ ( ૬. ૧૪ मच्चित्तः मत्परः ) અને જ્ઞાન ( ૬.૨૯–૩૧ सर्वभूतस्थमात्मानम् ) સાથે રહ્યાં છે. પણ ધ્યાન મુખ્ય છે, માટે આ યોગને आत्मसंयमयोग ( ધ્યાનદ્વારા મનનો નિરોધ અને તે દ્વારા યોગ ) એ નામ આપ્યું છે.

(૨) ગીતા ૮.૭–૮–૧૦–૧૨–૧૩–૧૪. આઠમા અધ્યાયમાં પોતાના દરરોજના દરેક કર્મમાં ભગવાન શ્રીકૃષ્ણનું સતત સ્મરણ અને બીજી દરેક વસ્તુનું વિસ્મરણ કરનાર સાધકના સાધનને अभ्यासयोग (૮. ૮) કહ્યો છે. હમેશાં આવું સ્મરણ કરનારને प्रयाणकाले આ સ્મરણ રહે છે. આઠમા અધ્યાય મુજબ ॐકાર अधियज्ञ श्रीकृष्णनुं **પ્રતીક** છે અને એ પ્રતીકના ઉચ્ચરણમાં જ શ્રીકૃષ્ણનું સ્મરણ કરવાનું છે. દરરોજની ટેવ ( अभ्यास ) પાડવાથી प्रयाणના સમયે એ સ્મરણ અવશ્ય રહે જ છે. પણ આ સ્મરણ દરરોજ કરવું અને પોતાનું સ્વકર્મ કરવું,—જેમ અર્જુનને યુદ્ધ કરવાનું કહ્યું છે તેમ (૮. ૭). આ રીતે આઠમા અધ્યાયમાં "तारक ब्रह्म" દ્વારા નિષ્કામકર્માચરણ (યોગ)નો બોધ છે. તેમાં પણ ધ્યાન મુખ્ય છે, અને તેની સાથે એક પ્રકારનાં ભક્તિ અને જ્ઞાન પણ છે. ( ॐકાર એટલે तार અથવા तारक ब्रह्म )

(૩) ગીતા ૧૨.૬–૮–૯. ध्यायन्त उपासते (૧૨. ૬)માં ધ્યાનને ભક્તિનું સાધન ( યોગનું ઉપાંગ), કહ્યું છે; ઉપાસના અથવા ભક્તિ અહીં નિષ્કામ કર્માચરણનું મુખ્ય સાધન છે- આ૨માં અધ્યાયનો યોગ અથવા ધ્યાનયોગ અહીં ૧૨.૯ના ઉત્તરાર્ધમાં " अभ्यासयोग " શબ્દથી કહ્યો છે.

(૪) ગીતા ૧૨.૧૨માં अभ्यास અને ध्यानને અલગ અલગ સાધનો કહ્યાં છે. વારંવાર સતત સ્મરણરૂપી ધ્યાનને अभ्यास કહી શકાય અને આસન વગેરે દ્વારા કરેલા ધ્યાનને ध्यान કહી શકાય.

(૫) ગીતા ૧૩. ૨૪માં ધ્યાનયોગ બીજા યોગોની સાથે, પણ, એક જુદા યોગ તરીકે ગણાવ્યો છે.

(૬) ગીતા ૧૮.૫૨માં ધ્યાન યોગ (ધ્યાન દ્વારા નિષ્કામકર્માચરણ)ને સંન્યાસનું એક સાધન કહ્યું છે. ૧૮. ૫૬ મુજબ એ ધ્યાનયોગ ફલ યોગનું સાધન પણ છે. મેં ૫.૬ અને બીજા શ્લોકો ઉપરથી બતાવ્યું છે કે નિષ્કામકર્માચરણ સંન્યાસ અને (फल)યોગ બન્નેનું સાધન છે. ૧૮.૫૨

પ્રમાણે સાધક ધ્યાનયોગ દ્વારા સંન્યાસી થઈ બ્રહ્મભૂત થઈ ભક્તિ મેળવી (૧૮.૫૪) શ્રીકૃષ્ણનું જ્ઞાન સંપાદન કરે છે, અને પછી શ્રીકૃષ્ણમાં પ્રવેશ કરે છે (૧૮.૫૫). ૧૮.૫૬ પ્રમાણે ધ્યાનયોગ દ્વારા યોગી પણ થઈ શકે છે અને શ્રીકૃષ્ણના પ્રસાદથી શાશ્વત પદ મેળવે છે.

આ રીતે ધ્યાન પોતે ભક્તિ, જ્ઞાન, કર્મનું સાધન છે, અને એ ભક્તિ, જ્ઞાન અને કર્મ નિષ્કામકર્મ (યોગ)નાં સાધનો છે. અર્થાત્ ધ્યાન યોગનું પરંપરા સાધન છે. તેમજ, ધ્યાન સાક્ષાત્ પણ યોગનું સાધન (અધ્યાય ૬ અને ૮) છે.

## વિભાગ ૫. વ્યાવહારિક સાધનો

દાર્શનિક જ્ઞાન વગર, **સાધારણ સમજણો** માત્રથી પણ ફલયોગ સાધી શકાય.

(૧) ગીતા ૧૮.૧૩-૧૭માં કહ્યું છે કે સામાન્ય રીતે લડાઈ(सल्य)માં જે હિંસા (कृत+अन्त) થાય છે તેનાં કારણો સામાન્ય બુદ્ધિથી તપાસીએ તો પણ **પાંચ** છે; ને તે રીતે કોઈપણ ક્રિયાના (હિંસાના પણ) કરનાર મનુષ્યનો આત્મા **એકલો** જ કર્તા છે એમ સમજવું, એ ખોટી બુદ્ધિ છે.

(૨)–(૩). (૨) ગીતા ૧૭.૨૩–૨૫ મુજબ યજ્ઞ વગેરેના પ્રારંભમાં નિત્ય બોલાતા બ્રહ્મના નિર્દેશ "ॐ तत्सत्" માંથી ॐ એટલે પ્રણવના ઉચ્ચારથી મનુષ્ય કર્મનું ફળ દૂર કરી શકે છે, ને કેવળ બ્રહ્મવાદી જ રહી શકે છે; અર્થાત્, નિષ્કામ કર્મનું આચરણ કરી શકે છે, એમ કહ્યું છે. (૩) તેવી જ રીતે, ૧૭.૨૫ પ્રમાણે યજ્ઞ, દાન, તપઃ વગેરે કર્મોના જે ફલો શાસ્ત્રમાં કહ્યાં છે તેથી દૂર રહીને કેવળ મોક્ષ રૂપી ફલની ઇચ્છા રાખીને એ કર્મો કરવાં હોય તો (તેવી ભાવનાથી) તદ્ પદનો ઉચ્ચાર કર્મના આરંભમાં કરવો, કેમ કે તે રીતે પણ યોગ સાધી શકાય, એમ કહ્યું છે.

(૪) પોતાનાં કર્મોમાં રહેલી હિંસાથી સ્વાભાવિક ઉદ્વેગ થતાં અર્જુન **જેવો નૈતિક વિષાદ** થાય, અને તે દ્વારા નિષ્કામ કર્માચરણ (યોગ) પ્રાપ્ત થાય, તો તેને अर्जुनविषादयोग કહ્યો છે (ગીતા ૧).

(૫) મનુષ્યમાં કુદરતી જ (ઇશ્વરની સૃષ્ટિથી જ) અમુક સદ્‌ગુણો અને અમુક દુર્ગુણો રહ્યા છે; તેને લીધે જ મનુષ્ય નિષ્કામકર્મો કરે છે અથવા સકામ કર્મો જ કરે છે; એમ સમજાય, તેને दैवासुरसंपद्विभागयोग કહ્યો છે (ગીતા ૧૬).

(૬) સ્વભાવથી જ મનુષ્યમાં ત્રણ પ્રકારની શ્રદ્ધા છે; અને તેમાં સાત્ત્વિકી શ્રદ્ધાથી મનુષ્ય નિષ્કામ કર્મનું આચરણ કરી શકે છે (ગીતા ૧૭).

આ રીતે જ્ઞાન, ભક્તિ, કર્મ અને ધ્યાનની જેમ જ અમુક વ્યાવહારિક સમજણોથી પણ યોગ સાધી શકાય છે. ગીતાના અધ્યાયોનાં નામોનો વિચાર કરીએ તો અધ્યાય ૯, ૧૧, ૧૨, ૧૫, ૧૮નાં નામો ભક્તિમૂલક યોગ, અધ્યાય ૨, ૫, ૭, ૧૦, ૧૩, ૧૪નાં નામો જ્ઞાનમૂલક યોગ, અધ્યાય ૬ અને ૮નાં નામો ધ્યાનમૂલક યોગ, અધ્યાય ૩ અને ૪નાં નામો કર્મમૂલક યોગ અને અધ્યાય ૧, ૧૬, ૧૭નાં નામો સામાન્ય વ્યાવહારિક સમજણ ઉપર મંડાયેલા યોગના વાચક છે, એમ લગભગ વિભાગ કરી શકાય. આમ ગીતામાં (સંન્યાસ તથા) ફલ્યોગનું સાધન સાધનયોગ છે; પણ આ સાધનયોગમાં અંગ અથવા ઉપાંગ (અવાન્તર અંગ) તરીકે જ્ઞાન, કર્મ, ભક્તિ, ધ્યાન વગેરે છે. **ગીતામાં આ બાબત સ્પષ્ટ વર્ગીકરણ કરાએલું નથી;** તેથી જ ૧૮ અધ્યાયોનાં નામોનું વર્ગીકરણ ચોખ્ખું થયું નથી; પણ નિઃશંક અઢાર યોગો ગીતામાં છે.

મેં સાધનોનું જે પૃથક્કરણ ઉપર રજુ કર્યું છે તે હજુ વધુ અભ્યાસ માગે છે, અને તે પૃથક્કરણ છેવટનું નથી. પણ તેના ઉપરથી એટલું ચોક્કસ છે કે સાધનયોગમાં કર્મ, જ્ઞાન, ભક્તિ અને ધ્યાન વગેરે રહ્યાં છે; તેમાં પણ કર્મ, જ્ઞાન તથા ભક્તિ, તે દરેક પણ ગીતામાં અનેક પ્રકારનાં કહ્યાં છે. જેમ આચાર્યો (૧) પહેલાં કર્મ પછી જ્ઞાન (શ્રીશંકરાચાર્ય), અથવા (૨) પહેલાં જ્ઞાન, પછી ભકિત (શ્રીરામાનુજ), અથવા (૩) પહેલાં કર્મ અને જ્ઞાન, પછી ભકિત (શ્રીમધુસૂદન) એવી રીતે કર્મ, જ્ઞાન, ભકિતનો ક્રમ નક્કી કરીને સિદ્ધાન્તો રજુ કરે છે; તેવો આ ત્રણનો ક્રમ ગીતામાં નક્કી કરવામાં આવ્યો નથી, એમ સિદ્ધ થાય છે; કેમકે યોગના સાધન તરીકે જ્ઞાન (ભાગ ૧), ભક્તિ (ભાગ ૨), અને કર્મ (ભાગ ૩)ના ગીતાના શ્લોકોમાં એવો કોઈ ક્રમ આપેલો નથી; અને શકય પણ નથી, કેમકે નિષ્કામ કર્માચરણની પ્રેરણા કોઈ મનુષ્યમાં ભકિતથી સ્ફુરે, અન્ય મનુષ્યમાં જ્ઞાનથી સ્ફુરે, અને કોઈમાં પ્રથમ જ્ઞાન અને પાછળથી ભકિત દેખાય, તો અન્યમાં પ્રથમ ભકિત ને પાછળથી જ્ઞાન પ્રકટે, અને કોઈ મનુષ્યમા "ધ્યાન" દ્વારા નિષ્કામકર્મ સ્ફુરે. તથા કોઈમાં એક કે બે કે ત્રણ સાધનો ગૌણ હોય એટલે તે ઉપાંગો જ (પરંપરયા ઉપકારક) હોય અથવા ગણનાપાત્ર હોય જ નહીં, એમ પણ બને.

આવું પૃથક્કરણ ગીતાકારના મનમાં સ્પષ્ટ હતું જ નહીં, અને ગીતાના શ્લોકમાંથી એ તારવવું પણ મુશ્કેલ છે. આવા સંજોગોમાં આ મારો પ્રયત્ન આ વિષયની ચર્ચાની અગત્ય બતાવવા માટે જ છે, છેલ્લા નિર્ણય રૂપે નથી. એટલું સ્પષ્ટ કરવાની અહીં જરૂર છે.

# પ્રકરણ ૧૨.

## ગીતામાં ભક્તિ : ભક્તની શરણાગતિ અને ભગવાનનો અનુગ્રહ

"ભક્તિ" યોગનું સાધન છે, એમ આગલા પ્રકરણમાં દર્શાવવામાં આવ્યું છે. છતા જેમ યોગના બે પ્રકારો છે, સાધનયોગ ને ફલયોગ; તેવીજ રીતે ભક્તિના (અને જ્ઞાનના) પણ બે પ્રકારો સંભવે છે. સાધનભક્તિ ઉપરાંત ફલભક્તિ પણ સંભવે છે. ગીતા મુખ્યત્વે યોગનું પુસ્તક છે; માટે ગીતામાં ભક્તિનો વિષય મુખ્ય નથી છતાં હું અગાઉ પ્રકરણ ૭માં કહી ગયો છું, તેમ ગીતાકાર યોગનાં રૂપોનું વર્ણન કરતાં, અને તે પ્રસંગે યોગનાં વિવિધ સાધનો, કર્મ, ધ્યાન, જ્ઞાન, ભક્તિનું વર્ણન કરતાં, સંન્યાસનો નિષેધ કર્યા વગર યોગને "પસંદગી" આપે છે, અને તે સમયે ભક્તિદ્વારા સીધો મોક્ષ મળે, એવો માર્ગ (સંન્યાસનો એક વિશિષ્ટ માર્ગ) પણ ગીતાકાર બતાવે છે. એ માર્ગમાં ભક્તિનું માહાત્મ્ય વિશેષ હોવાથી એ ફલભક્તિનો માર્ગ કહેવાય. ગીતા ૧૨ ૧૩–૨૦માં ફલભક્તિવાળા સંન્યાસી–ભક્તનું તેમજ સાધન ભક્તિવાળા યોગીનું પણ વર્ણન સાથસાથ છે. આ ફલભક્તિમાં જ્ઞાન સાધન હોય છે, પણ સંભવ છે કે એ જ્ઞાન વગર, માત્ર ભક્તિના સાધનથી પણ, ફલભક્તિ પ્રાપ્ત થાય. જ્યાં યોગ (નિષ્કામ કર્માચરણ)નો ઉપદેશ ગીતામાં આપ્યો છે, ત્યાં જ્ઞાનનો આધાર યોગને હોવો જ જોઈએ, એવો નિયમ ગીતાકારે આપ્યો નથી; તે તો આપણે સવિસ્તર જોઈ ગયા છીએ. ગીતા ભક્તિમાર્ગનો ઘણો પ્રાચીન ગ્રન્થ છે; કદાચ ભક્તિનો પ્રાચીનતમ ગ્રંથ પણ ગીતા જ હશે. (જુઓ પ્રકરણ ૧૯).

હવે આપણે ગીતામાં ભક્તિનું સ્વરૂપ શું છે તે જોઈએ :—

(૧) ગીતામાં ભક્તિના સાધન વિષે છૂટા છૂટા પ્રસંગોએ જે કહેવામાં આવ્યું છે તે ઉપરથી જણાશે કે ઉપનિષદોમાં આત્મજ્ઞાનનાં જે સાધનો કહ્યાં છે તેની નિરુપયોગિતા અને ભક્તિ માટે પસંદગી બતાવવાનો ગીતાનો ઉદ્દેશ છે. ઉપનિષદોમાં કહ્યું છે કે આ આત્માને વેદના અધ્યયનથી, યજ્ઞથી, દાનથી અને પાપનાશક તપ વડે બ્રાહ્મણો જાણવા યત્ન કરે છે (तमेतं वेदानुवचनेन ब्राह्मणा विविदिषन्ति यज्ञेन दानेन तपसा नाशकेन.. बृ उ ४.४.२२). ગીતા કહે છે, "જે (ચતુર્ભુજ) સ્વરૂપે, હે અર્જુન, તેં મારાં દર્શન કર્યા તે સ્વરૂપે તારા સિવાય અન્ય કોઈ મને વેદાધ્યયન, યજ્ઞ, દાન, ક્રિયાઓ, ઉગ્ર તપ વગેરે સાધનોથી જોઈ શકે એમ નથી (૧૧. ૪૮)." આ જ ભક્તિસિદ્ધાન્તની પુનરુક્તિ (ગીતા ૧૧.૫૩મા) કરીને ૧૧.૫૪માં શ્રીકૃષ્ણ કહે છે કે "તેં મને જેવો જોયો તેમ અન્ય મનુષ્ય મને अनन्य भक्ति દ્વારા જ જાણી શકે છે, જોઈ શકે છે અને મારામાં પ્રવેશ કરી શકે છે."

(૨) જેમ ઉપનિષદમાં આત્માનું શ્રવણ, મનન ને નિદિધ્યાસન કરીને આત્માનું દર્શન કરવાનું કહ્યું છે (आत्मा वा अरे द्रष्टव्य श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्य· बृ. उ.); તેમ અહીં એક સ્થળે ભક્તિ માર્ગમાં પ્રથમ જ્ઞાન, પછી દર્શન ને પછી શ્રીભગવાનમાં ભક્તનો પ્રવેશ, એમ ત્રણ પગલાં કહ્યાં છે. "प्रवेश" એ ધ્યેય છે અને 'दर्शन' એ 'પ્રવેશનુ' સાધન છે; ને દર્શનનુ સાધન જ્ઞાન છે, પણ આ ત્રણ પગથિયાં છે. એ ત્રણેનું મુખ્ય સાધન अनन्य भक्ति છે. 'દર્શન' અહીં

વાચ્યાર્થમાં વિવક્ષિત છે; જેવું અર્જુનને સાક્ષાત્ 'દર્શન' થયું તેવા પ્રકારનું દર્શન અહીં કહ્યું છે.

(૩) ગીતા ૯.૧૩ અને ૧૪માં ભક્તિના સાધન તરીકે શ્રીભગવાનનાં કીર્તન ને નમસ્કાર ગણાવ્યાં છે. (૯.૧૫ ને ૯.૧૬માં જ્ઞાન અને યોગનું અનુક્રમે વર્ણન છે.) ગીતા ૯.૨૬માં શ્રીભગવાન કહે છે કે પવિત્ર મનવાળો મનુષ્ય મને ભક્તિથી પત્ર, પુષ્પ, ફલ ને જલની ભેટ ધરે છે તેનો હું ઉપભોગ કરું છું, કારણ કે તે ભક્તિપૂર્વક અર્પણ કરાએલી ભેટ છે. ૯.૨૭માં આ ભક્તિમાર્ગને ધ્યાનમાં રાખીને અર્જુનને શ્રીભગવાન કહે છે કે "તું જે કર્મ કરે છે, જે ભોજન કરે છે, જે હોમ કરે છે, જે દાન દે છે, જે તપશ્ચરણ કરે છે તે, હે કુન્તીપુત્ર, મને અર્પણ કર." "મારામાં જ ચિત્તવાળા, મારામાં જ પ્રાણ અર્પણ કરનારા, સત્સંગદ્વારા એક બીજાને બોધ આપવાવાળા, મારી જ કથા કરવાવાળા ભક્તો સંતોષ પામે છે અને આનન્દ અનુભવે છે" (૧૦.૯) આવા ભક્તોને શ્રીભગવાન સમત્વબુદ્ધિપૂર્વક નિષ્કામકર્માચરણ (બુદ્ધિયોગ) આપે છે (૧૦. ૧૦).

(૪) કીર્તન, નમસ્કાર, કથા, પરસ્પર બોધ, એ બધાં ભક્તિનાં બાહ્ય સાધનો છે. પરંતુ ભક્તિનું ખરું સ્વરૂપ તો શ્રીભગવાન માટે પ્રેમ, ને શ્રીભગવાનની શરણાગતિ છે; "તું મારો ભક્ત ને મિત્ર છે, માટે મેં આ પુરાતન યોગરૂપી ઉત્તમ રહસ્ય આજે તને કહ્યું છે" (૪.૩). ઈશ્વર ભૂત-માત્રના સુહૃદ્ છે (૫.૨૯, ૯.૧૮). શ્રીભગવાન જગતના **પિતા** છે (૯.૧૭, ૧૪.૪) અને અર્જુન કહે છે કે "**જેમ પિતા પુત્રનો, મિત્ર મિત્રનો, ને પ્રિય પ્રિયાનો અપરાધ સહન કરે તેમ** હે કૃષ્ણ, તમે મારો અપરાધ માફ કરો" (૧૧.૪૪). શ્રીકૃષ્ણ કહે છેઃ જે ભક્તો પ્રેમપૂર્વક મને સતત ભજે છે તેમને હું બુદ્ધિયોગ આપું છું, અને તેની સહાયથી તેઓ મને પ્રાપ્ત કરે છે" (૧૦.૧૦). "હે ભગવાન્, "કાર્પણ્ય" (ફલાશાથી કર્માચરણ) દોષથી દૂષિત સ્વભાવવાળો, સ્વધર્મમાં ભૂલો પડેલો હું તમને પૂછું છુંઃ જે વડે નક્કી મારું કલ્યાણ થાય તે કર્તવ્ય (સંન્યાસ કે કર્માચરણ)નો ઉપદેશ મને આપો. હું તમારો **શિષ્ય** છું; અને તમારા શરણે આવ્યો છું" (૨.૭). "જે મનુષ્ય (પૂર્વોક્ત તત્વજ્ઞાનમાં) ભૂલ કર્યા વગર મને (આગલા શ્લોકમાં કહ્યા મુજબ) પુરુષોત્તમ સમજે છે, તે બધું સમજે છે અને પૂર્ણ ભાવથી (પ્રેમથી) મારીજ ભક્તિ કરે છે" (૧૫.૧૯). "જે ઈશ્વર સર્વપ્રાણીમાત્રના હૃદયદેશમાં વિરાજે છે ને ચકડોળ ઉપર ચડયા હોય એમ સર્વપ્રાણીમાત્રને ભમાવે છે, દરેકને પોતાનું કર્તવ્ય કરવાની ફરજ પાડે છે, તેના જ શરણે તું સર્વ પ્રેમથી જા" (૧૮.૬૨). ઈશ્વરને પિતા, માતા, સુહૃદ, ગુરુ, વગેરે માનીને ભક્ત ભજી શકે છે, અને ઈશ્વરને પ્રિયતમ અને પોતાને ઈશ્વરની પ્રિયા પણ માની શકે છે. ગીતામાં આ પ્રકારની ભક્તિ નથી કહી, પરંતુ એવો જે પ્રેમભક્તિસિદ્ધાન્ત પાછળથી (ભાગવત વગેરે પુરાણોમાં) ઉદ્ભવ્યો તેનું બીજ ભક્ત અને શ્રીભગવાનનો પ્રેમમય સંબંધ બતાવતી ગીતાની ઉપમાઓમાં રહ્યું છે.

(૫) ઈશ્વરના શરણે જવું એટલે જીવે પોતાની **અનાથતા** અથવા દૈન્ય પ્રકટ કરવું. "વાસુદેવ જ (મારું) સર્વ છે" એમ માનીને જ્ઞાની શ્રીભગવાનના શરણે જાય છે (પ્રપદ્યતે–૭.૧૯). "ચકડોળ પર ચડેલાને જેમ ફેરા ફરવાની ફરજ પડે છે તેમ જ ઈશ્વર મનુષ્યને પોતાનાં કર્મો કરવાની ફરજ પાડે છે, તેના શરણે, હે અર્જુન, તું સર્વ પ્રેમ વડે જા, તેની કૃપાથી તને શાશ્વત શાન્તિનું સ્થાન મળશે" (૧૮.૬૨). "બધી ફરજોનો (માનસિક) ત્યાગ કરીને તું મારા એકનાજ શરણે આવ હું તને યુદ્ધમાં અવશ્ય થનારાં બધાં "પાપો" (૧.૩૬, ૩૮, ૩૯, ૪૫)થી

મુક્ત કરીશ (૧૮.૬૬)." "શરણાગતિ" શબ્દ ઉપરાંત "प्रपत्ति"નો પ્રયોગ પણ ત્રણ–ચાર ઠેકાણે ગીતામાં થયો છે. 'જે મનુષ્યો જેવી રીતે મારા શરણે આવે છે (प्रपद्यन्ते) તે મનુષ્યોને હું તેવીજ રીતે મળું છું (૪.૧૧, ૭.૧૪–૧૫).' (વળીજુઓ प्रपद्ये ૧૫.૪માં, प्रपन्नं ૧૦૭) भक्त શબ્દ भज् (એટલે શરણે જવું, આશ્રય લેવો) માંથી જ નીકળ્યો છે અને ગીતામાં તે જ અર્થ છે. ભક્તિ શબ્દના પર્યાયો (आश्रिता, उपासते, વગેરે)નો અર્થ પણ **"આશ્રય લેવો"** જ થાય છે.

(૬) ભક્તના ઈશ્વર પ્રત્યેના પ્રેમ અને શરણાગતિને લીધે **ભક્ત માટે ઈશ્વરમાં પ્રેમ ઉત્પન્ન** થાય છે. "હું સર્વ પ્રાણી માત્ર પ્રત્યે સમદષ્ટિવાળો છું, એટલે કે (જ્ઞાનમાર્ગની દષ્ટિએ) મારો કોઈ શત્રુ કે પ્રિય નથી. છતાં જે ભક્તિથી (પ્રેમ અને શરણાગતિથી) મને ભજે છે **તેઓ મારામાં છે અને તેઓમાં** હું છું (૯.૨૯)." (ઉત્કટ પ્રેમના શબ્દો, અહીં છે.) ભક્ત હમેશાં શ્રીભગવાનને પ્રિય છે. (૧૨.૧૩-૧૯)શ્રીભગવાન અર્જુનને સ્પષ્ટ કહે છે કે 'તુ **મને** પ્રિય છે(૧૮ ૬૫).'

(૭) જ્ઞાનમાર્ગમાં ચિત્તશુદ્ધિ **પહેલી** જોઇએ, તે **પછી** જ્ઞાનપ્રાપ્તિ થાય છે. પરંતુ ભક્તિ-માર્ગમાં એ ક્રમની જરૂર નથી. ભક્તિમાં શ્રીભગવાન માટે પ્રેમ ને ભગવચ્છરણાગતિ પ્રથમ હોય તો ચિત્તશુદ્ધિ અવિલમ્બે પ્રાપ્ત થાય છે તેજ કારણથી, ચિત્તશુદ્ધિ ધરાવતા, જન્મથી જ શુદ્ધ એવા મનુષ્યો જો ભક્તિ માર્ગનું અવલમ્બન કરે તો તેઓ બહુ જ જલદીથી શ્રીભગવાનનાં દર્શન કરી શકે છે. ભક્તિ માર્ગમાં ભક્તે ગ્રહણ કરવાની જે એક મહાન પ્રતિજ્ઞા છે તેમાં કારણભૂત પતિતને પાવન કરવાની પરમાત્માની આ શક્તિ રહેલી છે. તે પ્રતિજ્ઞા તે શ્રીભગવાનમાં જ ભક્તિ રાખવી, બીજી કોઈપણ વસ્તુ કે દેવમાં આસક્તિ ન જ રાખવી. અર્થાત્ સર્વ દેવોમા સમભાવ હોવા છતાં પોતાના ઉપાસ્યદેવ સિવાય અન્ય (વસ્તુ કે દેવ) ના આશ્રય વગર અનન્ય મનથી સ્વઉપાસ્યની એકની જ ભક્તિ કરવી (अनन्यभाक्–૯.૩૦, एकभक्तिः ૭ ૧૭, भक्त्यात्वनन्यया ૧૧.૫૪). આને જ अव्यभिचारिणी ભક્તિ કહે છે (मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणी ૧૩.૧૦; मा च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते–૧૪ ૨૬). આને પરિણામે જ કહ્યુ છે કે–"જો આ જન્મમા ખૂબ દુરાચાર કરનાર પણ મને અનન્યભક્તિથી ભજે તો તેને લોકોએ સાધુ પુરુષ જ સમજવો, કેમકે તેનો મારી ભક્તિ કરવાનો નિર્ણય બરાબર જ છે. તેવો મનુષ્ય મારી ભક્તિના પ્રભાવે નિર્વિલમ્બ ધર્માત્મા થશે અને શાશ્વત શાંતિને મેળવશે હે કૌન્તેય, તું તારાં મનમા ચોક્કસ સમજ ને **લોકોમાં દઢતાથી જાહેર કર** કે મારા ભક્તનો વિનાશ (એના ભૂતકાળના પાપ કર્મોથી પણ) થતો નથી. આ જન્મમા પાપકર્મો કરનાર મારો ભક્ત નાશ પામતો નથી, એનુ કારણ એ છે કે ભક્તિના પ્રભાવથી તે શીઘ્ર ધર્માત્મા થઈ જાય છે (૯.૩૧) અનેક જન્મોમા પાપ કર્મો કરનારાઓ ને તે જ કારણે પાપયોનિઓમા જન્મેલાઓ જેવાકે સ્ત્રીઓ, વૈશ્યો, શૂદ્રો પણ–મારો **આશ્રય** (भक्ति) લીધા પછી પરાગતિને જ પામે છે. તો પછી બ્રાહ્મણો ને રાજર્ષિઓ મારા ભક્તો થાય તો તેઓ મને પ્રાપ્ત કરે તેમાં શંકાજ શી ? અનિત્ય અને દુઃખમય આ જગતને મેળવીને તુ (તે દુ ખમાંથી છૂટવા) મારો જ આશ્રય લે" (૯.૩૦–૩૩). ગીતા પ્રમાણે યોગી (૬ ૩૮–૪૫) તેમજ ભક્ત (૯.૩૧), બન્નેનો નાશ કદી થતો નથી

(૮) અનન્યાશ્રય એટલે જ અનન્યભક્તિ. આ પ્રકારની ભક્તિ જો ભક્તમાં હોય તો તેથી શ્રીભગવાનમા ભક્ત માટે अनुकम्पा ઉત્પન્ન થાય છે. અને તે અનુકપાથી શ્રીભગવાન ભક્ત ઉપર अनुग्रह (प्रसाद) કરે છે, પોતાની કૃપાનું પાત્ર ભક્તને બનાવે છે, ભક્તને મોક્ષ આપી દે છે; ભક્તને बुद्धियोग (સમત્વ બુદ્ધિપૂર્વક નિષ્કામકર્મ) આપે છે કે જે વડે ભક્તો શ્રીભગવાનની નજીક

પહોંચે છે; શ્રીભગવાન પોતે ભક્તોના આત્મારૂપે છે અને તે સ્થાનેથી જ્ઞાનના દીપ વડે ભક્તોનું અજ્ઞાનરૂપ તમ દૂર કરે છે (૧૦.૧૦–૧૧). અર્જુન આ વાતનું સત્ય સ્વીકારતાં કહે છે કે "જે જ્ઞાન લોકોમાં અધ્યાત્મ કહેવાય છે, તેની વાણી મારા ઉપર અનુગ્રહ કરીને તમે મને કહી" (૧૧.૧). શ્રીભગવાનનો અનુગ્રહ દર્શાવતાં વાક્યો :—"તું મને તારી આ ચર્મચક્ષુ વડે જોઈ શકીશ નહિ, માટે હું તને દિવ્ય ચક્ષુ આપું છું. હવે તું મારો યોગ જો" (૧૧.૮)..."હે અર્જુન, મેં તને મારું શ્રેષ્ઠ રૂપ તારા ઉપર **પ્રસન્ન** થઈને બતાવ્યું છે. તે રૂપ તેજોમય, વિશ્વરૂપ, આદ્ય છે; અને તારા સિવાય બીજા કોઈએ પહેલાં એ સ્વરૂપ જોયું નથી" (૧૧.૪૭). "જે ભક્તો પોતાનાં સર્વકર્મોનો મારામાં માનસ સંન્યાસ કરીને, મારામાં ચિત્ત પરોવીને અનન્ય યોગ વડે મારું ધ્યાન કરતાં કરતાં મારી ઉપાસના કરે છે, તે ભક્તોનો હું મૃત્યુવાળા સંસારરૂપી સમુદ્રમાંથી જલદી ઉદ્ધાર કરું છું....(૧૨.૬–૭)." "મારામાં ચિત્ત રાખીને તું બધી મુસીબતો મારા **અનુગ્રહ** (પ્રસાદ) થી તરી જઈશ" (૧૮.૫૮). શ્રીભગવાન ભક્તોનાં "યોગક્ષેમ" નો ભાર વહે છે (૯.૨૨). અહીં ભગવદનુગ્રહ દ્વારા પ્રથમ મનુષ્યની શુદ્ધિ ને શુદ્ધિ પછી જ્ઞાન ને પછી મોક્ષ પ્રાપ્ત થાય છે એમ કહ્યું છે. તદુપરાંત ગીતા એમ પણ કહે છે કે "જે બીજા યોગીઓ પ્રકૃતિ ને પુરુષનો ભેદ વગેરે (૧૩.૧૯–૨૩ માં કહેલું) જ્ઞાન પોતે ધરાવતા નથી, પરંતુ બીજા (જ્ઞાનીઓ) પાસેથી (મારે વિષે) સાંભળીને મારો **આશ્રય લે** છે, તેઓ પણ પોતે સાંભળેલી કથાના આધારે મૃત્યુને તરી જાય છે (ગીતા ૧૩.૨૫)." પણ ગીતા ભક્તિનો ઉપદેશ આપતી વેળા જ્ઞાનને તદ્દન વીસરી જતી નથી. ભાગવત પુરાણના જેવો તદ્દન જ્ઞાનરહિત, શુદ્ધ ભક્તિનો બોધ ગીતામાં ભાગ્યે જ છે. ગીતાના સુવિખ્યાત ભક્તિમાર્ગીય ટીકાકાર શ્રીમધુસૂદન સરસ્વતી '**શુદ્ધભક્તિને**' ગીતામાં લાવવા માટે "आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ" (૭.૧૬) માં જે च છે તેના 'समुच्चय' અર્થનો આશ્રય લે છે. તે કહે છે કે "**પાંચમા પ્રકારનો ભક્ત** 'च' થી સમુચ્ચિત છે, અને તેવા ભક્તનું' દૃષ્ટાન્ત ભાગવત પુરાણમાં આપેલું ગોપીઓનું છે" (गूढार्थदीपिका).

(૯) ગીતા યોગીઓમાં એટલે નિષ્કામ કર્માચરણ કરનારાઓમાં જે ભક્ત છે તેવા યોગીને ઉત્તમ ગણે છે (૬.૪૭). ભક્તોમાં જે જ્ઞાની ભક્ત છે તેવા ભક્તને ઉત્તમ ગણે છે (૭.૧૬). અધ્યાય ૧૨માં પણ ભક્ત યોગીને સર્વશ્રેષ્ઠ યોગી કહ્યો છે, તેમજ જ્ઞાનની પરાનિષ્ઠા (૧૮.૫૦) સમજાવતી વખતે શ્રીભગવાન કહે છે કે "નિરાકાર બ્રહ્મરૂપ થએલો **જ્ઞાની** (ब्रह्मभूतः) **પરા ભક્તિને મેળવે છે** ને તે पराभक्ति દ્વારા સાકાર શ્રીકૃષ્ણના યથાર્થ સ્વભાવને જાણીને તેમાં પ્રવેશ કરે છે (૧૮.૫૧–૫૫).

(૧૦) आर्त ને अर्थार्थीને ભક્તમાં ગણીને પરમાત્માની *કામ્ય ભક્તિની* ગીતાકારે નોંધ લીધી છે. શાંડિલ્યભક્તિસૂત્રમાં आर्त भक्तને સર્વોચ્ચ ભક્ત સાત્ત્વિક ભક્ત કહ્યો છે.

(૧૧) ગીતામાં ભક્તિ મુખ્યત્વે યોગ (નિષ્કામ કર્માચરણ)નું અંગ છે. ગીતાના કેટલાક અધ્યાયોનાં નામો (राजविद्याराजगुह्ययोग–અ. ૯, विभूतियोग–અ. ૧૦, विश्वरूपदर्शनयोग–અ. ૧૧, भक्तियोग અ. ૧૨, पुरुषोत्तमयोग–અ. ૧૫) પરથી જણાશે કે એ અધ્યાયોમાં ભક્તિપ્રધાન યોગોનો ઉપદેશ છે.

## ગીતામાં ભક્તિનો અર્થ : શ્રીશંકરાચાર્ય તથા શ્રીમધુસૂદન સરસ્વતી

ઉપર દર્શાવેલી રીતે ગીતાની ભક્તિમાં, ભક્તનો ભગવાન ઉપર પ્રેમ ને દીનભાવે શ્રીભગવાનની શરણાગતિ, ભગવાનનો ભક્ત ઉપર પ્રેમ ને અનુગ્રહ, અને, તે અનુગ્રહથી પ્રાપ્ત થયેલા જ્ઞાન દ્વારા અથવા એ અનુગ્રહથી જ ભક્તને બુદ્ધિયોગની અથવા મુક્તિની પ્રાપ્તિ–એ તત્ત્વો રહ્યાં છે.

(૧) તે ભક્તિનું એક મુખ્ય તત્ત્વ જે ગીતા પ્રમાણે **ભક્તિ શબ્દમાંજ** રહ્યું છે તે એ છે કે ભક્ત શ્રીભગવાનનો **આશ્રય લે છે, 'આશ્રય લેવો'** તેનોજ અર્થ 'ભજવું', 'ભજન કરવું', 'ભક્તિ કરવી.' ગીતામાં "મારો ભક્ત" કે 'મારા ભક્તો' એમ કહેવાને બદલે '**જેમણે મારો આશ્રય લીધો છે એવા**' એમ કહ્યું છે:—"રાગ, ભય ને ક્રોધથી મુક્ત, મારામાંજ તલ્લીન (मन्मया), **મારો આશ્રય જેમણે લીધો છે તેવા**, જ્ઞાનરૂપી તપથી પવિત્ર થએલા, ઘણા મનુષ્યો મારાપણાને પામ્યા છે (૪.૧૦)." "મારામાં તારું મન પરોવીને અને **મારોજ આશ્રય લઈને**, તું મારા સમગ્ર તત્ત્વનું સંશયરહિત જ્ઞાન જે રીતે મેળવીશ તે તું સાંભળ' (૭.૧) 'જરા ને મરણથી મુક્ત થવા **મારોજ આશ્રય લઈને** (मामाश्रित्य) જે મનુષ્યો યત્ન કરે છે તે (શ્રુતિમાં) પ્રખ્યાત (तद्–) બ્રહ્મને, સમગ્ર અધ્યાત્મ વિષયને, અને અખિલ કર્મને જાણે છે (૭.૨૯).' 'હે પાર્થ, **મારો આશ્રય લઈને** (मा व्यपाश्रित्य) પાપયોનિમાં જન્મનારાઓ પણ–સ્ત્રીઓ, વૈશ્યો ને શૂદ્રો પરા ગતિને પામે છે' (૯.૩૨). "સર્વ કર્મો કરવાનું છોડી દીધા વગર પણ **મારો આશ્રય-રાખીને** (मद्व्यपाश्रयः) મનુષ્ય મારી કૃપાથી શાશ્વત પદને પામે છે' (૧૮.૫૬). 'व्यपाश्रय'નો અર્થ 'આશ્રય લેવો', 'આધાર લેવો', એ જ થાય છે, અને ગીતામાં પણ એ જ અર્થ કર્યો છે (इदं ज्ञानमुपश्रित्य–આ જ્ઞાનનો આશ્રય લઈને ૧૪.૨; वैराग्यं समुपाश्रित વૈરાગ્યનો આશ્રય લઈને ૧૮.૫૨). (૨) આ જ અર્થમાં प्रपद्यते (મારા શરણે આવે છે) પણ વપરાયો છે (ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम्-૪.૧૧; मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते–૭.૧૪; જુઓ ૭.૧૫, ૧૯; कामैस्तैस्तैर्हृतज्ञानाः प्रपद्यन्तेऽन्यदेवताः—૭.૨૦). ગીતા ૭.૧૪માં चतुर्विधा भजन्ते मां 'ચાર પ્રકારના ભક્તો મારો આશ્રય લે છે'–'મને ભજે છે' એમ કહ્યું છે, અને તેની આગલા (૭.૧૩) ને પાછલા (૭.૧૯) શ્લોકોમાં 'प्रपद्यते' નો પ્રયોગ થયો છે. (૩) 'मामुपासते'નો પણ 'મારો આશ્રય લે છે' એવો જ અર્થ થાય છે नमस्यन्तश्च मां भक्त्या नित्ययुक्ता उपासते–૯.૧૪, ज्ञानयज्ञेन चाप्यन्ये यजन्तो मामुपासते–૯.૧૫, अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते– ૯.૨૨– અહીં चिन्तयन्त છે જ, માટે पर्युपासનો અર્થ 'ચિન્તન કરવું' થઈ શકે જ નહિ; मय्यावेश्य मनो ये मां नित्ययुक्ता उपासते–૧૨.૨; ये त्वक्षरमनिर्देश्यमव्यक्तं पर्युपासते–૧૨.૩–૪ અહીં પણ 'અક્ષરનો આશ્રય લેનારા' એવો જ અર્થ કરવો જોઈએ, अनन्येनैव योगेन मां ध्यायन्त उपासते 'ધ્યાન કરતાં કરતાં મારો આશ્રય લે છે'–૧૨.૬; अन्ये त्वेवमजानन्तः श्रुत्वान्येभ्य उपासते–૧૩.૨૫ ये तु धर्म्यामृतमिदं यथोक्तं पर्युपासते=જે મનુષ્યો, મેં વર્ણન કર્યું છે તે રીતે આ ધર્મયુક્ત અમૃતનો આશ્રય લે છે ..૧૨.૨૦–અહીં पर्युपासतेનો અર્થ સ્પષ્ટ છે. (૪) भज् ધાતુનો અર્થ પણ 'આશ્રય લેવો' જ થતો જણાય છે. चतुर्विधा भजन्ते मां जनाः सुकृतिनोऽर्जुन–૭.૧૬–હે અર્જુન પુણ્યકર્મો કરનારા ચાર પ્રકારના મનુષ્યો મારો આશ્રય લે છે (भजन्ते माम्). જુઓ ૧૫. ૧૯. વળી (૫)मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते–અને જે અનન્ય ભક્તિયોગથી મારો આશ્રય લે છે...(૧૪.૨૬). सेव् ધાતુ વપરાયો છે. છેવટમાં ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम् (૪.૧૧)=જેઓ જે રીતે મારો આશ્રય લે છે તેઓનો હું તેવીજ રીતે (સામેથી જઈને **આશ્રય લઉં છું**; અનેક પ્રકારો વડે (सर्वशः) મનુષ્યો મારા જ માર્ગને અનુસરે, માટે મારે એમને એમની પસંદગીના **માર્ગે જ મળવું પડે છે.** અહીં શ્રીભગવાનનો અનુગ્રહ અને ભક્તનો શ્રીભગવાન પર પ્રેમ પણ સૂચિત છે. પણ ભક્તિ–ભજન–વગેરે શબ્દોમાં "આશ્રય લેવા" નો વિચાર મુખ્ય છે, ધાત્વર્થથી જ આવેલો છે. એ "આશ્રય" માં પ્રેમભાવ રહેલો છે.

✓ भक्ति શબ્દના અર્થના આ અંશોને શ્રીશંકરાચાર્યે પોતાના યુગની અસરમાં પડી જઈને

પૂરતો ન્યાય આપ્યો નથી. એવો મારો મત છે. એમણે ભક્તિ એટલે જ્ઞાન એવો જ અર્થ કર્યો છે. શાંકર મતમાં ભક્તિનો ખરો અર્થ કરનાર શ્રીમધુસૂદન સરસ્વતી છે. નીચે ભક્તિ શબ્દનો અર્થ શ્રીશંકરાચાર્ય ને શ્રીમધુસૂદન સરસ્વતીના મત પ્રમાણે આપ્યા છેઃ—

(૧) ૮.૧૦–શાં. भजनं भक्तिः तया युक्तः। म–परमेश्वरविषयेण परमेण प्रेम्णा। ભક્તિ=પ્રેમ. (૨) ૮.૨૨ શાં–भक्त्या लभ्यः ज्ञानलक्षणया। ભક્તિ=જ્ઞાન મ–प्रेमलक्षणया भक्त्यैव लभ्यः। ભક્તિ–પ્રેમ. (૩) ૧.૧૪. શાં. કંઈ સમજુતી આપતા નથી. મ–भक्त्या मद्विषयेण परेण प्रेम्णा. (૪) ૧.૨૬ શાં. કંઈ સમજૂતી આપતા નથી. म–भक्त्या='न वासुदेवात्परमस्ति किंचित्' इति बुद्धिपूर्विकया प्रीत्या। प्रयच्छति=ईश्वराय सूत्यज्ञदुपकल्पति. ભક્તિ=પ્રીતિ. (૫) ૧૧. ૫૪. શાં. કંઈ સમજૂતી આપતા નથી. म–भक्त्यैवानन्यया=मदेकनिष्ठया निरतिशयप्रीत्या। ભક્તિ=પ્રીતિ. (૬) ૧૨.૧૦ શાં–भक्तिर्भजनम्। म–सर्वोत्कृष्टत्वज्ञानपूर्विका प्रीतिः। ભક્તિ=પ્રીતિ. (૭) ૧૮.૫૪. શાં–भक्तिर्भजनं परमुत्तमां ज्ञानलक्षणाम्। ભક્તિ=જ્ઞાન. म–चतुर्थी भक्तिमुपासनां मदाकारचित्तवृत्त्यावृत्तिरूपां......ज्ञानलक्षणामिति (અહીં શ્રીમધુસૂદન શાંકર મતની ભક્તિ તરફ ઢળે છે). (૮) ૧૮.૫૫. શાં–भक्त्या=ज्ञानलक्षणया भक्त्या ભક્તિ=જ્ઞાન, म–भक्त्या=निदिध्यासनात्मिकया ज्ञाननिष्ठया। (અહીં પણ મધુસૂદન શાંકરમત સ્વીકારે છે). (૯) ૧૮.૬૮ શાં–भक्तिं मयि परां कृत्वा भगवतः परमगुरोः शुश्रूषा मया क्रियते इत्येवं कृत्वा। અહીં શ્રીશંકરાચાર્યને પણ શુશ્રૂષા અર્થ કરવો પડ્યો છે. મ–શંકરાચાર્ય મુજબ. (૧૦–૧૧) ૧૨.૧૭ તથા ૧૨.૧૯માં ભક્તિ શબ્દ ઉપર શ્રીશંકરાચાર્ય અને શ્રી મ. સ. કંઈ સમજૂતી આપતા નથી. (૧૨) ૧૪.૨૬ શાં–भजनं भक्तिः सैव योगस्तेन। "યોગ." म–परमप्रेमलक्षणेन भक्तियोगेन द्वादशाध्यायोक्तेन। ભક્તિ–પરમપ્રેમ.

શ્રી મધુસૂદન સરસ્વતી ભક્તિ એટલે પ્રેમ=ભગવાન માટે ભક્તનો પ્રેમ, એવો અર્થ લે છે. એમના મત મુજબ કર્મ ને જ્ઞાન બન્નેનું સાધન ભક્તિ છે, અને વળી કર્મ ને જ્ઞાન બન્ને ભક્તિનાં સાધન છે; અર્થાત્ ભક્તિ બે પ્રકારની છેઃ સાધનભક્તિ ને ફલભક્તિ. શ્રીમધુસૂદન કહે છે "भक्तिः उभयसाधनभूता છે અને उभयफलभूता છે." શ્રીમધુસૂદનની માન્યતા મુજબ ગીતાના અધ્યાય ૧–૬ કર્મકાંડ છે, અધ્યાય ૭–૧૨ ભક્તિકાંડ છે, ને ૧૩–૧૮ 'જ્ઞાનકાંડ' છે. भक्तिकाण्ड કર્મકાંડ ને જ્ઞાનકાંડની વચ્ચે છે, કારણ કે કર્મ ને જ્ઞાન ભક્તિનાં સાધનો છે. ભક્તિ જ મોક્ષનું ખરું સાધન–સાક્ષાત્ સાધન છે. પરંતુ શ્રીમધુસૂદન સરસ્વતીની ગીતાઅધ્યાયસંગતિની આ માન્યતા વ્યાજબી નથી (જુઓ પ્રકરણ ૧૧, પા. ૭૬), કેમકે દરેક અધ્યાય એક યોગ આપે છે.

શ્રીશંકરાચાર્ય પોતાના પ્રકીર્ણ ગ્રન્થો–સ્તોત્રોમાં ભક્તિની પરાકાષ્ઠાએ પહોંચે છે; પરંતુ ગીતાભાષ્યમાં તો ભક્તિ એટલે જ્ઞાન જ, એમ કહે છે. ગીતામાં **ભક્તિ ને જ્ઞાનનો સંબંધ** ગાઢ છે; અને ગીતા ૧૩.૧૦–૧૧માં શ્રીકૃષ્ણમાં અવ્યભિચારિણી ભક્તિને એક પ્રકારનું જ્ઞાન કહ્યું છે, પરંતુ બન્ને વચ્ચે ભેદ છે અને ગીતા પ્રમાણે જ્ઞાનયોગ અને ભક્તિયોગ જુદા છે, તે હકીકત છે. શ્રીમધુસૂદનનો ભક્તિનો અર્થ વધારે સાચો છે; છતાં ज्ञानी च भरतर्षभ (ગીતા ૭.૧૬)–માં च દ્વારા ગોપીજનની ભક્તિનો નિર્દેશ (સમુચ્ચય) છે, એવો એમનો મત સ્વીકાર્ય નથી. વળી જેવાં શ્રીચૈતન્ય કે શ્રીવલ્લભાચાર્યના સિદ્ધાન્તમાં છે તેવાં ભક્તિનાં ક્રમિક પગથિયાં ગીતામાં નથી; પણ એ પગથિયાંમાંથી કેટલાંક પગથિયાંને મળતાં ભક્તિનાં ચિન્હો ગીતામાં છે (જુઓ असक्तिरनभिष्वङ्गः पुत्रदारगृहादिषु–ગીતા ૧૩.૯). ગીતામાં ભક્તિના સિદ્ધાન્તની વધારે ચર્ચા પ્રકરણ ૧૯માં કરવામાં આવશે.

## પ્રકરણ ૧૩.

## ગીતાની પૂર્વભૂમિકા : ભાગ ૧ : વેદો

પ્રાચીન વૈદિક ધર્મ અનેકદેવતાવાદ અને કામ્ય કર્મો ઉપર અવલંબેલો હતો. આ ધર્મ ઘણા સૈકાઓ પર્યંત ચાલ્યો હશે. સૌથી પ્રાચીન ઉપનિષદો, છાન્દોગ્ય અને બૃહદારણ્યકમાં આ ધર્મની ટીકા અને નિન્દા છે. ગીતામાં પણ એ ત્રયીધર્મ અને વેદવાદની સકામતાનો અને અનેકદેવતાવાદનો સખ્ત વિરોધ છે. ગીતા લખવામાં આવી ત્યારે આ કર્મકાંડી વૈદિક ધર્મ બહુ પ્રચારમાં હતો.

**(૧) ગીતા ૨.૪૦–૫૩ માં** 'નિષ્કામકર્માચરણ અથવા યોગનો જે નવો ધર્મ ગીતા શીખવવા માગે છે તે સમજાવવા માટે વેદના કર્મકાંડ અને ગીતાના યોગ બંને વચ્ચેના મહાન તફાવતનું વર્ણન છે. ગીતાના યોગમાં મનુષ્યે પોતાનું દરેક કર્મ, વર્ણનું કે આશ્રમનું, વૈદિક કે સાંસારિક, કરવાનું ચાલુ રાખવાનું છે. પ્રાચીન વૈદિક ધર્મ તો વૈદિકકર્મો ઉપરજ બંધાએલ છે. એટલે, "કર્મ" શબ્દ વેદ અને ગીતા બંનેના ઉપદેશને માટે વાપરી શકાય; તેથી અહીં (૨.૪૦–૫૩) ગીતાના પ્રારંભમાંજ વૈદિક કર્મકાંડનો અને ગીતાના યોગનો વિરોધ સ્પષ્ટ કરવો પડયો છે. આ યોગ-માર્ગમાં જેટલાં કર્મો નિષ્કામતાથી કરીએ એટલાં કર્મો લાભદાયક છે. પ્રારંભમાં બધાં કર્મો નિષ્કામ-તાથી ન થઈ શકે તો કંઈ વાંધો નથી; જેટલાં કર્મો નિષ્કામતાથી થાય તેટલો વિકાસ યોગી સાધી શકે છે. કદાચ થોડાં કર્મો નિષ્કામતાથી કર્યા પછી પણ મનુષ્યથી બીજાં થોડાં કર્મો સકામતાથી થઈ જાય તો પણ તેના આગલાં નિષ્કામ કર્મોનું ફળ-આત્મવિકાસ-તો એને મળે જ છે. 'नेहाभिक्रमनाशोऽस्ति, "આ યોગ માર્ગમાં જે યત્નની શરૂઆત (અભિક્રમ) કરવામાં આવે છે તેનો નાશ થતો નથી," આ અર્થ છે. અને આ જ અર્થ યોગભ્રષ્ટના દષ્ટાન્ત (ગીતા ૬)થી વધારે સ્પષ્ટ થશે. પરંતુ, વૈદિક કર્મ-કાંડમાં તો જ્યારે એક વૈદિક કર્મનાં અધીન (અંગભૂત) કર્મોની એકવાર શરૂઆત કરી, ત્યારે તે પછીના બધાં અંગભૂત કર્મો કરવાંજ પડે; નહીંતર જે થોડા કર્મો કર્યાં હોય તે નિષ્ફળ જ થાય, કેમકે બધાં કર્મો પૂરાં થાય તો જ **'સાંગ વિધિ'** થાય અને તો જ ફળ મળે. વૈદિકકર્મકાંડમાં-વિશેષ તો કામ્યકર્મકાંડમાં પ્રત્યવાય હોય છે. * પણ યોગમાં પ્રત્યવાય છે જ નહિ. અહીં જો કામ્ય કર્મના પ્રત્યવાયનો અર્થ નિત્ય કર્મના પ્રત્યવાય જેવો હોય તો "प्रत्यवायो न विद्यते" એનો અર્થ એમ થશે કે યોગમાં જો કોઈ યોગમાર્ગાનુગામી (યોગી) થોડાંક કર્મો નિષ્કામ કર્માચરણથી ન કરી શકે (અર્થાત્ થોડાંક કર્મો ભૂલથી સકામતાપૂર્વક કરી નાખે) તો પ્રત્યવાય નામનું પાપ ઉપસ્થિત થતું નથી. આ ઉપરથી એમ ન સમજવું કે યોગી થોડાં કર્મો સકામતાથી કરે, તો એની શિક્ષા (પ્રત્યવાય) તેને સહન કરવી પડતી નથી. સકામતાનું ફળ તો સહન કરવુંજ પડે છે; દા. ત. યોગભ્રષ્ટની જેમ. પરંતુ યોગમાં યત્ન કરનારને (નિષ્કામ કર્માચરણ ન થઈ શક્યું હોય તો)

---

* એ તો સુજ્ઞાત છે કે નિત્યકર્મો ન કરે તો મનુષ્યને પ્રત્યવાયનું પાપ લાગે છે. પણ ગીતા ૨.૪૦માં તો વૈદિક કામ્ય કર્મોની જ વાત છે અને તે કારણે જે પ્રત્યવાયનો અહીં વિષય છે, તેનો અર્થ જુદો થતો હશે, અથવા કામ્ય કર્મમાં પણ પ્રત્યવાય નામનું પાપ આવતું હતું, એવી માન્યતા તે વખતે હતી, એમ કલ્પના કરવી જોઇએ. માટે કામ્ય કર્મ પૂરું (સાંગ) ન થાય તો 'પ્રત્યવાય' લાગે, એમ મનાતું હશે.

प्रत्यवाय નામનુ પાપ ઉપસ્થિત થતુ નથી યોગમા તો એકજ નિશ્ચિત વિચાર હોય છે કે "જે જે કર્મો હુ કરુ તે બધા ફ્લાશા છોડીને જ કરવાના છે" પણ વૈદિક કર્મકાડમા તો એવી નિશ્ચયાત્મિકા બુદ્ધિ હોતી નથી પણ સકામબુદ્ધિ હોય છે પરિણામે કામ–ઇચ્છાઓ અનેક હોય છે તેથી કર્મકાડમા **અનન્ત વિચારો** સકામ કર્મકાંડીઓને ઉદ્ભવે છે, અને તે દરેક વિચારને માટે જે વૈદિક કર્મ કરવાનુ હોય છે તેનો પણ વિધિ વેદની જુદી જુદી શાખાઓમા જુદી જુદી રીતે કહ્યો છે, માટે "પ્રત્યેક" વિચાર "બહુશાખ (અનેક શાખાવાળો)" થાય છે એટલે સકામ કર્મકાડમાં મનની સ્થિરતા કોઈ પણ રીતે હોતી નથી (अव्यवसायिनाम्) શ્લોક ૪૧ લખવામા આવ્યો ત્યારે વૈદિક શાખાઓમા પ્રત્યેકમાં જે કામ્યકર્મો (અને અગ્નિહોત્રાદિ નિત્યકર્મો) છે તે દરેકનુ એકીકરણ કરીને, કલ્પસૂત્રો કે જૈમિનિસૂત્રોમા છે તેમ, દરેક યજ્ઞનો વિધિ **એકજ રૂપમાં** નક્કી કરવામાં આવ્યો નહિ હોય, એમ જણાય છે જેમકે अग्निहोत्र ચારેય વેદની દરેક શાખામા કઈ કઈ રૂપાન્તરે વર્ણવેલુ છે, અને તે અનેક રૂપાન્તરો જોઈને કામ્ય અગ્નિહોત્ર કરવાની ઇચ્છાવાળાને મૂઝવણ થાય જ કદાચ, એની મુઝવણનો નિર્ણય, "મારે તો મારી પોતાની શાખાને અનુસરવુ છે' એમ નક્કી કરીને એ કરી ને છતા ગીતાકાર તો દરેક ઇચ્છાની તૃપ્તિના સાધનભૂત દરેક ક્રિયાની જ વિવિધતા ઉપર ભાર મૂકે છે તે ઉપરથી કોઈએ તે વખતે વિધિઓની એકવાકયતા કરેલી નહિ હોય એમ મને જણાય છે દરેક શાખાવાળો કર્મકાડી પોતાની જ શાખાને અનુસરતો એવી રીતે અનન્ત ઇચ્છાઓ પૈકી દરેક ઇચ્છાની તૃપ્તિ માટે અનેક શાખાઓ અમલમા હતી ગીતા લખાઈ ત્યારે જૈમિનિસૂત્રો લખાયેલા ન હતા એમ ગીતા ૨ ૪૧ ઉપરથી સિદ્ધ થાય છે मुण्डकोपनिषद् ૧ ૨ ૧–૬મા કહી છે તેવી આકર્ષક વાણી મૂર્ખાઓ બોલે છે અને એજ મુડક ઉપ૦ ૧ ૨ ૧૦ (नान्यच्छ्रेयो वेदयन्ते प्रमूढा)મા કહ્યુ છે તેમ તેઓ "વેદજ બધુ છે અને 'વેદ સિવાય બીજુ (એટલે ઉપનિષદો) છેજ નહિ" એમ કહે છે (ગીતા ૨ ૪૨) આ વૈદિકો ઇચ્છાઓની પાછળ દોડે છે સ્વર્ગ એમનુ ધ્યેય છે, એમનુ ચિત્ત ભોગ અને ઐશ્વર્યની પ્રાપ્તિ પાછળ જ લાગ્યુ હોય છે આ ભોગ ને ઐશ્વર્યથી પુનર્જન્મો, કર્મો, ને તેના ફ્ળો પ્રાપ્ત થાય છે, અને એ પ્રાપ્તિ માટે ઘણી કર્મકાડીય ક્રિયાઓ કરવાની હોય છે (૪૩) એવા સકામ માણસો માટે, યોગ અથવા કર્મનુ ફ્ળ મળે કે ન મળે છતા મનનુ समत्व (समाधि) જાળવવા નો ઉપદેશ, નથી (૪૪) 'વેદોનો વિષય સત્ત્વાદિ ગુણત્રયનો છે, હે અર્જુન તુ (૧૪મા અધ્યાય મુજબ), ત્રણ ગુણોથી મુક્ત થા અથવા (૧૭ ને ૧૮ અધ્યાય મુજબ) હમેશા સત્ત્વ ગુણમા સ્થિર થા, અને યોગી થઈને તારા યોગક્ષેમની ચિતા ઈશ્વરને સોપી દે (૪૫)'

(૨) **ગીતા ૭.૨૦ ૨૮** अनेकदेवतावाद **જુદી જુદી ઇચ્છાઓથી** જેમનુ જ્ઞાન હરાઈ ગયુ છે તેવા મનુષ્યો વાસુદેવ સિવાય બીજા દેવતાઓના શરણે જાય છે તેઓ શાસ્ત્ર (ગીતાશાસ્ત્ર)થી દોરાવાને બદલે પોતાના સ્વભાવ પ્રમાણે દોરવાય છે ને જુદા જુદા "વ્રતો" "નિયમો મા આસ્થા રાખે છે (૨૦) જે જે મનુષ્ય જે જે (દેવની) મૂર્તિનો આશ્રય લઈ (भक्त) તેની શ્રદ્ધાથી પૂજા કરે છે તે તે મનુષ્યની તે શ્રદ્ધાને હુ નિશ્ચલ–દૃઢ કરુ છુ (૨૧) તે મનુષ્ય તે શ્રદ્ધાથી તે દેવતામૂર્તિનુ આરાધાન કરે છે અને તે દ્વારા પોતાની ઇષ્ટ વસ્તુઓ તે મેળવે છે તે વસ્તુઓ ના વિધિઓ પણ મે જ નક્કી કરેલા છે (૨૨) પણ તે ફળ જલદી નાશ પામે છે અલ્પ બુદ્ધિવાળાઓને એમ જ થાય છે "દેવોની મૂર્તિને પૂજનારા દેવોને મેળવે છે અને મારો આશ્રય લેનારાઓ (मद्भक्ता) મને પણ (દેવો ઉપરાન્ત મને પણ?) પામે છે (૨૩) બુદ્ધિહીન કર્મકાંડીઓ તે તે દેવોમા મને વ્યક્ત

થયેલો સમજે છે; તે તે દેવ હું છું, એમ માને છે. ખરું જોતાં, એ દેવોરૂપ હું નથી, પરંતુ એ દેવો મારાં જુદાં જુદાં રૂપો છે. એ લોકોને એ દેવોથી પર, એવા મારા અવ્યય અને ઉત્તમ રૂપનું જ્ઞાન હોતું નથી (૨૪). વૈદિક દેવતાઓને પૂજનારા, એમને યજ્ઞોમાં આહુતિ આપનારા, તે દરેક દેવને પરાદેવતા માને છે, પણ તે તો જેમ અશ્વપતિ કૈકેય (છાં. ઉપ. ૫.૧૩-૧૮) પાસે જનાર દરેક મુનિ ચુ વગેરેને જ વૈશ્વનાર સમજતાં, તેના જેવું છે (૨૫)....ઇચ્છા અને દ્વેષને લીધે આવી રીતે કર્મકાંડીઓ ભૂલ કરે છે (૨૭). પણ જેમનું પાપ પૂરું થયું હોય અને જે પુણ્યકર્મોને કરવાવાળા છે તેઓ **તે તે દેવોને છોડીને**, રાગદ્વેષને ત્યજીને, દઢવ્રત ધારણ કરીને મારો આશ્રય લે છે. (૨૮).

(૩) **ગીતા ૧૬.૮-૧૯.** આસુરી સંપત્તિવાળાઓ એક પ્રકારના વૈદિક કર્મકાંડીઓ જ છે (પા. ૩૦-૩૧). એ લોકો જગતને કંઈપણ કાયમી તત્ત્વ વગરનું (असत्यम् ગીતા ૧૬.૮), પ્રતિષ્ઠા=આધાર વગરનું, ઈશ્વર વગરનું, માને છે; દેવતા ને મનુષ્યના પરસ્પર સંબંધ વગર ઉત્પન્ન થયેલું માને છે. અને વધારે શું કહેવું ?—જગતની ઉત્પત્તિ યજમાનોની તે તે ફલો માટેની **ઇચ્છાઓને લીધે** છે, એમ તેઓની મિથ્યા ફિલસૂફી છે (૮). આવી દૃષ્ટિ રાખીને એ અલ્પ બુદ્ધિવાળાઓ જગતના ક્ષય માટે જગતના શત્રુઓ રૂપે ઉત્પન્ન થાય છે (૯). એઓ જુદાં જુદાં ફલો માટે ઇચ્છાઓનો આશ્રય લે છે (૧૦, ૧૧,૧૩). તેઓ અન્યાયથી ધન મેળવે છે. ઐહિક સુખોની જ આશાઓ રાખે છે ને 'હું યજ્ઞ કરીશ,' 'હું દાન દઈશ', 'હું આનંદ કરીશ' એવા એવા મોહમાં અજ્ઞાનથી દોરવાય છે. તેઓ કામ અને ભોગમાં આસક્ત રહે છે. અને આખરે અપવિત્ર નરકમાં પડે છે. તેઓ જે પ્રકારના વૈદિક યજ્ઞો કરે છે તે નામયજ્ઞો જ છે. તે યજ્ઞો દંભ ખાતર છે. શ્રીકૃષ્ણ પોતે સર્વ દેવ રૂપ છે એવો વિધિ ને ફલાશા છોડીને યજ્ઞ કરવાનો જે વિધિ, ગીતામાં કહ્યો છે તે વિધિ રહિત એ યજ્ઞો છે (૧૭). હું હમેશાં એ લોકોને આસુરી યોનિમાંજ નાખું છુ (૧૯).

ઉપલી ત્રણ કંડિકાઓમાં ગીતાની પહેલાનો જે કર્મકાંડનો વૈદિક ધર્મ હતો તે કેવો હતો તેનું વર્ણન કર્યું છે. એ ધર્મ **કામ્ય** હતો. જુદા જુદા દેવતાઓનું **સ્વતંત્ર** દેવ તરીકે તેમાં પૂજન (યજન) થતું. દરેક દેવતા પોતેજ ઇશ્વર છે કે પરમતત્ત્વ છે, એમ મનાતું, (જે માન્યતાને મેક્ષમૂલરે Henotheism કે Kathenotheism કહેલ છે). 'બધા ય દેવતાઓ એક જ પર તત્વનાં જ રૂપો છે, ને પર તત્ત્વ બધા દેવતાઓથી પર છે,' એવું જ્ઞાન એ ધર્મમાં નહોતું. એ ધર્મનું એક અંત્યત ઉદ્દામ રૂપ હતુ. તેનું વર્ણન 'આસુરી સંપત્તિ'ના નામથી ગીતામા આપ્યું છે. એમાં બધું મહત્ત્વ ઇચ્છા કે **કામના**(स्वर्गकाम यजेत વગેરે વિધિઓમાં કામ શબ્દ જુઓ)ને જ અપાતુ; દેવતાઓ ને મનુષ્યનો પરસ્પર આધાર છે (ગીતા ૩.૧૧) એવું એ કર્મકાંડીઓ માનતા ન હોતા. યજ્ઞોના અનુષ્ઠાનમાં તેઓ માનતા અને યજ્ઞો દ્વારા બધા ઇષ્ટ પદાર્થો મળે છે, એમ માનીને યજ્ઞો કરતા "શત્રુઓને મારવા માટે પણ" એ લોકો યજ્ઞો કરતા. આવા ઉદ્દામ કર્મકાંડીઓને ગીતામાં આસુરી સંપત્તિવાળા કહ્યા છે.

વેદોક્ત કર્મોને વિષે જે મત ઉપર આપ્યો છે તે મત મુજબ ગીતાની દૃષ્ટિએ વેદોનું સ્થાન ઘણું ઊતરતું છે. "જેમ ચોમાસામાં ચારે બાજુએથી જ્યારે કૂવામાં કે તળાવમાં પાણી પડતું હોય ત્યારે મનુષ્યને એ કૂવા કે તળાવો પાસે પાણી માટે જવાની જરૂર હોતી નથી, તેવી રીતે વિચારવન્ત ફલાશા ત્યજનાર (બ્રાહ્મણ)ને * **બધા વેદોમાંથી કંઈ મેળવવાનું નથી**" (૨.૪૬).

*મૂળમા ब्राह्मण શબ્દ છે. ઉપનિષદમાં બ્રહ્મજ્ઞાનીને બ્રાહ્મણ કહ્યો છે; અને બ્રહ્મજ્ઞાન વગરનાને કૃપણ કહ્યો છે ( बृ. उ ) ગીતા ફલાશાવાળાને कृपण કહે છે; માટે ગીતા ફલાશા ત્યજનારને બ્રાહ્મણ કહે છે, એમ માની શકાય, (વેદમાં ફલોની પ્રાપ્તિ કહી છે).

વેદો તો ત્રિગુણાત્મક વિષયોની પ્રાપ્તિ માટે છે, ને અર્જુનને તો એ ત્રણ ગુણોથી રહિત થવાની આજ્ઞા છે (૨.૪૫). અશ્વત્થ વૃક્ષ જે કર્મ ઉત્પન્ન કરનાર પ્રકૃતિનું (જડ પ્રકૃતિનું) રૂપક લાગે છે, તેના પાંદડાને સ્થાને વેદો (छन्दांसि) છે. તે વૃક્ષનો અસંગરૂપ શસ્ત્રવડે **નાશ કરવાની** જરૂર છે, એવી સલાહ શ્રીકૃષ્ણે અર્જુનને આપી છે (૧૫.૧). વળી, જે મનુષ્યને ગીતાના યોગ ધર્મની નવી સમજૂતીની માત્ર જિજ્ઞાસા થાય છે (ને હજુ એ પ્રમાણે આચરણ કરવાનો પ્રારંભ પણ જેણે કર્યો હોતો નથી) તે પણ શબ્દબ્રહ્મ એટલે વેદ (ને તેના કર્મકાંડ—જે કામ્ય છે તેના) થી પર થાય છે; એટલે કે તે મનુષ્યને વેદનો ઉપયોગ કે પ્રયોજન રહેતું નથી (૬.૪૪) તથા, 'વેદોમાં જે ફળ કહ્યું છે' તેની યોગીને જરૂર નથી રહેતી (૮.૨૮). વેદોથી મારું દર્શન મળતું નથી (૧૧.૫૩). આ પ્રકારે ગીતા વેદોને સકામ કર્મકાંડના ઉદ્દેશથી લખાયેલા માની વેદોને એક બાજુ રાખી દે છે. ગીતાની આ મનોવૃત્તિ વેદો પ્રત્યેની મુખ્ય વૃત્તિ છે. તે બતાવે છે કે વેદોનાં **સૂક્તોનો અસલ ઉદ્દેશ** કામ્ય કર્મોનો જ હોવાનું આધુનિક પંડિતોનું જે મન્તવ્ય છે તે બરાબર છે.

પણ ગીતાકાર વેદો અને વૈદિક કર્મકાંડનો ત્યાગ કર્યા વગર વેદોનું ધ્યેય સકામ કર્મને બદલે નિષ્કામ કર્મ પરત્વે સમજાવવા યત્ન કરે છે. આ રીતે જોતાં, "શ્રીભગવાન પોતેજ વેદાધ્યયનના પ્રારંભમાં બોલાતો प्रणव અથવા ॐकार છે, અને શ્રીભગવાન પોતેજ ऋक्, सामन् તેમજ यजुः રૂપ છે" (૯.૧૭). તેમજ, "ઋષિઓએ જુદી જુદી રીતે **પરતત્વ** જ જુદા જુદા છંદોથી જુદું જુદું ગાયું છે," એટલે કે સર્વ વૈદિક દેવતાઓ એક જ બ્રહ્મનાં જુદાં જુદાં નામો છે (૧૩.૪). "સર્વે વેદો વડે (—વેદાન્ત જુદું ગણાવ્યું છે) વેદ્ય અથવા જાણવા લાયક (તત્ત્વ) તે હું જ છું" (૧૫.૧૫). વેદો અને વૈદિક દેવતાઓ વિશે ગીતાની આ નવી સમજૂતી, ઉપર આપેલી મૂળ સમજણ કરતાં, જુદી છે. મારા મત મુજબ ગીતાનો દરેક અધ્યાય એક એક સ્વતંત્ર યોગ શીખવવાના ઉદ્દેશથી લખાયો છે, અને દરેક **અધ્યાયની** (ફિલસૂફી તથા) વૈદિક ધર્મ પ્રતિ વૃત્તિ સ્વતંત્ર છે. માટે આ બન્ને પ્રકારની વૈદિકકર્મકાંડ પ્રતિ જે ગીતાની વૃત્તિ છે, તેમાં સ્વતઃ વિરોધ જેવું કંઈ નથી. ગીતા ઉપનિષદોની જેમ વેદનો સકામતાનો અને વેદના સ્વતંત્ર દેવતાઓનો વિરોધ કરે છે; પણ વેદના કર્મકાંડનું નિષ્કામ અનુષ્ઠાન કહે છે અને દેવતાઓને શ્રીકૃષ્ણનાં રૂપો તરીકે માને છે./

જેમ વેદ ને વૈદિક દેવતાઓની નવા પ્રકારની સમજૂતી આપીને ગીતાકારે વેદ તથા વૈદિક દેવતાઓને યોગના ગીતાના નવા આદર્શ સાથે સુસંગત કરવા યત્ન કર્યો છે, તેમ વૈદિક યજ્ઞને અને તેના ઇતિહાસને જુદું રૂપ આપીને એ યજ્ઞને પણ ગીતાના યોગ સાથે સુસંગત કરવા યત્ન કર્યો છે. તેમ જ વૈદિક ધર્મના બીજાં અંગોમાં પણ ફેરફાર કરીને તે ધર્મનો યોગ (એટલે નિષ્કામ કર્મના આચરણ) સાથે મેળ સાધવાને ગીતાકાર નીચે મુજબ મથે છે:—

(૧). ૩.૯-૧૬માં યજ્ઞને સાર્વજનિક અભ્યુદયના સાધન રૂપ દર્શાવીને યજ્ઞનો એક નવો અર્થ ગીતાકારે આપ્યો છે. "યજ્ઞને ખાતર" કર્મ એટલે સ્વવર્ણાશ્રમ કર્મ મનુષ્ય કરે તો તે મનુષ્ય કર્મનાં શુભાશુભ ફલોથી બંધાતો નથી (૩.૯). વૈદિક જ યજ્ઞ ફલાશા છોડીને વરસાદ અને અન્ન ખાતર કરવાનો છે (मुक्तसङ्गः समाचार)—(૩.૯ જુઓ પ્રકરણ ૪; પાનું ૧૯.) (૨) યજ્ઞનું એક વિશેષ વર્ણન ગીતા ૪.૧૨, ૨૩, ૨૪, ૨૫-૩૩માં આપ્યું છે. ૪.૨૩માં કર્મકાંડના જુના ધર્મને બદલે મુક્ત અને જ્ઞાનીએ એક આધ્યાત્મિક યજ્ઞ કરવાનો છે, એમ કહ્યું છે. (જુઓ ઉપર પ્રકરણ ૪, પાનું ૧૯.)

(૩) ગીતા ૫.૨૯માં યજ્ઞના ભોક્તા ઇન્દ્ર, વરુણ, વગેરે જુદા જુદા દેવો છે, એમ કહેવાને બદલે શ્રીકૃષ્ણ યજ્ઞના ભોક્તા છે એમ કહ્યુ છે. શ્રીકૃષ્ણને એમ યજ્ઞભોક્તા જાણવાથી **'શાન્તિ'** મળે છે. (૪) ગીતા ૯.૧૬માં યજ્ઞની નવી ભાવના સમજાવી છે. (જુઓ પા. ૧૯). વૈદિકો વેદના દેવતાઓની પિતા, માતા, ધાતા તરીકે પૂજા કરતા; શ્રીકૃષ્ણ કહે છે જગતનો પિતા, માતા, ધાતા હું જ છું. વેદના અનુયાયીઓ સૂર્યને પૂજતા, વૃત્રને વરસાદનો રોકનાર સમજતા, અને ઇન્દ્રને વરસાદનો વરસાવનાર માનતા. અમૃત ને મૃત્યુ નામનાં તત્વોમાં માનીને સત્ અથવા असत् નામનું તત્ત્વ એ अमृत અને મૃત્યુથી पर છે એમ વેદના લોકો માનતા (नासदीयसूक्त); પણ ગીતા કહે છે કે 'સૂર્ય', વૃત્ર, ઇન્દ્ર, सत्, असत् એ તમામ હું જ છું' (૯.૧૭, ૧૯ ના અર્થ માટે ૯.૨૦ જુઓ). ત્રણ વેદના અનુયાયીઓ યજ્ઞ દ્વારા સ્વર્ગની પ્રાપ્તિ માટે **"મને"** પ્રાર્થના કરે છે, જો કે તેઓ એમ માને છે કે 'અમે **ઇન્દ્રાદિ દેવોને** પ્રાર્થના કરીએ છીએ.' તેઓ સ્વર્ગ પ્રાપ્ત કરે છે, તે ફલનો ઉપભોગ પૂરો થયે આ પૃથ્વી ઉપર આવે છે, પાછા યજ્ઞ દ્વારા સ્વર્ગની પ્રાપ્તિ કરે છે; એ રીતે એ લોકો त्रयीधर्मनो આશ્રય કરીને આવાગમન કર્યા કરે છે (૯.૨૦–૨૧). જે લોકો વૈદિક દેવોનો આશ્રય કર્યા વગર કેવળ મારું જ ચિન્તન કરી મારો જ આશ્રય લે છે (पर्युपासते) તેઓનું યોગક્ષેમ હું જ માથે લઉં છું (૯.૨૨). પરંતુ જેઓ મારા સિવાય અન્ય દેવોનો આશ્રય લે છે (भक्ति) અને શ્રદ્ધા પૂર્વક તે દેવોના યજ્ઞો કરે છે, તેઓ પણ ખરું જોતાં **મારો** જ આશ્રય લે છે ને **મારો** જ યજ્ઞ કરે છે; પરંતુ એમનો વિધિ સાચો નથી, કેમકે 'વૈદિક દેવો મારાં જ સ્વરૂપો છે, અને परतत्त्व હુ જ છું, એ સમજણ વગર તેઓ કામ્ય યજ્ઞ કરે છે. હું સર્વયજ્ઞોનો ભોક્તા છું: દેવતાઓ સ્વતંત્ર ભોક્તા નથી. હું જ સર્વ યજ્ઞોનો પ્રભુ છું. પરંતુ વૈદિક કર્મકાંડના અનુયાયીઓ મને તત્ત્વતઃ જાણતા નથી, માટે *સ્વર્ગની પ્રાપ્તિ જ તેઓને થાય છે (મોક્ષની પ્રાપ્તિ તેઓને થતી નથી)* અને *સ્વર્ગના* ઉપભોગનો ક્ષય થતા એઓ પૃથ્વી પર આવે છે. દેવવ્રતીઓ દેવોને પામે છે, મારું વ્રત એટલે યજન કરનારાઓ [દેવોને તેમજ] મને પણ પામે છે (यान्ति मद्याजिनोऽपि माम्=यान्ति मद्याजिनो मामपि) સરખાવો ગીતા ૭.૨૩–मद्भक्ता यान्ति मामपि); અર્થાત્ મારો યજ્ઞ કરનારાઓને દેવોના યજ્ઞનાં ફલ કરતાં વિશેષ ફળ મળે છે, જેમાં દેવયજ્ઞનું ફલ સમાઈ જાય છે. માટે તું મને જ યજ્ઞ દ્વારા પૂજ (मद्याजी–૯. ૩૪). (૫) વૈદિક દેવોનો આદિ–ઉત્પત્તિ સ્થાન હું જ છુ (૧૦.૨). (૬) અર્જુનને શ્રીકૃષ્ણ કહે છે કે આદિત્યો, રુદ્રો, બે અશ્વની કુમારો (अश्विनौ), મરુતો, વગેરેને તું **મારા દેહમાં** જો. અને અર્જુનને એવું દર્શન પણ થાય છે (૧૧.૬; ૧૫–पश्यामि देवास्तव देव देहे). વૈદિક યજ્ઞમાં કર્મકાંડી જે દેવોની સ્તુતિઓ કરે છે ને સૂક્તો ગાય છે તે રુદ્રો, આદિત્યો, વસુઓ, વિશ્વે દેવાઃ, અશ્વિનૌ, મરુતઃ અને તે ઉપરાંત બીજા વૈદિક દેવો **શ્રીકૃષ્ણની સ્તુતિ** કરે છે (૧૧.૨૨). "તમે પોતે જ वायु, यम, अग्नि, वरुण વગેરે દેવો છે," (૧૧.૩૯). (૭) યજ્ઞ વેદોક્ત અનુષ્ઠાન–વિધિથી કરવાનો છે, પરંતુ તેમાં ગીતા મુજબ માત્ર એટલું પરિવર્તન કરવામાં આવ્યું છે કે વેદોક્ત રીતિમાં જે ફલસંકલ્પ હતો તે **ફલની આશા વગર યજ્ઞ કરવો જોઇએ** આ યજ્ઞને ગીતા सात्त्विक યજ્ઞ કહે છે, અને અસલ કામ્ય વૈદિક યજ્ઞને ગીતામાં राजसयज्ञ કહ્યો છે (૧૭.૧૧–૧૩). વળી ફલનો જે સંકલ્પ પ્રાચીન, પરંપરાગત, વૈદિક યજ્ઞ માટે વિહિત હતો તે સંકલ્પમાંની ફલાશા ત્યજીને બ્રહ્મવાદી નિષ્કામ કર્માચરણ કરનારે (=યોગીએ) ॐ એટલે प्रणवना ઉચ્ચારમાં બ્રહ્મની જ ભાવના રાખીને યજ્ઞ કરવો, અને પ્રાચીન સંકલ્પમાંના 'तत्' પદના ઉચ્ચારમાં ફલના ત્યાગની ભાવના રાખીને મોક્ષની ઇચ્છાવાળાએ યજ્ઞ કરવો. આ બન્ને ગીતાના યોગ માર્ગના અનુયાયીઓ છે (૧૭.૨૪–૨૫). 'ॐ=तत्' એ

ત્રણ પદનો બનેલો પરબ્રહ્મનો નિર્દેશ એટલે નામ છે અને તેનો ઉચ્ચાર કરીને બ્રાહ્મણ ગ્રન્થો ને વર્ણોનો અભ્યાસ અને યજ્ઞોનું અનુષ્ઠાન કરવું, એવો વિધિ છે, એમ કહીને (૧૭.૨૩) જૂના સંકલ્પમાં નવી ભાવના ગીતા દાખલ કરે છે.

ટૂંકમાં, વેદોની અને યજ્ઞોની જૂની (કામ્યકર્મની) સમજણ ત્યાજ્ય છે, પણ ગીતાને વેદો અને યજ્ઞો પોતે ત્યાજ્ય નથી. તેમાં નવી સમજણ દાખલ કરીને વેદાધ્યયન, વેદનું જ્ઞાન, યજ્ઞનું અનુષ્ઠાન ચાલુ રાખવાનું છે. આ નવી સમજણ યોગને અનુકૂળ છે. વેદો શ્રીકૃષ્ણ રૂપ છે, અને દેવતાઓ પરમાત્મારૂપ હોવાથી વેદો પણ પર તત્ત્વનું જ નિરૂપણ કરે છે (૧૩.૪). વૈદિક ધર્મ પ્રતિ ગીતામાં આ બેવડી વૃત્તિ છે. વેદો કામ્યકર્મના સાહિત્ય તરીકે વિદ્વાન માટે ઉપયોગી નથી; પણ, તે વેદોની સમજણનું રૂપાન્તર કરીને, વેદો જ ઈશ્વર જ્ઞાન માટે ઉપયોગી છે, એમ ગીતા કહે છે. વેદ, વેદના દેવો, વેદનો કર્મકાંડ, વેદનું ધ્યેય, વગેરેનું આ પરિવર્તન ગીતાએ અમુક અંશે ઉપનિષદોમાંથી લીધું છે તે હવે પછીના ભાગ ૨માંથી સ્પષ્ટ થશે.

## ગીતાની પૂર્વભૂમિકા : ભાગ ૨ : ઉપનિષદો

ગીતામાં વૈદિક ધર્મ વિષે જે કહેવામાં આવ્યું છે તેનું મૂળ ઉપનિષદોમાં મળે છે. વૈદિક દેવો દરેક સ્વતંત્ર શક્તિવાળા છે. આવા વર્ણનવાળાં સૂક્તો ઋગ્વેદમાં ઘણાં છે, પરંતુ 'બધા દેવો એક પરતત્ત્વનાં જ રૂપો છે,' એમ પણ ઋગ્વેદ ૧.૧૬૪.૪૬માં કહ્યું છે; इन्द्रं मित्रं वरुणमग्निमाहुरथो दिव्यः स सुपर्णो गरुत्मान् । एकं सद् विप्रा बहुधा वदन्त्यग्निं यमं मातरिश्वानमाहुः ॥ અર્થ :—ઇન્દ્ર, મિત્ર, વરુણ, અગ્નિ, યમ, માતરિશ્વા અને પેલો દિવ્ય પક્ષી ગુરુત્માન્; કવિઓ એક જ 'સત્'ને આ અનેક નામો આપે છે. વળી, "एकं सन्तं बहुधा कल्पयन्ति" (ऋग्वेद)—એક સત્ પુરુષને અનેકરીતે કલ્પે છે. તથા કોઈ કોઈ સૂક્તોમાં એ પરતત્ત્વનું વર્ણન આપવાનો પણ યત્ન થયો છે, જેમકે નાસદીય સૂક્ત (ऋग्वेद १०.१२५.२) માં નિરાકાર તરીકે ને પુરુષસૂક્ત (ऋ. १०.९०) માં પુરુષાકાર તરીકે.

આ ઋચાઓમાં ઋગ્વેદના દેવતાઓ બધા એક सत् તત્ત્વનાં જ અથવા એક સત્ (પુરુષ)નાં જ નામો છે એમ કહ્યું છે. પરંતુ આ મત પાછળથી થયો અથવા આ મતનો પ્રચાર લાંબો વખત સુધી થયેલો નહિ, એમ અનુમાન કરી શકાય છે. પ્રાચીનતમ ગણાતા ગદ્ય ઉપનિષદો–છાન્દોગ્ય અને બૃહદારણ્યકમાં તો ઋગ્વેદના ધર્મને કામ્ય ધર્મ જ માન્યો છે, અને કેન વગેરે ઉપનિષદોમાં વેદના દેવો બ્રહ્મનાં રૂપો છે, એમ કહ્યું છે, અને વેદ ધર્મનો વિરોધ કર્યો છે.

### વેદ ધર્મનો વિરોધ

જે પંચાગ્નિ વિદ્યા જાણે છે, અને જે અરણ્યમાં રહીને શ્રદ્ધા, તપ (અને બૃહદારણ્યક ઉપ૦ મુજબ સત્ય)ની ઉપાસના કરે છે તે અર્ચિમાર્ગ દ્વારા બ્રહ્મને પ્રાપ્ત કરે છે; જે ગ્રામમાં રહી "ઇષ્ટાપૂર્ત"ને દાનના ધર્મનું સેવન કરે છે તે ધૂમમાર્ગ દ્વારા ચન્દ્ર લોકમાં જઈને પુણ્ય કર્મ પૂરું થતાં આ પૃથ્વી પર ફરીથી જન્મે છે. (છા. ઉ.પ. ૧૦.૨–૫; બૃ.ઉ.૬.૨.૧૫–૧૬). મુંડક ઉપનિષદ ૧.૨માં વૈદિક ક્રિયાકાંડના ધર્મનું વર્ણન છે. એમાં વેદના અનુયાયીઓએ પોતે પોતાના યજ્ઞાદિ ધર્મની કરેલ ખૂબ પ્રશંસાની નોંધ (પૂર્વપક્ષ તરીકે) છે (મું.ઉ.૧.૨.૧–૬). એમાં તો વૈદિકો 'યજ્ઞ' દ્વારા જ સૂર્યલોકમાં થઈને બ્રહ્મ (લોક) સુધી પહોંચે છે, એમ વૈદિકોના

**પોતાનો મત** આપ્યો છે. પરંતુ મું. ઉ. ૧.૨ ૭–૯માં કહ્યું છે કે આ વૈદિકો અવિદ્યામાં છે; યજ્ઞો 'अदृढप्लवो' (અસ્થિર નૌકાઓ) છે; જે મૂઢો યજ્ઞોને જ કર્તવ્ય માને છે તે જન્મમૃત્યુના ફેરામાં પડી રહે છે, યજ્ઞાદિ ધર્મને અનુસરનારા લોકો अन्धेनैव नीयमाना यथा अन्धाः 'આંધળાથી જ દોરાયેલા આંધળાઓ જેવા' છે (મુ. ઉ.૧.૨.૭–૯) "ઇષ્ટા" પૂર્તનેજ "શ્રેય" માનનારાઓ સ્વર્ગમાં સુખોપભોગ પૂરો કરીને આ લોકમાં પાછા આવે છે, અથવા આથી પણ હીનતર લોકમાં જાય છે. પરંતુ જે લોકો **અરણ્યમાં રહીને** તપ, શ્રદ્ધાનુ સેવન કરે છે તે શાન્ત જ્ઞાનીઓ ભિક્ષાચરણ કરે છે (સંન્યાસ ગ્રહણ કરે છે), અને તેઓ સૂર્ય દ્વારા પરમ, અમૃત પુરુષ, પરબ્રહ્મ સુધી પહોંચે છે (મુ ઉ.૧.૨.૧૦–૧૧). આ ત્રણે ઉપનિષદોમાં વૈદિક કર્મોનું ફળ નાશવત લોક (ચંદ્રલોક) માં ભોગપ્રાપ્તિ છે, એવો સિદ્ધાન્ત આપ્યો છે. અને તે કર્મોનો ત્યાગ કરીને અરણ્યમાં રહી તપ, શ્રદ્ધા ને સત્યનું સેવન કરવાનું કહ્યું છે. છાન્દોગ્ય ઉપનિષદ (અધ્યાય ૭)માં નારદ સનત્કુમાર પાસે આત્મજ્ઞાન માટે જાય છે. જ્યારે નારદ પોતે પોતાનું શું જ્ઞાન છે તે સનત્કુમારને કહે છે ત્યારે તેમા ત્રણે વેદો વગેરેનાં પુસ્તકો અને બીજી કેટલીક વિદ્યાઓ પોતે જાણે છે એ સનત્કુમારને ગણાવે છે. સનત્કુમાર ઉત્તર આપે છે કે તમે જે કંઈ જાણો છો તે તો માત્ર "નામ" જ છે (त होवाच यद्वै किंचैतदध्यगीष्ठा नामैवैतत् છા. ઉ ૭.૧.૪) ત્યાર પછી નામથી આગળ ઊંચું તત્ત્વ વાક્ છે, વાક્‌થી ઊંચું તત્ત્વ મનઃ છે, એમ ૧૫ તત્ત્વો કહી છેવટે પ્રાણ અને તેથી પણ પર 'ભૂમા' કહ્યો છે. આ રીતે છાન્દોગ્ય ઉપનિષદમાં ऋग्वेद, यजुर्वेद, सामवेद, आथर्वण નામનુ ચોથું (પુસ્તક), ઇતિહાસપુરાણ નામનો વેદોમાં પાંચમો વેદ ... વગેરેને માત્ર નામ જ કહ્યાં છે. मुण्डकोपनिषद्‌માં, "બે વિદ્યાઓ જાણવા લાયક છે, એક अपराને બીજી परा", એમ કહીને પ્રથમ अपरा વિદ્યા કહી છે, તેમાં ચારે વેદો (ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ ને અથર્વવેદ) અને ૭ અંગો (શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુક્ત, છન્દ ને જ્યોતિષ) ગણાવ્યા છે. અને परा વિદ્યા એટલે નિરાકાર અક્ષર બ્રહ્મની વિદ્યા, એમ કહ્યું છે. अपरा એટલે નીચી અને परा એટલે ઊંચી. "આ આત્મા વેદના પ્રવચનથી, મેધાથી, વેદના બહુજ અધ્યયનથી પ્રાપ્ત થતો નથી" (મુ ઉ ૩.૨ ૩) ઉપનિષદોની આ કંડિકાઓમાં વેદો અને વેદોક્ત ક્રિયાઓને બ્રહ્મજ્ઞાન માટે નિરુપયોગી કહેલ છે (સરખાવો ગીતા ૧૧.૪૮).

## વેદ સાથે સમાધાન

છાન્દોગ્ય ઉપનિષદમાં 'વેદાધ્યયનથી, યજ્ઞથી, દાનથી ને પાપનાશક તપથી બ્રાહ્મણો આ આત્માને જાણવા યત્ન કરે છે" (૪.૪ ૨૨), એમ કહ્યુ છે એટલે વેદ અને યજ્ઞનો વિરોધ કરવાને બદલે બ્રહ્મજ્ઞાન મેળવવામા એનો ઉપયોગ કરવો, એમ સિદ્ધાન્ત આપ્યો છે. આ મત ગીતાના અધ્યાય ૧૮ ૫–૬ ના મતને મળતો આવે છે, બલ્કે ઉપનિષદના આ મત ઉપરથી જ ગીતાનો આ મત આજ બંધાયો હશે એમ અનુમાન કરી શકાય. (પણ જુઓ ગીતા ૧૧ ૪૮, ૫૩; પાનું ઉપર). ઈશાવાસ્ય ઉપનિષદ્‌માં अविद्या (વેદોક્ત कर्मकाण्ड) અને विद्या (ઉપનિષદ્‌નું બ્રહ્મજ્ઞાન) બન્ને પૈકી દરેકનું ફલ જુદુ જુદુ છે, એવો છાન્દોગ્ય અને બૃહદારણ્યક (છાં ઉ ૫ ૧૦; બૃ ઉ. ૬ ૨. ૧૫–૧૬)નો મત પહેલા પૂર્વપક્ષ તરીકે આપી, ઈશાવાસ્ય ઉપનિષદનો **પોતાનો મત** જે अविद्या (વૈદિક કર્મકાંડ) ને विद्या (બ્રહ્મજ્ઞાન) ના "**સમુચ્ચયનો**" છે તે મત પાછળથી સિદ્ધાન્ત તરીકે આપ્યો છે :—

अन्यदेवाहुर्विद्ययान्यदाहुरविद्यया इति शुश्रुम धीराणां ये नस्तद्विचचक्षिरे ॥ १० ॥
विद्यां चाविद्यां च यस्तद्वेदोभयं सह । अविद्यया मृत्युं तीर्त्वा विद्ययामृतमश्नुते ॥ ११ ॥

ભાવાર્થ ;—અમને અમારા ગુરુઓએ એમ કહ્યું છે કે 'જૂના કાળના ઋષિએ વિદ્યા (બ્રહ્મજ્ઞાન) નું ફળ "જુદું" ગણ્યું છે અને અવિદ્યા (કર્મકાંડ) નું ફળ "જુદું જ" ગણ્યું છે.' અમારો મત એવો છે કે વિદ્યા ને અવિદ્યા બન્નેને જે સાથે જાણે છે અને આચરણમાં મૂકે છે તે મનુષ્ય અવિદ્યાથી 'મૃત્યુને તરીને' વિદ્યાથી "અમરપણું" મેળવે છે, અર્થાત્ અવિદ્યા અને વિદ્યા બન્નેની સંયુક્ત મદદથી અનુક્રમે અવિદ્યાથી આ દુનિઆનું જીવન સુખમય વીતાવીને (मृत्यु तीर्त्वा) વિદ્યાથી મોક્ષ મેળવે છે. કર્મકાંડને અવિદ્યા કહેતા હતા, તે વાત મુંડક ઉપનિષદ (૧.૨ ૮–૯) ઉપરથી પણ જણાય છે. ને ઈશ ઉપ.માં સંન્યાસ અથવા અરણ્ય જીવન ગાળવાના પક્ષને છોડી દઈને અવિદ્યા ને વિદ્યા "બન્નેના સહકાર"થી એક વડે "મૃત્યુ તરવાનો" અને બીજા વડે "અમરત્વ પ્રાપ્ત કરવાનો" ઉપદેશ આપ્યો છે. (પણ ગીતા સંસારના સુખ માટે પણ વેદનો ઉપયોગ કરવાની ના પાડે છે, ને યોગક્ષેમ માટે પણ શ્રીકૃષ્ણનો આશ્રય લેવાનું કહે છે.)

## ગીતાના યોગનું બીજ

ઈશાવાસ્યનો એક ઉપદેશ ગીતાના યોગને મળતો આવે છે, કેમકે તેમાં વૈદિક અને વર્ણાશ્રમ કર્મો ચાલુ રાખવાનો ને તેની સહાયથી કર્મબંધનથી નિર્લિપ્ત રહેવાનો બોધ છે;

ईशावास्यमिदं सर्वं यत्किंच जगत्यां जगत् । तेन त्यक्तेन भुञ्जीथा मा गृधः कस्यस्विद्धनम् ॥ १ ॥
कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतं समाः । एवं त्वयि नान्यथेतोऽस्ति न कर्म लिप्यते नरे ॥ २ ॥

ભાવાર્થ :—"આ આખું જગત શ્રીભગવાનને રહેવા લાયક અથવા ભોગવવા યોગ્ય છે; જગતની ચીજો ભગવાનને અર્પણ કરીને, તેના ઉપરથી તારું મમત્વ દૂર કરીને તું તેનો ઉપભોગ કર (त्यक्तेन भुञ्जीथाः). કોઈ બીજાનું એટલે જે ખરું જોતા ઈશ્વરનું જ છે તે ધનનો લોભ તું રાખ નહિ (૧). મનુષ્યે સ્વકર્મો, વર્ણાશ્રમ તેમજ બીજા બધાં કર્મોનો, સંન્યાસ કર્યા વગર એ સર્વ કર્મો (નિષ્કામ રીતે) કરતાં રહીને જ (कुर्वन्नेव) આ જગતમાં શત વર્ષનું માનવ આયુષ્ય પૂરું કરવું જોઈએ. એવી રીતે જ (યોગ દ્વારાજ) અને બીજી રીતે નહિજ (સંન્યાસ દ્વારા નહિ જ),–તું (મનુષ્ય) કર્મના લેપથી દૂર રહી શકીશ (૨) "અહીં નિષ્કામ કર્માચરણના એટલે ગીતામાં જેને યોગ કહ્યો છે તેના ઉપદેશનું બીજ પ્રથમવાર સ્પષ્ટ નજરે પડે છે.

## ગીતાની ભક્તિનું બીજ

ગીતામાં જે ભક્તિ કહી છે તેનું મૂળ પણ ઉપનિષદમાં જ છે, ઋગ્વેદના સૂક્તો ભક્તિ રસથી ભરપૂર છે, તે હકીકત ઉપર ડૉ. ભાંડારકરે પોતાના ગ્રન્થ (Vaisnavism, Shaivism, and other Religious Sects of India)માં ધ્યાન ખેંચ્યું છે. તે સૂક્તો જિજ્ઞાસુએ ઋગ્વેદમાંથી (ખાસ તો ઋગ્વેદનાં वरुण सूक्तो) જોઈ લેવાં. અહીં હું મુંડક ઉપનિષદમાંથી ભક્તિસિદ્ધાન્તના બે મંત્રોજ આપીશ :—

नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन ।
यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनुं स्वाम् ॥
नायमात्मा बलहीनेन लभ्यो न च प्रमादात्तपसो वाप्यलिङ्गात् ।
एतैरुपायैर्यतते यस्तु विद्वांस्तस्यैष आत्मा विशते ब्रह्मधाम ॥ मु उ. ३.२. ३–४.

ભાવાર્થ —આ પરતત્ત્વ વેદના પ્રવચનથી, મેધાથી, વિશાળ અધ્યયનથી મેળવી શકાતુ નથી (न लभ्य.) જે જીવાત્માને એ પરતત્ત્વ **પોતેજ પસદ** કરે છે (=જેના ઉપર એ તત્ત્વ પોતેજ અનુગ્રહ કરે છે) તેની સમક્ષ જ તે તત્ત્વ પોતાનુ સ્વરૂપ (तनुम्) પ્રકટ કરે છે (विवृणुते) આ પેર આત્મા બલરહિત પુરુષોથી શોધ્યો જડતો નથી, તેમજ કોઈ પણ પ્રકારનો પ્રમાદ થાય તો અથવા શાસ્ત્રોકત **તપથી** જુદા પ્રકારના તપથી પણ આ આત્મા પ્રાપ્ત થતો નથી પરતુ આ પ્રવચન, મેધા, વિશાળ અધ્યયન, પ્રમાદનો અભાવ, શાસ્ત્રોકત તપ (=અહી ગણાવેલા ઉપાયો) દ્વારા જે જ્ઞાની યત્ન કરે છે તેના બ્રહ્મધામ (એટલે હૃદયકમળ)મા પરમાત્મા પોતે પ્રવેશ કરે છે, પ્રકટ થાય છે

અહી **પહેલાં** ભકિત સિવાય અથવા ઈશ્વરાનુગ્રહ સિવાય એકેય સાધનથી બ્રહ્મપ્રાપ્તિ થતી નથી, એમ કહીને, પછી એ સાધનો છોડી ન દેતા, તેની સાથે સાથે 'એ સાધનોથી શ્રીભગવાન મળશે જ એમ માની સાધક એ સાધનોના અનુષ્ઠાનથી ગર્વ ધારણ ન કરે તે માટે 'એ સાધનો ચાલુ રાખે તો કોઈ કાળે શ્રીભગવાન અનુગ્રહ કરશે,' એવો સિદ્ધા ત આપ્યો છે એટને ટૂકમા, ભકિત સિવાયના બીજા સાધનોની સદતર નિરુપયોગિતા અહીં કહી નથી પરતુ ગીતા **૧૧ ૫૩**–૫૪મા તો અમુક સાધનો ભગવત્પ્રાપ્તિ માટે ઉપયોગી નથી એમ સ્પષ્ટ કહ્યુ છે —

नाह वेदैर्न तपसा न दानेन न चेज्यया ।
शक्य एव विधो द्रष्टु दृष्टवानसि मा यथा ॥
भक्त्या त्वनन्यया शक्य अहमेवविधोऽर्जुन ।
ज्ञातु द्रष्टु च तत्त्वेन प्रवेष्टु च परतप ॥ भ गी ११ ५३–५४.

અર્થ — હે અર્જુન, જે રીતે તે મારુ "દર્શન' કર્યું તે પ્રમાણુ "દર્શન વેદોથી, તપથી, દાનથી, યજ્ઞથી થવુ શકય નથી, પરતુ અનન્ય ભક્તિ વડે (એટલે પ્રેમ ને પ્રપત્તિ=શરણાગતિ વડે) મારુ જ્ઞાન અને દર્શન થઈ શકે છે, અને ભક્ત મારામાં પ્રવેશ પણ કરી શકે છે

## ગીતા અને ઉપનિષદોની તુલના

મુડક ઉપનિષદમા, "પરમાત્મા ભકતના હૃદયમા પ્રવેશ' કરે છે, એમ કહ્યુ છે, તે કથન ભકતની આ દુનિયાની જીવન્મુકત તરીકેની સ્થિતિનુ વર્ણન છે ગીતામા ભકતનો પરમાત્મામા પ્રવેશ થાય છે એમ કહ્યુ છે તે ભક્તની દેહના પાતે (મરણ પછી) જે સ્થિતિ થાય છે તેને ઉદ્દેશીને કહ્યુ છે આ રીતે જોતા ઉપનિષદ અને ગીતાના (જ્ઞાન=) સન્યાસ, કર્મ ને ભકિતના સિદ્ધાન્તની તુલના કઈક અ શે નીચે મુજબ થાય —(૧) ઉપનિષદ પહેલાના જ સમયમા, ઋગ્વેદના જ છેવટના કાળમાં વૈદિક દેવતાઓના ખરા સ્વરૂપ વિષે જે બે (નિરાકાર અને સાકાર પરતત્ત્વના) દાર્શનિક મતો (૧ ૧૬૪ ૪૬ ઇત્યાદિમા) હતા, તેનો જેમનો ઉપયોગ ઉપનિષદો કરતા નથી, તેમનો ગીતા કરે છે અને તે દ્વારા ગીતા વૈદિક સકામ યજ્ઞોને નિષ્કામ તરીકે કરાવવા મથે છે અને વૈદિક અનેક દેવતાવાદની જગાએ ગીતા એક જ પરતત્ત્વ (નિરાકાર કે સાકાર) સ્થાપે છે (૨) વેદો અપરા વિદ્યા છે, વેદો નામ માત્ર છે, એમ ઉપનિષદો કહે છે ગીતા વેદોને ત્રૈગુણ્યવિષયા કહે છે ને વેદોના ફલને ત્યજી દે છે નિષ્કામ કર્મની જ ભલામણ કરે છે. છતાં, બીજી રીતે, વેદો માં અનેક દેવતાઓ રૂપે શ્રીકૃષ્ણ અને બ્રહ્મ જ ગવાએલા છે, એમ પણ ગીતા માને છે (૧૩ ૪), અને વેદ તથા યજ્ઞનો નવો અર્થ

ગીતા કરી બતાવે છે. (૩) છાન્દોગ્ય ને બૃહદારણ્યક તેમજ મુંડક ઉપનિષદ જ્ઞાનની તથા સંન્યાસની તરફેણ કરે છે અને વૈદિક કર્મકાંડને ત્યાજ્ય ગણે છે; ગ્રામને છોડી અરણ્ય–નિવાસની ભલામણ કરે છે. ગીતા કર્મોનાં **ફલનો** સંન્યાસ અથવા કર્મોનો માનસ સંન્યાસ કરવાનું કહે છે. કર્મોનો "સ્વરૂપે સંન્યાસ" જે જૂનામાં જૂનાં ઉપનિષદોમાં કહ્યો છે તેને ગીતામાં 'યોગ' કરતાં વધારે મુશ્કેલ માર્ગ કહ્યો છે. અને તે રીતે તેમજ બીજાં અનેક કારણો આપી ગીતામાં યોગને **સંન્યાસ કરતાં ઉત્તમ** ગણેલ છે. (૪) ઈશાવાસ્ય ઉપનિષદ ગીતાના 'યોગ'ના વિચારનું **બીજ** રજૂ કરે છે. ગીતા યોગની સમજૂતી (લક્ષણ) આપી, યોગનાં અનેક સ્વરૂપો અથવા જેને આપણે અનેક યોગો કહીએ–અને ગીતા પોતે તો "યોગો" જ કહે છે–તે યોગના અનેક પ્રકારોનો વિસ્તૃત સંગ્રહ કરે છે. (૫) ગીતા ભક્તિને મુખ્યત્વે યોગના સાધન તરીકે ઉપયોગમાં લે છે, એટલે ગીતાનાં સ્વકર્માચરણમાં ભક્તિ એક અંગ થાય છે. ઉપનિષદોનો ભક્તિનો સિદ્ધાન્ત સંન્યાસ વૃત્તિ ઉપર ઢળે છે, અને ભક્તિને ઉપયોગી સાધનો–વેદપ્રવચન, મેધા, વિશાળ અધ્યયન, બલ, પ્રમાદાભાવ, તપ વગેરે–ભક્ત ચાલુ રાખે અને યત્ન કરે તો ઈશ્વર પોતાના જ અનુગ્રહથી ભક્તને દર્શન આપે છે, એમ ઉપનિષદ માને છે. પરંતુ ગીતા કહે છે કે એ સાધનોની "આવશ્યકતા" નથી, બલ્કે એ સાધનો "**ભક્તિમાર્ગીય યોગી**"ને તો નિરુપયોગી છે. ભક્તિમાર્ગીય **સંન્યાસી** (ગીતા ૧૨) માટે પણ એ સાધનો નિરુપયોગી છે, એમ ગીતા માને છે.

ગીતાના સંન્યાસ, કર્મ એટલે યોગ (નિષ્કામ કર્માચરણ) અને ભક્તિ–એ ત્રણનાં મંતવ્યો ઉપનિષદોમાંથી ઉપસ્થિત થયા છે, એ હકીકત અત્યન્ત ટૂંકમાં બતાવવાને અમે આ પ્રકરણમાં ઉપનિષદોની કેટલીક **ચર્ચાસ્પદ** શ્રુતિઓનો* ઉપયોગ કર્યો છે. તેનો એક માત્ર હેતુ આ વિષયોમાં ગીતાની પૂર્વભૂમિકા કેવી હતી, તે સમજાવી તે દ્વારા ગીતાનું આપણી સંસ્કૃતિના ઇતિહાસમાં શું સ્થાન છે, તેનો કંઈક ટૂંકો ખ્યાલ આપવાનો છે. ઉપનિષદો પોતે "વેદની" તુલનામાં "નવું શાસ્ત્ર" (New Testament છે અને "વેદ" Old Tsetament છે. તેવી જ રીતે ઉપનિષદોની તુલનામાં ભગવદ્‌ગીતા પોતે પણ (New Testament) "નવું શાસ્ત્ર" છે. તથા વેદો અને ઉપનિષદોના મન્તવ્યો સાથે ગીતાનો સંબંધ ખંડનાત્મક જ નથી, પરંતુ સમાધાન અને સહકારાત્મક સંબંધ છે. ગીતાનો યોગ મનુષ્ય માટે સંયમ અને શાન્તિનો એક "અપૂર્વ" માર્ગ છે; એ યોગનું ઉપનિષદોમાં સૂક્ષ્મ બીજ જ છે.

*અમે એ શ્રુતિઓનો ભાવાર્થ જ આપ્યો છે; શબ્દાર્થ નથી આપ્યો; અને તેની ચર્ચા કરી નથી. કેટલીક શ્રુતિઓનો અર્થ ચર્ચાસ્પદ છે.

## પ્રકરણ ૧૫.

# ગીતાનો નીતિ વિચાર

### ૧. અર્જુનનો કુલાસક્તિ (कार्पण्य) દોષ અને ધર્મસંમોહ

યુદ્ધ કરવું કે ન કરવું, એવો પોતાના ક્ષાત્રધર્મ વિશે જે પ્રશ્ન અર્જુનને થયો, તેના ઉત્તરમા ગીતા કહેવામાં આવી તે ઉત્તર ગીતા કેવી રીતે આપે છે, તે થોડે ઘણે અંશે પૂર્વ પ્રકરણોમાં આપણે વિચારી ગયા. કેવળ ક્ષાત્રધર્મ જ નહિ, પરંતુ ચારે ય વર્ણોના ધર્મો સમજાવવા માટે જ મનુસ્મૃતિ વગેરે ધર્મશાસ્ત્રો લખાયાં છે. કર્તવ્યાકર્તવ્યનો બોધ કરવાનો ઉદ્દેશ ગીતાનો તેમજ મનુ વગેરેની સ્મૃતિઓનો પણ છે. માટે એ બન્ને ગ્રંથો વચ્ચે મનુષ્યને સ્વધર્મ સમજાવવાના સિદ્ધાન્તમાં શો ભેદ છે, તેનો વિચાર આપણે કરવો ઉચિત છે. ગીતા ૧૬.૨૪ (तस्माच्छास्त्रं प्रमाण ते कार्याकार्यव्यवस्थितौ) માં મનુસ્મૃતિ જેવા ધર્મશાસ્ત્રનો જ સંબંધ છે, એવો એક મત છે. પણ મારા મત મુજબ ગીતાના એ શ્લોકમાં ગીતાને જ "શાસ્ત્ર" કહેલ છે; તે આપણે પાછળથી જોઈશું. અહીં પ્રશ્ન એ છે કે અર્જુનને મનુસ્મૃતિ જેવાં ધર્મશાસ્ત્રમા કહેલા ધર્મ, નીતિના નિયમોનું જ્ઞાન હતું કે નહિ? અથવા, જ્ઞાન હોવા છતાં એ નિયમોનો અર્થ કરવામા જ એને મુશ્કેલી લાગેલી કે કેમ? અને અર્જુનના પ્રશ્નનો ઉત્તર આપવામાં શ્રીકૃષ્ણે મનુસ્મૃતિ જેવા ધર્મશાસ્ત્રની મદદ લીધી છે કે કેમ? /

અર્જુન યુદ્ધ કરવાને તૈયાર છે. બન્ને પક્ષોના સૈન્યો સજ્જ છે ખરી તૈયારી તો ઉદ્યોગપર્વમાં બતાવી છે. દેશદેશના રાજાઓની મદદ મેળવવી, અને મહાન નિર્ણયો લેવા, તે બધી બાબતોમાં લાંબો સમય ગયો છે. હવે તો પરસ્પર યુદ્ધનો આરંભ જાહેર કરવા યોદ્ધાઓ પોતપોતાના શંખોનો ધ્વનિ કરે છે. અર્જુન શ્રીકૃષ્ણને કહે છે કે બન્ને સૈન્યોની વચ્ચે મારો રથ લઈ જઈને ઊભો રાખો, જેથી હું દુર્યોધનના પક્ષ તરફથી કોણકોણ લડવા આવ્યા છે તે જોઉં શ્રીકૃષ્ણ એ પ્રમાણે રથ લઈ જઈને ખડો કરે છે (૧ ૨૫). વાત આટલે સુધી આવે છે; ત્યાં સુધી અર્જુન લડવાને કૃતનિશ્ચય છે. આ સર્વ (ઉદ્યોગપર્વની હકીકતો પણ) બતાવે છે કે 'અર્જુનને પોતાના ક્ષાત્ર "ધર્મ"ની સમજણ છે; એ સમજણનો વિચાર કરીને જ એ લડવા આવ્યો છે

પરંતુ જ્યારે બંને પક્ષોના સૈન્યોમાં પોતાના વડીલો, દાદા, આચાર્યો, મામાઓ, ભાઈઓ, પુત્ર જેવાઓ, પૌત્રો, અંગત મિત્રો, પત્નીના વડીલો, સામાન્ય મિત્રો—એ બધા સ્વજનોને સજ્જ થઈ ઊભેલા અર્જુન જુએ છે, ત્યારે, તેના શરીરમાં કંપારી છૂટે છે ને રૂવાડાં ઊભા થાય છે, હાથમાંથી ગાંડીવ પડી જાય છે, તે સ્થિરતાથી ઊભો રહી શકતો નથી, અને શ્રીકૃષ્ણને કહે છે, "સ્વજનોને યુદ્ધમા હણીને હુ શ્રેય પ્રાપ્ત કરું, એમ હું માનતો નથી . ... (૧.૨૧-૪૬)". અર્જુનના આ વિષાદના કારણો એના વિષાદવચનોમાંથી તારવતા, આપણને જણાય છે કે (૧) અર્જુન માને છે કે યુદ્ધમા મોટી હિંસા થશે અને તેનું કારણ હું થઈશ (ગીતા ૧. ૩૧,

૩૫, ૩૬, ૩૭, એ દરેકમાં આ હિંસાનો નિર્દેશ અર્જુન કરે છે). (૨) બીજું, જે લોકોને અર્જુન હણશે તે બધા અર્જુનના **સ્વજનો અને સ્વબાંધવો** (૧.૩૧,૩૭) છે. અર્જુન જાણે છે કે આ સ્વજનો પૈકી ધૃતરાષ્ટ્રના પુત્રો **આતતાયીઓ** છે. સ્વજનોનો વધ એટલે કુલક્ષય. કુલક્ષયનું પરિણામ વર્ણસાંકર્ય આવશે અને કુલક્ષયનું **મહાપાપ** અર્જુનને લાગશે (૧.૩૬–૪૫). મિત્રદ્રોહનું પણ **પાપ** લાગશે. (૩) અર્જુનના વિષાદનો ત્રીજો સૂર એ છે કે આ હિંસા કોઈના પરમાર્થ માટે કે કોઈ ઈશ્વરી સંકેત મુજબ કે કોઈ સામાજિક વા સાર્વજનિક હિત ખાતર કરવાનું અર્જુને માથે લીધું નથી. અર્જુન હજી સુધી એમ જ સમજે છે કે આ યુદ્ધ **રાજ્યના સુખના લોભને ખાતર** પાંડવો લડવાના છે (૧.૪૫). અર્જુનની આ માનસિક સ્થિતિને શ્રીકૃષ્ણ कश्मल 'નાહિંમત', क्लैब्य 'નપુંસકતા' અને हृदयदौर्बल्य (૨.૨–૩) કહે છે. પણ અર્જુન પોતાની માનસિક સ્થિતિને कार्पण्यदोष એટલે **"ફળની આશાયે જ સ્વકર્મ કરવાનો દોષ** કહે છે* (૨.૭). (૪) અર્જુનના વિષાદનું ચોથું અને મુખ્ય કારણ અર્જુને ગીતા ૨ ૮માં કહ્યું છે: "પૃથ્વીનું સમૃદ્ધ રાજ્ય અથવા તેથી પણ વધારે–દેવતાઓ ઉપર પણ રાજ્ય મેળવીને પછી પણ ઇન્દ્રિયોને બહેરી કરી નાંખતો **જે શોક (વિષાદ–માનસિક વ્યથા) મને થઈ રહેશે તે દૂર કરે એવો નીતિનો સિદ્ધાન્ત મને નજરે પડતો નથી."** મને લાગે છે કે ગીતા ૨.૮ (नहि प्रपश्यामि ममापनुद्याद् यच्छोकमुच्छोषणमिन्द्रियाणाम्। अवाप्य भूमावसपत्नमृद्धं राज्यं सुराणामपि चाधिपत्यम्॥)માં यत् ને तत् દ્વારા કોઈ વ્યક્તિ કે વસ્તુને જોવાની કે સમજવાની ઇચ્છા અર્જુને બતાવી નથી, પણ **કોઈ સિદ્ધાન્ત કે નીતિનું રહસ્ય સમજવાની ઇચ્છા અર્જુને વ્યક્ત કરી છે.**

અર્જુનની દલીલો ધ્યાનમાં રાખી શ્રીકૃષ્ણે જે ઉત્તર (અથવા ઉત્તરો) આપ્યા છે, તે આપણે જોઈ ગયા છીએ. શ્રીકૃષ્ણે જીવાત્માની હિંસાની શક્યાશક્યતા અને તેની સાથે જ ક્ષાત્રધર્મરૂપ યુદ્ધનું નિષ્કામ (સ્વર્ગપ્રાપ્તિ અથવા પૃથ્વીલોકના રાજ્યની પ્રાપ્તિ, બનેમાંથી એકની પણ ઇચ્છા વગર) અનુષ્ઠાનનો ગીતાનો નવો જ ધર્મ, એ બે મળીને એક सांख्य (सांख्य એટલે શુદ્ધ; તેના સંબંધી) બુદ્ધિ (સમજણ) કહી છે (૨.૧૧–૩૯) અર્જુનના પ્રશ્નનો આ એક ઉત્તર શ્રીકૃષ્ણે આપ્યો છે. બીજો ઉત્તર સ્થિતપ્રજ્ઞના દૃષ્ટાન્તનો ગીતા ૨.૪૦–૭૨માં આપ્યો છે. તેમાં યુદ્ધ જ નહીં, પરંતુ દરેકે દરેક કર્મ તેના ફલની બીલકુલ આશા રાખ્યા વગર કરવાની સમજણ આપી છે. ત્રીજો ઉત્તર પ્રકૃતિ તત્ત્વનાં એકનાં જ સમગ્ર કર્તૃત્વનો અને જીવાત્માના અકર્તૃત્વનો ત્રીજા અધ્યાયમાં છે. એમ, અનેક પ્રકારે, દાર્શનિક સિદ્ધાન્તો દ્વારા અથવા સામાન્ય બુદ્ધિની સમજણો દ્વારા, મનુષ્ય પોતાનાં કર્મોથી નિર્લિપ્ત રહી શકે છે, તે ગીતાના યોગનો ઉપદેશ શ્રીકૃષ્ણે આપ્યો છે.

ગીતાના વાચકને સહેજે સમજાશે કે **ધર્મશાસ્ત્રનું** સારું જ્ઞાન અર્જુનને હતું, છતાં તેથી અર્જુનને બીલકુલ સંતોષ થયો ન હતો. એને તો એક નવો સિદ્ધાન્ત જોઈતો હતો, જેની માગણી એણે ગીતા ૨.૮માં શ્રીકૃષ્ણ પાસે કરી છે. ધર્મશાસ્ત્ર ક્ષત્રિયધર્મ સમજાવતાં આત્માની હન્તવ્યાહન્ત-

---

* ગીતા ૨.૪૯ પ્રમાણે कृपणाः फलहेतव એટલે कृपणताનો અર્થ फलहेतुता, પોતાનાં કર્મોના ફળો પ્રાપ્ત કરવાના ઉદ્દેશથી સ્વકર્મો કરવા તે. ઉપનિષદોમાં ब्राह्मण એટલે બ્રહ્મજ્ઞાની અને कृपण એટલે બ્રહ્મજ્ઞાન વગરનો (બૃ. ઉપ ૩.૮.૧૦), એમ અર્થ થાય છે. ગીતામાં ब्राह्मण એટલે ફલનિરપેક્ષ કર્મકરનાર, ફલાસક્તિવગર કર્મકરનાર, અને कृपण એટલે ફલની ઇચ્છાથી જ કર્મ-કરનાર; એવો અર્થ છે. 'કાર્પણ્ય' શબ્દને કૃપા, દયા, સાથે કઈ સંબંધ નથી.

વ્યતાની (હિંસાની શક્યતા)ની ચર્ચા કરતું નથી. ધર્મશાસ્ત્ર નિષ્કામ કર્માચરણની શક્યતામાં જ માનતું નથી. મનુસ્મૃતિ સ્પષ્ટ કહે છે કે 'કામાત્મતા પ્રશસ્ત નથી; પણ, બીજી બાજુ, આખા જગતમાં કોઈ ઠેકાણે અકામતા દેખાતી જ નથી, કેમકે વેદાધિગમ જ અને વૈદિક કર્મયોગ જ કામ્ય છે .. આ લોકમાં કોઈ પણ સ્થળે નિષ્કામ મનુષ્યની એક પણ ક્રિયા દેખાતી નથી (अकामस्य क्रिया काचिद् दृश्यते नेह कर्हिचित् મનુ ૨.૪) માટે ધર્મશાસ્ત્રનો નિર્ણય છે કે **"પોતાની ઇચ્છાઓના વિષયમાં (શાસ્ત્રમાં બતાવેલા માર્ગે) બરાબર વર્તનાર મનુષ્ય અમરલોકતા મેળવે છે."** (મનુ. ૨.૨-૫). જીવાત્મામાં સ્વાભાવિક કર્તૃત્વ છે જ અને જીવાત્મા અનેક કર્મો કરે છે, એમ માનીને જ ધર્મશાસ્ત્ર કર્તવ્યાકર્તવ્યનો નિર્ણય કરવા પ્રવૃત્ત થાય છે. "પ્રકૃતિ"નાં કર્તૃત્વનો નિર્દેશ ધર્મશાસ્ત્ર નથી કરતું; પણ વિહિત અને પ્રતિષિદ્ધ કર્મો ગણાવે છે. કર્મ, ક્રિયા કે કર્તૃત્વની ઉત્પત્તિ વિશે ધર્મશાસ્ત્ર કંઈ ઊંડું ઉતરતું નથી. પણ ગીતાના વાચકને સહેજે ખાતરી થાય છે કે આ વિષયની સંપૂર્ણ ચર્ચા થયા પછી જ અર્જુન યુદ્ધ કરવા તૈયાર થયો. ગીતા અને ધર્મશાસ્ત્રનું આ અને બીજું અનેકવિધ તારતમ્ય આપણને પ્રથમ દૃષ્ટિએ જ દેખાય છે. તે ધ્યાનમાં રાખીને જ **ગીતાની નીતિની** કિંમત આંકવામાં આપણે આગળ ચાલવુ જોઈએ.

## ૨. ધર્મશાસ્ત્રના નિયમો

ગીતાનો નીતિવિચાર બરાબર સમજવા માટે મનુસ્મૃતિ જેવા ધર્મશાસ્ત્રનો નીતિવિચાર ક્યાં સુધી પહોંચે છે અને ક્યાં અટકે છે, તે સહેજ વિસ્તારથી જાણવાની જરૂર છે. એ જાણ્યા પછી ગીતાના નીતિવિચારની ભૂમિકા કેટલી ઉચ્ચ છે તેનું યથાર્થ જ્ઞાન થશે. ધર્મશાસ્ત્રોની પરિભાષામાં નીતિયુક્ત ધર્મો ત્રણ પ્રકારના છેઃ—વર્ણધર્મો, આશ્રમધર્મો, અને વર્ણાશ્રમધર્મો અથવા સામાન્ય ધર્મો. આ છેલ્લા **સર્વસાધારણ ધર્મોમાં પાંચ મુખ્ય** છેઃ—અહિંસા, સત્ય, અસ્તેય, શૌચ, અને ઇન્દ્રિયનિગ્રહ (મનુ. ૧૧.૬૩). ચારેય વર્ણો અને ચારેય આશ્રમોએ પાળવાના આ ધર્મો છે. ગીતામાં નીતિયુક્ત ગુણો અથવા સદ્ગુણોની ચાર મુખ્ય યાદીઓ છે (જે મનુસ્મૃતિ કરતા પ્રાચીન છે) :-(૧) ગીતા ૧૦.૪–૫ જેમાં સત્ય અને અહિંસા છે; (૨) ૧૩.૭–૧૧, જ્યાં અહિંસા અને શૌચ આપ્યાં છે; (૩) ૧૬.૧–૩ જેમાં અહિંસા, સત્ય ને શૌચ દર્શાવ્યાં છે; તથા (૪) ૧૭.૧૪–૧૬માં શૌચ, અહિંસા, સત્ય અને આત્મનિગ્રહ કહ્યાં છે. ગીતામા આ સદ્ગુણો શ્રીકૃષ્ણ પાસેથી પ્રાણીઓને મળે છે (૧૦.૫) અથવા મનુષ્યોમા દૈવીસંપદ્ રૂપે સૃષ્ટિથી જ રહ્યા છે (૧૬.૨), એમ કહ્યું છે. પણ સ્મૃતિઓમાં નીતિયુક્ત ધર્મો (ફરજો) તરીકે તે આપ્યા છે. બન્નેનાં દૃષ્ટિબિન્દુઓ જુદાં જ છે. ધર્મશાસ્ત્રોમાં જેમ નીતિયુક્ત કર્મો ગણાવ્યાં છે, તેમ **પાપો** અથવા અનીતિયુક્ત કર્મો પણ દર્શાવ્યાં છે, જેમકે (૧) महापातकों, (૨) उपपातकों, અને (૩) महापातकतुल्यपातकों. હેમાદ્રિ પ્રયોગમાં પાતકોની મોટી યાદી છે મનુસ્મૃતિ **૧૧.૫૮** પ્રમાણે બ્રાહ્મણની હત્યા, મદિરાપાન, ચોરી, ગુરુપત્ની સાથે ગમન અને એ ચાર પાતક કરનારાઓ સાથે સંબંધ–એ પાંચ મહાપાતકો છે. (ब्रह्महत्या सुरापानं स्तेयं गुर्वङ्गनागम । महान्ति पातकान्याहु संसर्गश्चापि तैः सह ॥ ). મહાપાતકીનું પ્રાયશ્ચિત્ત — મહાપાતકીઓનો સમાજમાંથી બહિષ્કાર કરવાનું ધર્મશાસ્ત્રમાં લખ્યું છે. ઉપપાતકોમાં [illegible] ગુરુમાતાપિતાપુત્રનો ત્યાગ, મોટી મિલોના યન્ત્રો ચલાવવાં, નાસ્તિકતા [illegible] પૈસા લઈને ભણાવવું, વ્રાત્યત્વ, ઇત્યાદિનો સમાવેશ થાય છે. મહાપાતકતુલ્ય [illegible] ઉપર જૂઠો આક્ષેપ મૂકવો, વેદનિન્દા, અભક્ષ્યભક્ષણ, [illegible], મિત્ર કે [illegible]

સંજોગ, વગેરે ગણાવ્યાં છે. વળી, પાપની શિક્ષા કેવી રીતે થાય છે તેનો નિયમ એમ આપ્યો છે કે શુભ કે અશુભ માનસ કર્મનું ફળ આ જીવ મન વડે જ ભોગવે છે, વાણી વડે કરેલા કર્મનું તેમજ દેહ વડે કરેલા કર્મનું ફળ મનુષ્યે વાણી વડે તથા દેહ વડે ભોગવવું પડે છે (મનુ. ૭.૮). આના જ સંબંધમાં કહ્યું છે કે વૃક્ષોને અન્તઃસંજ્ઞા છે, પણ બોલી શકતાં નથી. તેમજ ધર્મ અને પાપની માન્યતા એવી છે કે બનેનાં પરિણામો અલગ અલગ ભોગવવાં પડે છે; એમાં સરવાળો-બાદબાકી થઈ શકતાં નથી.

અસ્તુ. સામાન્ય મનુષ્યનું જીવન સાદું ને સરળ હોય છે. તેવા મનુષ્યને આ નિયમો નીતિમય જીવનનો માર્ગ બતાવે છે. વ્રતો અને પાપોની યાદીઓ જાણીને મનુષ્ય પોતે કેમ વર્તન રાખવું તે સમજી શકે છે. છતાં અમુક સંજોગો ઉપસ્થિત થાય ત્યારે વિચારશીલ મનુષ્યને નીતિમાં તથારે ઊંડા ઉતરવાની જરૂર પડે છે, જેમકે દુષ્કાળમાં. હિન્દુ ધર્મશાસ્ત્રકારોએ આવા સંજોગોનો–**आपद्धर्मोनो**–પણ વિચાર કર્યો છે, અને **સામાન્ય પાંચ વ્રતોના અપવાદો** આપ્યા છે. અહિંસાનો સર્વસામાન્ય નિયમ કર્યો ત્યારે સાથ સાથ એ નિયમને માટે કેટલાક **અપવાદો** કરવા પડેલા. વૈદિક ધર્મ જૂનો હતો; એ ધર્મમાં હિંસા થતી. એ હિંસાને અહિંસા નથી કહી, પરંતુ વૈદિક હિંસા ગણીને એનું પ્રાયશ્ચિત કરવાનું કહ્યું છે. (મનુસ્મૃતિ જીવતા પશુને બદલે पिष्टपशु વાપરવાનું કહે છે, મનુ. ૫.૩૭,૫૧,૫૨,૫૪). આપત્કાળ માટે કહ્યું છે કે प्राणस्यान्नमिदं सर्वम् 'પ્રાણને સજીવન રાખવા માટે આ સર્વ જગતને આહાર તરીકે લઈ શકાય છે.' આ અપવાદ દુષ્કાળ કે એવી કોઈ પરિસ્થિતિ માટે છે. અમુક સંજોગોમાં યુદ્ધ અનિવાર્ય (ધર્મ્ય) મનાતું હતું; અને ક્ષત્રિયની **ફરજમાં** એનો સમાવેશ થતો હતો. આ ધર્મ્યયુદ્ધમાં "કૂટ આયુધો" (છળકપટવાળા હથિયારો), ઝેર પાએલ (विषदिग्ध), અગ્નિથી સળગતા (अग्निज्वलित) આયુધો વાપરવાની સાર્વજનિક મનાઈ હતી. સામાન્ય જનતાને (લડાઈમાં ભાગ ન લેતી પ્રજાને) સંરક્ષિત રહેવા દેવામાં આવતી હતી. તેમજ, સામ, દાન અને મૈત્રીથી ન પતે તો જ યુદ્ધનો આશ્રય લેવો, એમ નિયમ કર્યો હતો (મનુ. ૭.૧૯૮). વળી, જ્યારે "આર્ય સંસ્કૃતિ" (ધર્મ) ઉપર હુમલો થાય, ત્યારે બ્રાહ્મણ અને વૈશ્યે પણ શસ્ત્ર ગ્રહણ કરવાં, એવો નિયમ હતો જ (शस्त्रं द्विजातिभिर्ग्राह्यं धर्मो यत्रोपरुध्यते। (મનુ. ૮.૩૪૮). સ્વરક્ષણ માટે આતતાયીની સામે થઈને તેને મારી નાંખવામાં પાપ નથી માન્યું (મનુ. ૮.૩૪૯–૩૫૧). આતતાયી ગુરુ, બાળક, વૃદ્ધ કે વિદ્વાન બ્રાહ્મણ હોય તો પણ તેનો વધ જ કરવો, એમ (મનુ. ૮.૩૫૦) સ્પષ્ટ જણાવે છે. દુનિયાનો વ્યવહાર વિષમ છે. સત્યને બદલે અસત્ય બોલવાની જરૂર પડે છે. શાસ્ત્ર અસત્યને સત્ય નથી કહેતું, પણ અસત્યને પાપ જ કહીને અમુક પ્રસંગોએ અસત્ય બોલવાની છૂટ આપે છે, જેમકે જો સત્ય કહેવાથી (૧) કોઈ મનુષ્યનો વધ થવાનો હોય તો તે પ્રસંગે (મનુ. ૮.૧૦૩), (૨) જ્યારે બ્રાહ્મણ ઉપર હુમલો થાય એમ હોય ત્યારે (મનુ. ૮.૧૧૨), (૩) પોતાનું જીવન ભયમાં આવી પડે ત્યારે; (૪) પોતાના સર્વધનનું અપહરણ થતું હોય ત્યારે. ચોરી ન જ કરવી, પરંતુ તેના પણ અપવાદો છેઃ (૧) જેની પાસે ૧૦૦ ગાય હોય તેણે અગ્ન્યાધાન કરવું, અને ૧૦૦૦ ગાયવાળાએ સોમયજ્ઞ કરવો, એવો નિયમ હતો. પણ જે લોકો એ પ્રમાણે કરતા ન હોય **તેમનું ધન હરી લઈ** પોતાનો અધૂરો યજ્ઞ પૂરો કરવામાં બ્રાહ્મણને દોષ નથી. જે બ્રાહ્મણ હમશાં દાન લીધા જ કરતો હોય, પણ કોઈવાર દાન દેતો જ ન હોય, તેનું ધન હરી લેવાની (બીજા) બ્રાહ્મણને છૂટ છે. શૂદ્ર, વૈશ્ય કે ક્ષત્રિય શાસ્ત્રોક્ત કર્મ કરતાં ન હોય તો તેમનું **ધન ક્ષત્રિયે હરી લેવું** (મનુ. ૧૧.૧૮). ન કરવા જેવાં સો કાર્ય કરીને

પણ વૃદ્ધ માતાપિતા, સાધ્વી ભાર્યા, શિશુપુત્ર, એ ત્રણનું ભરણપોષણ કરવાની દરેક મનુષ્યની ફરજ છે. વળી, ૭ ટંક એટલે ત્રણ દિવસ સુધી જે મનુષ્ય આહાર પામ્યો નથી તેણે સાતમે ટંકે યજ્ઞાદિમાં જે મનુષ્ય દ્રવ્ય ખર્ચતો ન હોય તેને ત્યાંથી ચોરી લઈને-લૂંટી લઈને પણ અન્ન ખાવું, પણ બીજા દિવસ માટે તે વખતે લેવું નહિ (મનુ ૧૧.૧૬). આમ જે મનુષ્ય અસાધુ (પાપીઓ) પાસેથી ધન હરી લાવીને સત્પુરુષોને આપે છે તે પોતાની જાતને નાવ કરીને સાધુ અને અસાધુ બંનેને તારે છે (योऽसाधुभ्योऽर्थमादाय साधुभ्यः सम्प्रयच्छति । स कृत्वा प्लवमात्मानं संतारयति तावुभौ ॥ મનુ૦ ૧૧.૨૯). આ સર્વ ગૃહસ્થ દ્વિજના ધર્મો છે.

ઉપર્યુક્ત અપવાદો ઉપરથી જણાશે કે પંચ મહાવ્રતોના પરસ્પર વિરોધના પ્રસંગો આવે ત્યારે મનુષ્યે કેવું વર્તન રાખવું, એ બતાવવાનો અહીં ધર્મશાસ્ત્રનો ઉદ્દેશ છે, જેમકે અહિંસાનો સર્વસામાન્ય ધર્મ ખરો, પરંતુ ક્ષાત્ર ધર્મ પ્રમાણે ધર્મ્યયુદ્ધ કરવું જ પડે તો હિંસા કરવામાં પ્રત્યવાય નથી; તે વખતે અહિંસા ધર્મ પાળવાનો નથી (જો કે સંન્યાસી ને યોગીએ તો હંમેશાં પૂરેપૂરી અહિંસા પાળવાની શાસ્ત્રઆજ્ઞા છે). આપદ્ધર્મની નીતિ સામાન્ય નીતિ કરતાં જુદી છે; આપદ્ધર્મમાં સામાન્ય ધર્મના ઘણા અપવાદો છે. આમ ધર્મશાસ્ત્ર સમાજના શ્રેય માટે નીતિના નિયમો (પંચ મહાવ્રતો) અને તેના અપવાદો (આપદ્ધર્મો) આપે છે.

## ૩. ગીતાનો આધ્યાત્મિક નીતિવાદ

ધર્મશાસ્ત્રમાં નીતિના નિયમો, અનીતિના નિયમો અને તેના અપવાદો દર્શાવ્યાં હોય છે. તેનાથી સામાન્ય રીતે સુશિક્ષિત મનુષ્યને માર્ગદર્શન મળી રહે છે. અર્જુનને ધર્મશાસ્ત્રની પૂરી સમજણ હતી. પરંતુ તેટલાથી તે લડવા પ્રેરાયો નહીં. ગીતાના અર્જુને યુદ્ધ કરવાનું માથે લીધું, તે અધ્યાત્મ જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી જ. ગીતા પ્રમાણે, "હું લડું છું" એવું અભિમાન જ અર્જુનને યુદ્ધસમયમાં પણ ન હતું. પ્રાણીમાત્ર એક જ તત્વમાંથી પ્રકટ થાય છે; અને ઈશ્વર પોતાના પક્ષના તેમ જ દુર્યોધનના પક્ષના પણ મિત્ર-સુહૃદ છે, એ જ્ઞાન થયા પછી જ અર્જુને યુદ્ધ કર્યું ધર્મશાસ્ત્રથી પર જો કોઈ નિયમ હોય તો તે જાણવાની અર્જુનની ઇચ્છા હતી (ગીતા ૨.૮). નીતિ-વિચારનો પણ પાયો તત્ત્વદર્શન છે; અને તે શ્રીકૃષ્ણે અર્જુનને સમજાવ્યુ. પ્રાચીન અર્થ પદ્ધતિ અને માન્યતા પ્રમાણે અર્જુન મધ્યમ અધિકારી, યુધિષ્ઠિર ઉત્તમ અધિકારી અને ભીમ કનિષ્ઠ અધિકારી (અનધિકારી) ગણાય છે. પરંતુ અર્વાચીન સંશોધનથી નિર્ણીત થયું છે કે યુધિષ્ઠિર ધર્મશાસ્ત્રને અનુસરનારા આર્ય આદર્શ પુરૂષ છે, અને અર્જુન આધ્યાત્મિક નીતિવાદના આદર્શ પુરૂષ છે. સ્વ. તિલકે પહેલી જ વારે ગીતાના આધ્યાત્મિક નીતિવાદની સમજણ આપી. ત્યાર પછી અરવિન્દ ઘોષ અને પ્રો. દાસ ગુપ્તાએ એ વિષયમાં વધારે સ્પષ્ટતા કરી છે.* જો ગીતાના નીતિવાદને આધ્યાત્મિક નીતિવાદ કહીએ અને ધર્મશાસ્ત્રના નીતિવિચારને આધિભૌતિક નીતિવાદ શબ્દથી ઓળખીએ તો તે બે વચ્ચેનો ભેદ કદાચ નીચે પ્રમાણે સમજાવી શકાય:–

*(a) "His will and power is now not separately, egoistically his own, but a force of the supernatural Divine who acts in this becoming of his own self, this one of his myriad personalities by means of the characteristic form of the natural being, the svabhava." Shri Aravinda Ghosh's Essays on the Gita, Volume II, Chapter XVI, "The Fullness of Spiritual Action"

(b) "The theory of the Gita is that if there is no motive of pleasure or

| આધિભૌતિક નીતિવાદ | આધ્યાત્મિક નીતિવાદ |
| --- | --- |
| (૧) દૃષ્ટાન્ત–યુધિષ્ઠિર. | (૧) અર્જુન. |
| (૨) ઐહિક પારલૌકિક સુખનું ધ્યેય. | (૨) મોક્ષનું ધ્યેય, ખરું જોતાં મોક્ષનું ધ્યેય પણ નહીં; લોકસંગ્રહનું ધ્યેય; કેમકે મુક્ત, "સિદ્ધ", પુરુષ જ ગીતાની આધ્યાત્મિક નીતિને અનુસરે છે, મોક્ષ તો એને સ્વતઃસિદ્ધ છે. |
| (૩) અનુયાયી–લૌકિક ઉત્તમ પુરુષ. | (૩) મુક્ત એટલે જીવન્મુક્ત પુરુષ, જનકાદિ જેવા. |
| (૪) મનુસ્મૃતિ જેવા ધર્મશાસ્ત્રને અનુસરે છે. | (૪) ગીતાના યોગને અનુસરે છે. |
| (૫) જે કાર્ય કરે છે તેમાં જો નિષ્ફળ જાય તો શોક પણ કરે છે, સફળતામાં હર્ષ પામે છે. | (૫) કાર્યની સિદ્ધિ–અસિદ્ધિને સરખી ગણે છે; ઉદાસીન રહે છે. |
| (૬) પાપ કર્મ કરે, તો પછી પ્રાયશ્ચિત્ત કરે અથવા શિક્ષા ભોગવે. | (૬) પાપ તેમ જ પુણ્યથી નિર્લિપ્ત રહે છે. |
| (૭) "હું અમુક કરું છું"; આત્મા કર્તા છે, એવું માને છે. | (૭) પોતાની જાતને કર્તા માનતો નથી. |
| (૮) પ્રાણીમાત્રમાં आत्मवद् दृष्टि રાખે છે, એટલે કે જેથી પોતાને પીડા થાય તેવું કર્મ બીજા પ્રત્યે કરતો નથી. | (૮) પ્રાણીમાત્રમાં આત્મદૃષ્ટિ ધરાવે છે. બધા મનુષ્યો અને પ્રાણીઓ એક જ પરમાત્માનાં અંશો છે, એમ માને છે, અને પછી સ્વકર્મો કરે છે. |
| (૯) બંને જણા નિર્વૈર હોય છે; मात्स्यन्यायમાં અથવા शठं प्रति शाठ्यं कुर्यात्‌માં એકેય માનતો નથી. | |
| (૧૦) બહિર્મુખ હોય છે. | (૧૦) આત્મરતિ, અન્તર્મુખ છે. |
| (૧૧) આ મનુષ્ય સંન્યાસનો અધિકારી નથી; સંન્યાસ લે તો તે મિથ્યાચારી ગણાય. | (૧૧) આ મનુષ્ય સંન્યાસનો અધિકારી છે, છતાં યોગને પસંદ કરે છે. (તા. ક. સંન્યાસી, ભક્ત, ધ્યાની, એ બધા યોગી જેટલા જ નીતિયુક્ત છે.) |
| (૧૨) यदन्यैर्विहितंनेच्छेद् आत्मनः कर्म पुरुष । न तत्परेषु कर्तव्यं जानता प्रियमात्मनः ॥ એ સૂત્રમાં માને છે. | (૧૨) "सर्वभूतात्मभूतात्मा" હોય છે. |

self-gain, then the action performed cannot bind the performer; for it is only the bond of desire and self-love that really makes an action one's own and makes one reap its good or bad fruit. Morality from this point of view becomes wholly subjective and the special feature of the Gita is that it tends to make all actions non-moral by cutting away the bonds that connect an action with its performer." Dr. S.N. Das Gupta's History of Indian Philosophy, Valume II, Chapter on the Gita.

(૧૩) મનુસ્મૃતિ પ્રમાણે સાત્વિક કર્મનું લક્ષણ:

यत्सर्वेणेच्छति ज्ञातुं यन्न लज्जति चाचरन्।
येन तुष्यति चात्मास्य तत्सत्त्वगुणलक્ષणम् ॥

મનુ૦ ૧૨.૩૭.

અર્થ : જે કર્મ મનુષ્ય બધાને જણાવવા ઇચ્છે; જે કાર્ય કરતાં મનુષ્યને શરમ ન લાગે, જે કરવાથી મનુષ્યનું મન પ્રસન્ન થાય તે સાત્વિક કર્મ.

(૧૩) ગીતા પ્રમાણે સાત્વિક કર્મનું લક્ષણ

नियतं सङ्गरहितमरागद्वेषतः कृतम्।
अफलप्रेप्सुना कर्म यत्तत्सात्त्विकमुच्यते ॥

ગીતા ૧૮.૨૩.

અર્થ : સ્વભાવથી નક્કી થયેલું (એટલે જન્મથી પ્રાપ્ત), આસક્તિ રહિત, રાગદ્વેષ વિના કરેલું, ફલાશા તજીને કરેલું જે કર્મ તે સાત્વિક કર્મ છે.

(૧૪) મનુસ્મૃતિ માત્ર વર્ણકર્મોની ગણતરી જ કરે છે, જેમકે બ્રાહ્મણનાં કર્મો:

अध्ययनमध्यापनं यजनं याजनं तथा।
दानं प्रतिग्रहश्चैव ब्राह्मणानामकल्पयत् ॥

(૧૪) ગીતા બ્રાહ્મણનાં કર્મો બ્રાહ્મણના આત્મા સાથે ઓતપ્રોત નથી, પણ જગતની બધી ક્રિયાઓની જેમ સ્વભાવ (પ્રકૃતિ) તત્ત્વમાંથી જન્મેલાં છે, એ બાબત ઉપર ભાર મૂકે છે:

शमो दमस्तपः शौचं क्षान्तिरार्जवमेव च।
ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्मकर्म स्वभावजम् ॥

(૧૮.૪૨).

યુધિષ્ઠિર યુદ્ધ પૂરું થયે પાયશ્ચિત્ત કરવા તૈયાર થયા હતા, અને યુદ્ધ પછી યુદ્ધની નિરુપયોગિતા સમજ્યા હતા. અર્જુનને પ્રાયશ્ચિત્તની જરૂરિયાત જણાઈ ન હતી. ઉપર, આ બંને ભૂમિકાઓ વચ્ચેનો ભેદ બતાવવા એક યત્ન કર્યો છે. પ્રોફેસર સુરેન્દ્રનાથ દાસ ગુપ્તા યુધિષ્ઠિર અને અર્જુન વચ્ચે આ પ્રકારનો ભેદ ગણે છે (History of Indian Philosophy, Vol II, Chapter on the Gita). ઉપર ગણાવેલા બધા મુદ્દાઓ કદાચ યુધિષ્ઠિરના વિષયમાં જોવામાં ન આવે. છતાં, શ્રીશંકરાચાર્યના સમયની જૂની માન્યતા જેમાં યુધિષ્ઠિર ઉત્તમ અધિકારી છે અને અર્જુન મધ્યમ અધિકારી છે, તે ગીતાની અર્વાચીન અભ્યાસદૃષ્ટિથી યોગ્ય ઠરતી નથી. ગીતા અધ્યાત્મ નીતિવાહુ જ શાસ્ત્ર છે (૧૫.૨૦; ૧૬.૨૪; ૧૭.૧). જ્યાં મન્વાદિ સ્મૃતિશાસ્ત્ર અટકે છે ત્યાં ગીતા વધારે ઊંડી ઉતરે છે. ગીતાનું નીતિયુક્ત કર્મ એટલે નિષ્કામ, નિઃસ્વાર્થ, અનાસક્ત કર્મ. ગીતા ૪.૭–૮ (यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत, ઇત્યાદિ) પ્રમાણે જગતની નીતિનું રક્ષણ શ્રીકૃષ્ણ પોતે કરે છે. ગીતા ૧૮.૭૨માં કહ્યું છે કે "નિષ્કામ કર્માચરણ (योग)ના સ્વામી શ્રીકૃષ્ણ જ્યાં હોય છે અને જ્યાં ધનુર્ધારી પાર્થ હોય છે ત્યાં લક્ષ્મી, વિજય, ભૂતિ (સંપત્તિ) અને અચળ નીતિ હાજર હોય જ છે, એવો મારો (સંજયનો) મત છે." ગીતાના આ સિદ્ધાન્તનું સ્મરણ આપવા માટે ગીતાનો આ શ્લોક (यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः। तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम।) આપણા દરેક શાસ્ત્રોક્ત વિધિ અને સંસ્કારના પ્રસંગે ઉચ્ચારવામાં આવે છે.

# પ્રકરણ ૧૬.

## ગીતાના દાર્શનિક વિચારો :

### ગીતાનું દર્શન ?

ગીતામાં કોઈ દર્શન શાસ્ત્ર કે સંપ્રદાય છે ? ગીતાના જુદા જુદા અધ્યાયોમાં જે દાર્શનિક સિદ્ધાન્તો, તત્ત્વો, કે વિચારો વેગળેલા દેખાય છે, તેમાંથી સંગ્રથનરૂપે કોઈ સળંગ દર્શન બનાવી શકાય છે ? આ પ્રશ્નનો ઉત્તર તપાસતા પહેલાં આપણે એ દાર્શનિક વિચારો અધ્યાયવાર ટૂંકમાં જોઈ જઈએ :—

(૧) ગીતા ૨. (૧૧–૩૦) જીવાત્માનાં જન્મમરણવિષયક ત્રણ દૃષ્ટિબિન્દુઓ આપ્યાં છે, જીવાત્મા (૧) જન્મમરણરહિત છે (૧૧–૨૫), (૨) નિત્ય જન્મે છે અને નિત્ય મરે છે (૨૬–૨૭), અને (૩) જીવાત્માનાં જન્મમરણ જાણી શકાતા નથી (૨૮–૨૯). જુઓ પ્રકરણ ૨. (૧૨) બધા જીવો અલગ અલગ છે; પણ અનેકજીવવાદ જેવો વાદ અહીં કહ્યો નથી (૧૬) જે असत् છે, જેમકે ઇન્દ્રિયોનો વિષયો સાથે સંબંધ (मात्रास्पर्शा ૧૪) તેનું અસ્તિત્વ (भाव) નથી; જે सत् છે, જેમકે જીવાત્માઓ; તેમનો નાશ (अभाव) નથી. (૧૭) જે પરતત્ત્વથી આ દૃશ્યમાન જગત પ્રસારવામાં આવ્યું છે, તે (બ્રહ્મ, નિરાકાર તત્ત્વ) અવિનાશી છે. (૫૧) મોક્ષ એટલે अनामयपदनी પ્રાપ્તિ, (૫૫) સ્થિતપ્રજ્ઞ **પોતાનામાં** જ સંતુષ્ટ છે (आत्मनि=પોતાનામાં). (૫૯) સ્થિતપ્રજ્ઞ નિરાહાર (ઉપવાસી) જેવો છે, કેમકે તે વિષયોમાં હોવા છતા, વિષયોપભોગ કરવા છતાં, આસક્તિ-રહિત છે, તેથી વિષયોનો આનન્દ (વિષયાસક્ત મનુષ્યની જેમ) અનુભવતો નથી; આ વિષયાનન્દનો અભાવ સ્થિતપ્રજ્ઞ અનુભવે છે; આમ, સ્થિતપ્રજ્ઞ અને નિરાહારી, બન્નેને વિષયાનન્દ(રસ) મેળવવો બાકી રહે છે, તે ખામી પણ, બન્નેને પરનું દર્શન થતાં, બંધ થાય છે. બન્ને જણા વિષયરસની ઇચ્છા ત્યજી દે છે (रसः पर दृष्ट्वा निवर्तते ૫૯). યોગયુક્ત મનુષ્યે શ્રીકૃષ્ણમાં મગ્ન થઈને(मत्परः) રહેવું. (૬૧). શ્લોક ૧૭માં જગત કર્તા પરતત્ત્વ માટે 'तत्' શબ્દ વાપર્યો છે, શ્લોક ૫૯માં पर શબ્દ છે અને શ્લોક ૬૧માં શ્રીકૃષ્ણ (मत्पर.)નું 'પ્રાપ્ય' તરીકે અનુસંધાન છે; એટલે, અહીં એક વાર **નિરાકારનો, તો બીજી વાર, તુરત જ, સાકાર પરતત્ત્વનો નિર્દેશ છે; જાણે કે વાચકને વિદિત હોય કે પરતત્ત્વ બન્ને પ્રકારોનું છે, અને જાણે કે વાચક બન્ને પ્રકારોમાં માનતો હોય.** (૬૯) સ્થિતપ્રજ્ઞ વિષયોનો અનુભવ કરે છે, તે વખતે તેને ઇતર મનુષ્યો "સકામ" સમજે છે (સ્થિતપ્રજ્ઞ રાત્રિમાં છે, એમ તેઓ માને છે) પણ સ્થિતપ્રજ્ઞ અનાસક્ત હોવાથી વિષયોપભોગ કરવા છતાં વિષયીઓની જેમ વિષયાનન્દ અનુભવતો નથી માટે તે સ્થિતપ્રજ્ઞ રાત્રિમાં નથી, પણ દિવસમાં જ છે ("જાગે છે"—जागर्ति). વિષયાસક્તો વિષયોપભોગ બંધ કરે છે અને એ સ્થિતિમાં અમે "જાગીએ છીએ" (=અમે વિષયોનો ત્યાગ કર્યો છે) એમ માને છે; પણ વિષયા-સક્તોની તે સ્થિતિને સ્થિતપ્રજ્ઞ (સંયમી) ભયંકર સંસારની સ્થિતિ (निशा) માને છે; બાહ્યદૃષ્ટિએ ત્યાગી દેખાતા વિષયી મનુષ્યો સંસારી (=મિથ્યાચારી) છે; તે વાત સંયમી સમજે છે, તેથી વિષયાસક્તો "રાત્રિમાં છે" એમ સંયમી માને છે. આ શ્લોક ૬૯માં કોઈ પણ પ્રકારનું તત્ત્વ-

**જ્ઞાન નથી; નિષ્કામતા અને સકામતાનો તફાવત એ શ્લોકમાં સમજાવ્યો છે.** આ નિષ્કામતાની સ્થિતિ (૭૦–૮૧)ને જ બ્રાહ્મી સ્થિતિ (૭૨) કહી છે, **બ્રહ્મરૂપતા કે બ્રહ્મમાં મમતાને બ્રાહ્મીસ્થિતિ અહીં નથી કહી.** એવી નિષ્કામતાની સ્થિતિ અન્તકાલે હોય તો તે સાધકને બ્રહ્મનિર્વાણ જ મળે છે (મોક્ષ જ મળે છે–૭૨) મોક્ષ માટે વધુ પ્રયત્ન કરવો નથી પડતો

**(૨) ગીતા ૩** (૩) જ્ઞાનયોગ=જીવાત્માની હિંસાની શક્યાશક્યતાનો ત્રણ પ્રકારનો વિચાર (૨ ૧૧–૩૦) એ જ્ઞાન, તે દ્વારા નિષ્કામ કર્માચરણ એથી વધારે જ્ઞાન શ્રીકૃષ્ણે ગીતા ૨માં કહ્યુ નથી માટે જ્ઞાનયોગ શબ્દને કોઈ 'દર્શન' સાથે સબધ નથી સાંખ્ય શબ્દને પણ સાંખ્ય 'બુદ્ધ' સાથે સબધ છે, કોઈ પણ તત્ત્વજ્ઞાન સાથે સબધ નથી (૫) પ્રકૃતિના ગુણોનુ કર્તૃત્વ અને પ્રેરકત્વ (૧૫) યજ્ઞ–કર્મ–બ્રહ્મ એટલે પ્રકૃતિ–અક્ષર (જુઓ પા ૧૯, ૩૬) કર્મ અથવા ક્રિયાતત્ત્વ પ્રકૃતિ માંથી જન્મેલ છે અને પ્રકૃતિ નિરાકાર બ્રહ્મ (અક્ષર)માંથી જન્મી છે (૧૭) आत्मरति=પોતામા જ આનન્દ માણતો મનુષ્ય (જુઓ પા ૫૯) આત્મા એટલે બ્રહ્મ અથવા પરમેશ્વર નહીં (૧૯) 'परम् आप्नोति'–મોક્ષનો એક વિચાર परम् જુઓ ઉપર (૧)મા ૫૯ (परदृष्ट्वा) (૨૦) શ્લોક ૧૫મા અક્ષર (નિરાકાર બ્રહ્મ)નો નિર્દેશ છે, શ્લોક ૨૨–૨૪, સાકાર શ્રીકૃષ્ણ જગતની સ્થિતિ રાખે છે જુઓ ઉપર (૧)મા ૬૧ (मत्पर) ગીતાના સમયમા પરતત્ત્વ નિરાકાર તેમજ શ્રીકૃષ્ણાકાર (પુરુષાકાર) છે, એવી માન્યતા જાણીતી હતી, (૨૭–૨૯), જુઓ પા ૭,૧૬,૨૬ પ્રકૃતિના ગુણોનુ જ કર્તૃત્વ ગુણો જ સર્વ કર્મો કરે છે (૩૦) જુઓ પા ૭,૨૬,૩૦ દરેક કર્મ કરતી વખતે જ મનથી તે કર્મનો શ્રીકૃષ્ણમા સન્યાસ ૨ ૫૦ મુજબની એક વિશિષ્ટ મનોવૃત્તિ (૩૨) म मनम्–સાકાર શ્રીકૃષ્ણ (૩૩) પ્રકૃતિનુ જ કર્તૃત્વ (૨૮–૩૯) જ્ઞાન એટલે બ્રહ્મજ્ઞાન નહીં, પણ 'પ્રકૃતિ અને તેના ગુણો જ સર્વ કર્મ કરે છે' તેવી સમજણ તે સમજણ 'કામ' એટલે (ફળની) ઇચ્છાથી ઢંકાએલી રહે છે (૪૦) કામ એટલે 'ઇચ્છા'ને રહેવાના સ્થાનો ઇન્દ્રિયો, વગેરે છે, ત્યા રહી કામ 'કર્તૃત્વની ખરી સમજણને ઢાંકી દે છે અને દેહીને નિષ્કામ કર્મ કરવા દેતો નથી (૪૦–૪૧) જ્ઞાન અને વિજ્ઞાન એટલે આ શ્લોકોના સદર્ભ પ્રમાણે પ્રકૃતિના ગુણો જ સર્વ કર્મો કરે છે તેવી સમજણ (૪૨) बुद्धे परतस्तु स–અહીં स એટલે કામ, આત્મા નહીં ગીતા કઠ ઉપ (૩ ૧૦)ની ભાષા માત્ર વાપરે છે, પણ તે પોતાના સિદ્ધાન્ત માટે વાપરે છે ગીતા ૨ ૨૦ (न जायते म्रियते वा)મા ગીતાએ કઠ ઉપ ૨ ૧૮ની (જીવાત્મા સાથે હૃદયમા રહેતા) **પરમાત્માના** વિષયની ભાષાનો પ્રયોગ **જીવાત્માના** વિષય માટે કર્યો છે (૪૩) બુદ્ધિથી પર (શ્લોક ૪૨મા કહેલો) 'કામ' છે આત્મા નહીં

**(૩) ગીતા ૪.** (૧–૮) શ્રીકૃષ્ણ અવતાર લઈ જગતની સ્થિતિ જાળવે છે (૬) શ્રીકૃષ્ણ પરાત્પર તત્ત્વ છે અને એમની પ્રકૃતિ અને માયા નામની બે શક્તિઓ છે, જેની સહાયથી શ્રીકૃષ્ણ 'જન્મ' ધારણ કરે છે આ પ્રકૃતિ ચેતન શક્તિ હોઈ શકે, જો કે એ શક્તિથી શ્રીકૃષ્ણના અવતાર દરમીઆન એનો દેહ બને છે (अधिष्ठाय=મા રહીને) માયા શક્તિથી અજન્મા(શ્રીકૃષ્ણ)નો જન્મ થાય છે પ્રકૃતિ અને માયા નામની શ્રીકૃષ્ણની શક્તિઓનો નિર્દેશ બીજા અધ્યાયોમા પણ છે, પણ ત્યા એ શક્તિઓનુ કાર્ય જુદુ છે, જેમકે ગીતા ૯મા પોતાની ચેતન પ્રકૃતિમાથી શ્રીકૃષ્ણ ભૂતગ્રામ ઉત્પન્ન કરે છે (प्रकृतिं स्वामवष्टभ्य ९ ८ मयाध्यक्षेण प्रकृतिः ९ १०), ગીતા ૭ ૧૪–૧૫મા માયા એક જડ શક્તિ છે અને સત્ત્વ વગેરે ગુણોની બનેલી છે. શક્તિઓના કાર્યો (functions) જુદા જુદા કહેલા છે, છતા શક્તિ એની એ જ છે ને નામો પણ એ જ છે માટે એમ જ શક્તિનાં કાર્યો

વિવિધ છે, એમ માનવું વધારે ઉચિત છે. (૧૦) मद्भावमागताः–મોક્ષનો એક વિચાર. (૧૩) શ્રીકૃષ્ણે "ચાતુર્વર્ણ્ય"ની સૃષ્ટિ કરી છે. (૧૯) જ્ઞાન–આ શ્લોક પરથી સ્પષ્ટ થાય છે કે 'કામસંકલ્પ વગર પોતાનાં સર્વ કર્મો કરનાર'ને ગીતા **જ્ઞાની** કહે છે. જુઓ ઉપર (૨)માં 'या निशा' વાળો શ્લોક ૬૯. અહીં જ્ઞાન એટલે બ્રહ્મજ્ઞાન સમજવાનું નથી. (૧૯) पंडित–ગીતાના જ્ઞાનીને ગીતા બ્રહ્મજ્ઞાની, આત્મજ્ઞાની, કહેવાને બદલે 'पंडित' વગેરે શબ્દોથી ઓળખાવે છે. (૨૦) ઉત્તરાર્ધ–ગીતા ૨.૫૦ મુજબ યોગનું એક સ્વરૂપ. (૨૩) જ્ઞાન–જેના દ્વારા પોતાનું દરેક કર્મ એક આધ્યાત્મિક યજ્ઞ માટે કરી શકાય છે, તેવું એ યજ્ઞનું જ્ઞાન. જુઓ પાનાં ૮,૧૯,૬૦. (૨૪) ब्रह्म. ચોથા અધ્યાયના શ્લોક ૧–૧૪ માં શ્રીકૃષ્ણનો પરતત્ત્વ તરીકે નિર્દેશ છે; હવે, અહીં શ્લોક ૨૪–૨૫અમાં પરતત્ત્વના નિરાકાર સ્વરૂપનો નિર્દેશ છે; બન્ને સ્વરૂપોનો નિર્દેશ અહીં એવી રીતે આવેલ છે કે વાચકને પરતત્ત્વના બે સ્વરૂપોનું જ્ઞાન હોય જ. તે બન્ને સમકક્ષાનાં સ્વરૂપો છે. (૩૧–૩૨) બ્રહ્મ એટલે પરનું નિરાકાર સ્વરૂપ, જુઓ ઉપર (૨૪)ની નોંધ. (૩૨) વૈદિક યજ્ઞો તેમજ આધ્યાત્મિક યજ્ઞો कर्म નામના એક તત્ત્વમાંથી ઉત્પન્ન થયા છે. ગીતા ૩.૧૫ મુજબ એ कर्म તત્ત્વ જડ પ્રકૃતિમાંથી ઉત્પન્ન થયું છે. (૩૨) એક પ્રકારનું જ્ઞાન (યજ્ઞ અને कर्मનું), જેનાથી **મોક્ષ** મળે છે. (૩૩) જ્ઞાને–આ જ્ઞાન ભૂતોની ઉત્પત્તિનું જ્ઞાન (શ્લો. ૩૫) છે. જુઓ પા.૨૦,૪૪,૪૮. ખરું જોતાં, અહીં નિષ્કામતા એજ જ્ઞાન છે. **મનુષ્ય નિષ્કામતા મેળવે, એટલે "જ્ઞાની થાય",=એને ભૂતોની ઉપત્તિનું જ્ઞાન સ્વતઃ** થઇ જાય, એમ ગીતા કહે છે. (૩૨–૪૨) અહીં એક જ્ઞાન કહ્યું છે; વળી, તે જ્ઞાન દ્વારા 'પ્રાણીમાત્ર પોતામાં અને શ્રીકૃષ્ણમાં દેખાય છે' એમ પણ કહ્યું છે (૪.૩૫). છતાં એ ભૂતોનું દર્શન તો જ્ઞાનનું **પરિણામ** છે; જ્ઞાનનું સ્વરૂપ તો "આધ્યાત્મિક યજ્ઞ" અને એ યજ્ઞ कर्मતત્ત્વમાંથી ઉત્પન્ન થયો છે, એ સમજવું જ છે. આ જ્ઞાન કર્મ દ્વારા થાય છે (सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परि समाप्यते–३३); નિષ્કામ કર્માચરણ કરતાં કરતાં **મનુષ્ય નિષ્કામ બને** છે, એટલે 'જ્ઞાની બને છે,' આમ નિષ્કામતાની પ્રાપ્તિ એટલે જ જ્ઞાનની પ્રાપ્તિ. (૩૪) तत्त्वदर्शिनः–નિષ્કામ યોગીઓને જ અહીં तत्त्वदर्शिनः કહ્યા છે, એમ જણાય છે. ગીતા નિષ્કામ કર્મનિષ્ઠ વિદ્વાન, પંડિત, કહે છે. (૪૧–૪૨) નિષ્કામતા દ્વારા અર્જુનના સર્વ સંશયો દૂર થાય; અને અર્જુન 'ज्ञानसंछिन्नसंशयम्' થાય, એમ કહ્યું છે. (૩૮) ज्ञानमात्मनि विन्दति="**પોતાનામાં નિષ્કામતા મેળવે છે**". (૩૯) पराशान्ति, નિષ્કામતા મળે એટલે **પછી** પરા શાન્તિ રૂપી મોક્ષ મળે.

(૪) ગીતા ૫. (૩) કર્મબંધમાંથી મોક્ષ=મોક્ષ. (૬) બ્રહ્મ એટલે નિરાકાર સ્વરૂપ, બ્રહ્મપ્રાપ્તિ એટલે મોક્ષ. (૭) નિઃસ્પૃહ અને નિષ્કામ બને એટલે જ મનુષ્ય सर्वभूतात्मभूतात्मा પણ સ્વતઃ બને છે, એવો અર્થ છે. જુઓ ઉપર ૪.૩૫ ઉપર નોંધ, તેમ જ અહીં સાતમા અધ્યાયમાં 'सर्वभूतात्मभूतात्मा' ની સમજુતી તરીકે જ 'विशुद्धात्मा' (૭અ) તથા શ્લોક ૮–૯ લેવાના છે, તેમાં 'ભૂતો અને આત્મા' વિશે કંઈ કહ્યું નથી. (૧૦) ब्रह्मण्याधाय कर्माणि શ્લોક ૮–૯ના સંદર્ભમાં ब्रह्म એટલે અહીં 'જડ પ્રકૃતિ' એવો અર્થ વિવક્ષિત જણાય છે, એજ અર્થ શ્લોક ૧૪માં પણ કહ્યો છે. (૧૨) नैष्ठिकी शान्ति=મોક્ષ. (૧૪) प्रभुः સાકાર સ્વરૂપ; જુઓ શ્લોક ૧૫માં विभुः; તેમજ શ્લોક ૧૬ અને ૧૭ માં तत् એટલે પ્રભુ-વિભુનું અનુસંધાન હશે, કેમકે "प्रभु" પછી શ્લોક ૧૬–૧૭ માં तत् શબ્દ છે. (૧૯) શ્લોક ૧૯ માં ब्रह्म = નિરાકાર સ્વરૂપનો નિર્દેશ છે. આમ આવેલો, આ સાકાર–નિરાકારનો, નિર્દેશ બતાવે છે કે ભારતીય તત્ત્વજ્ઞાનમાં એક કાળે (ગીતા ૧–૬ લખાયા તે કાલે) પરતત્ત્વનાં સાકાર તથા નિરાકાર બન્ને સ્વરૂપો સમકક્ષાનાં છે, એમ જ આર્યો સમજતા. ગીતાના

૨–૫ અને ૬ અધ્યાયોમાં પરનાં બન્ને સ્વરૂપોનો નિર્દેશ એક બીજાની સાથ સાથ અને વારા ફરતી આવ્યા કરે છે. (૧૭) गच्छन्त्यपुनरावृत्तिम् =મોક્ષનો એક વધુ ખ્યાલ. (૧૮) ગીતાના જ્ઞાનીઓને પંડિતાઃ કહ્યા છે. શ્લોકના અર્થ માટે જુઓ પાના ૮,૨૭. આ શ્લોકમાં પ્રાણીમાત્રમાં જીવાત્માને જ બ્રહ્મ સમજવાનો વેદાન્તનો બોધ નથી; પણ બ્રાહ્મણ, ગાય, હાથી, કુતરો અને ચાંડાલનાં કર્મો સમાન (પ્રકૃતિ અથવા બ્રહ્મ, શ્લોક ૫.૧૦) થી ઉત્પન્ન થયાં છે, માટે એ બધાં પ્રાણીઓ પોતે એક જ, સમાન જ, છે; બ્રાહ્મણ અને ચાંડાલમાં એનાં કર્મોને લીધે વિષમતા નથી, ભેદ નથી, એમ કહેવાનું તાત્પર્ય છે. (૧૯) साम्ये –અહીં ભૂતમાત્રમાં બ્રહ્મનું એક સરખાપણું અથવા કાર્યની સિદ્ધિ અસિદ્ધિમાં સમત્વ, એ અર્થ નથી. પણ શ્લોક ૧૮માં કહ્યું છે તે સામ્ય વિવક્ષિત છે. મનુષ્યો અને પ્રાણીઓનાં વિષમ કર્મો માટે બ્રહ્મ જવાબદાર નથી; એ જવાબદારી સ્વભાવ (જે સર્વ પ્રવૃત્તિનું મૂળ છે તે) ની છે (निर्दोष सम ब्रह्म). આ શ્લોકમાં પરના નિરાકાર સ્વરૂપનો ઉલ્લેખ છે; (૨૦–૨૧) અહીં પણ નિરાકારનો નિર્દેશ છે. (૨૪–૨૬) જુઓ (૨૦–૨૧) ઉપરની નોંધ. (૨૯) અહીં સાકાર સ્વરૂપ શ્રીકૃષ્ણનો નિર્દેશ છે. બન્ને સ્વરૂપોનો નિર્દેશ પરસ્પરની સાથે આવે છે. માટે બન્ને સમકક્ષાનાં અને બન્ને શાસ્ત્રપ્રમાણુસિદ્ધ સ્વરૂપો તરીકે સ્વીકારાએલાં છે, એમ જ અનુમાન કરવું ઉચિત છે. शान्ति = મોક્ષ.

(૫) ગીતા ૬. (૭) જીવાત્માને જ પરમાત્મા કહ્યો છે. (૮) 'જ્ઞાન અને વિજ્ઞાનથી તૃપ્ત છે મન-બુદ્ધિ જેના'. જિજ્ઞાસા પણ અમુક મર્યાદામાં જ સારી. (૧૪) [illegible] સ્વરૂપ શ્રીકૃષ્ણ. (૧૫) मत्संस्थां शान्तिम्–જુઓ (૧૪). શાન્તિ=મોક્ષ. 'મોક્ષ'; [illegible]. (૧૯) आत्मनः योग युञ्जतः અહીં आत्मनः એટલે મનનો યોગ, મનનું સમત્વ ([illegible]). (૨૦) आत्मानं पश्यन् . અહીં કોઈપણ શ્લોકમાં आत्मा એટલે પરમાત્માનું દર્શન નહીં [illegible] આત્મા એટલે પોતાની જાતને જોતો, બાહ્ય વિષયોને ન જોતો, તેના [illegible], એમ અર્થ [illegible] છે. સમત્વરૂપ યોગનું વર્ણન નથી. જુઓ ૨૪–૨૮. ([illegible]) [illegible] છે તે બ્રહ્મરૂપ સુખ છે. અહીં નિરાકાર સ્વરૂપનો નિર્દેશ છે. ([illegible]) જુઓ ([illegible]) અહીં [illegible] સ્વરૂપનો નિર્દેશ છે. બન્નેના સહનિર્દેશ માટે જુઓ [illegible] ([illegible]) [illegible] અન્તરાત્મના યોગો અનેક છે; માટે યોગીઓ [illegible] તેવો યોગી યુક્તતમ છે.

૭.૫માં કહ્યું છે કે આ परा प्रकृति સર્વભૂતોની યોનિ છે (एतद्योनीनि भूतानि); મુંડકોપનિષદ ૧.૧.૫ (तद्भूतयोनिं परिपश्यन्ति धीराः)માં ભૂતયોનિ અક્ષર બ્રહ્મને જ કહ્યું છે, તથા બ્રહ્મસૂત્ર ૧.૨માં પણ એજ નિર્ણય ઘણી શ્રુતિઓના વિષયમાં પ્રતિપાદિત કરવામાં આવ્યો છે. ટૂંકમાં परा प्रकृति અક્ષર બ્રહ્મ જ છે.–આ સાતમા અધ્યાયથી ગીતામાં પરતત્ત્વનો એક નવો ખ્યાલ શરૂ થયો, એમ મારું માનવું છે. **અહીં અક્ષર બ્રહ્મને જ પરા પ્રકૃતિ કહીને શ્રીકૃષ્ણથી કંઇક ઊતરતું તત્ત્વ ગણ્યું છે.** ગીતા ૪.૬માં ચેતન પ્રકૃતિથી શ્રીકૃષ્ણના અવતાર દરમીઆન શ્રીકૃષ્ણનો દેહ બને છે, એમ કહ્યું છે; પણ ત્યાં "ભૂતયોનિ"નો નિર્દેશ નથી. ગીતાના અધ્યાય ૨ થી ૬ સુધીમાં અક્ષર બ્રહ્મને શ્રીકૃષ્ણથી ઊતરતું તત્ત્વ કહ્યું નથી; પણ શ્રીકૃષ્ણનું સમકક્ષ કહ્યું છે; ત્યાં એક જ પરતત્ત્વનાં બે રૂપો, એક નિરાકાર (બ્રહ્મ, અક્ષર) અને બીજું સાકાર (શ્રીકૃષ્ણ, પુરુષ), કહ્યાં છે; અને દરેક **તત્ત્વજ્ઞ પરતત્ત્વનાં બે રૂપોનું જ્ઞાન ધરાવે છે; એવી રીતે જ એ બે સ્વરુપોનો નિર્દેશ ગીતા ૨-૬માં છે,** તે આપણે ઉપર જોઇ ગયા છીએ. અહીં ૭.૪–૬માં જ પહેલીવાર ગીતામાં આ નવો સિદ્ધાન્ત દાખલ થયો છે; કેમકે ગીતા ૭.૧–૨ પ્રમાણે "સમગ્ર શ્રીકૃષ્ણ"નું અહીં વર્ણન છે. આમ પરતત્ત્વ ત્રિવિધ, ત્રય, **એકમાં ત્રણ,** બેશક્તિવિશિષ્ટ એક, સાકાર શ્રીકૃષ્ણ રૂપ છે; સ્વગતભેદવિશિષ્ટ છે મારા મતમાં શ્વેતાશ્વતર (भोक्ता भोग्यं प्रेरितारं च मत्वा सर्वं प्रोक्तं त्रिविधं ब्रह्ममेतत्–શ્વે. ઉ. ૧.૧૨)થી જુદો, પણ તેના જેવો અને તેના જેટલો જ અગત્યનો સિદ્ધાન્ત અહીં ગીતા ભારતીય તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં પહેલીવાર રજુ કરે છે. બે પ્રકૃતિઓવાળા શ્રીકૃષ્ણનું બનેલું पर तत्त्व ગીતામાં પણ બીજા કોઇ અધ્યાયમાં આવા સ્પષ્ટ પારિભાષિક શબ્દોમાં કહ્યું નથી (જુઓ નીચે ગીતા ૧૪.૩–૫; ૮.૧૭–૨૨; ૧૩.૨–૫; ૯.૮–૧૦); બીજા કોઇ અધ્યાયમાં શ્રીકૃષ્ણ અને પ્રકૃતિ(ઓ)નો સંબંધ ગીતા ૭ની જેમ શક્તિમાન અને શક્તિ(ઓ) વચ્ચેના સંબંધ જેવો કહ્યો નથી. અપરા પ્રકૃતિ (૭.૪)માંથી જડ જગત બન્યું છે. પણ ગીતા ૯.૮–૧૦ મુજબ **એક જ પ્રકૃતિમાંથી** ચેતન અને જડ, બન્ને પ્રકારનું જગત પ્રસવ્યું છે. (ગીતા ૭.૬બ) શ્રીકૃષ્ણ પોતાની બે શક્તિઓ (પ્રકૃતિઓ) દ્વારા સમગ્ર (ચરાચર) જગતના પ્રભવ અને પ્રલય છે. (૭.૭) **શ્રીકૃષ્ણથી પર અન્ય કોઇ તત્ત્વ નથી.** આ વચન "શ્રીકૃષ્ણ" તત્ત્વની સમજણ માટે ઘણું અગત્યનું છે. (જુઓ નીચે "બ્રહ્મ" ગીતા ૭.૨૯માં). (૭બ) જલ, શશી, સૂર્ય, વેદો, વગેરે આખું જગત શ્રીકૃષ્ણમાં પરોવેલું (પ્રોત) છે, એ રીતે શ્રીકૃષ્ણથી પર કંઈપણ નથી. ૭.૪–૭માં શ્રીકૃષ્ણનું જ્ઞાન અને ૭.૮થી૭.૧૨ સુધી શ્રીકૃષ્ણનું વિજ્ઞાન આપ્યું છે. વિજ્ઞાન એટલે જગતની જુદી જુદી વસ્તુઓ રૂપી મણકાઓ શ્રીકૃષ્ણરૂપી સૂત્રમાં કેવી રીતે પ્રોત છે, તે સમજણ. આ જ્ઞાન અને વિજ્ઞાનનો સ્વતંત્ર, મોક્ષ માટે, ઉપયોગ નથી, પણ જેમ આ અધ્યાયના નામ, *ज्ञानविज्ञानयोग,* થી સૂચિત થાય છે તેમ, *योग* (એક પ્રકારના નિષ્કામ કર્માચરણના બોધ) માટે એનો ઉપયોગ છે. આ જ્ઞાન–વિજ્ઞાનથી એક વિશિષ્ટ યોગ સમજાય છે. આમ શ્લોક ૭ ઉપરથી જણાય છે કે "સમગ્ર શ્રીકૃષ્ણ" (૭.૧), "અશેષ શ્રીકૃષ્ણ" (૭.૨) નું જ્ઞાન આપવાનો ઉદ્દેશ "શ્રીકૃષ્ણથી પર, ઉચ્ચતર, કંઈ નથી," એ સિદ્ધાન્ત સાબિત કરવાનો છે; અને એ સિદ્ધાન્તનો ઉપયોગ આ *योग* માટે છે. **સમગ્ર જગતનું જ્ઞાન આપવાનો ઉદ્દેશ અહીં નથી.** કંઈ તત્ત્વજ્ઞાન જ આપવાનો હેતુ અહીં નથી. વળી, **આ તત્ત્વજ્ઞાન વગર પણ સિદ્ધ થવાય** છે (૭.૩). (૮–૧૧) આ જ્ઞાન (વિજ્ઞાન) યોગ માટે છે. બુદ્ધિમાને (અને બીજાઓએ પણ) જાણવાનું છે કે બુદ્ધિમાનોની બુદ્ધિરૂપે શ્રીકૃષ્ણ જ છે. (૧૨) "હું તે સાત્વિક, રાજસ અને તામસ

વસ્તુઓમાં નથી, પણ તે વસ્તુઓ મારામાં છે' (न त्वहं तेषु ते मयि). શ્રીકૃષ્ણ આખું જગત પોતામાંથી ઉત્પન્ન કરે છે; માટે આખું જગત તેનામાં છે; પણ શ્રીકૃષ્ણનાં બધાં કર્મો કંઈ પણ ફલાશા વગર કરાએલાં છે, માટે શ્રીકૃષ્ણ તે ઉત્પન્ન કરેલી 'વસ્તુઓમાં નથી' અર્થાત્ વસ્તુઓ ઉત્પન્ન કર્યાનો અહંકાર શ્રીકૃષ્ણને નથી, ઉત્પન્ન કર્યાને લીધે કંઈ બંધન શ્રીકૃષ્ણને થયું નથી; વસ્તુઓ ઉત્પન્ન કર્યા છતાં, શ્રીકૃષ્ણે કંઈ ક્રિયા કરી જ નથી. ૭.૧૨ નો અર્થ ગીતા ૯.૪–૫, ૯ પ્રમાણે કરવો જોઈએ, ત્યાં કહ્યું છે કે 'મારાથી આ આખું જગત ફેલાવવામાં આવ્યું છે; માટે સર્વભૂતો મારામાં છે (કાર્ય કારણમાં રહે છે જ); પણ હું તે ભૂતોમાં રહેલો નથી (મને ભૂતો માટે આસક્તિ નથી); તેમ, ભૂતો મારામાં છે એવું અભિમાન મને નથી, તેથી **'ભૂતો મારામાં હોવા છતાં, મારામાં નથી', આ મારો યોગ "નિષ્કામકર્માચરણ"** તું જો. હું ભૂતોને ધારણ કરું છું, છતાં હું ભૂતોમાં રહેલો નથી અર્થાત્ ભૂતધારણની ક્રિયાનું મને અભિમાન નથી; મારો આત્મા (એક શક્તિ, અધ્યાય ૭ ની પરા પ્રકૃતિ જેવી એક શક્તિ) ભૂતોની ઉત્પત્તિનું કારણ છે (૯.૪–૫). સર્વત્ર રહેલો વાયુ આકાશમાં (કાર્ય તરીકે) હમેશાં રહે છે, (છતાં આકાશ નિર્લિપ્ત રહે છે), તેવી રીતે ભૂતો શ્રીકૃષ્ણમાં રહે છે છતાં શ્રીકૃષ્ણ નિર્લિપ્ત છે. (૯.૬, ૯.૯ માં કહ્યું છે કે શ્રીકૃષ્ણ સૃષ્ટિ વગેરે ક્રિયામાં ઉદાસીન અને અનાસક્ત હોવાથી તે કર્મો શ્રીકૃષ્ણને બંધન કરતાં નથી). આ રીતે, ૭.૧૨ માયાવાદને ટેકો નથી આપતો, પણ શ્રીકૃષ્ણના નિષ્કામ યોગને સમજાવે છે. ૭ ૧૩ પણ "શ્રીકૃષ્ણ પોતે ઉત્પન્ન કરેલા ભાવો (વસ્તુઓ) થી નિર્લિપ્ત રહે છે," એમ જ કહે છે. न त्वहं तेषु ते मयिની સાથે અર્થ સમજવા માટે સરખાવો मयि ते तेषु चाप्यहम् (જેમાં આસક્તિનો ખ્યાલ સ્પષ્ટ થાય છે–ગીતા ૯. ૨૯), (૭.૧૩–૧૪–૧૫). મનુષ્ય જગતની વસ્તુઓથી આકર્ષાઈ જાય છે, અને જગતનો ઉત્પન્ન કરનાર જે જગતથી પેલે પાર છે (પર છે) તેને જાણવા યત્ન કરતો નથી, જાણી શકતો નથી; ભગવાનને શરણે જનાર જ ભગવાનને જાણી શકે છે. અહીં ભક્તિનો સિદ્ધાન્ત છે. માયાવાદ નથી. જુઓ હવે પછીના શ્લોકો. (૧૮) જ્ઞાની મારો આત્મા જ છે; અહીં જીવ (જ્ઞાની જીવ) અને પરમાત્માનો અભેદ (–અભેદનો વાદ) વિવક્ષિત નથી; ભક્ત માટે ભગવાનના પ્રેમનું વાક્ય "ज्ञानी त्वात्मैव मे मतम्" છે. (૧૯) "વાસુદેવ [મારું] સર્વ છે" –આ વાક્ય પણ ભગવાન માટે ભક્તના પ્રેમનું વાચક છે. "વાસુદેવ આ સર્વ જગત છે" એવો દાર્શનિક સિદ્ધાન્ત અહીં પણ કહ્યો નથી. માટે ૭.૧૮ અને ૭.૧૯ માં કોઈ ફિલસુફી નથી. (૭.૨૦) આ વાક્યમાં કામ્ય ઉપાસના–વેદના અથવા બીજા દેવોની ઉપાસના–છે; માટે ૭.૧૭-૧૮માં નિષ્કામ ઉપાસના છે, એમ સમજવું જોઈએ. (૨૧–૨૩) ભક્તિ તથા, પૌરાણિક **સકામ** પૂજન–અર્ચનનો વિરોધ. (૨૫) બીજા દેવો જ શ્રીકૃષ્ણ છે એમ માનવું એ ખોટું છે; શ્રીકૃષ્ણ એ રીતે પ્રકટ થતા નથી; કૃષ્ણ તો પરતત્ત્વ છે. ભગવાનના નિષ્કામ કર્મ (યોગ) રૂપ, ત્રિગુણાત્મક માયા (માયા શક્તિનું કાર્ય જગત; તેના) થી આવૃત શ્રીકૃષ્ણ દરેકને દેખાતા નથી, કોઈકને જ દેખાય છે. સામાન્ય માણસ તો ભગવાનના નિષ્કામ કર્મ (યોગ) ની માયા શક્તિમાં આકર્ષાઈ જાય છે, અને ભગવાનને જાણી શકતો નથી (૨૫ખ–૨૬, ૨૭, ૨૮). અહીં દ્વન્દ્વમોહ વિશે કહ્યું છે. નિર્દ્વન્દ્વ થવાની ક્રિયાને જ યોગ અથવા સમત્વ કહેવાય છે. ( ૨૯–૩૦ ) આ શ્લોકોને અધ્યાય ૭ ના ભાગ તરીકે લેવાને બદલે અધ્યાય ૮ ની પ્રસ્તાવના રૂપે લેવા જોઈએ, એવો મારો મત છે. જો આમ હોય તો જે બ્રહ્મ શ્લોક ૨૯માં બતાવ્યું છે, તેને અધ્યાય ૭ સાથે સંબંધ નથી. તો પછી **અધ્યાય ૭માં બધા શ્લોકમાં શ્રીકૃષ્ણનો જ નિર્દેશ છે; કોઈપણ શ્લોકમાં નિરાકાર પરનો નિર્દેશ નથી;** તે અહીં નોંધવું જોઈએ.

**(૭)** ગીતા ૮. ૭.૨૯ થી ૮.૪. ગીતા ૭.૪–૭ મુજબ "સમગ્ર" પરતત્ત્વ એટલે "એ પ્રકૃતિઓ સહિત શ્રીકૃષ્ણ", પણ ગીતા ૮ પ્રમાણે પરતત્ત્વ એટલે નિરાકાર બ્રહ્મ, સ્વભાવ (જડ પ્રકૃતિ, જેને અહીં "અધ્યાત્મ" નામ આપ્યું છે), કર્મ, 'ભૂતો' (પરતત્ત્વનો ક્ષર માત્ર), પુરુષ=પરતત્ત્વનું જ એક સાકાર (પુરુષાકાર) સ્વરૂપ (જેનું નામ અહીં 'અધિદૈવત' છે), અને શ્રીકૃષ્ણ પોતે (જેનું નામ અહીં 'અધિયજ્ઞ' છે), અર્થાત્ આ પરતત્ત્વનાં ઘટકો કુલ મળીને **પાંચ** છે, પાંચ એટલે "ચાર સહિત શ્રીકૃષ્ણ" (હજી, એક ઘટક વધશે; જુઓ ૮.૧૮, જ્યાં બે અવ્યક્ત તત્ત્વોનો નિર્દેશ છે). આ રીતે આ અધ્યાયમાં પરતત્ત્વનો સ્વગતભેદ વધારે વિસ્તૃત છે. સાતમા અધ્યાય કરતાં આ પરતત્ત્વ, આમ, જુદું છે. આઠમા અધ્યાયના શ્લોકોમાં પરના ઘટકોની વિગત આવે છે. (૩) પરનું નિરાકાર સ્વરૂપ એટલે જેને अक्षर કહ્યું છે તે; स्वभाव એટલે પ્રકૃતિ (?). "વિસર્ગ" એટલે યજ્ઞનાં અગ્નિમાં હવિસ્ હોમવાની ક્રિયા. યજ્ઞથી પર્જન્ય, પર્જન્યથી અન્ન, અન્નથી ભૂતોની ઉત્પત્તિ થાય છે. આમ "ભૂત"રૂપ (બ્રહ્મના) ભાવનો ઉદ્ભવ કરનાર, યજ્ઞાગ્નિમાં આહુતિનો "વિસર્ગ" (હોમવું તે ક્રિયા)ને 'कर्म' કહેવાય છે. ટૂંકમાં યજ્ઞક્રિયાને कर्म સંજ્ઞા અપાય છે. ગીતાના ત્રીજા અધ્યાયમાં कर्म નામનું તત્ત્વ કહ્યું છે (यज्ञः कर्मसमुद्भ); પણ ગીતા ૮.૩નું कर्म સહેજ જુદું છે. (૪) જરામરણને વશ (क्षरः); એવું પરનું રૂપ (भावः), અર્થાત્ ભૂતો, તે જ તેનું અધિભૂત રૂપ. પરતત્ત્વમાં પુરુષ (પુરુષાકાર સ્વરૂપ) એક (ઘટક, અથવા) રૂપ, છે; તેનું બીજું નામ अधिदैवत છે. **આ આઠમા અધ્યાયમાં જ પુરુષ અને શ્રીકૃષ્ણ, એ બે ભિન્ન સ્વરૂપો—પરનાં અને પરમાં—છે;** બીજા અધ્યાયોમાં પરનું પુરુષ રૂપ એટલે શ્રીકૃષ્ણ સ્વરૂપ, એવો અર્થ છે. પરનું એક સ્વરૂપ અહીં अधियज्ञ નામથી કહ્યું છે; પણ તે સ્વરૂપ એટલે શ્રીકૃષ્ણ પોતે જ; પરનાં નિરાકાર (अक्षर) કે સાકાર (पुरुष) સ્વરૂપને "અધિયજ્ઞ" નામ નથી આપ્યું. શ્રીકૃષ્ણ બધા યજ્ઞોના ખરા ભોક્તા છે, માટે તેમને અહીં अधियज्ञ કહ્યા છે. (૫) મનુષ્યે અન્તકાલે પોતાના ઇષ્ટ દેવનું સ્મરણ કરવું; તો મરણ બાદ તેનો આત્મા તે ઇષ્ટ દેવ પાસે જશે; શ્રીકૃષ્ણનું જ સ્મરણ કરવાથી શ્રીકૃષ્ણ પાસે તે આત્મા જશે. "मद्भाव याति", આ 'મોક્ષ'નું એક વર્ણન છે. (૬)–(૭) શ્લોક ૫ ના તે આ અધ્યાયના છેવટ સુધી એક યા બીજી રીતે "प्रयाणकाल" વિશે જ કહ્યું છે; અને, તેમાં પણ, **ત્રણ પ્રકારના યોગીઓ** કહ્યા છે. શ્રીકૃષ્ણના નિષ્કામ કર્મીઓ; પુરુષના નિષ્કામ કર્મીઓ (૮–૯–૧૦); અને अक्षरના નિષ્કામ કર્મીઓ (૧૧ થી ૨૭). શ્લોક ૨૮માં આ ત્રણે પ્રકારના યોગીઓ બીજા કોઈપણ માર્ગી કરતાં વધારે સારા છે, એમ કહ્યું છે. શ્રીકૃષ્ણનો ભક્ત યોગી સર્વોત્તમ છે; પુરુષનો આશ્રય કરનાર નિષ્કામ કર્મી શ્રીકૃષ્ણાશ્રયી–યોગી કરતાં કંઈક નિકૃષ્ટ (?) છે એમ જણાય છે; अक्षरના આશ્રયી–યોગીને આ બન્ને પ્રકારના યોગી ( નિષ્કામકર્મી )ઓ કરતાં એક રીતે ( प्रयाणના સમયની દૃષ્ટિએ ) निकृष्ट કહ્યો છે. (૮)–(૧૦) प्रयाणकाले (૧૦) પુરુષનું સ્મરણ કરનાર (પુરુષનો भक्त) યોગી પુરુષને પ્રાપ્ત કરે છે. (૧૧) अक्षर તત્ત્વ પુરુષથી જુદું છે. શ્લોક ૧ માં (પ્રશ્નમાં) 'બ્રહ્મ' અને અધિદૈવ શબ્દો છે; શ્લોક ૩ અને ૪ માં अक्षर અને पुरुष શબ્દો છે; શ્લોક ૧૦ ના વિષયથી **જુદો જ વિષય** શ્લોક **૧૧** માં શરૂ થાય છે; અને તે अक्षर બ્રહ્મ છે. (पदं) 'વિશન્તિ' બતાવે છે કે આ 'પદ' એટલે સ્થાન; 'શબ્દ' નહીં. (૧૩–૧૫) શ્રીકૃષ્ણાશ્રયવાળો યોગ બે પ્રકારનો છે; એક, શ્રીકૃષ્ણની પોતાની જ ભક્તિવાળો; બીજો प्रणव દ્વારા શ્રીકૃષ્ણની ભક્તિવાળો. આ બીજા પ્રકારની શ્રીકૃષ્ણની ભક્તિવાળા યોગી વિશે શ્લોક ૧૨ અને ૧૩ માં કહ્યું છે; તેવો યોગી દેહ છોડતી વખતે प्रणव દ્વારા શ્રીકૃષ્ણનું સ્મરણ કરે તો તે શ્રીકૃષ્ણને પ્રાપ્ત કરે જ. શ્લોક ૧૦–૧૫ માં मोक्ष માટે અનેક પ્રકારના શબ્દો વપરાયા છે. તેમાં

'अक्षरं विशन्ति' (એટલે प्रविशन्ति) નોધપાત્ર છે; परमा गतिम्; परमा संसिद्धिम्; पुनर्जन्म न विद्यते. (૧૬) બ્રહ્માના ભુવન સુધી જનારાઓ આ દુનિયામાં પાછા આવે જ છે. પણ પુરુષને, શ્રીકૃષ્ણને (પ્રતીકદ્વારા અથવા સીધા) અને અક્ષર બ્રહ્મને પ્રાપ્ત કરનારાઓ આ દુનીઆમાં પાછા આવતા નથી શ્લોક ૧૬ ઉપરથી એમ અનુમાન થાય છે કે પુરુષ અને અક્ષર બ્રહ્મ, એ બે પરતત્ત્વ શ્રીકૃષ્ણનાં જ સ્વરૂપો છે, કેમકે એ બેને પ્રાપ્ત કરનારાઓ આ દુનિયામાં પાછા આવતા નથી. શ્લોક ૧૬માં એકલા શ્રીકૃષ્ણને જ પ્રાપ્ત કરનારાઓનો નિર્દેશ છે; માટે આપણે આ અનુમાન કરવું જ પડે. (૧૭) પાંચરાત્રસંહિતાઓમાં નિરાકાર બ્રહ્મના દિવસનું માપ આપેલું છે, એમ પ્રો. એફ. ઓટો શ્રાડરે (Introduction to the Pancaratraમાં) સાબિત કર્યું છે (૧૮–૧૯) અહીં નિરાકાર બ્રહ્મના ભક્તો–જે યોગીઓ હોય–તેનું વર્ણન કર્યું છે, તે નિરાકાર બ્રહ્મથી નીચેનું (अपर) તત્ત્વ શ્લોક ૧૮–૧૯ માં કહ્યું છે; તેમ જ તે નિરાકાર બ્રહ્મથી ઉંચેનું (पर) તત્ત્વ શ્લોક ૨૨માં કહ્યું છે. આમ નિરાકાર બ્રહ્મ (શ્લોક ૧૧ થી જેનુ વર્ણન શરૂ થયું છે) તેનું વિસ્તૃત જ્ઞાન અહીં આપેલ છે. અહીં (૧૮–૧૯મા) " अपर अव्यक्त "માંથી પ્રાણીમાત્રની સૃષ્ટિ નિરાકાર બ્રહ્મના ' दिवस 'ની શરૂઆતમાં અને પ્રલય ' रात्रि 'ની શરૂઆતમાં કહી છે. અને નિરાકાર બ્રહ્મને પોતાને 'पर अव्यक्त' નામ આપ્યુ છે (શ્લોક ૨૦). **આ રીતે એક જ નિરાકાર બ્રહ્મનાં બે સ્વરૂપો અહીં કહ્યાં છે;** એકમાથી સૃષ્ટિ અને પ્રલય થાય છે; બીજું સ્વરૂપ "પરમા ગતિ" અને "શ્રીકૃષ્ણનું ધામ" છે. ભૂતોની ઉત્પત્તિ ( પ્રાકટય, વ્યુચ્ચરણ )નુ સ્થાન ( योनि ) કહ્યુ છે, માટે " अपर अव्यक्त "ને નિરાકારબ્રહ્મ જ માનવુ પડે; આ अपर अव्यक्त મુંડક વગેરે ઉપનિષદોના भूतयोनि अक्षरની જગાએ છે, એમ જ સમજવું પડશે, માટે अपर अव्यक्त નિત્ય અને ચેતન છે, અને તેને સાતમા અધ્યાયની परा प्रकृति સાથે સરખાવી શકાય. ઉપનિષદોમાં अक्षर ब्रह्मने જ ભૂતયોનિ તેમજ परा गति પણ કહેલ છે; પણ ગીતા તે **એક તત્ત્વની** જગાએ બે ( परापर ) તત્ત્વો રજૂ કરે છે. આ જ આ આઠમા અધ્યાયની વિશિષ્ટતા છે. જો આઠમા અધ્યાયના પરતત્ત્વમાં આ 'અપર અવ્યક્ત' પણ ગણીએ તો પરના રૂપોમાં એક વધુ (પાંચમુ) રૂપ ઉમેરવુ જોઈએ (૨૧) ગીતામાં આ શ્લોકમાં **પહેલી જ વાર** अक्षरને શ્રીકૃષ્ણનું **"ધામ"** કહ્યુ છે; **માટે આ સિદ્ધાન્ત ગીતાના આગલા અધ્યાયો–ખાસ બેથી છ સુધીના–થી જુદો પડે છે.** શ્રીકૃષ્ણનું આ ધામ પોતેજ મુક્તોની परमा गति છે. य प्राप्य न निवर्तन्ते એટલે (૧) **સંન્યાસીઓ** જેને પ્રાપ્ત કરીને પાછા આ દુનિયામાં આવતા નથી અથવા (૨) જેને ઉત્તરાયણમાં પ્રાપ્ત કરનારા **યોગીઓ** પાછા આવતા નથી. દક્ષિણાયનમાં પ્રયાણ કરનારા યોગીઓ બ્રહ્મને પહોંચતા જ નથી; ચંદ્રલોકથી જ પાછા આવે છે. આ पर अव्यक्तને ઉપનિષદોમા अक्षर કહેલ છે (अक्षर इत्युक्त). (૨૨) पुरुष આ पर अव्यक्तથી पर છે. "અવ્યક્ત જ પર પુરુષ છે;" એવો અર્થ કરવામાં આવે છે; તે બરાબર નથી કેમકે ૮મા અધ્યાયમા બધે अक्षर અને पुरुषને જુદા જ જણાવ્યા છે (૮.૩–૪,૧૦–૧૧); ઉપનિષદોમા अक्षर (મુ. ઉપ. ૨.૧.૨) અથવા अव्यक्त (કઠોપનિ. ૩.૧૧)થી पुरुषને पर કહ્યો છે. (૨૩) "योगिन". આ નિયમ સંન્યાસીઓને માટે નથી (૮.૧૧માં यतयः જુઓ). શ્લોક ૨૪માં કહ્યા મુજબ આ योगिन બ્રહ્મજ્ઞાનીઓ (ब्रह्मविदः) છે બ્રહ્મજ્ઞાની હોવા છતાં દક્ષિણાયનમા प्रयाण કરે તો ચંદ્રલોક સુધી જઈને (ત્યા ભોગ ભોગવીને) આ યોગીઓને આવૃત્તિ થાય છે. (આ શ્લોકો ૨૩–૨૮નો વિશેષ અર્થ જાણવા જુઓ પ્ર.મો. મોદીનું Bhagavadgita A Fresh Approach). (૨૭) "આ બે ગતિઓનુ જ્ઞાન ધરાવનાર બ્રહ્મવિદ યોગી ગભરાતો નથી" અર્થાત્ ક્યાંતો આ

યોગી (સીધો અથવા પ્રણવ દ્વારા) શ્રીકૃષ્ણની અથવા પુરુષની ભક્તિવાળો યોગી થાય છે; અથવા 'કૃષ્ણા ગતિ' થાય અને આ દુનિયામાં પાછું આવવું (આવૃત્તિ) થાય તો તે માટે તૈયાર રહે છે. આ અધ્યાયને કોઈ પ્રતમાં તારકब्रह्मयोगનું નામ આપ્યું છે; અને ૐકાર અથવા તારક મંત્ર અહીં (૮.૧૩માં) શ્રીકૃષ્ણનું પ્રતીક છે. તે ઉપરથી યોગી શ્રીકૃષ્ણની ઉપાસના કરવાનું વધુ પસંદ કરે છે, એવો અર્થ શ્લોક ૨૭અનો કરાય. કોઈ પ્રતમાં આ અધ્યાયને अक्षर ब्रह्मयोग નામ આપ્યું છે; તે ઉપરથી "બ્રહ્મવિદ યોગી" કૃષ્ણા ગતિથી ભ્રમ પામતો નથી, એવો અર્થ કરી શકાય. (૨૭બ) યોગી પુરુષનો ઉપાસક હોય અથવા બ્રહ્મનો; બન્ને રીતે યોગીએ सर्वेषु कालेषु योगयुक्त રહેવું જોઈએ, એ જરૂરી છે (જુઓ ૮.૭). (૨૮) યોગી શ્રીકૃષ્ણ, પુરુષ, અથવા બ્રહ્મ, એ ત્રણ પૈકી કોઈ પણ એકની ભક્તિ ધરાવતો હોય તો પણ વેદ,યજ્ઞ,તપ, અને દાનના પુણ્ય ફલના કરતાં અધિક ઉત્તમ ફલ (મોક્ષ) મેળવે છે. परं स्थानमुपैति–ગીતા 'મોક્ષ' માટે વિવિધ ખ્યાલો આપતા પ્રયોગોનો ઉપયોગ કરે છે.

**(૮) ગીતા ૯.** (૪–૧૦) આ શ્લોકોમાં તત્ત્વજ્ઞાનનો કોઈ વાદ કહ્યો નથી, પણ શ્રીકૃષ્ણનો યોગ (નિષ્કામ રહીને ભૂતોની ઉત્પત્તિ જેવા મહત્ત્વપૂર્ણ કાર્યો કરવાં તે) અહીં વર્ણવ્યો છે; તે વિશે અગાઉ કહેવાઈ ગયું છે (ગીતા ,૭.૧૨ ઉપર). શ્લોક ૬માં પણ નિર્લિપ્તતા, કર્મબંધન-રહિતતાનું જ દૃષ્ટાન્ત છે. (૭–૧૦) અહીં પ્રકૃતિને "શ્રીકૃષ્ણની" (मामिका) કહી છે અને "તે શ્રીકૃષ્ણના અધ્યક્ષપણા નીચે જડ ચેતન બન્ને પ્રકારની સૃષ્ટિ કરે છે." માટે આ પ્રકૃતિ સાતમા તેમ જ બીજા અધ્યાયોમાં કહેલી પ્રકૃતિથી જુદા પ્રકારની છે. દરેક અધ્યાયના દાર્શનિક વિચારો જુદા જુદા છે. શ્લોક ૧૦ના विपरिवर्तते શબ્દ ઉપરથી કોઈ દાર્શનિક વાદ ઉત્પન્ન ન કરી શકાય. (૧૨–૧૩) મનુષ્યો રાક્ષસી, આસુરી અને દૈવી પ્રકૃતિ (સ્વભાવ)નો આશ્રય સ્વેચ્છાએ લે છે, એમ કહ્યું છે. અધ્યાય ૧૬માં બે પ્રકારની સંપત્તિ લઈને સૃષ્ટિ થાય છે, એમ કહ્યું છે. (૧૫) આ શ્લોકમાં अपि દ્વારા સૂચન છે કે આગલા શ્લોકોમાં (૧૩–૧૪) ભક્તિપ્રધાન યોગીઓનું વર્ણન છે અને હવે (શ્લોક ૧૫–૧૯માં) જ્ઞાનયજ્ઞ કરનારા (યોગીઓ)નું વર્ણન છે. જ્ઞાનરૂપી યજ્ઞ: ત્રીજા તેમજ ચોથા અધ્યાયના यज्ञ કરતાં નવમા અધ્યાયનો ज्ञानयज्ञ જુદો છે. एकत्वेन, "એકલા શ્રીકૃષ્ણ જ બધું છે" અથવા એકલા જ શ્રીકૃષ્ણમાંથી જ બધું છે. पृथक्त्वेन શ્રીકૃષ્ણ અક્ષરથી અથવા જીવાત્માથી અલગ છે (સરખાવો બ્ર.સૂ. ૨.૩.૨૮). बहुधा શ્રીકૃષ્ણ અનેકવિધ છે. एकत्वे पृथक्त्वेन, बहुधaનો ચોકકસ અર્થ કલ્પવો શક્ય નથી. विश्वतोमुखम्–આ શબ્દ ગીતા ૧૦.૩૩ (धाता विश्वतोमुखः અને ૧૧.૧૧માં વપરાયો છે. "ચારે બાજુ મુખોવાળું." (૧૬) અહીં ચાલુ યજ્ઞના અંગોમાં શ્રીકૃષ્ણની ભાવના છે, જેમ ગીતા ૪.૨૪ (ब्रह्मार्पणम्) પ્રમાણે એ જ સાધનો-અંગોમાં નિરાકાર પરતત્ત્વ (બ્રહ્મ)ની ભાવના છે. (૨૯) मयि ते तेषु चाप्यहम् ઉપરથી આપણને न त्वहं तेषु ते मयिનો અર્થ, **"હું તે ભાવોમાં આસક્તિ ધરાવતો નથી, તે ભાવો મારામાં વળગેલા છે,"** એ સમજાય છે. તા. ક. આખા નવમા અધ્યાયમાં શ્રીકૃષ્ણનો જ નિર્દેશ છે; પરના, મુક્તાત્માઓથી પ્રાપ્ય, નિરાકાર સ્વરૂપનો ઉલ્લેખ બીલકુલ કરવામાં આવ્યો નથી.

**(૯) ગીતા ૧૦.** (૪–૫) મનુષ્યને વિવિધ મનોવૃત્તિઓ પરતત્ત્વ–શ્રીકૃષ્ણ પાસેથી મળે છે. આ સિદ્ધાન્ત વિભૂતિયોગના શિક્ષણ માટે છે. (૮) मत्तः सर्वं प्रवर्तते–મારામાંથી દરેક ભૂત (પ્રાણી) પ્રવૃત્તિ કરે છે–આ કથન પણ નિષ્કામકર્મના આચરણ માટે છે. (૧૨) શ્રીકૃષ્ણ **જ પર બ્રહ્મ, પર ધામ અને શાશ્વત પુરુષ છે;** સરખાવો ગીતા ૧૧.૧૮, ૩૭–૩૮. આવાં વાક્યો ઉપરથી

એમ અનુમાન થાય કે આ શ્લોકોમાં **શ્રીકૃષ્ણ અને બ્રહ્મ, એ એક જ છે.** બ્રહ્મ શ્રીકૃષ્ણનું ધામ નથી. શ્રીકૃષ્ણ, બ્રહ્મ અને પુરુષ, એક પરતત્ત્વનાં સ્વરૂપો (aspects) છે. ગીતાના અધ્યાય ૨ થી ૭માં શ્રીકૃષ્ણ એક જ પરતું સાકાર સ્વરૂપ છે; પુરુષનો નિર્દેશ ત્યાં નથી. (૩૯) આ દશમા અધ્યાયમાં, 'પ્રકૃતિ' નામના તત્ત્વ વગર જ એક શ્રીકૃષ્ણના પોતાનામાંથી જ ચરાચર જગત ઉત્પન્ન થાય છે, એવો સિદ્ધાન્ત વિવક્ષિત છે. શ્લોક ૪૧ પણ એ જ સિદ્ધાન્ત સાબિત કરે છે. (૪૨) આ શ્લોક પણ **પ્રકૃતિ વગર સાક્ષાત્ શ્રીકૃષ્ણમાંથી** (શ્રીકૃષ્ણના એક અંશમાંથી) સમગ્ર જગતની ઉત્પત્તિ અને સ્થિતિનું પ્રતિપાદન કરે છે. બ્રહ્મસૂત્ર ૧.૪. ૨૩–૨૮ મુજબ પ્રકૃતિ તત્ત્વ અને પર તત્ત્વ બન્ને એક જ છે. પ્રકૃતિને જુદું તત્ત્વ અથવા પરની શક્તિ પણ માનવાથી છાન્દોગ્ય–બૃહદારણ્યક ઉપનિષદોના શબ્દનો ભંગ થાય છે. શ્રીકૃષ્ણના એક અંશમાં જગત સમાયું છે અને સ્થિર છે. શ્રીકૃષ્ણ જગતમાં અને જગત બહાર છે.

**(૧૦) ગીતા ૧૧.** (૨) સાક્ષાત્ શ્રીકૃષ્ણમાંથી ભૂતોની ઉત્પત્તિ અને પ્રલય થાય છે, એ સિદ્ધાન્ત અર્જુને ૧૦મા અધ્યાયમાં શ્રીકૃષ્ણ પાસેથી સાંભળ્યો હતો, એમ અર્જુન અહીં કહે છે. આ ૧૦.૩૯, ૪૧–૪૨ ને ધ્યાનમાં રાખીને અહીં લખાયું છે. (૭) શ્રીકૃષ્ણના દેહમાં **"એક" ઠેકાણે "સમગ્ર" જગત રહેલું** છે; જુઓ શ્લોક ૧૩. (૧૬) અર્જુન શ્રીકૃષ્ણનાં અનેક સ્વરૂપો જુએ છે. **તેમાં પ્રથમ** સ્વરૂપ **અનેક** બાહુ, ઉદર, વક્ત્રનેત્રવાળું છે. (૧૭) **બીજું** સ્વરૂપ ચતુર્ભુજ છે, શંખ, ચક્ર, ગદા અને પદ્મ જેના ચાર હાથમાં છે તેવું. શ્લોક ૪૬ માં અર્જુને આ ચતુર્ભુજ સ્વરૂપ **બીજી વાર** દેખાડવાને શ્રીકૃષ્ણને વિનતિ કરી, પણ શ્રીકૃષ્ણે તે ફરીને દેખાડયું નહીં; માત્ર માનુષ સ્વરૂપ જ દેખાડયું. શ્લોક ૫૧. (૧૮) **શ્રીકૃષ્ણ જ अक्षर ब्रह्म અને પુરુષ છે; અર્થાત્ એક જ પર તત્ત્વનાં એ ત્રણ સ્વરૂપો છે;** અહીં अक्षर ब्रह्म શ્રીકૃષ્ણનું ધામ નથી. જુઓ ઉપર ગીતા ૧૦.૧૨–૧૩. (૧૯) જેને ચન્દ્ર અને સૂર્ય રૂપે બે આંખો છે; તે અર્જુને જોએલું **ત્રીજું** રૂપ છે. આ જ પુરુષ રૂપ છે; મુંડક ઉપ. ૨.૧.૪માં પણ આ પુરુષ રૂપનું વર્ણન છે. (૨૦) શ્લોક ૨૦-૩૧માં શ્રીકૃષ્ણનું "ઉગ્રરૂપ" વર્ણવેલું છે; તે **ચોથું** રૂપ છે. તે ભયંકર રૂપ છે; તેનું જ નામ काल (૧૧ ૩૨) છે; તે રૂપ દ્વારા શ્રીકૃષ્ણ **લોકોનો નાશ કરે છે** (लोकक्षयकृत्), જેમાં અર્જુન દ્રોણ, ભીષ્મ વગેરેને શ્રીકૃષ્ણ દ્વારા **અગાઉથી હણાએલાં** જુએ છે. શ્લોક ૩૩–૩૪, જેના ઉપરથી આ અગિયારમા અધ્યાયને 'વિશ્વરૂપદર્શનયોગ'નું નામ આપવામાં આવ્યું છે. (૩૭–૩૮) **અહીં પણ "अक्षर" શ્રીકૃષ્ણનું ધામ નથી; પરંતુ શ્રીકૃષ્ણ પોતે જ अक्षर રૂપ તેમ જ પુરુષ રૂપ છે** (पुरुषः पुराण). (૫૩) द्रष्टानसि–અહીં ભક્તને "દર્શન" (vision) થાય છે, એવો સિદ્ધાન્ત આપ્યો છે. પ્રથમ જ્ઞાન પછી આ દર્શન અને પછી તેમાં પ્રવેશ–શ્લોક ૫૪. (૫૫) मत्कर्मकृत्–શ્રીકૃષ્ણે કરેલાં (નક્કી કરેલાં) કર્મો કરનારો; અને એ રીતે તે કર્મોનાં ફલથી નિર્લિપ્ત રહેનારો–આ અગિયારમા અધ્યાયમાં પણ–દશમા અ. ની જેમ–જડ પ્રકૃતિ જેવું કંઈ તત્ત્વ દર્શાવ્યું નથી, કેમકે સાક્ષાત્ શ્રીકૃષ્ણ જ જગત રૂપ છે.

**(૧૧) ગીતા. ૧૨.** (૧) અહીં સાકાર શ્રીકૃષ્ણ અને નિરાકાર અક્ષર બ્રહ્મ, એમ બે સ્વરૂપો પર તત્ત્વનાં કહ્યાં છે. બન્નેની ઉપાસના (ભક્તિ) પૂર્વક નિષ્કામ કર્માચરણ, भक्तियोग, આ અધ્યાયનો વિષય છે (योगवित्तम). (૪) અક્ષરની ભક્તિવાળા **યોગીઓ** પણ **શ્રીકૃષ્ણને** જ મેળવે છે (ते प्राप्नुवन्ति मामेव) કારણ ? શ્રીકૃષ્ણ અને અક્ષર–अव्यक्त એ બન્ને **એકનાં** જ બે દષ્ટિકોણો છે. એવો અહીં સિદ્ધાન્ત છે. (૮) 'निवसिष्यसि मय्येव'–મોક્ષનો એક ખ્યાલ–તા. ક. આ અધ્યાયમાં

શ્રીકૃષ્ણથી અલગ રીતે પુરુષનો નિર્દેશ નથી, તેમજ પ્રકૃતિનો નિર્દેશ પણ અહીં નથી; જગતની સૃષ્ટિ–સ્થિતિ–પ્રલયની જ વાત આ અધ્યાયમાં નથી. પણ શ્રીકૃષ્ણ અને અક્ષર, બન્ને "પ્રાપ્ય" છે.

(૧૨) ગીતા ૧૩. [અ] (૧) સાકાર શ્રીકૃષ્ણ=ક્ષેત્રજ્ઞ; ક્ષેત્રજ્ઞજ **જીવ** રૂપે છે. (૩) ક્ષેત્ર= અક્ષર ब्रह्म; એમ શ્લોક ૪ ઉપરથી જણાય છે. શ્લોક ૪ અમાં વેદનાં મન્ત્રોનો નિર્દેશ છે, અને ૪ બમાં **બ્રહ્મસૂત્રપદોનું** અનુસંધાન છે. ઉપનિષદોનાં અમુક વાક્યો–જેમાં બ્રહ્મ અથવા આકાશ, જ્યોતિ, વાયુ, વગેરેમાંથી જગતની ઉત્પત્તિ–સ્થિતિ–પ્રલય કહ્યાં છે, તે વાક્યોને "બ્રહ્મસૂત્રપદ" ગીતા કહે છે, તે શ્રુતિઓમાં હેતુઓ ( आकाश, वायु, ज्योति वगेरेનો અર્થ 'બ્રહ્મ' શા માટે, અને ભૌતિક આકાશ વગેરે કેમ નહીં, તેનાં કારણો) પણ આપેલાં હોય છે. પ્રચલિત બ્રહ્મસૂત્રમાં પણ આ શ્રુતિઓની ચર્ચા આવે છે, અને આ શ્રુતિવાક્યોમાં આપેલા હેતુઓ પ્રચલિત બ્ર. સૂ. માં દલીલ તરીકે ઉદ્ધૃત કરીને આપવામાં આવેલા છે. (૫) ક્ષેત્ર એટલે નિરાકાર બ્રહ્મ. મહાભારત શાન્તિપર્વમાં क्षेत्र શબ્દ નિરાકાર બ્રહ્મના અર્થમાં વપરાયો છે, દા. ત. क्षेत्र बीजं जीवानाम् વગેરે મહાભારત ૧૨.૨૧૩.૧૩;૧૨.૨૪૯.૧૦–૧૧; ૩૦૭.૧૪;૩૧૮.૧૧ જુઓ (Aksara, A Forgotten Chapter, P. 37). ક્ષેત્રનો એક વિકાર अव्यक्त 'જડ' પ્રકૃતિ છે. આ શ્લોકમાં પાંચ વિષયો, દશ ઇન્દ્રિયો એક મન, પાંચ મહાભૂતો, અહંકાર અને બુદ્ધિ તથા अव्यक्त એમ કુલ ૫+૧૧+૫+૧+૧+૧ (अव्यक्त) **=૨૪ તત્ત્વોને તે ક્ષેત્રના વિકારો ગણાવ્યા છે.** ( એ ઉપરાંત બીજા વિકારો પણ શ્લોક ૬માં છે. ) શ્લોક ૨૬માં ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ ( શ્રીકૃષ્ણ )ના સંયોગથી સ્થાવરજંગમ સત્ત્વોની ઉત્પત્તિ કહે છે. અહીં ક્ષેત્રને "શ્રીકૃષ્ણનું" ( એટલે શ્રીકૃષ્ણની ચેતન શક્તિ ) નથી કહ્યું. પરતત્ત્વમાં અન્તર્ગત ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ, બે છે; અર્થાત્ એ બે મળીને એક પરતત્ત્વ થાય છે, એવો અર્થ છે. અહીં ક્ષેત્રને મુક્ત જીવાત્માઓથી પ્રાપ્ય કહ્યું નથી, માત્ર સૃષ્ટિમાં ક્ષેત્રજ્ઞનું સહકારી કહ્યું છે. મોક્ષમાં પ્રાપ્ય તત્ત્વ અહીં માત્ર ક્ષેત્રજ્ઞ એક જ છે. ક્ષેત્રજ્ઞ સાકાર શ્રીકૃષ્ણ જ છે (૧૩.૨). ક્ષેત્રનો પ્રથમ વિકાર अव्यक्त (જડ પ્રકૃતિ) છે. આ સૃષ્ટિપ્રક્રિયા બીજા બધા અધ્યાયો કરતાં જુદી છે. [બ] (૧૨) અહીં નવો વિચાર આપ્યો છે. પરતત્ત્વ મુખ્યત્વે નિરાકાર બ્રહ્મ છે, પણ તે નિરાકાર પરતત્ત્વમાંજ શ્રીકૃષ્ણ "પરા શક્તિ" છે. "मत्परं ब्रह्म"નો આવો અર્થ શ્રીશંકરાચાર્યની પહેલાના એક ભાષ્યમાં કરવામાં આવ્યો હતો, એમ શાંકર ભાષ્યમાં કહ્યું છે. अनादि+मत्परं–પદો લેવાં; अनादिमत्+परं નહીં. ઉપનિષદોમાંના अव्यक्तात् पुरुष पर (કઠ. ઉ० ૨.૧૧), अक्षरात्परतः परः पुरुषः (મુણ્ડક ઉ० ૨.૧.૨), વગેરે વાક્યો પ્રમાણે अनादि मत्परं ब्रह्मનો અર્થ કરીએ તો "અનાદિ બ્રહ્મ, જેનાથી હું શ્રીકૃષ્ણ પર છું" એવો અર્થ થાય. પણ શ્રીશંકરાચાર્યે એના પુરોગામી ભાષ્યકારનો જે અર્થ આપ્યો છે તે આપણે લઈએ તો ઉપલો અર્થ થાય, **જે મુજબ પ્રાધાન્ય અનાદિ બ્રહ્મને મળે છે અને એ નિત્ય નિરાકાર બ્રહ્મમાં જ શ્રીકૃષ્ણ શક્તિ રૂપે છે, માટે શ્રીકૃષ્ણતત્ત્વ (નિરાકારની ગૌણ શક્તિ) ઠરે છે. બ્રહ્મ આ શ્રીકૃષ્ણ રૂપ શક્તિનો સ્વામી ઠરે છે.** આ જ અર્થ શબ્દાર્થ છે. શ્રીશંકરાચાર્યને દાર્શનિક રીતે એ અર્થ અશક્ય લાગ્યો, તેથી વ્યાકરણ વિરુદ્ધ, 'अनादिमत्+परं ब्रह्म' એવો અન્વય એમણે લીધો છે અને अनादिमत् પ્રયોગને વ્યાકરણથી સિદ્ધ કરવા યત્ન કર્યો છે. પણ બ્રહ્મસૂત્રમાં નિરાકાર બ્રહ્મને એક એવું તત્ત્વ કહ્યું છે કે જેમાં એ (બ્રહ્મ)જ **પ્રધાન** (મુખ્ય) છે અને પુરુષ ગૌણ છે. ત્યાં આ સિદ્ધાન્તની સમજૂતી તરીકે "અહિ" (સર્પ) અને "કુંડલ" (સર્પનું ગૂંચળું –coil, ગોળાકાર સર્પ)નું દૃષ્ટાન્ત આપ્યું છે (ब्र. सू. ३.२.२७,उभयव्यपदेशात् त्वहिकुण्डलात् જુઓ પ્ર.મો. મોદીનું A Critique of the Brahma-sutra, Part I, Interpretation, પાનાં૪૨-૪૩);

આમ, બ્રહ્મ મુખ્ય રહીને શ્રીકૃષ્ણ ગૌણ રહે, એવું આ ગીતા ૧૩.૧૨–૧૭નું પર तत्त्व છે. આ મુખ્યગૌણભાવસંબંધ अहिकुण्डलसंबंध જેવો અથવા प्रकाश અને प्रकाशाश्रय(જેમકે: સૂર્ય અને સૂર્યનું ગોળાકાર બિંબ) જેવો છે. આમ એક જ પરતત્ત્વ એક સમયે (युगपद्) નિરાકારસાકાર **ઉભયવિધ છે, અને તેમાં નિરાકાર સ્વરૂપ મુખ્ય છે, સાકાર રૂપ ગૌણ છે.** શ્લોક ૧૩–૧૪માં જે સાકાર (सर्वतःपाणिपादम्) અને નિરાકાર (सर्वेन्द्रियविवर्जितम्) **બન્નેનાં વિશેષણો આપ્યાં છે,** તે બન્ને પ્રકારના વિશેષણો એક જ બ્રહ્મમાં ઉપર્યુક્ત રીતે સત્ય સ્વરૂપે છે. આખી સૃષ્ટિ આ એક તત્ત્વથી સમજાવી છે. શ્લોક ૧૬માં (अविभक्तं च भूतेषु विभक्तमिव च स्थितम् । भूतभर्तृ च तज्ज्ञेयं ग्रसिष्णु प्रभविष्णु च ॥)—આ તેરમા અધ્યાયમાં ત્રણ દાર્શનિક યુગ્મો આપ્યાં છે:—(૧) क्षेत्रक्षेत्रज्ञ, (૨) ज्ञानज्ञेय અને (૩) प्रकृतिपुरुष; તેમાં બીજા યુગ્મમાં अनादि અને "मत्पर" ब्रह्म "ज्ञेय"માં ગણાવ્યું છે. (૧૮) 'मद्भाव'–મોક્ષનો એક ખ્યાલ છે. [ક] (૧૯) અહીં प्रकृति એટલે જડ પ્રકૃતિ અને पुरुष (જીવાત્મા), બન્નેને अनादि તત્ત્વો કહ્યાં છે. આ જીવાત્માને જ પરમેશ્વર (૨૭), ઇશ્વર (૨૮) અને પરમાત્મા કહ્યો છે. માટે, અહીં [ક]માં પરતત્ત્વ સાકાર ઇશ્વર છે. વળી, ૩૦માં એજ પરતત્ત્વ જેમાં સર્વે જીવો (ભૂતો) છે તેને બ્રહ્મ કહ્યું છે. માટે આ ત્રીજા યુગ્મમાં પરતત્ત્વ ઉભયરૂપ છે. અહીં જીવાત્મા (पुरुष) अनादि હોવા છતાં પરમાત્માનું જ એક સ્વરૂપ છે, અને શ્લોક ૨૨માં કહેલ (સાક્ષી) परः पुरुषः એજ પરમાત્માનું બીજું સ્વરૂપ છે, એમ અનુમાન કરવું જોઈએ. ગીતાએ જીવ–પરમાત્માના સંબંધ વિશે સ્પષ્ટતા કરી નથી; બન્નેને એક જ માન્યા છે; પણ આ શ્લોકોમાં (૧૩.૧૯–૩૩માં) આખી ગીતામાં પહેલીવાર જીવ–પરમાત્માનો અનાદિ સંબંધ બતાવવા યત્ન થયો છે. ગીતા ૧૫.૭ની જેમ જીવાત્માને પરમાત્માનો અંશ અહીં કહ્યો નથી. અહીંનો જીવાત્મા પરમાત્માનું, એક અનાદિ સ્વરૂપ છે. શ્લોક ૩૦ પ્રમાણે પ્રાણીમાત્ર "એક બ્રહ્મમાં રહેલાં" છે (यदा भूतपृथग्भावमेकस्थमनुपश्यति । तत एव च विस्तारं ब्रह्म संपद्यते तदा ॥); આ વાક્યમાં પણ જીવાત્મા–પરમાત્માના સંબંધની સ્પષ્ટતા નથી જણાતી. શ્લોક ૩૨માં જીવાત્માની નિર્લિપ્તતા અને શ્લોક ૩૩માં જીવાત્માની સર્વદેહપ્રકાશકતા કહી છે. શ્લોક ૩૩–૩૪માં જીવાત્મા અને ક્ષેત્રજ્ઞનો અભેદ સંબંધ બતાવ્યો હોય એમ જણાય છે, અને એ રીતે અધ્યાય ૧૩ના પ્રથમ યુગ્મ "क्षेत्र–क्षेत्रज्ञ"માં જીવાત્મા કેવી રીતે ગ્રહણ કરવો, તે સમજાવવા યત્ન થયો છે.–ગીતામાં જ્યાં જીવ–બ્રહ્મના સંબંધની સ્પષ્ટતા નથી કરી, ત્યા બન્નેનો અભેદ માનવો જોઈએ, કેમકે ઉપનિષદોમાં "અભેદ" કહ્યો હતો, तत्त्वमसि, अहं ब्रह्मास्मि વગેરે વાકયોમાં. આ "અભેદ" કેવા પ્રકારનો છે, તેની ચર્ચા ગીતામાં નથી; પરંતુ એ "અભેદ" શાંકર વેદાન્ત જેવો ન હતો; तद्गुणसारत्वात्तु तद्व्यपदेशः 'જીવાત્મામાં પરમાત્માના ગુણોનો સાર હોવાથી જીવને પરમાત્મા કહે છે'; એમ બ્રહ્મસૂત્ર ૨.૩.૨૯માં કહ્યું છે. અને બ્ર. સૂ. ૨.૩.૨૮માં જીવાત્માને પરમાત્માથી पृथक् "જુદો" કહ્યો છે. ગીતા ૧૫.૭માં જીવને સ્પષ્ટ રીતે પરમાત્માનો અંશ કહ્યો છે; અને બ્રહ્મસૂત્ર ૨.૩, ૪૩–૪૭ માં એ જ મત સ્વીકારાયો છે. પણ ગીતા ૧૩.૧૯–૩૩ માં અંશત્વ નથી કહ્યું; ઉપનિષદોની જેમ માત્ર એક પ્રકારનો અભેદ કહ્યો છે. જીવાત્માની આટલી ચર્ચા ગીતાના બીજા કોઇ અધ્યાયમાં કરી નથી—તેરમા અધ્યાયના ત્રણે દાર્શનિક યુગ્મો ત્રણ પ્રકારના योगो (નિષ્કામ કર્મના પ્રકારો) શીખવવા માટે કહ્યાં છે, તે પ્રકરણ ૨માં સ્પષ્ટ કર્યું છે (જુઓ પા. ૧૦,૩૮).

**(૧૩) ગીતા ૧૪.** (૨) साधर्म्यम्–મોક્ષ સ્થિતિમાં મુક્ત આત્મા બ્રહ્મ (સાકાર કે નિરાકાર) રૂપ થતો નથી, પણ સાધર્મ્ય મેળવે છે, બ્રહ્મના જેવા ધર્મોવાળો થાય છે. મોક્ષાવસ્થાનું આ વર્ણન

માત્ર આ અધ્યાય (૧૪) માં જ છે. અહીં કહ્યા મુજબ મોક્ષમાં પણ જીવાત્મા અને પરમાત્માનું પૃથકત્વ જળવાઈ રહે છે. (૩–૪–૫) પરતત્ત્વ, ત્રણનું (જુઓ નીચે શ્લોક ૨૬–૨૭) બનેલું એક છે :—(૧) શ્રીકૃષ્ણ, (૨) મહદ્ બ્રહ્મ, ચેતન નિરાકાર તત્ત્વ, જે શ્રીકૃષ્ણના બીજપ્રદાન માટે યોનિ રૂપ છે, અને જેમાંથી "ભૂતો"નો જન્મ થાય છે. અને (૩) જડ પ્રકૃતિ. આ પ્રકૃતિને મહદ્ બ્રહ્મમાંથી ઉત્પન્ન થએલી કહી નથી; તેથી પરતત્ત્વમાં જ એક ઘટક તરીકે આ પ્રકૃતિને સમજીએ, તો કંઈ વાંધો જણાતો નથી. સાતમા અધ્યાયમાંની પરા અને અપરા પ્રકૃતિઓ "શ્રીકૃષ્ણની" છે, એટલે શ્રીકૃષ્ણની શકિતઓ છે; પણ આ ૧૪માં અધ્યાયમાં મહદ્ બ્રહ્મ અને પ્રકૃતિ "શ્રીકૃષ્ણનાં" નથી; માટે તે ત્રણ મળીને પરતત્ત્વ થાય છે, એવો મત અહીં છે. —અહીં પરતત્ત્વનું વર્ણન કરવાનો ગીતાકારનો ઉદ્દેશ નથી; પ્રકૃતિના ગુણો બંધનકારક છે એ ઉપદેશ અહીં મુખ્ય છે. તે અગાઉ કહેવાઈ ગયું છે. (૨૬–૨૭) શ્લોક ૩–૪–૫મા પર ના જે ત્રણ ઘટકો કહ્યાં છે તે ઉપરાંત એક વધુ ઘટક અથવા પરનું રૂપાન્તર, નિરાકાર બ્રહ્મ (ब्रह्मणो हिप्रतिष्ठाहम्...) અહીં કહ્યું છે; અને તે નિરાકાર બ્રહ્મની પ્રતિષ્ઠા અથવા આધાર શ્રીકૃષ્ણ છે, એમ કહી શ્રીકૃષ્ણ સાથે એ નિરાકાર બ્રહ્મનો સંબંધ શ્લોક ૨૭માં બતાવ્યો છે. આ સંબંધમાં શ્રીકૃષ્ણ મુખ્ય અથવા પ્રધાન (ઘટક) ઠરે છે અને "બ્રહ્મનો આશ્રય" શ્રીકૃષ્ણ છે, એમ સિદ્ધાન્ત બને છે. શ્લોક ૨૬ મુજબ શ્રીકૃષ્ણની ભકિત ધરાવનાર યોગી બ્રહ્મરૂપ થવાની યોગ્યતા મેળવે છે, બ્રહ્મરૂપ થાય છે; **એટલે શ્રીકૃષ્ણના ભક્તની ઇચ્છા નિરાકાર બ્રહ્મની પ્રાપ્તિની હોય તો તેને નિરાકાર બ્રહ્મ મળે** છે, એમ સમજવું જોઇએ. એ જ રીતે, ગીતા ૧૨.૪ મુજબ નિરાકાર બ્રહ્મના ઉપાસક (યોગી)ની ઇચ્છા **જો સાકાર શ્રીકૃષ્ણની પ્રાપ્તિની હોય તો** તેને નિરાકારની ઉપાસનાથી જ શ્રીકૃષ્ણની પ્રાપ્તિ થાય છે, એમ અર્થ કરવો જોઇએ. આ સિદ્ધાન્તનું મૂળ કારણ તો એ જણાય છે કે શ્રીકૃષ્ણ અને નિરાકાર બ્રહ્મ **બન્ને** એક જ તત્ત્વના માત્ર જુદા જુદા સ્વરૂપો अहिकुण्डलवत् કે प्रकाशाश्रयवत् (ब्र. सू.३.२. २७–२८) છે. ગીતા ૧૪.૨૭માં "ब्रह्मणो हि प्रतिष्ठा अहम्" કહ્યું છે; એનો અર્થ, જેમ આપણે કુંડલાકાર સર્પના ઉપર એ આકાર રહિત સર્પનો આધાર છે, એમ. કહીએ, અથવા જેમ મંડલાકાર સૂર્યના ઉપર સૂર્યના પ્રકાશનો આધાર છે એમ કહીએ, તેવો છે. ટૂંકમાં પર તત્ત્વને સાકાર કે નિરાકાર કહેવું, એટલે, પરના એક સ્વરૂપ ઉપર વધારે ભાર મૂકવો, એજ અર્થ થાય છે; કેમકે, વક્તાની વિવક્ષા હોય કે નહીં, છતાં પરતત્ત્વ સ્વતઃ "ઉભયવિધ," પુરુષાકાર અને નિરાકાર બન્ને, છે જ. આ ઉભયવિધતા ગીતાના સમયમાં સાર્વજનિક માન્યતા, સર્વ ફિલસૂફી દ્વારા સ્વીકાર, પામેલી હતી, એમ ગીતા ૨ થી ૬ દ્વારા સિદ્ધ થયું છે; અને ગીતા ૧૨.૪, ૧૪.૨૫–૨૭ દ્વારા પણ એજ સિદ્ધાન્ત સિદ્ધ થાય છે.

**(૧૪) ગીતા ૧૫.** (૧–૩) અશ્વત્થ વૃક્ષ જડ પ્રકૃતિનું પ્રતીક છે, તે અગાઉ બતાવ્યું છે (જુઓ પા. ૧૧ ). એ પ્રતીકનો "ઉચ્છેદ" કરવાનું કહ્યું છે, માટે તેને પરનું "કાર્ય" માનીએ તો વાંધો ન આવે. (૪–૬) અહીં નિરાકાર બ્રહ્મને એક પદ, સ્થાન, કહ્યું છે; અને તેને જ શ્લોક ૬માં શ્રીકૃષ્ણનું ધામ પણ કહ્યું છે, આમ પરતત્ત્વ સાકાર નિરાકાર, ઉભય રૂપ છે; છતાં નિરાકાર સ્વરૂપ સાકાર શ્રીકૃષ્ણનું "ધામ" છે, રહેવાની જગ્યા છે. મુકતોનું પ્રાપ્ય પદ હોઈને **સાકારનું રહેવાનું સ્થળ પણ તે જ હોય,** તેવો આ સિદ્ધાન્ત આ અધ્યાયમાં છે. શ્લોક ૪માં જે પુરુષનો નિર્દેશ છે, તે શ્લોક ૬ ના સંદર્ભ ઉપરથી શ્રીકૃષ્ણ જ છે, એમ અનુમાન થાય છે.

આઠમા અધ્યાયની જેમ પુરુષ સ્વરૂપ શ્રીકૃષ્ણથી અલગ અહીં નથી જણાતું. (૭–૧૧) જીવાત્માને અહીં શ્રીકૃષ્ણનો "અંશ" કહ્યો છે. આ વિશે ઉપર (પાનું ૧૧) ગીતા ૧૩.૧૯–૩૧ ની નોંધમાં સ્પષ્ટતા થઈ ગઈ છે. જીવાત્માના અંશત્વનો સિદ્ધાન્ત ૧૫ મા અધ્યાયનો એકનો જ છે. પરમાત્માનો અંશ પ્રકૃતિમાંથી સૂક્ષ્મ દેહ ખેંચે છે, તેથી તે જીવત્વ પામે છે–શ્લોક ૭. આમ શ્લોક ૭ માં "प्रकृति"નું સૂચન થયું છે. તે "પ્રકૃતિ" પણ પરમાં જ રહેલી છે; અહીં જડ પ્રકૃતિને બ્રહ્મમાંથી ઉત્પન્ન થએલી નથી કહી, તેમ "શ્રીકૃષ્ણની" (શક્તિ) પણ નથી કહી. (૧૫) "સર્વના હૃદયમાં પણ હું બેઠેલો છું." આ પર તત્ત્વનું "સાક્ષી" રૂપ છે. (૧૬–૧૮) દરેક ભૂત (પ્રાણી) क्षर पुरुष (જીવાત્મા, જન્મમરણઅધીન છતાં નિત્ય, પરિણામી–નિત્ય; ક્ષર એટલે વિનાશી નહીં) છે, અને દરેક જીવાત્મા સાથે હૃદયમાં રહેતો "સાક્ષી" "अक्षर पुरुष (કૂટસ્થ, અવિકારી–નિત્ય)" છે; આ બન્નેથી પર એવું જે પરતત્ત્વ છે તેનું નામ परमात्मा, पुरुषोत्तम છે, અને તે જ શ્રીકૃષ્ણ છે. क्षर पुरुष શ્રીકૃષ્ણનો "અંશ "ને अक्षर पुरुष શ્રીકૃષ્ણનું એકસ્વરૂપ છે. આમ જેમાં પર તત્ત્વનાં બે સ્વરૂપો સાકાર તથા નિરાકાર છે, અને જેમા નિરાકાર સ્વરૂપ મુક્તોનું પ્રાપ્ય સ્થાન, સાકારની જેમ જ, હોવા છતાં શ્રીકૃષ્ણનું ધામ (સ્થાન) છે, અને જેમાં 'જીવ' પરમાત્માનો અંશ છે, તેમજ જેમાં જડ પ્રકૃતિ પણ રહેલી છે, એવું એક પર તત્ત્વ અહીં પંદરમા અધ્યાયમાં પ્રતિપાદિત છે. અહીં શ્રીકૃષ્ણ અથવા પુરુષની જ બધી "પ્રકૃતિઓ" છે, એમ કહી એક પ્રકારનો યોગ મુખ્ય વક્તવ્ય છે, એ અગાઉ (પાનું ૧૧) કહેવાઈ ગયું છે. ગીતામાં દરેક દાર્શનિક વિચાર "નિષ્કામ કર્મ"માં ઉપકારક તરીકે જ બતાવવામાં આવ્યો છે.

**(૧૫) ગીતા ૧૬.** આ અધ્યાયના તત્ત્વજ્ઞાનની વિશિષ્ટતા બે પ્રકારના, દૈવી અને આસુરી સંપદ્ લઈને, સૃષ્ટિમાં પ્રકટ થએલા જીવોનો સિદ્ધાન્ત છે, (જુઓ પાનાં ૩૧,૬૯). દૈવી સંપદ્ સહિત સરજાએલા જીવોને મોક્ષનો અધિકાર છે, અને આસુરીસંપદ્ સાથે સરજાએલા જીવોને માટે "બંધન"નું નિર્માણ થઈ ચૂકેલું જ છે–શ્લોક ૫. આવા બે "ભૂતસર્ગો," પ્રાણીની સૃષ્ટિઓ, જ છે–શ્લોક ૬. "સૃષ્ટિ" બે પ્રકારની છે, એ સિદ્ધાન્ત, ગીતાના લેખકને તે વખતના સમાજમા જે એક ઉદ્દામ વૈદિક વાદ હતો, તેના ઉપરથી અને પોતે પ્રતિપાદન કરવા ઇચ્છેલા નિષ્કામ કર્માચરણ ઉપરથી સૂઝેલો, એમ જણાય છે. શ્લોક ૨૦–"આસુરી સંપત્તિવાળા જીવો મને મેળવ્યા વિના જ અધમા ગતિને જ પ્રાપ્ત કરે છે" (मामप्राप्यैव कौन्तेय ततो यान्त्यधमां गतिम्), એ સિદ્ધાન્ત, "મનુષ્યો દરેક રીતે (सर्वश) મને પહોંચવાના માર્ગને જ અનુસરે છે" (मम वर्त्मानुवर्तन्ते मनुष्या: पार्थ सर्वश –ગીતા ૪.૧૧), એ સિદ્ધાન્તથી જુદો જ છે. (૨૨–૨૩) परागति, सिद्धि–એટલે मोक्ष.– અધ્યાય ૧૬માં નિરાકાર બ્રહ્મનો નિર્દેશ જ નથી. બે પ્રકારની **ભૂતસૃષ્ટિ** કહી છે, અને શ્રીકૃષ્ણને "પ્રાપ્ય" કહ્યા છે (શ્લોક ૬ અને ૨૦).

**(૧૬) અધ્યાય ૧૭.** સોળમા અધ્યાયમાં 'જીવાત્મામાં (योग=નિષ્કામ કર્માચરણના) સદ્ગુણો અથવા તદ્વિરોધી ગુણો જીવાત્માની "સૃષ્ટિ"થી જ આવે છે', એમ કહ્યા પછી અહીં સાત્ત્વિક, વગેરે શ્રદ્ધા (જે પણ યોગની દૃષ્ટિએ સમજાવી છે તે) "स्वभाव"માંથી જન્મ પામે છે એમ કહ્યું છે. (૬) "શ્રીકૃષ્ણ મનુષ્યના અન્તઃશરીરમાં રહે છે અને મનુષ્યનાં સારાનરસાં કર્મોથી એને અસર પહોંચે છે"—આ "સાક્ષી"નો એક નવો સિદ્ધાન્ત છે. (૭) આહારની પસંદગી, यज्ञ, तप, દાનનાં કર્મો કરવામાં મનની વૃત્તિ, વગેરે પણ स्वभावમાંથી ઉત્પન્ન થએલી શ્રદ્ધાને લીધે મનુષ્યમા જુદી જુદી હોય છે. (૨૩) ॐतत्सत्–નિરાકાર બ્રહ્મનો નિર્દેશ છે.—આમ શ્લોક ૭માં અને

૨૩–૨૪માં અનુક્રમે સાકાર (શ્રીકૃષ્ણ) અને નિરાકાર (બ્રહ્મ)નો નિર્દેશ છે. માટે પરતત્ત્વ ઉભયરૂપ છે, એ સિદ્ધાન્ત અધ્યાય ૧૭માં પણ માન્ય છે.

(૧૭) **ગીતા ૧૮.** (૧૩) सांख्ये कृतान्ते = "યુદ્ધ સંબંધી કરાએલો નાશ" એવો અર્થ લીધો છે (જુઓ પા. ૧૨,૩૧). માટે અહીં સાંખ્ય કે વેદાન્ત કંઈ દર્શન નથી. (૧૬) કોઈપણ સારા કે ખરાબ કર્મના કરનારા આ પાંચ છે; જીવાત્મા એકલોજ કર્મોનો કરનારો છે, એ માન્યતા ખોટી છે. જીવાત્માને અહંકાર ન હોય તો તે કર્તૃ છે જ નહીં-શ્લોક ૧૭. અહીં પ્રકૃતિનું કર્તૃત્વ કહેવાને બદલે "પાંચનું સંયુક્ત કર્તૃત્વ" કહ્યું છે. આ કંઈ તત્ત્વજ્ઞાન નથી લાગતું; 'સામાન્ય સમજ' લાગે છે; કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં તે વખતના ન્યાયમંદિરમાં ગુનેગારની તપાસમાં (૧) ગુન્હાનું કમ થવાની જગા, (૨) કર્મ કરનારનું નામ, (૩) કર્મ કરવાનું સાધન, વગેરેની નોંધ થતી હતી ( જુઓ अधिकरण III, chapters 57–58, P. 87, Punjab Ed. of कौटिल्य अर्थशास्त्र). (૧૮) ગુણસંખ્યાન, એટલે "ત્રણ ગુણોનો વાદ" અહીં કહ્યો છે ( જુઓ પા. ૧૨,૩૧). જે છે તે ત્રણ ગુણો જ છે; અને એ ત્રણ ગુણોથી જ્ઞાન, કર્મ અને કર્તા–ગીતાનો પ્રતિપાદ્ય વિષય જે યોગ છે, તેના સંબંધી ત્રણ વિષયો–સમજાવી શકાય છે–આવો અર્થ–દાર્શનિક વિચાર એ સમયે પ્રચલિત હશે. પ્રકૃતિ તત્ત્વનું જ બધું કર્તૃત્વ છે (૩.૨૭–૨૯), એમ કહેવાને બદલે ત્રણ ગુણોથી જ ચલાવી લેવાનો આ સિદ્ધાન્ત પણ common sense સામાન્ય બુદ્ધિનો જ એક સિદ્ધાન્ત લાગે છે. પાછળથી શ્લોક ૪૦માં કહ્યું છે કે આ ત્રણ ગુણો રહિત કોઈ વ્યક્તિ કે વસ્તુ વિશ્વમાં નથી, અને આ ગુણો પ્રકૃતિમાંથી જન્મેલા છે. અહીં પ્રકૃતિ એટલે જડ તત્ત્વ જે સ્વયંસિદ્ધ છે તેવું તત્ત્વ સમજીએ તો આ નિષ્કામકર્માચરણ (યોગ)નો પ્રકાર સમજી જવાય. પ્રકૃતિથી આગળ अक्षर કે पुरुष સુધી આ "ગુણસંખ્યાન" જતું નથી, તેને તેટલે સુધી જવાની નિસ્બત નથી. (૪૧–૪૪) स्वभाव તત્ત્વમાંથી જન્મેલાં કર્મોનો આધાર લઈ વર્ણો સમજાવ્યા છે. આ કર્મો સ્વભાવમાંથી જન્મેલાં છે; છતાં ભૂતમાત્રની પ્રવૃત્તિ પુરુષમાંથી દરેકને મળી છે, (૪૬) અને એ પુરુષે જ આ સર્વ જગત પ્રસાર્યું છે ( येन सर्वमिदं ततम् ); છતાં આ સ્વભાવ તત્ત્વ પણ એ પુરુષ થકી ઉત્પન્ન થયું છે, એવો મત અહીં આપ્યો નથી. શ્લોક ૪૦માં (ગુણસંખ્યાનના સિદ્ધાન્તમાં) અને શ્લોક ૪૧–૪૬માં તફાવત છે. શ્લોક ૪૦ મુજબ મનુષ્યે સત્ત્વ ગુણમાં સ્થિર થવાનું છે; શ્લોક ૪૧–૪૬ મુજબ મનુષ્યે સત્ત્વ, રજસ્ કે તમસ્‌નાં પોતાનાં જે કર્મો હોય તે જ પુરુષને અર્પણ કરવાનાં છે (૪૬) અથવા સ્વભાવથી આવ્યાં છે, એમ માની નિર્લેપ રહેવાનું છે (૪૭–૪૮). અર્થાત્ શ્લોક ૪૧–૪૮ "ચાતુર્વર્ણ્ય" વાદ મુજબ છે. ( એ ચાતુવર્ણ્ય મનુસ્મૃતિથી તદ્દન જુદો પડે છે. ) ( ૫૩–૫૪–૫૫ ) નિરાકાર બ્રહ્મરૂપ થયા **પછી** સાકાર શ્રીકૃષ્ણમાં "પ્રવેશ" થાય છે. અહીં, આ દુનિયામાંજ બ્રહ્મરૂપ થવાય છે અને પછી મૃત્યુ પછી શ્રીકૃષ્ણમાં પ્રવેશ મળે છે. એમ નિરાકાર–સાકારના સમન્વય જેવો મોક્ષનો એક સિદ્ધાન્ત કહ્યો છે, જે ગીતામાં અહીં જ આપેલો એક નવો વિચાર છે; આગલા અધ્યાયોમાં તે વિચાર નથી દર્શાવ્યો. (૫૬) શાશ્વત પદની પ્રાપ્તિ એટલે મોક્ષનો એક ખ્યાલ. શ્લોક ૫૩–૫૫ મુજબ સાકાર શ્રીકૃષ્ણ નિરાકાર બ્રહ્મ કરતાં કંઈક "અધિક" છે, એવો અર્થ નીકળે છે; શ્લોક ૫૬ મુજબ શ્રીકૃષ્ણની કૃપાથી નિરાકાર પદની પ્રાપ્તિ થાય છે. **અહીં નિરાકારને શ્રીકૃષ્ણનું ધામ નથી કહ્યું, અને તેમ છતાં શ્રીકૃષ્ણને " અધિક " ( ઉચ્ચ ) કહ્યાં છે.** આ મતમાં, નિરાકારને ધામ કહેવાથી સિદ્ધાન્તમાં જે મુસીબત થાય તે ટાળવા, યત્ન થયો છે. અને એ જ હેતુ માટે, "શ્રીકૃષ્ણની કૃપાથી **શાશ્વત** પદની પ્રાપ્તિ" પણ કહી છે. ગીતાના બીજા અધ્યાયો કરતાં આ અલગ મત છે. (૫૯–૬૧) અહીં પ્રકૃતિ, સ્વભાવ અને માયા, એમાંથી એકેયને

"શ્રીકૃષ્ણનુ" (શ્રીકૃષ્ણની શક્તિ) કહેલ નથી માટે અહીં પરતત્ત્વમાં જડ પ્રકૃતિ એક ઘટક છે; એમ માનવું વધુ યોગ્ય ગણાશે. પરતું નિરાકાર (૫૬, અને ૬૨) સ્વરૂપ શ્રીકૃષ્ણથી સહેજ ઊતરતું હોઇને શ્રીકૃષ્ણનું જ એક રૂપ છે; અને સાધકને સ્વપ્રયત્નથી અને સ્વેચ્છાએ એ જ મળે છે; અથવા શ્રીકૃષ્ણની શરણાગતિદ્વારા (मद्व्यपाश्रय.) શ્રીકૃષ્ણની કૃપાથી તે (નિરાકાર બ્રહ્મ) મળે છે. એમ માનવુ જોઈએ. (૬૫–૬૬) શ્રીકૃષ્ણની શ્રેષ્ઠતા દર્શાવી ગીતા સમાપ્ત થાય છે; પણ આ શ્રેષ્ઠતા અધ્યાય ૧૨માં કહ્યા મુજબ યોગ (નિષ્કામકર્માચરણ) ના પ્રકાર (ભક્તિયોગ)ની શ્રેષ્ઠતાને લીધે જ કહી છે. અહીં છેલ્લા શ્લોકોમાં (૫૩–૬૬) સાકાર–નિરાકારનો પ્રશ્ન ગીતાકારની સમક્ષ છે જ અને નિરાકારને શ્રીકૃષ્ણનું ધામ અથવા ભૂતોની યોનિ માન્યા વગર એ પ્રશ્નનું સમાધાન કરવાનો યત્ન અહીં થયો છે. નિરાકાર બ્રહ્મરૂપ બનીને પછી સાકાર શ્રીકૃષ્ણરૂપ બની શકાય છે, અથવા સાકારની કૃપાથી નિરાકાર પદ જ મેળવાય છે, અને તેમાં જ સ્થિર રહેવાય છે; એમ કહી પરતત્ત્વની ઉભયરૂપતા જ અહીં કહેવા ઇચ્છી છે.

આ સિવાય ગીતામાં શ્રીકૃષ્ણનાં સંબોધનોમાં પુરુષોત્તમ, મધુસૂદન, ગોવિન્દ, હૃષીકેશ, વગેરે વૈષ્ણવશાસ્ત્રના શબ્દો છે. શ્રીભગવાન અને શ્રીકૃષ્ણ શબ્દો પણ એવા જ છે. તેની પણ નોંધ લેવી જોઈએ. એ વિશે ગીતા અને પાંચરાત્ર અથવા ભાગવત ધર્મના સંબંધના પ્રકરણમા વિચારણા કરવામાં આવશે.

ગીતાના દાર્શનિક વિચારો આગલાં પ્રકરણો (૧, ૨, ૩ વગેરે) માં આપ્યા છે. છતાં પુનરુક્તિદોષ વ્હોરીને પણ આ પ્રકરણમાં ફરીને એક વાર એ વિચારોમાં જે સૃષ્ટિપ્રક્રિયા, મોક્ષ, જીવાત્મા, વિવિધ વાદો (?)-વગેરે વિષયોની સાથે સંબંધ ધરાવતા વિચારો છે તે અધ્યાયવાર મે આપ્યા છે, કેમકે ગીતાનું એક દર્શન કે સંપ્રદાય, જો હોય તો, તેની સૂક્ષ્મ તપાસ કરવા માટે આવો અભ્યાસ જરૂરી છે.

### ભાગ ૨. ગીતાનું દર્શન અથવા સંપ્રદાય ?

ગીતામાં આવેલા દાર્શનિક વિચારોની અધ્યાયવાર સમજૂતી સહિત ટૂંકી નોંધ ઉપર આપી છે.× આ નોંધ જોતા તથા ઉપનિષદો, બ્રહ્મસૂત્ર અને (ગીતા સિવાયનુ) મહાભારત (શાન્તિપર્વનું મોક્ષધર્મપર્વ) તપાસતાં, આપણને જાણવા મળે છે કે (૧) પર તત્ત્વ એટલે (અ) જેમાથી દૃશ્યમાન સમગ્ર જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય થાય છે તે તથા (બ) જેની પ્રાપ્તિને મોક્ષની પ્રાપ્તિ માનવામાં આવે છે, તે તત્ત્વ, અને (૨) ઋગ્વેદના કાળથી શરૂ કરી ઉપનિષદો, ગીતા અને મહાભારત તથા બ્રહ્મસૂત્રમાં આ પરતત્ત્વને નિરાકાર અને પુરુષાકાર, એમ યુગપદ્ ઉભયવિધ માનવામાં આવ્યું છે./ઋગ્વેદમાં આ બે પ્રકારના દાર્શનિક સૂક્તો—જો કે થોડાંક જ—છે, જેમકે (અ) નાસદીય-સૂક્ત જેમા પરતું નિરાકાર તરીકે નિરૂપણ છે અને (બ) પુરુષસૂક્ત જેમાં પરતુ સાકાર અર્થાત પુરુષાકાર તરીકે નિરૂપણ છે. ઋગ્વેદમાં દરેક દેવતાનાં સૂક્તોમાં દરેક દેવતાનું જ વર્ણન અપુરુષવિધ (નિરાકાર) તેમ જ પુરુષવિધ (સાકાર) છે, એમ ઋગ્વેદના આદિ ભાષ્યકાર યાસ્કનું મન્તવ્ય છે. (જુઓ નિરુક્ત ૭ ૬–૭). ઉપનિષદોમા પણ એક જ શ્રુતિસ્થાનમાં પરતું આવું દ્વિવિધ

× જિજ્ઞાસુ અભ્યાસીને આ લેખકનાં (૧) Aksara A Forgotten Chapter in the History of Indian Philosophy અને (૨) Bhagavadgita : A Fresh A.. તેમજ બ્રહ્મસૂત્ર ઉપરના બે પુસ્તકો વાચવા વિનંતિ છે.

નિરૂપણ છે, જેમકે મુંડકોપનિષદ ૧ ૧ ૬ ( यत्तदद्रेश्यम् )મા અક્ષર ( નિરાકાર પર તત્ત્વ )નુ વર્ણન છે, અને ૧ ૧ ૯ ( એટલે ત્યાર પછી બીજી જ શ્રુતિ )મા " य. सर्वज्ञ " એમ કહી એ જ અક્ષરરૂપ પરતત્ત્વ પોતે જ સાકાર (પુરષાકાર) પણ છે, એમ મુંડકોપનિષદમા કહ્યુ જણાય છે. પર તત્ત્વની દ્વિવિધતાની આ માન્યતા આપણા તત્ત્વજ્ઞાનના ઇતિહાસમા ઘણા સમય સુધી ચાલી હશે (જુઓ ઉપર પા ૯૭ ૧૦૮) ત્યાર પછી, પરના આ બે સ્વરૂપોના પરસ્પર સબધ વિષે તત્ત્વવિચારકો વિચારતા થયા, અને, અદ્વૈતવાદ જ પ્રવર્તતો હોવાથી, એ અદ્વૈત પરતત્ત્વમા જ ब्रह्म મુખ્ય કે पुरुष મુખ્ય, અથવા ગીતાના શબ્દોમાં "अक्षर(ब्रह्म) મુખ્ય કે श्रीकृष्ण મુખ્ય" એ પ્રશ્ન ઉદ્ભવ્યો આ પ્રશ્નનો ઉત્તર કઠ અને મુડક ઉપનિષદોએ અવ્યક્ત–અક્ષરથી પુરુષને પર (ઉચ્ચ) કહીને, આપ્યો ગીતાએ એ રીત, ઉપરાંત બીજી રીતે, નિરાકાર બ્રહ્મને શ્રીકૃષ્ણ (અથવા પુરુષ)નુ ધામ અથવા શ્રીકૃષ્ણની પ્રકૃતિ બનાવીને, અથવા બીજી કોઈ રીતે, એમ વિવિધ રીતે ઉપના પ્રશ્નનો ઉત્તર આપ્યો, એમ જણાય છે (આ ગીતની પરતત્ત્વના સ્વભાવની સમજૂતીમાથી સ્વગતભેદ વિશિષ્ટ પરતત્ત્વનો ખ્યાલ પાછળથી ઉત્પન્ન થયો ) શ્રીકૃષ્ણ અને તેનુ ધામ અને અગ્નિરૂપ ચેતન પ્રકૃતિથી સમગ્ર જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય ન સમજાવી શકાયા ત્યારે શ્રીકૃષ્ણની એક જડ પ્રકૃતિ (अपरा प्रकृति) પણ શ્રીકૃષ્ણમા છે, એમ મનાયુ, અથવા, ચેતન પ્રકૃતિ રૂપ અક્ષરબ્રહ્મમાથી એક જડ પ્રકૃતિ ઉત્પન્ન થઈ છે, એમ માન્યતા ઉદ્ભવી ત્યાર પછી(?) જીવાત્માના વિષયમા વિચારો શરૂ થયા અને જીવાત્મા–પરમાત્માના સબધનો કઈ સૂક્ષ્મ ખ્યાલ (અશાશિભાવસબધ) આપણા તત્ત્વજ્ઞાનના ઇતિહાસમા ઉત્પન્ન થયો અને એ જ અરસામા ૨૫ કે વધારે તત્ત્વોની ગણતરી થઈ આ ૨૫ કે ૨૬ તત્ત્વોમાં(?) મથાળાનાં તત્ત્વો પરના સાકાર અને નિરાકાર સ્વરૂપો હતા ભારતીય ફિલસુફીના ઇતિહાસનો ક્રમ કઇક આવો હતો, એમ ગીતાના જુદા જુદા અધ્યાયોના જુદા જુદા દાર્શનિક વિચારો પરથી પણ જણાય છે, તે હવે આપણે જોઇએ —

ઋગ્વેદ અને ઉપનિષદોમા જે સાકાર તત્ત્વનુ નામ पुरुष છે, તેનુ નામ ગીતામા શ્રીકૃષ્ણ અથવા શ્રીભગવાન્ છે દરેક અધ્યાયની ઇતિશ્રીમા 'श्रीकृष्णार्जुनसंवाद' પદ છે અને ગીતા ૧૮ ૭૮ (यत्र योगेश्वर कृष्ण )માં શ્રીકૃષ્ણ નામ છે પણ દરેક અધ્યાયમા 'श्रीकृष्ण उवाच'ને બદલે 'श्रीभगवानुवाच' છે ઉપનિષદો પછી, તુરત જ ઔપનિષદિક पुरुष અને મહાભારતના कृष्ण, બે એક જ છે, એવી માન્યતા ઉદ્ભવેલી, તે વખતે ભાગવત અથવા પાંચરાત્ર ધર્મની અસર નહીં હોય, પણ પાછળથી "श्रीकृष्ण ' श्रीभगवान કહેવાયા અને શ્રીકૃષ્ણને मधुसूदन, पुरुषोत्तम, गोविन्द વગેરે નામો પણ મળ્યા ભાગવતધર્મના અત્યન્ત પ્રાચીન—મહાભારત કરતા પણ પ્રાચીન—સમયમા આમ બન્યુ હશે (જુઓ પ્રકરણ ગીતા અને દર્શનો)

## ગીતામાં શ્રીકૃષ્ણથી પર કોઈ તત્ત્વ નથી (૭૭)

ગીતાના પહેલા ૭ અધ્યાયોમા નિરાકાર अक्षर અથવા ब्रह्म અને સાકાર શ્રીકૃષ્ણ, એ બન્નેમાથી દરેકનો નિર્દેશ વારાફરતી દરેક અધ્યાયમાં વારવાર આવે છે, અક્ષર તથા શ્રીકૃષ્ણ દરેકને જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનુ કારણ કહેલ છે, અને દરેકને મુક્તોનુ પ્રાપ્ય ધ્યેય કહ્યુ છે પહેલા છ અધ્યાયોમાં જોઈએ તો ગીતા ૨ ૧૭, ૩ ૧૫મા પરના નિરાકાર સ્વરૂપમાથી સૃષ્ટિ કહી છે, તો ગીતા ૩ ૨૨–૨૪, ૪ ૧૩, ૬ ૩૦–૩૧મા શ્રીકૃષ્ણમાથી જગતની સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલય કહ્યા છે તેવી જ રીતે ગીતા ૨ ૫૧,૭૨; ૪ ૨૪,૩૧; ૫ ૬,૧૯,૨૦–૨૬, ૬ ૨૭–૨૮,૩૮મા નિરાકાર સ્વરૂપને મુક્તપ્રાપ્ય કહેલ છે, તો ગીતા ૨ ૬૧; ૩ ૩૦, ૪ ૯–૧૦;

૫ ૨૯: ૬.૧૪–૧૫ અને ૪૭માં મોક્ષાવસ્થામાં શ્રીકૃષ્ણની પ્રાપ્તિ કહી છે/આ હકીકત, ઉપર ભાગ ૧મા આપેલી અધ્યાયવાર દાર્શનિક નોંધમાથી સ્પષ્ટ જણાશે ઉપર નોંધેલા શ્લોકો ઉપરાત, પહેલા ૭ અધ્યાયોમા બીજા શ્લોકોમા પણ પરતત્વના આ બન્ને સ્વરૂપોનો નિર્દેશ વારાફરતી આવે છે, જેમકે, ૩ ૩ –૩૨; ૪.૧૧; ૫.૧૪–૧૫,૨૯–सुहृदं सर्वभूतानाम्; ૬ ૭૧,૪૭મા સાકાર (શ્રીકૃષ્ણ) નો નિર્દેશ છે, અને ગીતા ૪.૩૨; ૫.૫,૧૯–निर्दोषं हि समं ब्रह्म,મા નિરાકાર (બ્રહ્મ)નો ઉલ્લેખ છે. આમ, આ અધ્યાયોમાં પરતત્વ પુરુષવિધ તેમજ અપુરુષવિધ છે; અને તે સિદ્ધાન્ત તે કાળમા દાર્શનિકોને સુવિદિત હતો, એમ આપણે સ્વીકારવું પડે છે.

(ગીતા ૭,૮,૯,૧૩,૧૪, મુજબ જગતનુ કારણ નિરાકાર (બ્રહ્મ) અથવા સાકાર (શ્રીકૃષ્ણ), બેમાંથી એક રૂપે પરતત્વ પોતે ( साक्षात् ) નથી, તે મે ઉપર અધ્યાયવાર નોંધમાં બતાવ્યું છે અને તેની ચર્ચા પાછળથી કરીશુ. પણ) ગીતા ૧૦,૧૧,૧૨ અને બીજા અમુક અધ્યાયોમાં, ગીતા ૨–૬ અધ્યાયો જેવો, **પરતત્ત્વના સાકાર–નિરાકાર દ્વિવિધપણાનો (ઉભયત્વનો) સિદ્ધાન્ત** છે, તે આપણે જોઈ લઈએ (અ) ગીતા ૧૦.૧૨માં શ્રીકૃષ્ણને જ परब्रह्म, परधाम અને शाश्वत पुरुष કહેલ છે. માટે પરતત્વ જ ઉભયવિધ છે વળી ૧૦.૪૧–૪૨ મુજબ શ્રીકૃષ્ણના "એક અંશ"માંથી જ આ જગત ઉત્પન્ન થયું છે (૪૧) અને એજ અશ જગતનો આધાર છે (૪૨) એ રીતે દશમા અધ્યાય મુજબ એક જ પરતત્વ, સાકાર–નિરાકાર ઉભયવિધ હોઈ, જગતનું કારણ અને મુક્તોનું "પ્રાપ્ય" છે. ગીતા ૧૧ ૨ મુજબ શ્રીકૃષ્ણે અર્જુનને ગીતા ૧૦માં માત્ર પોતાનામાંથી જગતની ઉત્પત્તિ અને પ્રલય કહ્યા છે (આ) ગીતા ૧૧ ૭,૧૩ મુજબ સમગ્ર જગત **શ્રીકૃષ્ણના દેહમાં** એક ભાગમા રહેલુ છે ૧૧. ૧૮ અને ૩૭–૩૮ પ્રમાણે શ્રીકૃષ્ણ પોતે अक्षर અને पुरुष **બન્ને** છે. આ અધ્યાયમાં પણ પ્રકૃતિ જેવુ તત્ત્વ દર્શાવ્યું નથી, કેમકે (ગીતા ૧૦ ની જેમ) સાક્ષાત્ શ્રીકૃષ્ણ **પોતાનામાં જ** જગત રચ્યું છે (જગતની સ્થિતિ છે) (ઇ) ગીતા ૧૨ પ્રમાણે **પરતત્વ પોતે ઉભયવિધ છે;** અને નિરાકાર સ્વરૂપના ઉપાસકને, [ **જો તેની ઇચ્છા હોય તો ?** ] સાકાર સ્વરૂપ શ્રીકૃષ્ણની પ્રાપ્તિ થાય છે, એમ કહ્યું છે (૧૨.૪). અહીં શ્રીકૃષ્ણની ભક્તિને વધુ સારી કહી છે, કેમકે નિરાકાર અને સાકાર, બન્નેની ભક્તિનું પરિણામ એક જ હોઈને સાકાર (શ્રીકૃષ્ણ) ની ભક્તિ નિરાકારની ભક્તિ કરતાં વધારે સહેલી છે અહીં પરતત્ત્વ જ એક–જ–વખતે ઉભયવિધ છે. (ઈ) જેમ ઋગ્વેદના पुरुषसूक्तમાં એકલા સાકાર રૂપનો જ નિર્દેશ ને સ્તુતિ છે, તેમ ગીતાના ૧૬માં અધ્યાયમા એકલા સાકાર સ્વરૂપનો જ નિર્દેશ છે; અહીં બે પ્રકારની ભૂતસૃષ્ટિ કહી છે; અને **શ્રીકૃષ્ણ જ મુક્તોનું પ્રાપ્ય** છે. (૧૬ ૨૦). અહીં દૈવીસૃષ્ટિ અને આસુરી સૃષ્ટિનુ કારણ શ્રીકૃષ્ણ છે, એમ સ્પષ્ટ નથી કહ્યુ, પણ શ્રીકૃષ્ણ સિવાય બીજુ કંઈ, (નિરાકાર બ્રહ્મ, અથવા જડ પ્રકૃતિ) તત્વ જ અહીં દર્શાવ્યું નથી (ઉ) ગીતા ૧૭ પ્રમાણે પરતત્વ શ્રીકૃષ્ણરૂપ તથા બ્રહ્મરૂપ છે (૧૭.૬ અને ૧૭ ૨૩–૨૪ ब्रह्मवादिनाम् ) અને તે બન્ને મુક્તોનાં "પ્રાપ્ય" છે; (સૃષ્ટિમાં એક "સ્વભાવ" નામનુ તત્ત્વ કામ કરે છે–૧૭.૨, જે વિગે જુઓ નીચે). (ઊ) ગીતા ૧૪.૨૬–૨૭ મુજબ "મોક્ષમાં પ્રાપ્ય" નિરાકાર (બ્રહ્મ) અને સાકાર (શ્રીકૃષ્ણ) બન્ને છે, પણ શ્રીકૃષ્ણને **બ્રહ્મનો આધાર** (प्रतिष्ठा) કહેલ છે, (સૃષ્ટિક્રિયામાં નિરાકાર ચેતન મહદ્ બ્રહ્મ અને સાકાર શ્રીકૃષ્ણ બન્ને તત્ત્વો સંયુક્ત રીતે કામ કરે છે; ૧૪ ૩–૫: જે વિગે જુઓ નીચે). ૧૪.૨૬ મુજબ શ્રીકૃષ્ણની ભક્તિથી [ જો ભક્તની ઇચ્છા હોય તો] બ્રહ્મની ( પરતત્ત્વના

નિરાકાર સ્વરૂપની ) પ્રાપ્તિ થાય છે; [નહીં તો શ્રીકૃષ્ણની પ્રાપ્તિ થાય છે] . (ઋ) અહીં એ પણ નોંધવું જોઈએ કે ગીતાના ૧૮મા અધ્યાય પ્રમાણે (પરતત્ત્વમાં જડ પ્રકૃતિ ૧૮.૪૦, સ્વભાવ-૧૮.૪૧-૪૪, ૫૯, ૬૦; કે માયા-૬૧ છે, પણ ) ભૂતોની ઉત્પત્તિ નિરાકાર બ્રહ્મ તત્ત્વમાંથી કહી છે ( ૧૮.૨૦ ) અને એ બ્રહ્મ તત્ત્વ મોક્ષમાં પણ " પ્રાપ્ય " છે ( ૧૮.૫૩ ); પણ નવાઈની વાત એ છે કે અહીં મુક્ત અને બ્રહ્મભૂત આત્મા બ્રહ્મરૂપના પ્રાપ્ત કર્યા **પછી** [ જો તેની અથવા શ્રીકૃષ્ણની ઇચ્છા હોય તો ] **પાછળથી પણ** શ્રીકૃષ્ણની ભક્તિ મેળવી શ્રીકૃષ્ણમાં પ્રવેશ કરી શકે છે (૧૮.૫૩-૫૫), આમ નિરાકાર સ્વરૂપને શ્રીકૃષ્ણનું ધામ કહ્યા વગર, એક વિચિત્ર રીતે, શ્રીકૃષ્ણનું પરાત્પરત્વ અને બ્રહ્મનું પરત્વ ઘટાવી બન્ને (બ્રહ્મ અને શ્રીકૃષ્ણ)નું **મુક્તપ્રાપ્યપણું** અહીં સ્વીકાર્યું છે; અને, ત્યાર પછી, ૧૮.૫૬ માં પણ એવો જ સિદ્ધાન્ત માનીને કહ્યું છે કે શ્રીકૃષ્ણની ભક્તિવાળા યોગીને શ્રીકૃષ્ણની " કૃપાથી " નિરાકાર શાશ્વત પદ મળે છે [અને તેમાં તે મુક્તાત્મા સ્થિર રહે છે]. આમ એ જુદી જુદી રીતે પ્રાપ્યતત્ત્વનું " ઉભયપણું " ગીતાના ૧૮મા અધ્યાયમાં પણ પ્રતિપાદિત થયું છે. (ૠ) ગીતા ૧૫.૪-૬ મુજબ પ્રાપ્યતત્ત્વ ઉભયરૂપ છે. નિરાકાર પરતત્ત્વને એક વાર સ્વતંત્ર રીતે પર કહ્યું છે (૧૫.૪)અને, તુરત બીજીવાર, સાકાર **પરાત્પર** શ્રીકૃષ્ણનું ધામ કહ્યું છે. મોક્ષમાં પ્રાપ્ય આબન્ને સ્વરૂપો છે; એટલે નિરાકારની ઉપાસના કરનાર (યોગી) નિરાકાર જે શ્રીકૃષ્ણનું ધામ છે તેની પ્રાપ્તિ કરે છે. અહીં (૧૫.૪-૬) **બ્રહ્મને પર તથા નિરાકાર સ્વરૂપ રાખીને જ, એને પરાત્પર શ્રીકૃષ્ણનું ધામ પણ સમજાવવા યત્ન થયો છે. (એ)** નિરાકાર સ્વરૂપ વિશે આવો જ યત્ન ગીતા ૮.૨૦-૨૧માં પણ થયો છે. પણ ત્યાં નિરાકાર અવ્યક્ત-અક્ષરથી પુરુષ "પર" (ઉચ્ચ) છે; અને એ પુરુષથી શ્રીકૃષ્ણ "પર" છે, એમ કહેવા ઇચ્છ્યું છે; એ રીતે શ્રીકૃષ્ણને અતિ ઉચ્ચતમ સ્થાને મૂક્યા છે. પુરુષ અને શ્રીકૃષ્ણનો આવો ભેદ ગીતામાં બીજા કોઈ પણ અધ્યાયમાં નથી. (ઐ) ગીતા ૧૩.૧૯-૩૪ માં પરમેશ્વર અને બ્રહ્મ, ઉભયરૂપ જે પરતત્ત્વ, તેમાં અનાદિ પ્રકૃતિ-પુરુષ રહે છે. જીવ અથવા પુરુષને પરમેશ્વર, ઈશ્વર, પરમાત્મા કહેલ છે માટે ૧૩.૧૯-૩૪માં એ સાકાર સ્વરૂપ પણ સ્વીકૃત છે, એમ મેં અર્થ કર્યો છે (જુઓ ઉપર પાનું ૧૧૧). (ઓ) ગીતા ૯ માં પરતત્ત્વના માત્ર સાકાર રૂપ (શ્રીકૃષ્ણ)નો જ નિર્દેશ છે, અને પરનું નિરાકારરૂપ એ શ્રીકૃષ્ણની ચેતન પ્રકૃતિ છે. આપણે જોયું કે ગીતા ૧૦, ૧૧, ૧૨ (અ; આ, ઇ)માં એક જ પરતત્ત્વને બે સ્વરૂપો છે, અને તે **સમકક્ષાનાં** હોઇને મોક્ષમાં પ્રાપ્ય છે; તેવી જ સ્થિતિ ગીતા ૧૭ એટલે (ઉ) અને ગીતા ૧૩.૧૯-૩૪ એટલે (ઐ)માં પણ છે. ગીતા ૧૬ (એટલે ઇ)માં કેવળ સાકાર શ્રીકૃષ્ણનો જ નિર્દેશ છે; પણ તેથી નિરાકાર બ્રહ્મના સમકક્ષાના વિકલ્પને બાધ નથી આવતો, કેમકે ગીતા ૧૬માં શ્રીકૃષ્ણનો નિર્દેશ ઋગ્વેદના પુરુષસૂક્તમાંના પુરુષ જેવો હોઈ શકે છે, અર્થાત્ પરતત્ત્વનું ઉભયવિધપણું સ્વીકારવા છતાં નિર્દેશ માત્ર સાકારનો જ કરવામાં આવ્યો હશે. જેમાં કેવળ નિરાકારનો નિર્દેશ હોય, એવા અધ્યાયની આપણે ગીતામાં ઓછી આશા રાખી શકીએ. ગીતા ૧૪, ૧૮ અને ૧૫ (એટલે ઊ, ઋ અને ૠ)માં નિરાકાર સ્વરૂપ કરતાં સાકાર સ્વરૂપને "પર" (ઉંચું) કહીને, એ બન્નેને મોક્ષમાં મુક્તોથી પ્રાપ્ય કહ્યાં છે. એ રીતે સાકાર **પરાત્પર** બને છે. વળી ગીતા ૮ ( એટલે એ )માં શ્રીકૃષ્ણ સર્વોચ્ચ તત્ત્વ છે, 'પુરુષ' શ્રીકૃષ્ણનું એક (સમકક્ષ?) રૂપ છે; અને એ પુરુષ શ્રીકૃષ્ણના ધામરૂપ અવ્યક્ત-અક્ષરથી "પર" છે; આમ ગીતા ૮ મુજબ શ્રીકૃષ્ણ, પુરુષ અને અક્ષર-અવ્યક્ત, એ ત્રણ મોક્ષમાં પ્રાપ્ય તત્ત્વો છે, વળી, બીજી રીતે પણ આ અવ્યક્ત-અક્ષરનું સ્થાન "નીચું" છે, કેમકે એની ભક્તિવાળો યોગી-જે બ્રહ્મવિદ્ છે-તેનું પ્રયાણ જો દક્ષિણાયનમાં થાય તો તે "બ્રહ્મ" સુધી ન પહોંચતાં

ચન્દ્રલોકથી જ આ દુનિયામાં પાછો ફરે છે. આમ કહી અવ્યક્ત બ્રહ્મના કરતાં શ્રીકૃષ્ણ અને પુરુષને "ઉચ્ચ" (પર) કહ્યાં છે. અવ્યક્ત "પર" છે; અને શ્રીકૃષ્ણ અને પુરુષ "પરાત્પર" છે.

આમ, મારા મત પ્રમાણે, સામાન્ય રીતે ગીતાના સમયમાં પરતત્ત્વ **ઉભયવિધ** જ મનાતું હતું; એ બન્ને સ્વરૂપો એક (અદ્વૈત) તત્ત્વનાં **સમકક્ષાનાં સ્વરૂપો** જ મનાતાં હતાં, અને ઉપાસના કરનાર સાધક "ઉભયવિધ પરતત્ત્વ"ની જ ઉપાસના કરતો **અથવા**, (જેમ ઋગ્વેદના નાસદીયસૂક્ત અને પુરુષસૂક્ત તથા ગીતાના અધ્યાય ૧૦,૧૧,૧૨ વગેરે ઉપરથી અનુમાન કરાય તેમ) પરને ઉભયવિધ માનીને પણ એમાંથી એકની ઉપાસના કરતો. આવો તે યુગ હતો. પણ **પાછળથી**, તે વિષમકક્ષાનાં સ્વરૂપો થયાં, સાકાર સ્વરૂપ નિરાકાર કરતાં 'ઉચ્ચ' ગણાયું, અને પરાત્પર બન્યું, છતાં બન્ને મુક્તો દ્વારા મોક્ષમાં "પ્રાપ્ય" મનાયાં છે. આ વિષમતા પ્રમાણે શ્રીકૃષ્ણને બ્રહ્મની **"પ્રતિષ્ઠા"** (આધાર, ૧૪.૨૭) કહેલ છે, **અથવા** બ્રહ્મને શ્રીકૃષ્ણનું **ધામ** (૧૫.૬; ૮.૨૧) કહેલ છે; **અથવા** એકવાર **"બ્રહ્મભૂત થયા પછી સાધક શ્રીકૃષ્ણની ભકિત મેળવી શ્રીકૃષ્ણરૂપ થાય છે,"** એમ કહ્યું છે (૧૮.૫૩–૫૫). પણ આ વિષમતા ટાળવાને શ્રીકૃષ્ણની ભકિતથી અક્ષર બ્રહ્મ મળે છે (ગીતા ૧૪.૨૬) અથવા અક્ષર બ્રહ્મની ભકિતથી શ્રીકૃષ્ણ મળે છે (૧૨.૪), એમ કહ્યું છતાં વિષમતા તો રહે છે જ. ગીતા ૧૩.૧૨-૧૭ મુજબ પરતત્ત્વ **મુખ્યત્વે નિરાકાર** છે, અને તેમાં **ગૌણ રીતે સાકાર શ્રીકૃષ્ણ નિરાકારની પરા (મોટી) શકિતરૂપે** છે. કેટલાક ઓપનિષદોએ નિરાકારને સાકારનું "ધામ" (૧૫.૬,૮.૨૧) બનાવ્યું (અથવા સૃષ્ટિની ક્રિયામાં સાકારનું સહકારી, સાકારની એક ચેતન શકિતરૂપ, બનાવ્યું –જુઓ નીચે); ત્યારે બીજા ઓપનિષદોએ નિરાકારને પરતત્વનું મુખ્ય અથવા પ્રધાન સ્વરૂપ બનાવી તે નિરાકારમાં જ સાકારને એક ગુણ્ય શકિત **તરીકે** ગોઠવ્યું હોય, એમ ગીતા ૧૩.૧૨–૧૭ ઉપરથી જણાય છે. આમ જે નવું "સંયુકત" પરતત્ત્વ **રજૂ** થયું તેમાં બન્ને સ્વરૂપોનાં લક્ષણો (सर्वेन्द्रियगुणाभासम् सर्वेन्द्रियविवर्जितम्–ગીતા **૧૩.૧૪**) એકી સાથે રહ્યાં છે. આમ "પર અને પ્રાપ્ય"માંજ પર અને પરાત્પરનો ભેદ રહ્યો છે.

-

છે, તે જ સત્ય હકીકત છે; બાકી તો, મનુષ્યની બુદ્ધિને માટે સમજૂતીઓ છે. બ્રહ્મસૂત્રકારે આ બાબતમાં સારી વિચારણા કરી છે. તે બ્રહ્મસૂત્ર ૩.૨–૩ ઉપરથી સમજાય છે. ગીતામાં જુદા જુદા અધ્યાયોમાં જુદા જુદા મતો જુદા જુદા સાધકોની બુદ્ધિ સંતોષવા આપ્યા છે. તેનો ઉપયોગ એક એક યોગ સમજવા માટે છે. બ્ર. સૂ. ૩.૪. ૩૧–૩૭માં પુરુષના પરત્વનું ખંડન છે.

હવે, પરના નિરાકાર સ્વરૂપને સૃષ્ટિ ઉત્પન્ન કરવાના કાર્યમાં સાકારની શક્તિ અથવા પ્રકૃતિ ગીતામાં કેવી રીતે કહેલ છે, તે જોઈએ. (અ) ગીતા ૭.૪-૬માં શ્રીકૃષ્ણ પોતાની પરા અને અપરા, એ બે પ્રકૃતિઓ વડે ચેતન અચેતન જગત ઉત્પન્ન કરે છે. ત્યાં પરા પ્રકૃતિ નિરાકાર બ્રહ્મ છેઃ તે જગતનું ધારણ=શાસન કરે છે (જુઓ ઉપર). માત્ર તે "પ્રકૃતિ" રૂપે હોઈ "મુક્તોનું પ્રાપ્ય" રહેતું નથી. શ્રીકૃષ્ણરૂપી એક જ "મુક્તોનું પ્રાપ્ય" સ્વરૂપ ગીતા ૭માં રહે છે. (આ) પણ ગીતા ૮માં એક નિરાકાર ચેતન "બ્રહ્મ"નાં બે રૂપો બનાવ્યાં છે; એક, પર અવ્યક્ત જે શ્રીકૃષ્ણની તુલ્ય જ મોક્ષમાં પ્રાપ્ય છે અને [છતાં] જેને શ્રીકૃષ્ણનું 'ધામ' કહેવામાં આવ્યું છે (૮.૨૧); બીજું, અપર અવ્યક્ત જેમાંથી એ જ અપર અવ્યક્ત બ્રહ્મનો દિવસ શરૂ થતાં ભૂતગ્રામ પ્રકટ થાય છે અને જેમાં, એની રાત્રિ શરૂ થતાં, ભૂતગ્રામનો લય થાય છે. આ ચેતન અપર અવ્યક્તથી ચેતન સૃષ્ટિ થાય છે. પણ જડ સૃષ્ટિ ગીતા ૮.૩માં જ નિર્દિષ્ટ "સ્વભાવ"માંથી થાય છે, એમ માનવું પડશે; અને એ સ્વભાવ તત્ત્વ–જેને પરનું 'અધ્યાત્મ' સ્વરૂપ કહ્યું છે (૮.૪) તે–પરમાં જ રહેલું હોવું જોઈએ. એ "સ્વભાવ" તત્ત્વને અહીં અપર અવ્યક્તનું કાર્ય (અથવા વિકાર) નથી કહેવામાં આવ્યું. ગીતા ૭.૪માં જે અપરા પ્રકૃતિ કહી છે, તે "શ્રીકૃષ્ણની" જ [ શક્તિ? ] છે; એ રીતે તે પરમાં રહે છે. એ પણ સ્વભાવની જેમ નિત્ય હોય એમ લાગે છે. કેમકે જેમ પુરુષને "પર" કહેવાથી (૮.૨૨) પર અવ્યક્ત પુરુષનું કાર્ય બનતું નથી તેમ અપરા પ્રકૃતિ કહેવાથી એ પ્રકૃતિ 'પરા પ્રકૃતિ'નું કાર્ય બનતી નથી. (ઇ) ગીતાના ૧૪મા અધ્યાયમાં 'પરતત્ત્વ' મહદ્બ્રહ્મ, શ્રીકૃષ્ણ અને પ્રકૃતિનું બનેલું છે અને એ ત્રણે નિત્ય સ્વરૂપો–પરનાં–છે; વળી મહદ્ બ્રહ્મ અને પ્રકૃતિને શ્રીકૃષ્ણ "પોતાનાં" કહેતા નથી, એટલે એ બન્ને "શ્રીકૃષ્ણની" શક્તિ અથવા પ્રકૃતિ ન ગણી શકાય. ઉપરાંત, ગીતાના ચૌદમા અધ્યાય મુજબ પરમાં જ નિરાકાર સ્વરૂપે, મહદ્ બ્રહ્મ અને બ્રહ્મ (૧૪.૨૬), બે સ્વરૂપો છે (એ પ્રકૃતિ નથી માટે એને 'ઘટક' ન કહેવાય). (ઈ) ગીતા ૧૩.૩–૫માં ક્ષેત્ર ચેતન પ્રકૃતિ છે, અને એને મુક્તાત્માનું "પ્રાપ્ય" નથી કહ્યું; ક્ષેત્ર એ ક્ષેત્રજ્ઞની સમકક્ષાનું–પરનું જ–સ્વરૂપ છે; અને ક્ષેત્ર તેમ જ ક્ષેત્રજ્ઞ, બંનેના સંયોગથી ભૂતોની ઉત્પત્તિ થાય છે. ક્ષેત્રમાંથી અવ્યક્ત ( જડ પ્રકૃતિ ) પ્રથમ વિકાર રૂપે જન્મે છે; ત્યાર પછી બીજાં તત્ત્વો (બુદ્ધિ, અહંકાર, મનઃ, ૧૦ ઇન્દ્રિયો, પાંચ મહાભૂતો, પાંચ વિષયો) ઉત્પન્ન થાય છે. (ઉ) ગીતા ૧૩.૧૯–૩૪ પ્રમાણે પરતત્ત્વ બ્રહ્મ (૩૦) અને શ્રીકૃષ્ણ છે; તેમાં બે અનાદિ ઘટકો, જડ પ્રકૃતિ અને ચેતન પુરુષ (જીવાત્મા) છે; આ પુરુષ (જીવાત્મા) પરમાત્માનું (સારભૂત) સ્વરૂપ છે. (ઊ) ગીતા ૯ મુજબ શ્રીકૃષ્ણની એક જ ચેતન પ્રકૃતિમાંથી શ્રીકૃષ્ણના અધ્યક્ષપણા નીચે જડ અને ચેતન બન્ને પ્રકારની સૃષ્ટિ થાય છે (૯.૭–૧૦).—

અહીં, જેને મેં ચેતન, નિરાકાર બ્રહ્મરૂપ પ્રકૃતિ કહી છે, તેને વિશે એક નોંધ જરૂરી છે. વિદ્વાનો અધ્યાય ૭.૫ ની પરા પ્રકૃતિને જીવાત્મા તરીકે અને મહદ્બ્રહ્મ, ક્ષેત્ર, નવમા અધ્યાયની પ્રકૃતિ, એ બધાંને જડ પ્રકૃતિ તરીકે સમજાવે છે. પણ મારા મત મુજબ ઉપનિષદોમાં જેને ચેતન, નિરાકાર બ્રહ્મ–અક્ષર કહ્યું છે, તેને જ ગીતા પરા પ્રકૃતિ, ક્ષેત્ર, મહદ્બ્રહ્મ, વગેરે નામો આપે છે.

બ્રહ્મસૂત્ર ૧.૧ માં જેમાંથી જગત–ભૂતો–ની સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલય થાય છે, તેને બ્રહ્મ કહેલ છે, અને ગીતામાં આ બધાંમાંથી ભૂતોની ઉત્પત્તિ કહી છે. માટે આ બધાં નામોથી પર બ્રહ્મને જ પ્રકૃતિ તરીકે કહેલ છે.

હવે, દાર્શનિક વિચારોવાળા અધ્યાયોનાં મુખ્ય તત્ત્વોને બરાબર રીતે ગણતરી માટે ગોઠવીએ તો :—(અ) ગીતા ૭માં શ્રીકૃષ્ણ (એજ જીવસ્વરૂપ પણ રહે), परा प्रकृति, अपरा प्रकृति એમ ત્રણ મથાળાનાં તત્ત્વો થાય. (આ) ગીતાના આઠમા અધ્યાયમાં શ્રીકૃષ્ણ, શ્રીકૃષ્ણનું સમકક્ષ સ્વરૂપ એટલે પુરુષ, પુરુષથી (નીચું=) अपर=अव्यक्त–अक्षर (શ્રીકૃષ્ણનું ચેતન ધામ; અને મુક્તોનું પ્રાપ્ય); એ अक्षर–अव्यक्तथी પણ (નીચું=) अपर, એવું अपर अव्यक्त, ચેતન નિત્ય તત્ત્વ, જે **ભૂતગ્રામ ઉત્પન્ન** કરે છે. આની **નીચે** જડ, સ્વભાવ તત્ત્વ આવે, જેમાંથી જડ સૃષ્ટિ બુદ્ધિ વગેરે ઉત્પન્ન થાય આમ મથાળાનાં કુલ **પાંચ** તત્ત્વો થાય. (ઇ) ગીતાના નવમા અધ્યાય મુજબ શ્રીકૃષ્ણ, (જીવાત્મા રૂપે પણ તેજ), અને શ્રીકૃષ્ણની ચેતન નિત્ય પ્રકૃતિ; અને તેમાંથી ભૂતગ્રામ પ્રકટ થાય, તે વખતે તેમાંથી જડ પ્રકૃતિ પણ જન્મે, એમ સમજીએ તો મથાળાનાં કુલ ત્રણ તત્ત્વો રહે; જેમાં એક જડ પ્રકૃતિ 'વિકાર' હોય. (ઈ) ગીતા ૧૩.૨–૬,૨૬ મુજબ શ્રીકૃષ્ણ અથવા ક્ષેત્રજ્ઞ (એ જ જીવાત્મા), ક્ષેત્ર (ચેતન, નિત્ય, જેના અને ક્ષેત્રજ્ઞના સંયોગથી સ્થાવર જંગમની સૃષ્ટિ થાય), ક્ષેત્રમાંથી જડ अव्यक्त **વિકાર** ઉત્પન્ન થાય છે. એમ ત્રણ તત્ત્વો. ગીતાના સાતમા અધ્યાયમા પ્રકૃતિઓને "શ્રીકૃષ્ણ"ની કહી છે. પણ ક્ષેત્રને "શ્રીકૃષ્ણ (ક્ષેત્રજ્ઞ)નુ" નથી કહ્યુ માટે એ શ્રીકૃષ્ણનુ **સમકક્ષ** તત્ત્વ છે. (ઉ) ગીતા ૧૩.૧૯-૩૪ મુજબ પરમેશ્વર અથવા બ્રહ્મ રૂપ પરતત્ત્વમાં બે અનાદિ તત્ત્વો, જડ પ્રકૃતિ અને ચેતન પુરુષ (જીવાત્મા) છે; એમ મથાળાનાં કુલ **ત્રણ** તત્ત્વો છે; પણ જીવાત્મા સિવાય માત્ર બે જ તત્ત્વો ગણાય. (ઊ) ગીતાના ચૌદમા અધ્યાય મુજબ શ્રીકૃષ્ણ, મહદ્ બ્રહ્મ (ચેતન નિત્ય તત્ત્વ, જેમાં શ્રીકૃષ્ણ બીજ મૂકીને ભૂતસૃષ્ટિ કરે છે) અને પ્રકૃતિ (જડ, નિત્ય,) અને ચેતન–બ્રહ્મ (૧૪.૨૬)–એમ કુલ **ચાર** થાય. બ્રહ્મ અને મહદ્ બ્રહ્મ શ્રીકૃષ્ણનાં સમકક્ષ તત્ત્વો હોવાં જોઈએ. (ઋ) ગીતાના ૧૮મા અધ્યાય મુજબ બ્રહ્મ શ્રીકૃષ્ણથી 'અપર' અથવા નીચું તત્ત્વ છે, કેમકે પ્રથમ બ્રહ્મભૂત થયા **પછી** શ્રીકૃષ્ણની ભક્તિ દ્વારા શ્રીકૃષ્ણને પ્રાપ્ત કરાય છે, અથવા શ્રીકૃષ્ણની કૃપાથી બ્રહ્મની (શાશ્વત પદની) પ્રાપ્તિ થાય છે એ બે સ્વરૂપો ઉપરાંત પ્રકૃતિ (૧૮. ૫૯–૬૧) તત્ત્વ પણ છે. કુલ ત્રણ તત્ત્વો પરમાં છે. ટૂંકમા ગીતામા કોઈવાર પરતત્ત્વમાં અન્તર્ગત ૨ (૧૩.૧૯–૩૪, ઉ), ૩(૭, અ; ૯,ઇ; ૧૩.૨–૬, ઇ;૧૮, ઋ), ૪ (૧૪, ઊ) અને કોઈવાર ૫ (૮,આ) તત્ત્વો પણ છે. શ્વેતાશ્વતર ઉપ૦માં કહ્યું છે કે त्रय यदा विन्दते ब्रह्ममेतत् ( શ્વે. ઉ ૧ ૯ ) અથવા भोक्ता भोग्य प्रेरितार च मत्वा प्रोक्तं त्रिविध ब्रह्ममेतत् (શ્વે. ઉ. ૧.૧૨ ) અને મહાભારતમાં આપણે વાંચીએ છીએ કે न स वेद पर ब्रह्म यो न वेद चतुष्टयम् (મહા. ૧૨.૨૧૭.૧). આમ ગીતામાં ચોક્કસ રીતે સ્વગતભેદવિશિષ્ટ પરતત્ત્વની માન્યતા છે, જેને તત્ત્વજ્ઞાનના ઇતિહાસનો ટેકો છે; પણ આ સ્વગતભેદ જુદા જુદા અધ્યાયોમાં જુદો જુદો છે, પરની અંદરનાં તત્ત્વોની સંખ્યાની દૃષ્ટિએ, અને એ તત્ત્વોનાં સ્વરૂપની દૃષ્ટિએ પણ ગીતા ૯. ૧૫માંજ કહ્યું છે, કે "મને કેટલાકો જ્ઞાનયજ્ઞ વડે ઉપાસે છે, એકત્વ (હું પરતત્ત્વ એક જ છુ,), પૃથક્ત્વ ( પરતત્ત્વમાં અન્તર્ગત સાકાર અને નિરાકાર એજ તત્ત્વો) છે, બહુત્વ (પરમાં ત્રણ, ચાર, પાચ અન્તર્ગત તત્ત્વો છે એ માન્યતા) અને विश्वतोमुखम् ( પરતત્ત્વને ચારે દિશામાં મુખો છે તેવો મત ), એમ માનીને." બ્રહ્મસૂત્ર ૨.૧.૧૪ના ઉપર શાંકરભાષ્યમાં શ્રીશંકરાચાર્યની અગાઉના એક અચાર્યનો મત શ્રીશંકરાચાર્યે પોતે આપ્યો છે; તે મુજબ બ્રહ્મનું अद्वैतपणुं वृक्षना अद्वैतपणा જેવું

છે. વૃક્ષ તરીકે વૃક્ષ एक જ છે, પણ શાખા, પત્ર, ઇત્યાદિની દૃષ્ટિએ વૃક્ષમાં અનેક પ્રકારનો સ્વગત-ભેદ છે. આ જૂનો મત ગીતાના બ્રહ્મની એકતાની ઉપર આપેલી સમજણને જ સિદ્ધ કરે છે.

સામાન્ય રીતે બુદ્ધિતત્ત્વથી શરૂ કરીને બધાં તત્ત્વો "ઉત્પન્ન થએલાં" (વિકાર, કાર્ય, પરિણામ) મનાય છે. ગીતા ૭.૩ અને ૧૩.૫ ઉપરથી કહી શકાય કે બુદ્ધિ, અહંકાર, મન, પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, પાંચ મહાભૂતો અને પાંચ વિષયો, એટલાં ૨૩ તત્ત્વો 'વિકારો' છે. આ સિવાયનાં તત્ત્વોને **મથાળાનાં** તત્ત્વો તરીકે સમજી શકાય. તે મુજબ ઉપરની યાદી મેં આપી છે.

વિદ્વાનોમાં એ હકીકત જાણીતી છે કે ડૉ. ગાર્બેએ ગીતામાં સાકાર અને નિરાકાર બ્રહ્મના શ્લોકોની યાદી બનાવી છે; એણે "લગભગ ૧૬૦ શ્લોકોમાં નિરાકાર બ્રહ્મનો નિર્દેશ છે, અને તે જો આપણે દૂર કરીએ ( દૃષ્ટિમાંથી દૂર કરીએ ), તો ગીતાના બાકીના શ્લોકો સળંગ સમજી શકાય છે," એમ અભિપ્રાય આપ્યો છે. ગાર્બેના આ અભિપ્રાયનું ખંડન ડૉ. બેલ્વેલકરે કર્યું છે. ડૉ. બેલ્વેલકરના મત મુજબ જો આપણે ગાર્બેના કહેલા ૧૬૦ શ્લોકો ( દૃષ્ટિમાંથી ) દૂર કરીએ તો આપણે સાથસાથ બીજા વધુ લગભગ ૨૦૦ શ્લોકો દૂર કરવા પડે, તોજ નિરાકારના બધા શ્લોકો દૂર થાય. પણ परा प्रकृति ( ૭.૬ ), પ્રકૃતિ ( ૯.૭–૧૦ ), મહદ્બ્રહ્મ ( ૧૪.૪ ), क्षेत्र (૧૩.૨–૬,૨૬) વગેરે તત્ત્વોને નિરાકાર પર બ્રહ્મ (સાકાર પરની પ્રકૃતિ તરીકે) છે, એમ મેં બતાવ્યું છે. આમ નિરાકારની યાદી ઘણી વધી પડે. પણ તે ( દૃષ્ટિથી ) દૂર કરવાની જરૂર જ નથી કેમકે ગીતાના સમયમાં, તેમજ ગીતાની પહેલાં અને ગીતાની પછી, પર તત્ત્વને જ "ઉભયવિધ" માનવામાં આવતું હતું, તેનો પુષ્કળ પુરાવો મળે છે.

ગીતા ૨.૧૨માં अनेकजीववाद નથી. જીવાત્મા અને પરતત્ત્વ, સામાન્ય રીતે, જુદાં નથી કહ્યાં (૬.૭); છતાં ૧૩.૧૯ માં प्रकृति સાથે पुरुष (જીવાત્મા)ને अनादि કહેલ છે; અને તેને परमात्मा પણ કહ્યો છે. પણ ૧૫.૭માં જીવાત્માને શ્રીકૃષ્ણનો અંશ કહેવામાં આવેલ છે. ૧૫.૧૬–૧૮માં જીવાત્માને ક્ષર પુરુષ કહ્યો છે. ગીતામાં જીવાત્મા સંબંધી વિશેષ સૂક્ષ્મ વિચાર નથી. ગીતા ૨.૧૧–૩૦માં જીવાત્માના અમરપણા વિશે પણ એક નિશ્ચિત મત આપવામાં આવ્યો નથી. વળી ગીતાના સોળમા અધ્યાય પ્રમાણે જીવોની સૃષ્ટિજ બે પ્રકારની છે, દૈવી અને આસુરી.

મોક્ષની દશાનું વર્ણનઃ—मद्भाव ( ૪.૧૦;૮,૫;૧૩.૧૮ ), ब्राह्मी स्थिति ( નિષ્કામતાની સ્થિતિ, ૨.૭૨), परमाप्नोति (૩.૫૯), परा शान्ति (૪.૩૯), કર્મબન્ધનોથી મોક્ષ (૫.૩), નિરાકાર બ્રહ્મની પ્રાપ્તિ (૫.૬), नैष्ठिकी शान्ति (૫.૧૨), गच्छन्ति अपुनरावृत्तिम् (૫.૧૭), शान्ति (૫.૨૯), ब्रह्मनिर्वाण (૫.૨૪–૨૬), मत्संस्थां शान्तिम् (૬.૧૫), शान्तिं निर्वाणपरमाम् (૬.૧૫), "अक्षरं विशन्ति" (૮.૧૧); परमा गति (૮.૨૧), संसिद्धिम् (૮.૧૫), पुनर्जन्म न विद्यते (૮.૧૬), निवसिष्यसि मय्येव (૧૨.૮), **साधर्म्य** (૧૪.૨); પદ અથવા સ્થાન (૨.૫૫, ૮.૧૧, ૮.૨૮, ૧૫.૪–૬); परं पुरुषमुपैति दिव्यम् (૮.૯–૧૦); परां सिद्धिम् (ગીતા ૧૪.૧); ब्रह्मभूयाय कल्पते (૧૪.૨૬), परां शान्तिमधिगच्छति ( ગીતા ૪.૩૯ ); परा गति ( ૧૬.૨૨–૨૩), शाश्वत पद ( ૧૮.૫૬ ), વગેરે ગીતામાં મોક્ષની સ્થિતિ વિશે જુદા જુદા—અને કોઈવાર પરસ્પર વિરોધી—મતો આપ્યા છે; તે જુદા જુદા મનુષ્યો માટે છે.

ગીતામાં કોઈવાર "સાક્ષી" રૂપ પરતત્ત્વનો નિર્દેશ છે, જેમ કે ૧૩.૨૨, ૧૫.૧૫, ૧૫.૧૬–૧૮, ૧૭.૬.

ગીતાનો ઉદ્દેશ યોગ છે. યોગ એટલે કર્મનાં બંધનથી મુક્ત રહીને પોતાના કર્મો કરવાં તે. મનુષ્ય માને છે કે "હું કર્મો કરું છું," અને ઇચ્છે છે કે "મને અમુક ફલ (કર્મોનું પરિણામ) મળે," એ રીતે મનુષ્ય બંધનમાં પડે છે. ગીતા કહે છે કે કર્મ, ક્રિયા અથવા પ્રવૃત્તિનુ મૂળ–કર્મોનો ખરો કરનારો–મનુષ્ય નથી, આત્મા નથી માટે મનુષ્યે અહંકાર ("હું કરું છુ," એ માન્યતા) ત્યજીને સત્કર્મો કરવાં, એમ કર્મો કરવાથી કર્મફલની ઇચ્છા નહીં રહે, કેમકે કર્મોનુ કર્તાપણુ જ નહીં રહે, અને બધાં કર્મો કર્મફલેચ્છા વગર કરી શકાશે, અર્થાત્ યોગનુ આચરણ કરી શકાશે આ માટે મનુષ્યના કર્મોનો ખરો કરનાર કોણ છે? તેનો ખુલાસો ગીતા અનેક રીતે કરે છે; આ રીતોમાં મુખ્ય રીત, "કર્મ"ના ઉત્પત્તિસ્થાનનો એક સિદ્ધાન્ત (જે ગીતા વારવાર આપે છે તે) એ છે કે પ્રકૃતિના ગુણો જ બધાં કર્મો કરે છે, મનુષ્ય કંઈ કરતો નથી (प्रकृते क्रियमाणानि गुणै कर्माणि सर्वशः। अहङ्कारविमूढात्मा कर्ताहमिति मन्यते ॥ ગીતા ૩.૨૭; ગીતા ૩.૧૫–कर्म ब्रह्मोद्भव विद्धि; ગીતા ૩.૩૩; ૫.૧૦; ૧૩.૨૦) સર્વ કર્મના આ ઉત્પત્તિસ્થાનને–પ્રકૃતિને–ગીતા કોઈવાર ब्रह्म (૩.૧૫, ૫.૧૦) કહે છે; કોઈવાર स्वभाव (૫ ૧૪ स्वभावस्तु प्रवर्तते) કોઈવાર प्रकृति કહે છે. (प्रकृतिस्त्वा नियोक्ष्यति ૧૮.૫૯–), કોઈવાર माया કહે છે. "स्वभाव" તત્ત્વમાથી ચાર વર્ણોના કર્મો જન્મેલાં છે (ગીતા ૧૮ ૪૧–૪૪) प्रकृति સિવાય કોઈવાર શ્રીકૃષ્ણ અથવા पुरुष તત્ત્વમાથી કર્મોની ઉત્પત્તિ થઈ છે, એમ ગીતા કહે છે (૧૦.૮–मत्त सर्व प्रवर्तते; तमेव चाद्य पुरुष प्रपद्य यतः प्रवृत्ति प्रसृता पुराणी–ગીતા ૧૫.૪, यत प्रवृत्तिर्भूतानाम्–૧૮ ૪૬). पुरुषोत्तमयोग (ગીતા ૧૫)મા જગતની બધી મુખ્ય મુખ્ય પ્રવૃત્તિઓ શ્રીકૃષ્ણ (पुरुष–૧૫ ૪) જ કરે છે એમ કહ્યુ છે (જુઓ પ્રકરણ ૨,૬;પાનું ૧૧,૩૮). विश्वरूपदर्शनयोग (ગીતા ૧૧)મા મહાભારતના યુદ્ધની હિંસાની પ્રવૃત્તિ શ્રીકૃષ્ણનીજ છે અને અર્જુન નિમિત્ત માત્ર, શ્રીકૃષ્ણનું "હથિયાર" માત્ર છે, એમ કહ્યુ છે (૧૧.૩૩ मयैवैते निहता पूर्वमेव निमित्तमात्र भव सव्यसाचिन्) જીવાત્માની પ્રવૃત્તિ એકરીતે શ્રીકૃષ્ણની જ છે, કેમકે જીવાત્મા શ્રીકૃષ્ણનો "અંશ" છે (૧૫ ૭ અને ૭–૧૦ મા બધી પ્રવૃત્તિઓ ગણાવી છે) એક સ્થળે ગીતા કહે છે કે બધાં કર્મો स्वभाव તત્ત્વમાથી ઉત્પન્ન થયા છે, પણ મનુષ્યને (આત્માને) તે કર્મો મળ્યા છે पुरुष પાસેથી (૧૮.૪૫–૪૬); માટે पुरुषને એના (આપેલા) કર્મો પાઠ આપી, તે રીતે पुरुषની પૂજા કરવી એક વાર ગીતા કહે છે કે ન્યાયી અથવા અન્યાયી, દરેક કર્મના ખરા કરનારા તો "પાંચ સંયુક્ત" છે; જીવાત્મા એકલો એકપણ કર્મ કરી શકતો નથી (ગીતા ૧૮ ૧૩–૧૭). આમ "કર્તૃત્વ" ક્યાથી આવ્યુ? તેના જુદા જુદા ખુલાસા ગીતા જુદા જુદા મનુષ્યોના યોગો માટે આપે છે. (બ્રહ્મસૂત્રમાં જીવાત્માને જ "કર્તા" માન્યો છે, ब्र. सू. ૨.૩.૩૩–૪૦; અને જેના ગુણો દરેક કર્મ કરે છે, એમ ગીતા કહે છે, તે પ્રકૃતિને એક તત્ત્વ તરીકે બ્રહ્મસૂત્રકાર સ્વીકારતા નથી; અને તે જ કારણને લીધે ગીતાના યોગને પણ સ્વીકારતા નથી; જુઓ एतेन योग प्रत्युक्तः ब्र. सू ૨.૧.૩)

ગીતાનો યોગ સમજાવતાં ગીતાકાર ઘણીવાર कर्म નામના એક તત્ત્વનો પણ ઉલ્લેખ કરે છે; જેમ કે 'યજ્ઞ કર્મમાથી ઉત્પન્ન થયો છે અને કર્મ પ્રકૃતિમાંથી ઉત્પન્ન થયું છે (यज्ञः कर्मसमुद्भव कर्म ब्रह्मोद्भव विद्धि–૩ ૧૫; વળી જુઓ ૪.૩૨–कर्मजान् विद्धि तान् सर्वान्; ૮.૩ બની સમજૂતી માટે જુઓ ઉપર પાનું ૩૬,૧૦૬).

વળી, **ગીતાના અર્થ માટે** कार्पण्य, अधियज्ञ, त्याग, आत्मा, योगारूढ વગેરે શબ્દોનો અભ્યાસ જરૂરી છે.

ગીતાના ઘણા શ્લોકો—જેને શ્રીશંકરાચાર્યે ઊંડા તત્ત્વજ્ઞાનવાળા ગણ્યા છે, તેનો અર્થ ખરું જોતાં સાદો જ થાય છે, જેમકે ૨.૧૬ (नासतः...), ૬૯ (या निशा...), ૨૦ (न जायते...); ૫.૧૮ (विद्याविनय...),૯.૪–૫,૯ અને ૭.૧૨ (न त्वहं तेषु ते मयि–માં માયાવાદ નથી); ૭.૧૮ (ज्ञानी तु); ૭.૧૯ (वासुदेवःसर्वम्); ૧૫.૧૬–૧૮; ૧૮.૧૩–૧૭ (अधिष्ठानादिः), વગેરે (જુઓ ઉપર). તેમજ, કેટલાક શબ્દોનો અર્થ જે આચાર્યોએ દાર્શનિક લીધો છે તે માત્ર સાદી સમજણ પ્રમાણે જ લેવો જોઈએ, જેમકે ब्राह्मीस्थिति (=નિષ્કામતા), ज्ञानयोग (૩.૨), सांख्य (૨,૩૯), आत्मरति (૩.૧૭, પોતાનામાં જ રતિવાળો),ज्ञान (૩.૩૮–૩૯,૪.૧૯), पण्डित (૪.૧૯), तत्त्वदर्शिनः(૪.૩૪), पण्डिताः (૫.૧૮), साम्य (૫.૧૯), आत्मानम् (૬.૨૦), योगमाया (૭.૨૫). ગીતા પોતાના "પૂર્ણ" અથવા "મુક્ત" પુરુષને બ્રહ્મજ્ઞાની નથી કહેતી પણ વિદ્વાન, પંડિત, કૃત્સ્નવિદ્, મુનિ, એવાં સાદાં નામો આપે છે.

ગીતાની દાર્શનિક કંડિકાઓ જોતાં જણાશે કે ગીતાકાર તત્ત્વજ્ઞાનની પ્રક્રિયાઓમાં જે જે તત્ત્વો આપે છે તેની વિગતો આપતા નથી, કેમકે તે વિગતો આપવાની જરૂરિયાત એમને જણાએલી નહીં. એમનો મુખ્ય આશય યોગને પોષણ આપનારાં દાર્શનિક તત્ત્વો જ આપવાનો હતો. માટે ગીતા ૩.૨૭–૨૯માં પ્રકૃતિ તત્ત્વનું સ્વરૂપ અથવા પ્રકૃતિ તત્ત્વની અગત્ય વિશે તેમણે કંઈ કહ્યું નથી, માત્ર "પ્રકૃતિના ગુણોથી સર્વ કર્મો થાય છે" એટલું જ કહ્યું છે. ગીતા ૨.૧૧–૩૦માં જીવાત્માનું સમગ્ર સ્વરૂપ કહ્યું નથી, માત્ર જીવાત્માની હન્તવ્યતા કે અહન્તવ્યતા વિશેય જ કહ્યું છે, કેમકે તેટલાથી જ "સાંખ્યનુ જ્ઞાન" પૂરું થાય છે. ગીતા ૭.૪–૬ માં બે પ્રકૃતિઓ આપી છે, પણ તેનો હેતુ "શ્રીકૃષ્ણથી પર તત્ત્વ કંઈ નથી" એજ બતાવવાનો છે, અને શ્રીકૃષ્ણની પરાત્પરતા આપવાનો હેતુ એ રીતે યોગનો એક પ્રકાર રજુ કરવાનો છે. ગીતા ૧૪.૩–૬ માં મહદ્ બ્રહ્મ અને શ્રીકૃષ્ણનો નિર્દેશ પ્રકૃતિની પ્રસ્તાવના કરવાના હેતુથી કર્યો છે કે જેથી પ્રકૃતિ ક્યાં અને કેવી રીતે છે, તે સમજાય. જનાં મુખ્ય હેતુ તો પ્રકૃતિના ગુણો દ્વારા એક યોગ સમજાવવાનો છે. ગીતાના ચૌદમા અધ્યાયમાં જો સળંગ દર્શન આપવું હોત તો બ્રહ્મ અને શ્રીકૃષ્ણનો સંબંધ ગીતા ૧૪.૩–૬ ની સાથે જ સમજાવત, અને ચૌદમા અધ્યાયના છેલ્લા શ્લોકો (૨૬–૨૭) માં તે ન આપત. ગીતામાં ભૂતોની ઉત્પત્તિ અનેક જગાઓમાં અનેક રીતે કહી છે; બધે એક અમુક રીતે કહી નથી, કેમકે ભૂતોની ઉત્પત્તિ આપવાનો ગીતાકારનો ઉદ્દેશ જ ન હતો. તેવી જ રીતે આપણે જોયું કે મોક્ષનો એક સિદ્ધાન્ત ગીતા આપતી નથી; મોક્ષાવસ્થાની અનેક માન્યતાઓ ગીતા આપે છે, અને તેનો નિર્દેશ ગૌણ છે. યોગનો નિર્દેશ જ મુખ્ય છે.

ગીતાના સમયમાં જુદી જુદી સૃષ્ટિપ્રક્રિયાઓ—જે ગીતામાં આપી છે—તેની વિગતો સુવિદિત હશે; તેથી જ ગીતા એ દરેકમાંથી જરૂર જેટલો જ અંશ લઈને, તેનો જ નિર્દેશ કરીને, પોતાનાં પ્રતિપાદ્ય (યોગ) તરફ આગળ ચાલે છે.

તત્ત્વજ્ઞાનના ગીતાના બધા વિચારો સાથે મૂકીને એક સળંગ દર્શન અથવા સંપ્રદાય તારવવાનો યત્ન સફળ થાય એમ સંભવ નથી, કેમકે અધ્યાઓ ૭,૮,૯,૧૩.૨-૬,૧૩.૨૬,૧૩.૧૨-૧૭ અને ૧૩.૧૯–૩૪, ૧૪.૧–૬નાં દાર્શનિક તત્ત્વોની જ એકવાક્યતા શક્ય નથી. દરેક અધ્યાયનાં એકસરખાં દેખાતાં તત્ત્વો અથવા એક નામનાં તત્ત્વોમાં પણ સૂક્ષ્મ ભેદ રહ્યો છે, જેમકે ગીતા ૭ની પરા પ્રકૃતિ અને અપરા પ્રકૃતિ, બે ભેગી કરીએ તો જ ગીતા ૯ ની એક પ્રકૃતિ થાય. ગીતા ૩.૨૭–૨૯ ની જડ પ્રકૃતિ, ગીતા ૧૩.૧૯ ની અનાદિ જડ પ્રકૃતિની જેમ, પરતત્ત્વનું એક ઘટક છે.

સાતમા અધ્યાયની અપરા પ્રકૃતિની જેમ તે (શક્તિ) નથી. ગીતામાં પ્રકૃતિ, સ્વભાવ, માયા, એ ત્રણ તત્ત્વોમાં ઘણું સામ્ય છે કેમકે ત્રણે ત્રિગુણાત્મક છે, પણ ગીતા ૩.૧૪ મા બ્રહ્મ એટલે જડ પ્રકૃતિ તત્ત્વ અક્ષરમાંથી ઉત્પન્ન થયું છે; તેવી જ રીતે ગીતા ૧૩.૫માં જડ પ્રકૃતિ જેવું અવ્યક્તતત્ત્વ પણ ક્ષેત્રનું 'વિકાર' છે. બીજાં બધાં સ્થળોમાં પ્રકૃતિતત્ત્વ વિકાર નથી, પણ નિત્ય તત્ત્વ છે (જેમકે ૧૪.૫)—બધા અધ્યાયોમાં શ્રીકૃષ્ણ તત્ત્વ એક જ છે અને સામાન્ય રીતે પુરુષ એટલે સાકાર પરતત્ત્વ સ્વરૂપ છે; પણ ગીતા ૮માં શ્રીકૃષ્ણ અને પુરુષ, બન્ને એક જ નથી, પરંતુ પુરુષ, પરતત્ત્વ શ્રીકૃષ્ણનું એક સ્વરૂપ છે; પરાત્પર રૂપ શ્રીકૃષ્ણ "અધિયજ્ઞ" છે, જ્યારે પુરુષ મોક્ષમાં પ્રાપ્ય અને અક્ષરથી પર હોવા છતાં શ્રીકૃષ્ણથી ભિન્ન (૮.૪,૧૦,૨૨) છે. આ ઉપરાંત બીજા ઘણા સૂક્ષ્મ ભેદો છે. આમ ગીતામાંથી "એક દર્શન કે સપ્રદાય" બની શકતો નથી. ગીતા પોતે જ સ્વમુખે કહે છે કે ગીતામાં "જ્ઞાનો" અનેક છે (પર ભૂયઃપ્રવક્ષ્યામિ ज्ञानाना ज्ञानमुत्तमम् । ૧૪.૧; વળી જુઓ ગીતા ૭.૨). ગીતા પોતે જ કહે છે કે યોગો ઘણા છે (૫.૫).

ગીતાનાં તત્ત્વો અને દાર્શનિક વિચારો મહાભારતના શાન્તિપર્વના મોક્ષધર્મપર્વમાં કેવી રીતે વિકાસ પામ્યાં અને બ્રહ્મસૂત્રમાં એ વિચારો ઉપર કેવી ટીકા કરવામાં આવી છે, તે આપણે બીજા પ્રકરણોમાં જોઈશું. તેથી પણ ખાતરી થશે કે ગીતાના દરેક અધ્યાયના દાર્શનિક વિચારો સ્વતંત્ર છે.

વળી, આગલાં પ્રકરણો (૨ અને ૩)માં આપણે જોઈ ગયા છીએ કે ગીતામાં દાર્શનિક વિચારોનું પ્રતિપાદન કેવળ મોક્ષ માટે નથી; પણ જે કાંઈ વિચારો છે તે ગીતાના પ્રતિપાદ્ય યોગના ટેકામાં ઉપયોગી તરીકે નોંધવામાં આવ્યા છે. ગીતા વાંચતાં આપણને જણાય છે કે ગીતાકાર જગત ક્યાંથી ઉત્પન્ન થયું તેની શોધ નથી કરતા પણ જગતની ઉત્પત્તિ વિશે તે વખતે જે જે વિવિધ વિચારો અને વાદો જાણીતા હતા, તેમાંથી પોતાના યોગને અનુકૂળ મુદ્દો લઈને તે એક જ તત્ત્વ પોતાના યોગના પોષણમાં આપે છે. દા. ત. ચૌદમા અધ્યાયમાં જગતની સૃષ્ટિનાં તત્ત્વો કહીને પણ ગીતાકાર માત્ર પ્રકૃતિના ગુણોમાંથી સત્ત્વ ગુણ વિશે ખાસ કહે છે અને ગુણત્રયવિભાગયોગ સમજાવે છે. પ્રાચીનગદ્યઉપનિષત્કાળમાં જેમ, પંચાગ્નિવિદ્યા અથવા બીજી કોઈ વિદ્યાનો ઉપયોગ અરણ્યમાં જઈ ધ્યાન દ્વારા મોક્ષ સિદ્ધ કરવા માટે થતો હતો, તેમ માત્ર ધ્યાન અને સંન્યાસ માટે ગીતામાં એકે ય જ્ઞાન નથી આપ્યું. દરેક દાર્શનિક પ્રક્રિયા "યોગ" માટે છે. વળી, આ વિચારો પણ અલગ અલગ છે. ઉપરાંત, આ વિચારોની વિગતો પણ નથી આપી, જેમ કે ગીતા ૩.૨૭માં પ્રકૃતિની પોતાની સાશ્રિતી, કે પ્રકૃતિના સ્વભાવ વિશે કંઈ કહ્યું નથી. માત્ર "કર્મ"ના મૂળ તરીકે પ્રકૃતિનો નિર્દેશ છે. વળી, ગીતા ૭.૩ મુજબ "પૂર્ણતા" (સંસિદ્ધિ) મેળવવા એટલે મોક્ષ મેળવવા "જ્ઞાન" અથવા 'દર્શન'ની આત્યન્તિક અગત્ય ગણી નથી, કેમકે ગીતા કહે છે કે યત્ન કરનારાઓમાંથી જે પૂર્ણ (સિદ્ધ, મુક્ત) થાય છે તેમાથી પણ કોઈ એકાદ સિદ્ધ મને તત્ત્વતઃ જાણે છે (यततामपि सिद्धाना कश्चिन्मा वेत्ति तत्त्वत । ). આ સર્વ હકીકત અગાઉના પ્રકરણોમાં આપી છે. દરેક "જ્ઞાન" યોગમાં કેવી રીતે ઉપયોગી છે, તે વિસ્તારથી અગાઉ કહ્યું છે, માટે આ પ્રકરણમાં તેની પુનરુક્તિ નથી કરી. ગીતામાં યોગના એવા ઘણા પ્રકારો છે, જેમાં તત્ત્વજ્ઞાનની જરૂર પડતી નથી (જુઓ પ્રકરણ ૧૧) અથવા જેમાં અત્યન્ત પરોક્ષ રીતે એકાદું જ્ઞાન ઉપકારક થાય છે. તદુપરાંત, આવું યોગમાં ઉપકારક દાર્શનિક જ્ઞાન માત્ર અમુક એક જ પ્રકારનું છે, એમ પણ નથી (જુઓ પ્રકરણ ૨). કોઈક યોગોમાં (નિષ્કામ કર્માચરણના

અમુક પ્રકારોમાં) તો ઊંડી ભક્તિ વગેરેની પણ જરૂર અથવા મહત્ત્વ નથી, પણ માત્ર સામાન્ય સમજણથી પણ યોગ સાધી શકાય છે ( જુઓ. પ્રકરણ, ૧૧ પાનું ૭૫ ); જેમકે ગીતા ૧૮.૧૩–૧૭માં આપેલી સાંખ્યની એક સમજણ, જે પ્રમાણે દરેક ક્રિયા–ન્યાયી કે અન્યાયી–નાં કરનારાં પાંચ સંયુક્ત તત્ત્વો છે, મનુષ્યનો આત્મા એકલો કંઈ કરી શકતો નથી. માટે મનુષ્ય પોતાનાં કર્મોના ફળથી નિર્લિપ્ત રહી શકે છે, હનનક્રિયાના ફળથી પણ નિર્લિપ્ત રહી શકે છે. સાધારણ સમજણથી યોગનો ઉપદેશ આપવાનો બીજો પ્રકાર ગુણવ્યાખ્યાનનો છે. "દરેક વસ્તુ અથવા વ્યક્તિ, સત્વ, રજસ્, અને તમસ્ એ ત્રણ ગુણો પૈકી એકથી પ્રભાવિત હોય છે અને જો સત્ત્વ ગુણથી પ્રભાવિત થઈ શકાય તો યોગમાં સ્થિર થઈ શકાય." "આ ગુણો પોતે પ્રકૃતિમાંથી જન્મેલા છે, પણ પ્રકૃતિનું તે જ્ઞાન અહીં ઉપયોગમાં નથી આવતું; તેમ જ પ્રકૃતિ ક્યાંથી આવી અથવા શું છે? તે જ્ઞાનનો તો આ ગુણવ્યાખ્યાન સમજૂતીમાં પ્રશ્ન જ ઉપસ્થિત થતો નથી ( ગીતા ૧૮.૧૮–૪૦).

ટૂંકમાં, ગીતાના દાર્શનિક વિચારો માટે આપણે કહી શકીએ કે (૧) જે અધ્યાયમાં જ્યાં જે દાર્શનિક વિચારો કે પ્રક્રિયા છે ત્યાં તે તે અધ્યાય પૂરતી જ છે. બધા વિચારોના સંગ્રથન રૂપે કોઈ દર્શન કે સંપ્રદાય બની શકતો નથી. (૨) દાર્શનિક વિચારો અરણ્યમાં જઈ નિદિધ્યાસન માટે નથી, પણ મુખ્યત્વે જુદા જુદા યોગ માટે જુદા જુદા દાર્શનિક વિચારોનો આધાર આપ્યો છે; તે જુદા જુદા સાધકો માટે છે. (૩) યોગની સાધના માટે દાર્શનિક પાયાની અનિવાર્ય જરૂર નથી, કેમકે બીજી રીતો વડે પણ બીજા પ્રકારના યોગો સાધી શકાય છે, (૪) કોઈ દાર્શનિક વિચારથી મુક્તિ મળે, તો પણ જીવનમુક્ત થઈને પણ, યોગ નિષ્ઠામાં રહેવું એમ ગીતા કહે છે. (૫) ગીતામાં પરતત્ત્વ સાકાર અને નિરાકાર, એમ બે પ્રકારનું દર્શાવ્યું છે. (૬) પરતત્ત્વની આ માન્યતા સિવાય બીજા સિદ્ધાન્તો જેમકે જગતની ઉત્પત્તિનાં તત્ત્વો, જીવાત્માનું સ્વરૂપ, મુક્તાવસ્થા, કર્તૃત્વ અથવા પ્રકૃતિનું મૂળ, પ્રકૃતિ તત્ત્વનું સ્વરૂપ, યોગમાં સહાયક જ્ઞાનનું સ્વરૂપ, ભક્તિ, ધ્યાન, કર્મની સરખામણીમાં જ્ઞાનનું સ્થાન, વગેરે વગેરે વિચારોમાં ગીતા વિવિધતા અને વિકલ્પો આપે છે.

શ્રીશંકરાચાર્ય અને બીજા આચાર્યોનાં ભાષ્યો અને શ્રીમધુસૂદન વગેરેની ટીકાઓ મુજબ ગીતામાં વેદાન્તદર્શનનો અમુક સંપ્રદાય છે. ગીતાના આધુનિક વિદેશીય વિદ્વાન વ્યાખ્યાતાઓ માને છે કે ગીતાની બે અથવા ત્રણ આવૃત્તિઓ થઈ હતી અને મૂળ ગીતા જે કદાચ (પ્રાચીન) સાંખ્યદર્શનનું અથવા સાકાર શ્રીકૃષ્ણની ભક્તિનું પુસ્તક હશે તેમાં પાછળથી નિરાકાર બ્રહ્મના જ્ઞાનનો સિદ્ધાન્ત નવી આવૃત્તિ વખતે દાખલ કરવામાં આવ્યો, અથવા મૂળમાં વેદાન્ત સિદ્ધાન્ત હતો તેમાં સાકાર ભક્તિવાદ અથવા ભાગવત સંપ્રદાય બીજી આવૃત્તિ વખતે ઉમેરી ગીતાનું રૂપાન્તર કરવાનો યત્ન થયો અને એ યત્ન નિષ્ફળ ગયો કેમકે એમ કરવા જતાં ગીતામાં વિરોધી મતો–જે આપણે જોઈ શકીએ છીએ–તે દાખલ થયા, ગીતામાં કાયમ માટે રહી ગયા. પણ ગીતાના આધુનિક ભારતીય વિદ્વાનોના મત મુજબ ગીતામાં વિરોધી વિધાનો છે જ નહીં, કેમકે જે વિરોધી મતો દેખાય છે, તેનું સમાધાન શક્ય છે; ગીતામાં પરતત્ત્વના સાકાર અને નિરાકાર સ્વરૂપો–શાંકર મત મુજબ સમજાવી શકાય છે અને વિરોધ ટાળી શકાય છે. આ મત ઘણા વિદ્વાનોનો છે. શ્રીરાધાકૃષ્ણન્ આ મત ધરાવે છે. સ્વ. તિલકને પણ ગીતામાં શાંકર વેદાન્ત જ દેખાય છે. ભારતીય વિદ્વાનોના અમુક વર્ગની માન્યતા છે કે "ગીતા એક દાર્શનિક કાવ્ય (Philosophical Poem) છે; તેથી ગીતામાં કોઈ વિરોધી વિધાનો હોય તો તે આ મહાન કાવ્યનું ભૂષણ છે, દૂષણ નથી." ડૉ. ભાંડારકરે કહ્યું

છે કે ગીતાનું વેદાન્ત વાચતા યાદ રાખવું જોઈએ કે ભારતીય તત્ત્વજ્ઞાન અને પ્રાચીન ગ્રીક તત્ત્વજ્ઞાનના વિચારો–વિશેષતઃ પરતત્ત્વના સર્વવ્યાપીનિરાકારસ્વરૂપવિષયક વિચાર ભિન્ન ભિન્ન છે, માટે ગીતાનું દર્શન પ્રાચીન ગ્રીસના દર્શનની તુલનાથી ન તપાસી શકાય. ડૉ સુરેન્દ્ર દાસગુપ્તાના મત પ્રમાણે ગીતા ઉપનિષદો ઉપર સાકાર–ઈશ્વરવાદીય ભાષ્યરૂપે છે (The Gita is a theistic Commentary on the Upanisads), અને ગીતામા કોઈ કોઈ શ્લોકમા પુરુષ અથવા શ્રીકૃષ્ણને નિરાકારબ્રહ્મનો આધાર કહેવામાં આવેલ છે, જેમકે ગીતા ૧૪.૨૭. મારા અભિપ્રાય મુજબ ગીતાના જુદા જુદા યોગના ટેકામા ગીતામાં તત્ત્વજ્ઞાનની જુદી જુદી પ્રક્રિયાઓ આપવામા આવી છે; અને ગીતામાં તત્ત્વજ્ઞાનનુ સ્વતત્ર પ્રતિપાદન છે જ નહીં ગીતા નિષ્કામકર્મના પ્રકારો (યોગો)નું શાસ્ત્ર છે; દર્શન શાસ્ત્ર નથી/ઉપરાંત, ગીતામાં સાકાર અને નિરાકાર સ્વરૂપોના વિરોધ છે જ નહીં, કેમકે ઋગ્વેદ, ઉપનિષદો, બ્રહ્મસૂત્ર, મહાભારત, એ સર્વ ઉપરથી સિદ્ધ થાય છે કે ભારતીય તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં એક ઘણો લાંબો યુગ એવો હતો જ્યારે પરતત્ત્વને પુરુષવિધ અને તે સાથે જ અપુરુષવિધ, એમ યુગપદ ઉભયવિધ માનવામાં આવતું હતુ. ગીતામાં આ વિધાન માટે પુષ્કળ પુરાવા છે.*

*આ લેખકે પોતાના મહાનિબંધ Aksara · A Forgotten Chapter in the History of Indian Philosophy અને A Critique of the Brahmasutra, Parts I and IIમા આ વિષયનો પુષ્કળ પુરાવો રજૂ કર્યો છે.

# પ્રકરણ ૧૭.

## ગીતાના તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ: ઉપનિષદો, મહાભારત, બ્રહ્મસૂત્ર

### ભાગ ૧. ગીતા અને ઉપનિષદો

ભારતીય તત્ત્વજ્ઞાનનો ઉદય ઋગ્વેદમાં થયો. ઋગ્વેદના દેવતાઓને દરેકને સ્વતંત્ર માની આર્યો દરેકનું યજન (મંત્રપૂર્વક અગ્નિમાં આહુતિનું પ્રદાન) કરતા હતા. છેવટે, બધા દેવો એક જ તત્ત્વનાં નામો (રૂપો) છે, એ સત્ય આર્યોને જણાયું. આ છે ભારતીય તત્ત્વજ્ઞાનનો સૌથી પ્રાચીન, સૌથી પ્રથમ, ઉદય. વૈદિક ધર્મમા અનેકદેવતાવાદ હતો; તેને ગીતાએ એક પરતત્ત્વના સિદ્ધાન્ત દ્વારા કેવી રીતે સમજાવ્યો અને એ દ્વારા કેવી રીતે તેની સાથે સમાધાન કર્યું અને વૈદિક ધર્મની નવીન સમજૂતી આપી એ ધર્મને સજીવન રાખ્યો, તે આપણે જોઈ ગયા છીએ (પ્રકરણ ). હવે અહીં "તત્ત્વજ્ઞાન"ના ઇતિહાસની દૃષ્ટિએ આગળ વિચાર કરીશું. ઋગ્વેદના એક સૂક્તમાં કહ્યું છે કે "एकं सद् विप्रा बहुधा वदन्ति" "એક નિરાકાર તત્ત્વને ઋષિઓ વરુણ, ઇન્દ્ર, વગેરે અનેક નામોથી કહે છે;" તો ઋગ્વેદના બીજા એક સૂક્તમાં એમ લખ્યું છે કે "एकं सन्तं बहुधा कल्पयन्ति," "એક સાકાર સત્ તત્ત્વને ઋષિઓ વરુણ વગેરે અનેક રૂપે કલ્પે છે." નાસદીયસૂક્ત અને પુરુષસૂક્ત અનુક્રમે નિરાકાર અને સાકાર પરતત્ત્વનું નિરૂપણ કરે છે. યાસ્ક કહે છે કે "ઋગ્વેદના દેવતાઓ अपुरुषविध અને पुरुषविध, એમ ઉભયવિધ છે" (જુઓ, ઉપર, પાનું ૮૮). આ વિચાર સરણીનો વિકાસ ઉપનિષદોમાં જણાય છે.

**(અ) પરતત્ત્વનાં નિરાકાર અને સાકાર સ્વરૂપો**—(૧) અત્યન્ત પ્રાચીન ઉપનિષદો, છાન્દોગ્ય અને બૃહદારણ્યક ઉપ૦માં પરતત્ત્વને કોઈવાર નિરાકાર તો કોઈવાર સાકાર કહ્યું છે:—

स होवाचैतद्वै तदक्षरं गार्गि ब्राह्मणा अभिवदन्त्यस्थूलमनण्वह्रस्वमदीर्घमलोहितमस्नेहमच्छायमतमोऽवाय्वनाकाशमसङ्गमरसमगन्धमचक्षुष्कमश्रोत्रमवागमनोऽतेजस्कमप्राणममुखमगात्रमनन्तरमबाह्यम्...॥ बृ.उ. ३.८.८

**અર્થ**—તેણે કહ્યું, હે ગાર્ગિ, આ अक्षरને બ્રાહ્મણો (બ્રહ્મજ્ઞાનીઓ) અસ્થૂલ, અનણુ, અહ્રસ્વ, અદીર્ઘ, અલોહિત, અસ્નેહ, છાયારહિત, તમોરહિત, વાયુરહિત, આકાશરહિત, સઙ્ગ-(આસક્તિ) રહિત, રસરહિત, ગન્ધરહિત, ચક્ષુઃરહિત, કર્ણરહિત, વાગિન્દ્રિયરહિત, મનોરહિત, તેજોરહિત, પ્રાણરહિત, મુખરહિત, ગાત્ર (અવયવ) રહિત, અન્તર–બાહ્યરહિત...કહે છે. આ શ્રુતિને શાંકરમતમાં નિર્ગુણની શ્રુતિ કહી છે. પરંતુ अस्थूल વગેરે વિશેષણો "નિરાકાર"ના વાચક છે. ઉપરાંત प्रशासन અને जगद्धारकत्व એ બે "ગુણો" આ અક્ષરનાં જ બૃ. ઉ. ૩.૮.૯માં આપ્યાં છે. માટે અક્ષર નિર્ગુણ તત્ત્વ નથી. (૨) ઋગ્વેદ (૧૦.૯૦.૩)માં જે આપેલું છે તે જ વાક્ય છાન્દોગ્ય ઉપ૦માં આવે છે; ને તેમાં સાકાર–પરના વાચક पुरुष શબ્દનો જ પ્રયોગ કર્યો છે:—

तावानस्य महिमा ततो ज्यायांश्च पूरुषः । पादोऽस्य सर्वा भूतानि त्रिपादस्यामृतं दिवि ॥ छा. उ. ३.१२.६

**અર્થ**—(જે પ્રત્યક્ષ જગત આપણે જોઈએ છીએ) તેટલો આ પુરુષનો મહિમા (વિશાળરૂપ)

છે; અને પુરુષ પોતે તેનાથી વધારે મહાન છે. આ પુરુષનો એકચતુર્થાંશ સર્વપ્રાણિમાત્ર છે; આનો ત્રણચતુર્થાંશ ભાગ અમૃત (વિકારરહિત, મૃત્યુરહિત) છે, ને તે દ્યુલોકમાં છે. 'પુરુષ' શબ્દને તેના રૂઢ અર્થમાં સાકાર, પુરુષાકાર, લેવાને બદલે "पूर्णमनेन इदं सर्वम्" (જેનાથી આ સર્વ જગત વ્યાપ્ત છે તે)એવી વ્યુત્પત્તિ આપીને, કેટલાક નિરાકાર પરત્વે અર્થ કરે છે. તે મૂળ, શ્રૌત અર્થનો વિરોધી છે. (૩) કઠ ઉપનિષદમાં બધાં તત્ત્વોને "પરાપર" રચનાની એક સોપાનમાં ગોઠવેલાં આપણે જોઈએ છીએ :–इन्द्रियेभ्य• परा ह्यर्था अर्थेभ्यश्च पर मन । मनसस्तु परा बुद्धिबुद्धरात्मा महान् परः ॥ महत परमव्यक्तमव्यक्तात्पुरुषः परः । पुरुषान्न परं किञ्चित् सा काष्ठा सा परा गतिः ॥ कठ उ. ३.१०-११ **અર્થ**—ઇન્દ્રિયોથી પર (ઉચ્ચ) ઇન્દ્રિયોના વિષયો છે; ઇન્દ્રિયોના વિષયોથી પર મન છે; મનથી પર બુદ્ધિ છે; બુદ્ધિથી પર 'મહાન્ આત્મા' નામનું તત્વ છે; મહાન્ આત્મા નામના તત્ત્વથી પર "अव्यक्त" છે; अव्यक्तથી પર 'पुरुष' છે; पुरुषથી પર કંઈ પણ નથી. પુરુષ સર્વોચ્ચ છે; પરા ગતિ છે. અહીં महान् आत्मा અને अव्यक्त, એ બે પૈકી अव्यक्त નિરાકાર બ્રહ્મ છે, કેમકે 'અવ્યક્ત'નું વર્ણન કઠ ઉપનિષદમાં જ કર્યું છે :—(૪) अशब्दमस्पर्शमरूपमव्ययं तथाऽरसं नित्यमगन्धवच्च यत् । अनाद्यनन्तं "महतः परं" ध्रुवं निचाय्य तन्मृत्युमुखात्प्रमुच्यते ॥ कठ उ. १.१६ **અર્થ**—શબ્દરહિત, સ્પર્શરહિત, રૂપરહિત, અવ્યય, અરસ, નિત્ય, ગન્ધરહિત, આદિરહિત, અન્તરહિત, ધ્રુવ, જે महत् અથવા महान् आत्माથી પર છે તે જાણીને મનુષ્ય મૃત્યુના મુખથી છૂટે છે. અહીં महत परम् એટલે ઉપર આપેલી કઠ ( ૩.૧૧ ) શ્રુતિમાં કહેલા अव्यक्तનું જ વર્ણન છે. पुरुष શબ્દથી વાચ્ય સાકાર બ્રહ્મનું આ વર્ણન નથી. આ 'अव्यक्त' ને જ 'परम पदम्' ( કઠ ઉપ. ૩.૯ મા ) કહ્યુ છે. આ જ સિદ્ધાન્ત ગીતામાં સ્પષ્ટ રીતે કહ્યો છે :—अव्यक्तोऽक्षर इत्युक्तस्तमाहुः परमां गतिम् । यं प्राप्य न निवर्तन्ते तद्धाम परमं मम ॥ पुरुषः स परः पार्थ भक्त्या लभ्यस्त्वनन्यया । यस्यान्तःस्थानि भूतानि येन सर्वमिदं ततम् ॥ गीता ८.२०–२१ **અર્થ**—આ अव्यक्तને અક્ષર (ઉપનિષદોમા) કહેવામાં આવે છે; તેને પરમા ગતિ ( પરમપદ ) કહે છે; જેને પ્રાપ્ત કરીને મુક્તાત્માઓ પાછા આવતા નથી, તે મારુ પરમધામ આ अव्यक्त છે. અનન્યભક્તિથી પ્રાપ્ય, જેની અંદર ભૂતમાત્ર રહે છે અને જેના વડે આ સર્વ જગત્ પ્રસારવામાં આવ્યું છે તે पुरुष આ "અવ્યક્ત"થી પર છે. આ શ્લોકમાં કઠ ઉપ૦ના अव्यक्त અને पुरुष બન્નેનો નિર્દેશ છે. ગીતા ૮.૨૨ અને કઠ ઉપનિષદ **પરસ્પરના અર્થ કરવામાં સહાયકારક છે.** ગીતામા अव्यक्तથી पुरुषને પર કહ્યો છે; અને કઠ ઉપ૦મા પણ એ જ સિદ્ધાન્ત છે. પરંતુ ગીતામાં श्रीकृष्ण પોતે સાક્ષાત્ ભગવાન હોઈ ગીતા અધ્યાય ૭–૯ મા पुरुष શ્રીકૃષ્ણ જ છે, અથવા આઠમા અધ્યાય મુજબ શ્રીકૃષ્ણથી નીચે અર્થાત્ શ્રીકૃષ્ણનું એક બીજુ સ્વરૂપ છે. તે આપણે અગાઉ જોઈ ગયા છીએ **ખાસ નોંધ :**—આપણે અગાઉ જોઈ ગયા છીએ તેમ ગીતા ૮.૧૮ માં જે ( અપર ) અવ્યક્ત છે તે ભૂતોની યોનિ ( ઉત્પત્તિસ્થાન ) છે; માટે તે પર अव्यक्त (अक्षर) નુ એક સ્વરૂપ છે; તે ચેતન બ્રહ્મ જ છે; કેમકે ચેતન બ્રહ્મમાંથી જ ભૂતોની ઉત્પત્તિ કહી છે. કઠ ઉપ૦ માં महत् અથવા 'महान् आत्मा' કહેલ છે તેમાથી બુદ્ધિ ઉત્પન્ન થાય છે (?) અર્થાત્ તે બુદ્ધિનું કારણ છે; બુદ્ધિથી પર છે. પાછળના દર્શનશાસ્ત્રોમાં જે જડ પ્રકૃતિને બુદ્ધિનુ કારણ કહી છે, તેની સાથે 'महान् आत्मा' સરખાવી ન શકાય; કઠ ઉપ૦ મા आत्मा શબ્દ હોવાથી જગત અને તેનું કારણ બ્રહ્મ, એ બે અનન્ય છે; તેવો અર્થ સૂચિત થાય છે. (૫) મુણ્ડકોપનિષદ્‌ના ખંડ ૧.૧.૬ માં 'અક્ષર' એટલે નિરાકારનુ વર્ણન છે. તેને જ પરતત્ત્વ માનવામાં આવ્યું હોય એમ જણાય છે:—अथ परा यया तदक्षरमधिगम्यते ॥६॥ यत् तदद्रेश्यमग्राह्यमगोत्रमवर्णमचक्षुःश्रोत्रं

तदपाणिपाद नित्य विभु सर्वगत सुसूक्ष्मं तदव्यय तद्भूतयोनि परिपश्यन्ति धीरा ॥६॥–मु उ १ १ ६–६.
અર્થ–હવે પરા વિદ્યા, જે દ્વારા તે અક્ષર પ્રાપ્ત કરી શકાય છે, જે અક્ષર અદૃશ્ય, અગ્રાહ્ય, અગોત્ર, અવર્ણ, અચક્ષુ શ્રોત્ર, અપાણિપાદ, નિત્ય, વિભુ, સર્વગત, સુસૂક્ષ્મ, અવ્યય છે તે ભૂતયોનિને ધીર (જ્ઞાનીઓ) સમજે છે અહીં બધા વિશેષણો અક્ષરને નિરાકાર સાબીત કરે છે, નિર્ગુણ નહિ (૬) ઉપર મુ ઉપ ૧ ૧ ૬મા નિરાકાર पर એટલે अक्षरનુ વર્ણન આપણે જોયુ તે પ્રથમ મુડકના પ્રથમ ખડના છટ્ઠા મત્રમા છે ત્યાર પછી તે જ (પ્રથમ) મુડકના નવમા મત્રમા સાકાર परતત્ત્વનુ વર્ણન પુલ્લિગમા આવે છે—य सर्वज्ञ सर्वविद्यस्य ज्ञानमय तप । तस्मात्तिद्ब्रह्म नामरूपमन्न च जायत ॥
અર્થ .—જે (પુરુષ) સર્વજ્ઞ અને સર્વવિદ્ છે અને જેનુ તપ જ્ઞાનમય છે, તે (પુરુષ)માથી શ્લોક ૮ (तपसा चीयते ब्रह्म)મા કહેલુ બ્રહ્મ, નામ, રૂપ અને અન્ન જન્મે છે અહીં "अक्षर" પછી "य सर्वज्ञ એ પુલ્લિગ નિર્દેશ એવી રીતે થયો છે કે જાણે વાચકને સારી રીતે વિદિત જ હોય કે એક જ पर (એટલે परात्पर) તત્ત્વ એક જ સમયે (એક દૃષ્ટિએ) નિરાકાર હોય અને (બીજી દૃષ્ટિએ) સાકાર પણ હોય મુડકોપનિષદનો 'બ્રહ્મ તથા પુરુષ નો આ પ્રકારનો નિર્દેશ ગીતાના પહેલા ૭ અધ્યાયોમા આવતા નિરાકાર–સાકારના નિર્દેશ જેવો જ છે ઉપના મુડક ઉપ૰ ના શ્લોકમા એક ब्रह्म તત્ત્વ જે "य सर्वज्ञ માંથી "જન્મેલુ છે' તેનો નિર્દેશ છે તે, ગીતા ૩ ૧૫માં ब्रह्माक्षरसमुद्भवम् (બ્રહ્મ અક્ષરમાથી જન્મેલુ છે) ને મળતો નિર્દેશ છે પરતુ ગીતા ૩ ૧૫મા ब्रह्म નિરાકાર (अक्षर) માથી જન્મેલુ છે, જ્યારે મુ ઉપ નુ ઉપર્યુક્ત બ્રહ્મ य सर्वज्ञ દ્વારા કહેલ સાકારમાથી ઉત્પન્ન થયેલુ છે બન્ને ગ્રન્થોમા આ ઉત્પન્ન થએલુ બ્રહ્મ એટલે "જડ પ્રકૃતિ" સમજવી જોઈએ (૭)
तदेतत्सत्य यथा सुदीप्तात्पावकाद्विस्फुलिङ्गा सहस्रश प्रभवन्ते सरूपा तथाक्षराद् विविधा सोम्य भावा प्रजायन्ते तत्र चैवापि यन्ति ॥१॥ दिव्यो ह्यमूर्त पुरुष सबाह्याभ्यन्तरो ह्यज । अप्राणो ह्यमना शुभ्रो ह्यक्षरात्परत पर ॥२॥ एतस्माज्जायते प्राणो मन सर्वेन्द्रियाणि च । ख वायुर्ज्योतिराप पृथिवी विश्वस्य धारिणी ॥३॥ मु उ २ १ १–३ અર્થ—તે આ સત્ય–જેમ પ્રદીપ્ત અગ્નિમાથી હજારો તણખાઓ પ્રકટે છે અને તે સર્વ સરખા જ રૂપના હોય છે તેમ अक्षरમાથી વિવિધ "ભાવો" (અનેક ભૂતમાત્ર) જન્મે છે અને તેમા જ લીન થાય છે દિવ્ય મૂર્તિરહિત, બાહ્યાભ્યન્તરસહિત, અજન્મા, પ્રાણરહિત, મનરહિત, શુભ્ર, पुरुष અગાઉ કહેલા पर अक्षरથી પણ पर છે તે (पुरुष)માથી પ્રાણ, મન, સર્વ ઇન્દ્રિયો, આકાશ, વાયુ, તેજ, જલ અને પૃથ્વી (જે સર્વને ધારણ કરે છે) ઉત્પન્ન થાય છે અહીં अक्षरમાથી ભૂતોની ઉત્પત્તિ કહીને પછી તે જ अक्षरથી पुरुषને पर કહ્યો છે શ્રીશકરાચાર્ય પ્રથમ મત્રમા अक्षरને નિર્ગુણ બ્રહ્મ કહીને દ્વિતીય મત્રમા अक्षरને માયા તરીકે સમજાવે છે, અને पुरुषને તે "માયાથી પર' સમજાવે છે પણ અહીં બન્ને મત્રોમાં એક જ 'अक्षर બ્રહ્મ' અર્થ કરવો જોઈએ મુ ઉપ ૩ ૧ ૩મા पुरुष (સાકાર સ્વરૂપ)ને 'कर्त्ता કહેલ છે તે पुरुष "ब्रह्मयोनि" છે, અર્થાત્ તે पुरुषના બીજને રોપવાને ब्रह्म (નિરાકાર સ્વરૂપ) योनि (બીજ ધારણ કરનાર સ્થાન) છે વળી આ સબધમા મુ ઉપ ૩ ૨ ૧નો (નીચે આપેલો) મત્ર અગત્યનો છે—(૮) स वेदैतत्परम ब्रह्म धाम यत्र विश्व निहित भाति शुभ्रम् । उपासत पुरुष ये ह्यकामास्ते शुक्रमेतदतिवर्तन्ति धीरा ॥ मु उ ३ २ १
અર્થ—એ આ આત્મજ્ઞ મનુષ્ય આ પરમ બ્રહ્મરૂપી ધામ (સ્થાન), જેમા મૂકેલુ વિશ્વ પ્રકાશિત દેખાય છે તે બ્રહ્મને જાણે છે (પરતુ) જે લોકો કામનારહિત થઈને पुरुषની ઉપાસના કરે છે તે જ્ઞાનીઓ આ શુક્રરૂપી બ્રહ્મની હેલી પાર જાય છે, (અર્થાત્ पुरुषને પામે છે) આ મત્રમાં બ્રહ્મને 'ધામ કહ્યુ છે અને ગીતા (૧૮ ૫૪–૫૫) ની જેમ पुरुषના નિષ્કામ ઉપાસકો આ બ્રહ્મરૂપી શુક્ર

(તેજસ્વી તત્ત્વ)ની પેલે પાર (પુરુષ પાસે) જાય છે. એમ સ્પષ્ટ સિદ્ધાન્ત કહ્યો છે. શ્રીશંકરાચાર્ય "एतत् शुक्रम्" એટલે પ્રકૃત બ્રહ્મ લેવાને બદલે "नृबीजम्" લે છે.

આ રીતે ઉપનિષદોમાં :—(૧) अक्षर (એટલે કે अव्यक्त) અને પુરુષ બન્નેને સ્વતંત્ર રીતે મુક્તોથી 'प्राप्य' કહ્યાં છે. (૨) અક્ષરને ભૂતયોનિ કહીને પણ તેને સ્વતંત્ર મુક્તોથી "પ્રાપ્ય" કહેલ છે. (૩) અક્ષરને જ કઠ ઉપ. માં अव्यक्त કહેલ છે. બન્ને નિરાકાર બ્રહ્મનાં નામો જ છે (૪) પુરુષને अक्षर તથા अव्यक्त બન્નેથી पर કહ્યો છે. (૫) પુરુષનું સવિસ્તર વર્ણન મુ. ઉ. ૨.૧.૪–૫ મા કર્યું છે. ત્યાં મૂર્ધા વગેરે અવયવોનું વર્ણન છે. (૬) અક્ષરને धाम પણ કહ્યું છે. अव्यक्तने पद કહેલ છે. (૭) महत्, તેમજ (ઉત્પન્ન થએલું, एतस्माज् जायते ब्रह्म) ब्रह्म એટલે प्रकृति तत्त्व अक्षरथी "નીચે" (अपर) છે; તે અક્ષરમાંથી ઉત્પન્ન થએલું છે. (૮) મુ. ઉપ. ના પ્રથમ મુંડકમાં એક જ पर તત્ત્વ સાકાર તેમજ નિરાકાર છે, એવો સિદ્ધાન્ત કહ્યો છે; તે ગીતાના પ્રથમ ૭ અધ્યાયોમા જોવામાં આવે છે.

**(આ) ભૂતમાત્રની ઉત્પત્તિ ચેતન બ્રહ્મમાંથી છે:**—ઉપનિષદોમાં ભૂતોની ઉત્પત્તિનાં ઘણાં વાકયો છે, અને તે બધાં મુજબ **નિરાકાર** બ્રહ્મમાંથી ભૂતોની ઉત્પત્તિ, સ્થિતિ અને લય થાય છે. તેવી જ રીતે ઉપ૦માં બીજાં પણ વાકયો છે, જેમાં **સાકાર** (પુરુષ)માંથી ભૂતોની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કહ્યાં છે. ગીતામાં પણ આવી જ સ્થિતિ છે, તે આપણે જોયું છે (પાનું ૧૧૬–૧૧૭). ઉપનિષદોના નિરાકાર બ્રહ્મમાંથી ભૂતોના જન્માદિનાં વાકયો નીચે મુજબ છે:—(૧) જુઓ ઉપર મુ. ઉ. ૧.૧.૬, જ્યાં અક્ષરને भूतयोनि કહ્યું છે. (૨) आनन्दाद्ध्येव खल्विमानि भूतानि जायन्ते ॥ आनन्देन जातानि जीवन्ति ॥ आनन्दं प्रयन्त्यभिसंविशन्ति ॥ तै. उप. ३.५. (૩) सर्वाणि ह वा इमानि भूतानि आकाशादेव समुत्पद्यन्त आकाशं प्रत्यस्तं यन्ति। छा. उप. १.९.१. (૪) सर्वाणि ह वा इमानि भूतानि प्राणमेवाभिसंविशन्ति प्राणमभ्युज्जिहते...। छा उप. १.११.५. ६. આ બધાં વાકયો બ્ર સૂ. ૧.૧માં ચર્ચવામાં આવ્યાં છે. અને બધાં વાકયો નિરાકાર બ્રહ્મનાં વાચક છે; એટલે आनन्द, आकाश, प्राण, વગેરે શબ્દોનો અર્થ નિરાકાર બ્રહ્મ છે, એવો નિર્ણય કરવામા આવ્યો છે. આને જ આધારે, ગીતામાં જ્યાં જ્યાં ભૂતોની ઉત્પત્તિ કહી છે, ત્યાં ત્યાં તે તે તત્ત્વને ચેતન अक्षर ब्रह्मनुं જ રૂપ માનવું જોઇએ.

**(ઇ) ગીતાનો પ્રકૃતિનો સિદ્ધાન્ત:**—ગીતા અને ઉપનિષદોના દાર્શનિક વિચારોની સરખામણી કરતાં જણાશે કે પ્રકૃતિનો સિદ્ધાન્ત ઉપનિષદોમાં ભાગ્યે જ જોવામાં આવે છે કેમકે ઉપનિષદો, 'બ્રહ્મમાંથી સીધી જ સૃષ્ટિ થઈ,' એવો સિદ્ધાન્ત ધરાવે છે, અને બ્રહ્મસૂત્ર પણ એમ જ કહે છે. છતા આપણે ઉપર જોયું કે મુંડકોપનિષદ (૧.૧.૯)માં કહ્યું છે કે "यः सर्वज्ञः . तस्मात् एतद् ब्रह्म.. जायते, એ વાકયમાં "બ્રહ્મ" એટલે પ્રકૃતિતત્ત્વ સમજવું જોઈએ. તેવી જ રીતે શ્વેતાશ્વતરોપનિષદમાં स्वभाव, अव्यक्त, माया, प्रकृति (मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम्– श्वे. उप. १.१०) વગેરે પ્રકૃતિવાચક શબ્દો વપરાયા છે. પણ ઘણા વિદ્વાનોનો મત છે કે શ્વેતાશ્વતર ઉપ૦ ભગવદ્‌ગીતા પછી લખાયું છે, કેમકે શ્વે. ઉપ. (૬.૧૬)માં "प्रधान" શબ્દ પણ વપરાયો છે. આ મત મને ઘણાં કારણોસર સાચો લાગે છે. એટલે ગીતાએ આપણા તત્ત્વજ્ઞાનમાં પહેલી વાર જ ઈશ્વરની શક્તિ કે પ્રકૃતિ અથવા (બે) પ્રકૃતિઓનો સિદ્ધાન્ત આપ્યો છે અને તેના ઉપર ભાર પણ મૂકયો છે. વળી, ગીતાએ कर्म (कर्म ब्रह्मोद्भवं विद्धि) અથવા "क्रिया" तत्त्व ઉપર પણ ભાર મૂકયો છે. પ્રા. સુરેન્દ્રનાથ દાસગુપ્તાએ કહ્યું છે કે, "The Bhagavadgita is a theistic

Commentary on the Upanisads," "ભગવદ્‌ગીતા ઉપનિષદો ઉપર ઈશ્વરવાદી ભાષ્ય છે." આ વિધાન કઠ, મુંડક, ઈશ, વગેરે પ્રાચીન પદ્ય ઉપનિષદો પૂરતું સાચું છે. છાન્દોગ્ય–બૃહદારણ્યકના સંન્યાસવાદનો ત્યાગ કર્યા વગર ગીતા વિરોધ કરે છે; અને ઉપનિષદોના સાકાર-નિરાકાર બન્ને સ્વરૂપ ધરાવનાર પરતત્ત્વના સિદ્ધાન્તને ગીતા સ્વીકારે છે, પણ તે બન્નેના સંબંધનો વધુ સૂક્ષ્મ વિચાર ગીતાના કેટલાક (૭–૯ અને ૧૩–૧૮) અધ્યાયોમાં છે; ઉપનિષદોમાં લગભગ નથી એવું "પ્રકૃતિ" તત્ત્વ ગીતા ઉમેરે છે, અને–સર્વથી વધુ અગત્યની બાબત–ઉપનિષદો નથી કરી શક્યાં એવો વૈદિક-કર્મકાંડ અને સંન્યાસનો સમન્વય ગીતા કરે છે. ઈશાવાસ્ય ઉપ૦ માં આ સમન્વયનું માત્ર અસ્પષ્ટ સૂચન છે (જુઓ પ્રકરણ ૧૪, પાનું ૯૨ ).

## ભાગ ૨. ગીતા અને મહાભારત

ગીતાના તત્ત્વજ્ઞાનનો વિકાસ મહાભારતમાં એટલે મોક્ષધર્મ પર્વમાં કેવી રીતે થયો છે, તે સવિસ્તર વર્ણવવું અહીં શક્ય નથી. (વાચકને યાદ રાખવા વિનંતિ છે, કે ગીતા મહાભારતમાં જ છે; પણ ગીતા જે પ્રાચીન કાલથી હતી જ તેને વ્યાસે મહાભારતમાં ગૂંથી છે; અને મોક્ષધર્મપર્વ વગેરે ગીતાની અપેક્ષાએ અર્વાચીન છે.') માટે એ વિકાસની બહુ જ ટૂંકી રૂપરેખા અહીં આપીશું. *

મોક્ષધર્મપર્વમાં **ચાર** પ્રકારના દાર્શનિક વિચારો છે : (૧) ઔપનિષદ વિચારો (મહા. ૧૨. ૧૮૨–૨૫૩), (૨) સાંખ્યદર્શનના વિચારો (મહા.૧૨.૩૦૨–૩૧૭), (૩) યોગદર્શનના વિચારો (મહા.૧૨.૩૦૮); અને (૪) પાંચરાત્રદર્શનના વિચારો (મહા.૧૨.૩૩૪–૩૫૨).

**ઔપનિષદ વિચારોના** જે અધ્યાયો છે, તેમાં કેટલાક સંવાદો છે. દરેક સંવાદની વિચારસરણી સ્વતંત્ર છે; પરંતુ સામાન્ય રીતે ગીતાના અધ્યાયોના જેવી છે; એક મહાન તફાવત એ છે કે મહાભારતમાં દરેક દર્શનના અનુયાયીઓએ પોતાના દર્શનનાં મુખ્ય મુખ્ય તત્ત્વોને સંખ્યાવાચક નામો આપ્યાં હતાં. તે રીતે ઔપનિષદ વિચારોના અનુયાયીઓએ પુરુષ અટલે સાકાર તત્ત્વને "षड्विंश," अक्षर એટલે નિરાકાર તત્ત્વને ( પ્રાપ્ય પદ, ધામ, સ્થાન તરીકે, તેમ જ ચેતન પ્રકૃતિ તરીકે ) "पञ्चविंश," જડ પ્રકૃતિને "चतुर्विंश," એવા નામો આપ્યાં હતાં, એટલે કે, બે પ્રકૃતિઓ અને બે પ્રાપ્ય તત્વોમાં તેઓ માનતા હતા, પુરુષ અને અક્ષરના (સંપૂર્ણ) ભેદમાં માનતા હતા, કેમકે "षड्विंश" અને पञ्चविंश" નામો જ જુદી જુદી સંખ્યાના વાચક છે.

**સાંખ્ય દર્શનના** જુદા જુદા વિચારપ્રવાહો મહાભારતમાં છે. પરંતુ તે બધામાંથી એક સામાન્ય પ્રવાહ કાઢી શકાય. તેમજ, સાંખ્ય દર્શનનો કેવી રીતે આરંભ થયો, તે પણ આ અધ્યાયોમાંથી જાણી શકાય છે. મહાભારત ૧૨. ૩૦૫–૩૧૮માં ઔપનિષદોના મત ઉપર સાંખ્યવાદીઓનો આક્ષેપ છે કે "(૧) તમે બે પ્રાપ્ય તત્ત્વોમાં અને (૨) બે પ્રકૃતિઓ અથવા બે અવ્યક્તોમાં શા માટે માનો છો ? એક પ્રાપ્ય પુરુષમાં અને એક પ્રકૃતિ–જે જડ અને નિત્ય છે અને જેમાંથી જગતની ઉત્પત્તિ સમજાવી શકાય છે-તેમાં માનવાથી એક દર્શન (અહીં, સાંખ્યદર્શન) બની શકે, તેમ છે." આ આક્ષેપમાં સાંખ્યની ઉત્પત્તિ જાણી શકાય છે. ઔપનિષદો ઉપર કરેલા આ આક્ષેપને અન્તે મહાભારતનું સાંખ્ય દર્શન પુરુષને 'पञ्चविंश' અને પ્રકૃતિને 'चतुर्विंश' નામો અનુક્રમે આપે છે. અહીં, -સાંખ્યે, પુરુષ (पञ्चविंश) (એટલે સાકાર સ્વરૂપે જ પરમાત્મા) અને જીવાત્માનો અભેદ માન્યો છે,

* વિશેષ વિસ્તાર માટે વાચકને આ લેખકનું અંગ્રેજી પુસ્તક ( Aksara : A Forgotten Chapter in the History of Indian Philosophy ) જોવા વિનંતિ છે.

અને તે એક જ તત્ત્વ છે; પરંતુ ઔપનિષદોનાં બે પ્રાપ્યોને સ્થાને એક જ પ્રાપ્ય (સાકાર જ) તથા બે પ્રતિષ્ઠાઓને સ્થાને એક જ જડ પ્રકૃતિ માની છે. સાંખ્ય દર્શનની ઉત્પત્તિ કેવી રીતે થઈ તેના પ્રમાણ તરીકે મહાભારતમાં (મોક્ષધર્મ પર્વમાં) ઔપનિષદોની (એક ચેતન અને બીજી જડ, એમ) બે પ્રકૃતિઓના સિદ્ધાન્ત સામેના મહાભારતકાલીન સાંખ્યોના આક્ષેપોવાળા શ્લોકો મળી આવે છે. (જુઓ Aksara : A Forgotten Chapter in the History of Indian Philosophy, pp. ૪૧–૫૬).

મહાભારતમાં પાતંજલ યોગ જેવા યોગની બે શાખાઓ દેખાય છે. એક શાખા પુરુષને જ પરતત્ત્વ માનતી હતી, જ્યારે બીજી એક શાખા અક્ષરને પરતત્ત્વ ગણતી હતી. આ બન્ને શાખાઓના યોગના અનુયાયીઓએ બે પ્રકૃતિઓને બદલે એક પ્રકૃતિનો સાંખ્યનો સિદ્ધાન્ત સ્વીકારી લીધો હતો; બલ્કે તેટલા પૂરતાં "સાંખ્ય અને યોગ એક જ" હતાં. પરંતુ મહાભારતના આ સાંખ્યે પુરુષ (પરમાત્મા) તથા જીવાત્માનો જે (ઉપનિષદોથી ઉતરી આવેલો) અભેદ માની લીધો હતો, તે અભેદ આ (મહાભારતના) યોગે ત્યજી દીધો. મહાભારતમાં આ યોગના અનુયાયીઓ દલીલ કરે છે કે "ઈશ્વર જન્મમરણથી મુક્ત છે, જ્યારે જીવાત્મા જન્મમરણમાં જ છે; તો તે બન્ને એક જ તત્ત્વ કેમ હોઈ શકે ? બન્ને જુદા જ હોવા જોઈએ." અર્થાત્ ઉપનિષદોના સમયથી ચાલી આવેલી तत्त्वमसि અને अहं ब्रह्मास्मिની માન્યતા અને ભાવના–જે ગીતામાં કોઈ કોઈવાર શિથિલ થઈ જાય છે, (જેમકે ગીતા ૧૫.૭, જ્યાં જીવને ઈશ્વરનો અંશ કહ્યો છે,) તેને દલીલો આપી ત્યજી દેવાનું કાર્ય ભારતીય તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં પ્રથમ આ યોગે (મહાભારતના યોગાનુયાયીઓએ) કર્યું. એ રીતે શાન્તિપર્વના મોક્ષધર્મપર્વમાં જે અધ્યાયોમાં યોગના વિચારો આપ્યા છે તેમાં યોગના બે પ્રવાહો મળી આવે છે. એક પ્રવાહમાં પ્રકૃતિ–જડ અને નિત્ય–ને "चतुर्विंश," જીવાત્માને "पंचविंश" તથા સાકાર–જે પરમ તત્ત્વ છે–તેને "षड्विंश" નામ આપેલ છે. બીજા પ્રવાહમાં પ્રકૃતિ–જડ તથા નિત્યને–"चतुर्विंश," જીવને "पंचविंश" તથા નિરાકાર–જે અહીં પરમતત્ત્વ છે–તેને "षड्विंश" નામ આપ્યું છે. અહીં એટલું નોંધવું જોઈએ કે આધુનિક (વિશેષતઃ પરદેશીય) પંડિતોના મત મુજબ યોગ દર્શનમાં "ईश्वर" ને જે સ્થાન છે તે "નિરીશ્વર સાંખ્યમા ઈશ્વરનો વિચાર પાછળથી દાખલ કરવામાં આવવાથી" પ્રાપ્ત થએલ છે. પરંતુ મારા મત મુજબ દર્શનશાસ્ત્રના ઇતિહાસથી આ માન્યતાને આધાર મળતો નથી. નાસ્તિક સાંખ્યમાં ઈશ્વરને પાછળથી દાખલ કરવાથી સેશ્વરસાંખ્ય અથવા યોગદર્શન બન્યું, તે તો એક કલ્પના જ છે. ખરી રીતે તો મહાભારતના વેદાન્ત અથવા "ઔપનિષદો"ના મંતવ્યોના (તર્ક અથવા યુક્તિ દ્વારા) પૃથક્કરણની જે વૃત્તિ મહાભારતના "સાંખ્ય"માં દેખાય છે તે વૃત્તિને વધારે અવકાશ મળતાં મહાભારતનું "યોગ"દર્શન ઉત્પન્ન થયું છે. જેમ સાંખ્યે:નિરાકાર–સાકાર (અક્ષર અને પુરુષ) ના અને બે પ્રકૃતિઓના ભેદનો ત્યાગ કર્યો તેમ અમુક તત્ત્વવિદોએ જીવ–બ્રહ્મના ઐક્યનો (तत्त्वमसि, अहंब्रह्मास्मिनो) તર્કના આધારે જ ત્યાગ કર્યો અને ઈશ્વરતત્ત્વને સ્વતંત્ર સ્થાન આપી યોગદર્શન સ્થાપ્યું; મહાભારતમાં ઉપલબ્ધ યોગના આ અનુયાયીઓએ સાંખ્યની પ્રકૃતિના કર્તૃત્વનો સિદ્ધાન્ત સ્વીકાર્યો હતો, અને એ પ્રકૃતિનો વિકાસ બુદ્ધિ, વગેરે તત્ત્વોમાં ઈશ્વરની હાજરીમાં પ્રકૃતિ પોતે જ કરે છે, તેવો મત મહાભારતના સાંખ્ય અને યોગ, બન્ને દર્શન ધરાવતાં હતાં.

મહાભારત ( પર્વ ૧૨, શાન્તિપર્વમાં મોક્ષધર્મપર્વ )માં એક વધારે દર્શન મળે છે. તે છે **पांचरात्र दर्शन.** મહાભારતીય ઔપનિષદોએ સાકાર અને નિરાકાર, એમ બે "પ્રાપ્ય"

લાં (કેમકે દરેકને જુદી જુદી સંખ્યાથી વાચ્ય નામો આપ્યાં છે). તે રીતે अद्वैतवादનો ભંગ કર્યો . તેની જગાએ આ પાંચરાત્રોએ એક જ તત્ત્વ માન્યું. અને તે પોતે જ એકી સાથે (યુગપદ્) ાર તેમ જ નિરાકાર છે, એમ માન્યું. આવી માન્યતાની નોંધનો ગીતામાં માત્ર એક જ ફકરો તે છે ભ.ગી. અધ્યાય ૧૩, શ્લોક ૧૨–૧૭. એવી, જાતના થોડા ફકરાઓ ઉપનિષદોમાં ચેત્ મળે છે, જેમકે, अपाणिपादो जवनो ग्रहीता स पश्यत्यचक्षुः स शृणोत्यकर्णः । श्वे.उप.३.१९ ર્થ :—પુરુષ હસ્તપાદરહિત છે, છતાં ત્વરિત ( ગતિવાળો ) અને વસ્તુ પકડનાર છે, ચક્ષુ ર તે જુએ છે; કાન વગર તે સાંભળે છે. મહાભારતીય પાંચરાત્રોએ પોતાના પરતત્ત્વમાંથી (જડ) તે ઉત્પન્ન થાય છે, અને તેમાંથી જગતની ઉત્પત્તિ થાય છે, એમ સ્વીકાર્યું હતું. એ પાંચરાત્રમાં ત્ત્વ, જે પોતે સાકાર તેમ જ નિરાકાર પણ છે, અને જેનાથી જીવતત્ત્વ જુદું નથી, તેને पञ्चविंश લ છે, અને તેમાંથી "ઉત્પન્ન" થયેલ જડ પ્રકૃતિને ચતુર્વિંશ નામ આપ્યું છે.

આ વિકાસને સમજવાને ગીતાના દાર્શનિક વિચારોની અમે આપેલી સમજણ આવશ્યક બલ્કે, ગીતા અને (ગીતા સિવાયના) મહાભારતના દાર્શનિક વિચારો પરસ્પરના ઇતિહાસને માણિક બતાવે છે. એ રીતે ગીતાનો મૂળ અર્થ આપણને મળી આવે છે.

## ભાગ ૩ : ગીતા અને બ્રહ્મસૂત્ર

હવે, આપણે ગીતાનાં તત્ત્વોની શી યોજના બ્રહ્મસૂત્રમાં આપી છે, તે જોઈએ. બ્રહ્મસૂત્રનો ૃશ વેદાન્તો (ઉપનિષદો) ને આધારે જ એક દર્શન ઉત્પન્ન કરવાનો છે (सर्ववेदान्तप्रत्ययं दनाद्यविशेषात् ब्र.सू. ३.३.१). મહાભારતમાં જુદા જુદા ઉપનિષદોના વિચારપ્રવાહો જુદા જુદા વાદોમાં પૃથક્ પૃથક્ છે, પણ મહાભારતમાં હજુ વેદાન્તદર્શન થયું જણાતું નથી. મહાભારતના ખ્ય, યોગ, અને પાંચરાત્ર દર્શનોએ "વેદાન્તદર્શન" ઉપર આક્ષેપો નથી કર્યા પણ "ઉપનિષદોના ચારપ્રવાહો" ઉપર આક્ષેપો કર્યા છે. એ **રીતે મહાભારતનું સાંખ્ય–દર્શન થઈ ગયું ત્યાર છી વેદાન્તો એટલે ઉપનિષદોના અનુયાયીઓને પોતાનું સંગઠન કરવાની જરૂરિાત જણાઇ, એમ મારું માનવું** છે. તે સમયે "વેદાન્તદર્શન" ઉત્પન્ન થયું અને તેનું જે થમ પુસ્તક તે બ્રહ્મસૂત્ર. અલબત્ત મહાભારત અને બ્રહ્મસૂત્ર વચ્ચેના સમયમાં સાંખ્ય, યોગ, ાંચરાત્રનો વિકાસ થયો અને બૌદ્ધ, જૈન, ન્યાય, વૈશેષિક, વગેરે પણ ઉત્પન્ન થયાં.

(અ) (શ્વેતાશ્વર ઉપ૦ સિવાયનાં) ઉપનિષદોમાં **પ્રકૃતિ નામનું તત્ત્વજ** નથી. માટે ડ કે ચેતન, કોઈ પણ પ્રકૃતિ ગીતામાં કે મહાભારતમાં કહી હોય ત્યાં તે પ્રકૃતિને પરતત્ત્વથી ભિન્ન માનવી, પણ प्रकृति એટલે જ પરબ્રહ્મ માનવું, પ્રકૃતિ અને પ્રકૃતિનો માલિક એવો ભેદ સ્વીકારવો હિ, એમ બ્ર. સૂ. ૧.૪. ૨૩–૨૬માં કહ્યું છે. બ્રહ્મમાંથી સીધા ( સાક્ષાત્, પ્રકૃતિ વગર ) જગત ઉત્પન્ન થયું, એમ ઉપનિષદો કહે છે, માટે પ્રકૃતિ એટલે જ બ્રહ્મ. બ્રહ્મને જ ઉપનિષદો ભૂતયોનિ ( મુ. ઉ. ૧.૧.૬માં ) કહે છે; માટે જે પ્રકૃતિને ગીતા ભૂતયોનિ કહે છે તે પોતેજ બ્રહ્મ છે, એમ ગીતાની પ્રકૃતિનો અર્થ કરવો. આમ પ્રકૃતિનો અર્થ કરવાથી ગીતાસ્મૃતિને "અનવકાશ" થાય છે; તે દોષ બ્રહ્મસૂત્રકાર સ્વીકારે છે ( બ્ર. સૂ. ૨.૧.૧ ). બ્રહ્મસૂત્રકાર કહે છે કે "प्रकृति" કદાચ એકાદ ( શ્વેતાશ્વર ઉપ૦માં) જોવામાં આવે છે, પણ महद्ब्रह्म (ગીતા ૧૪), अपर अव्यक्त (ગીતા ૮), परा प्रकृति અને अपरा प्रकृति (ગીતા ૭) વગેરે પ્રકૃતિને મળતાં તત્ત્વો તો ઉપનિષદોમાં જોવામાં આવતાં જ નથી (इतरेषां चानुपलब्धेः બ્ર. સૂ. ૨.૧.૨). માટે પ્રકૃતિ એટલે બ્રહ્મ, એવો અર્થ કરવો જરૂરી

છે. આ રીતે ગીતાનો ત્યાગ કર્યા વગર, ગીતાની અને ઉપનિષદોની એકવાક્યતા થઈ શકે છે. નહી તો ગીતાનો ત્યાગ કરવો પડે.

(આ) આમ, ગીતાની પ્રકૃતિને જ પરબ્રહ્મ સમજવાથી, "પ્રકૃતિમાંથી બધાં કર્મો થાય છે, અને મનુષ્ય અકર્તા છે," એ પ્રકારનો **ગીતાનો યોગ** સ્વીકારી શકાતો નથી (एतेन योगः प्रत्युक्तः બ્ર. સૂ. ૨.૧.૩), એમ બ્ર.સૂ.કાર સ્પષ્ટ કહે છે.

**(ઇ) ગીતાના જે સિદ્ધાન્તો ઉપનિષદોના વિરોધી છે, તેનો બનતાં સુધી ત્યાગ ન કરતાં તે સિદ્ધાન્તોનું ઉપનિષદોને અનુકૂળ એક વિવરણ કરવું**, એમ બ્રહ્મસૂત્રકાર કહે છે (एतेन शिष्टापरिग्रहा अपि व्याख्याताः બ્ર. સૂ. ૨.૧.૧૨). આ સૂત્રમાં "व्याख्यात" શબ્દ દ્વારા સૂત્રકાર એક અગત્યનું સૂચન કરે છે. પ્રકૃતિ શબ્દનો અર્થ બ્રહ્મ કરવાથી ગીતાનો એક મહાન સિદ્ધાન્ત ઉપનિષદો સાથે બંધ બેસતો થઈ જાય છે. તો, તે મુજબ, બાકીના (शिष्ट) ગીતાના સિદ્ધાન્તો—જે ઔપનિષદોએ સ્વીકાર્યા ન હોય (अपरिग्रहा) તેનો ઉપનિષદોના જુદા જુદા સિદ્ધાન્તોને અનુકૂળ થાય તેવો અર્થ કરવો જોઈએ. જેમ કે અક્ષરથી પુરુષ પર છે તે ગીતાનો સિદ્ધાન્ત; બે અવ્યક્ત તત્ત્વો વાળો (ગીતા ૮) સિદ્ધાન્ત, વગેરે ગીતાના સિદ્ધાન્તો.

(ઈ) **અવ્યક્તથી પુરુષ પર છે**; એ કઠ અને મુંડક ઉપનિષદોનો સિદ્ધાન્ત ગીતાએ પણ લીધો છે. તે બ્રહ્મસૂત્રકાર (બ્ર. સૂ. ૩.૨.૩૧–૩૬) સ્વીકારતા નથી. (તથ જુઓ બ્ર. સૂ. ૧.૪.૧–૧૦, જ્યાં કહ્યુ છે કે અર્થો, ઇન્દ્રિયોના વિષયો, ઇન્દ્રિયોથી પર કહ્યા છે, કેમકે અર્થો ઇન્દ્રિયોને આધીન છે તેમ પુરુષને અક્ષરથી પર કહેવામાં આવેલ છે; કેમકે પુરુષ અક્ષરને અધીન છે.) બ્રહ્મસૂત્રકારના મતમાં એક જ પરતત્ત્વની ઉપાસના બે રીતે, અવ્યક્ત કે અક્ષર નામથી નિરાકાર માનીને, અને પુરુષ નામથી સાકાર માનીને, થઈ શકે છે.

**(ઉ) ઉત્તરાયણ અને દક્ષિણાયનમાં નિરાકારબ્રહ્મવેત્તાનું પ્રયાણ (દેહત્યાગ) થાય તો** અનુક્રમે તેને અનાવૃત્તિ અને આવૃત્તિ રૂપી ફલ મળે છે; એટલે બ્રહ્મવેત્તા દક્ષિણાયનમાં દેહ છોડે તો આ દુનિયામાં પાછો ફરે છે; અને ઉત્તરાયણમાં દેહ છોડે તો તે ફરી અહીં જન્મ લેતો નથી એ ગીતાનો મત જણાવીને બ્રહ્મસૂત્રકાર (બ્ર. સૂ. ૪.૨.૨૧) કહે છે કે એ મત સ્માર્ત છે, અને છાંદોગ્ય–બૃહદારણ્યકના શ્રૌત મતથી જુદો છે.

**(ઊ) જીવાત્મા પરમાત્માનો અંશ છે** (ભ ગી. ૧૫.૭), એ ગીતાનો મત બ્રહ્મસૂત્રકાર સ્વીકારે છે (બ્ર.સૂ.૨.૩.૪૩).

આ ઉપરથી સ્પષ્ટ સમજાશે કે બ્રહ્મસૂત્રકાર બની શકે ત્યાં સુધી ગીતાનાં ઉપનિષદવિરોધી તત્ત્વો કે સિદ્ધાન્તોને ઉપનિષદોને અનુકૂળ કરીને સમજાવે છે. પરંતુ ગીતાનો યોગ (બ્ર.સૂ. ૨.૧.૩), ગીતાની યોગીઓની ગતિ (ગીતા ૮.૨૩–૨૭; બ્ર સૂ. ૪.૨.૨૧) વગેરે ગીતાના સિદ્ધાન્તોનો બ્રહ્મસૂત્રકાર પૂરેપૂરો ત્યાગ કરે છે. આચાર્યો ગીતાના સિદ્ધાંતો, ઉપનિષદવિરોધી સિદ્ધાન્તો, પણ જેમ તેમ સમજાવી દેવા યત્ન કરે છે. (બ્ર. સૂ. ૪.૨.૨૧ ઉપર શાંકભાષ્ય જુઓ.)

ગીતાના તત્ત્વજ્ઞાનની પ્રક્રિયાઓના થોડાક વિચારોનો ઇતિહાસ ગીતાના પુરોગામી ઉપનિષદો અને ગીતાના અનુગામી મહાભારતના સમયમા શો હતો, તેની ઘણી જ ટૂંકી રૂપરેખા અહીં આપી શકાઈ છે. તે ટૂંક નોંધથી પણ ગીતાના તત્ત્વજ્ઞાનના આ ગ્રન્થમાં આપેલા વિવરણને સપ્રમાણતા પ્રાપ્ત થાય છે. (વિશેષ જિજ્ઞાસુને આ લેખકના Aksara. A Forgotten Chapter in

the History of Indian Philosophy અને બ્રહ્મસૂત્ર અને ગીતા ઉપરના બીજા ગ્રન્થો જોવા વિનંતિ છે.)

આ પ્રકરણ (૧૭)ના વિષયની સવિસ્તર ચર્ચા કરવા માટે તો એક સ્વતંત્ર ગ્રન્થ લખવો જરૂરી ગણાય. આ પ્રકરણ લખવાનો હેતુ ઉપર જણાવ્યો તે જ છે. ગીતાનો જે અર્થ આ પુસ્તકમાં મેં રજૂ કર્યો છે તેના ઘણા મુદ્દાઓને ઉપનિષદો, મહાભારત અને બ્રહ્મસૂત્રમાંથી પુષ્કળ આધાર મળે છે.

---

## પ્રકરણ ૧૮.

## ગીતા અને દર્શનશાસ્ત્રો.

ગીતાના તત્ત્વજ્ઞાન અને આસ્તિક તથા નાસ્તિક દર્શનો વચ્ચે શો સંબંધ છે, તેની ચર્ચા ગીતાના આધુનિક અભ્યાસીઓએ બહુ જ અગત્યની માની છે. (અ) દર્શનસૂત્રો લખાયાં પછી, અથવા 'દર્શનો' અસ્તિત્વમાં આવ્યાં પછી ગીતા લખવામાં આવી. અને ગીતાએ દરેક દર્શનનો અમુક (સારો જણાતો) ભાગ લઇ પોતાનું દર્શન બનાવ્યું (અને એમાં અસંગતિઓ રહી ગઇ અને તેને લીધે પરસ્પર વિરોધી વાક્યો ગીતામાં રહી ગયાં) એવો મત ખાસ કરીને ગાર્બે વગેરે પાશ્ચાત્ય પંડિતો તેમજ ભારતીય વિદ્વાન સી. વી. વૈદ્યનો છે. (બ) ગીતામાં સાંખ્યદર્શનનું જૂનું સ્વરૂપ (Pre-Classical Samkhya) છે. એમ જર્મનીના પ્રા. હરમન યાકોબી અને ભારતીય વિદ્વાન ડૉ. ભાંડારકરનું મન્તવ્ય છે. (ક) ઉપનિષદોના દાર્શનિક વિચારો વાતાવરણમાં વહેતા (Floating) હતા અને તે અસ્પષ્ટ વિચારોમાંથી ત્રણ સમકાલીન વિચારપ્રવાહો ઉપસ્થિત થયા, (૧) બૌદ્ધપ્રવાહ, જેણે જૂના વેદધર્મનો પૂર્ણ વિરોધ કરી વેદપ્રામાણ્યને ત્યજી દીધું. (૨) બીજો સાંખ્યપ્રવાહ, જેણે વેદનું પ્રામાણ્ય છોડયું નહિ પરંતુ નામનું જ સ્વીકાર્યું અને બાકી બીજી વ્યવસ્થા પ્રત્યક્ષ અને અનુમાન પ્રમાણથી એટલે યુક્તિવાદથી ઘટાવી, અને (૩) ત્રીજો પ્રવાહ, એ ગીતાનો, જેણે વેદના મૂળગત સકામ માર્ગની બૌદ્ધોની જેવી જ ઝાટકણી કાઢી પણ વેદ ધર્મનો ત્યાગ ન કરતાં તેમાં સુધારો કરીને આત્મશુદ્ધિ–ચિત્તશુદ્ધિના ઉપાય તરીકે વેદ અને યજ્ઞને સ્વીકાર્યા તેમજ પ્રકૃતિને અને ઇશ્વરને જુદા પાડીને (સાંખ્યની જેમ,) બહિષ્કૃત ન રાખતાં પોતાની ફિલસૂફીમાં ચોક્કસ નિશ્ચયાત્મક સ્થાન આપ્યું—આ ત્રણ પ્રવાહો (લગભગ) સમકાલીન (વેદ અને ઉપનિષદ પછીના સમયમાં) નીકળ્યા ને વિકસ્યા : આ મત ભારતીય પંડિતોનો છે, તે મતનાં સમર્થકોમાં આધુનિક સમર્થક પ્રો ડૉ. બેલ્વેલકર છે. મારો મત આ ત્રણ (અ, બ, ક) મતોથી જુદો થાય છે. મારા મત મુજબ ગીતા બધાં "દર્શનો", સાંખ્યદર્શનના પ્રાચીનમાં પ્રાચીનરૂપ–થી પણ ઘણી જ પ્રાચીન છે. દર્શનો તો ગીતા પછી ઘણે સમયે ઉદ્દભવ્યાં અને પછી વિકસ્યા.

### (૧) ગીતા અને સાંખ્યદર્શન શાસ્ત્ર

સાંખ્યદર્શનનાં પુસ્તક સાંખ્યકારિકા અને સાંખ્યપ્રવચનસૂત્રો અનુસાર સાંખ્ય નિરીશ્વરવાદી દર્શન છે. પરંતુ મહાભારતનું સાંખ્ય સેશ્વર સાંખ્ય છે, તેને કેટલાક (મુખ્યત્વે ભારતીય) પંડિતો અસલ સાંખ્ય માને છે, અને બીજા (મુખ્યત્વે યુરોપીય) પંડિતો "નિરીશ્વર સાંખ્ય પછી

"ઈશ્વર વિચાર" તે (નિરીશ્વર સાખ્ય)ના ઉપર આરોપિત કરાયો અને તે રીતે ખોટું સાચું "સાખ્ય" મહાભારતમાં સેશ્વર સાંખ્યરૂપે આવ્યુ" એવો મત ધરાવે છે (Prof Hopkins' The Great Epic of India). ગાર્બેના મત મુજબ મૂળગીતામાં નિરીશ્વર સાખ્ય (કારિકા અને સૂત્રોમાં છે તે રૂપમાં) તત્ત્વજ્ઞાન હતું. ડૉ. ભાંડારકર અને ડૉ. હર્મનયાકોબી કહે છે કે મૂળ ગીતાની ફિલસૂફી પ્રાચીન (સેશ્વર) સાંખ્ય દર્શનની બનેલી હતી. ડૉ. બેલ્વેલકર કહે છે કે સાંખ્ય અને ગીતા બન્ને સમકાલીન પણ સ્વતંત્ર પ્રવાહો (ઉપનિષત્કાલ પછીના સમયના) છે.

મને લાગે છે કે (મહાભારતના સાંખ્ય સહિત) સાંખ્ય એક **દર્શન તરીકે** ઘણુ મોડું અસ્તિત્વમાં આવ્યું; ગીતા પહેલાં તો નહિ જ. એના થોડાંક કારણો :—(૧) બીજા અધ્યાયમાં 'સાંખ્ય–યુદ્ધ સંબંધી દૃષ્ટિબિંદુ' એવો અર્થ થતો જણાય છે. ૨.૧૧–૩૮માં સાંખ્ય નામનું તત્ત્વજ્ઞાન છેજ નહિ. "સાંખ્ય" પ્રમાણે અર્જુનને યુદ્ધ કરવા અને શોક ત્યજી દેવા માટે શ્રીકૃષ્ણે સમજાવેલ છે. ગીતાના સાંખ્યમાં જીવાત્માનું પણ "તત્ત્વજ્ઞાન" નથી; માત્ર "ત્રણ ભિન્ન ભિન્ન કલ્પિત દૃષ્ટિઓનો વિચાર કરીએ તો પણ યુદ્ધની હિંસાથી જીવોનું હનન થશે અને જીવોનો નાશ થશે, એમ ન માનવું અને શોક ન કરવો," એમ કહ્યું છે તદુપરાંત ગીતાના સાંખ્યમા નિષ્કામ યુદ્ધની નીતિ કહી છે (૩૧–૩૮), તેને ૨.૩૯ માં "સાંખ્ય" કહે છે. (૨) ગીતા ૫.૪મા પણ સાંખ્ય ને સંન્યાસ બન્ને એક (પ્રો. એડજર્ટનનો મત) કહ્યાં નથી. સાંખ્ય અને યોગ સાથે રાખીને બન્નેને સંન્યાસથી અલગ પાડી દીધેલ છે. સાખ્ય, યોગ બન્ને એક જ છે, અને બન્ને સંન્યાસથી જુદા છે (જુઓ તુ શ્લોક ૬માં,) કેમકે (ગીતાના) સાંખ્ય અને યોગ બન્ને નિષ્કામ કર્માચરણનાં બે રૂપાન્તરો છે. (૩) ૧૮.૧૩–૧૮માં પણ સાખ્ય એટલે "સંખ્ય-યુદ્ધ સંબંધી થયેલી હિંસા (कृत+अन्त એટલે કરેલો નાશ)" એવો અર્થ થતો હોય એમ જણાય છે. કેમકે हत्वापि स इमान् लोकान् न हन्ति ननिवध्यते (૧૮.૧૮), એ સાંખ્ય મન્તવ્યનો ભાગ છે. (૪) સત્ત્વ, રજસ્ ને તમસ્‌ના વર્ણનને गुणसंख्यान કહેલ છે (ગીતા ૧૮.૧૯) પણ આ સિદ્ધાન્ત **આદિતઃ જ સાંખ્ય "દર્શન"નો જ હતો એવુ પ્રતિપાદિત કરનાર કોઈ ગ્રન્થ કે ઉલ્લેખ મળતો નથી.** માટે ગીતા ૧૪, ૧૭, ૧૮માં જે આ ગુણસંખ્યાનનો વિસ્તાર છે એ સાખ્યદર્શન પછી લખાયેલ છે એમ માનવાને આધારભૂત પ્રમાણ નથી. સાંખ્યદર્શનશાસ્ત્રના પુસ્તકોમાં સત્ત્વ, રજસ્, તમસ્‌ને સ્વતંત્ર રીતે વર્ણવ્યાં છે. પરંતુ ગીતામા સત્ત્વગુણને આધારે ગીતાના યોગ (નિષ્કામ કર્માચરણ)ને ટેકો આપ્યો છે. માત્ર ત્રણ અધ્યાયો (૧૪, ૧૭, ૧૮)મા ત્રણ ગુણોનું વર્ણન આવે તે ઉપરથી મૂળગીતામા સાખ્ય તત્ત્વજ્ઞાન જ હતું, એમ માનવું યોગ્ય નથી. વળી, સાંખ્યદર્શનના ગ્રન્થોમાં સત્ત્વગુણને આધારે યોગ (નિષ્કામ કર્માચરણ)નો ઉપદેશ નથી આપ્યો. ૧૪મા અધ્યાયમાં સત્ત્વથી પર જવાનું, ત્રિગુણાતીત થવાનું કહ્યું છે; જ્યારે ૧૭ ને ૧૮માં સત્ત્વ મુજબ વર્તન રાખવાનુ, સત્ત્વનિષ્ઠ થવાનું કહ્યું છે. એટલે 'સત્ત્વ' વિષે પણ ગીતામા જ બે મતો છે. સત્ત્વ પ્રમાણે કર્મ કરવા, યજ્ઞ કરવો, તપ અને દાન કરવાં, બુદ્ધિ રાખવી, ધૃતિ રાખવી (૧૮.૯,૨૩,૩૦,૩૩; ૧૭.૧૭,૨૦) એ કંઈ સાંખ્યદર્શન કે સાંખ્યદર્શનની દૃષ્ટિ છે જ નહિ. (રુડોલ્ફ ઑટો પણ આ જ માન્યતા ધરાવે છે.) (૫) ડૉ. કીથ અને બીજા આધુનિક પંડિતોએ બતાવ્યું છે કે "ત્રણ ગુણોના વાદ" (गुणसंख्यान)ની ઉત્પત્તિ છાન્દોગ્ય ઉપ. (૬.૪)ને શ્વે. ઉ. ૧.૪ માં છે. ગુણ શબ્દનો મૂળ અર્થ 'તત્ત્વ' થાય છે. ગીતા પણ "પ્રકૃતિથી જન્મેલા ગુણો" એવો પ્રયોગ કરે છે. આ પ્રયોગ સાંખ્યદર્શનમાંના પ્રયોગથી જૂનો છે. (૬) ગીતામાં સાંખ્યદર્શન જેવો જીવાત્માનો વાદ એટલે પુરુષ સબંધી મત નથી. ૧૩.૧૯–૨૩ માં પણ નથી.

(૭) મેં અન્યત્ર (Aksara = A forgotten Chapter એ પુસ્તકમાં) બતાવ્યું છે કે ગીતાની બે પ્રકૃતિઓ અને પરતત્ત્વનાં બે પ્રાપ્ય સ્વરૂપોની સામે વિરોધ રૂપે મહાભારતનું સાંખ્યદર્શન ઉત્પન્ન થયું છે. માટે ગીતા કરતાં સાંખ્યદર્શન ઘણું પાછળથી થયું છે. (જુઓ પ્રકરણ ૧૭). (૮) સાતમા અધ્યાયની परप्रकृति, નવમાની प्रकृति, તેરમાનું क्षेत्र, ચૌદમાનું મહદ્ બ્રહ્મ—એ બધાં અને આઠમાનાં બે અવ્યક્તો 'अक्षर ब्रह्म'નાં જ રૂપાન્તરો છે, (જડ) प्रकृतिનાં નહી; એમ મેં બતાવ્યું છે. 'ગીતાની પહેલાં કઠ ઉ. વગેરેમાં "પ્રાચીન સાંખ્ય" હતું એવો ઓલ્ડનબર્ગ, ભાંડારકર વગેરેનો મત આથી અસત્ય ઠરે છે. ગીતા પહેલાં નિરીશ્વર સાંખ્ય હતું, એવો સી. વી. વૈદ્ય, ગાર્બે, વગેરેનો મત તો તદ્દન નિરાધાર જ છે.

**માટે ગીતા સાંખ્યદર્શનના પ્રાચીનમાં પ્રાચીન રૂપ કરતાં પણ પ્રાચીન છે.**

## ૨. ગીતા અને યોગદર્શન શાસ્ત્ર

ગીતામાં योग શબ્દ અનેક વાર આવે છે, ને ધ્યાનયોગ નામનો એક અધ્યાય (છઠ્ઠો અધ્યાય) છે. ધ્યાન ને સમાધિની વાત પણ અનેક વાર આવે છે. "ગીતા યોગદર્શન પછી લખાઈ છે, કેમકે ગીતાકારે યોગના અંગોનો ઉપદેશ કર્યો છે," એવો એક મત છે. પરંતુ બીજા મત પ્રમાણે ગીતા લખવામાં આવી ત્યારે યોગ દર્શનનો ઉદય થયો જ ન હતો. મારો મત પણ આ જ છે. તેનાં કારણોઃ—

(૧–૪) (૧) ગીતામાં योग શબ્દ નિષ્કામ કર્માચરણના અર્થમાં વપરાયો છે. योग નામનું દર્શન જો અસ્તિત્વમાં હોત તો ગીતાકાર એ શબ્દ જુદા અર્થમાં વાપરત નહીં; ધ્યાનના જ અર્થમાં વાપરત. (૨) ध्यानयोग છઠ્ઠા અધ્યાયનું નામ છે, પરંતુ એનો અર્થ "ધ્યાનદ્વારા નિષ્કામ કર્માચરણ" થાય છે, એ હું અગાઉ બતાવી ગયો છું (પ્રકરણ ૬). (૩) છઠ્ઠા અધ્યાયમાં योगभ्रष्टનું વર્ણન છે, તે પણ ધ્યાનદ્વારા નિષ્કામ કર્માચરણ કરતાં કરતાં જેણે થોડાંક કર્મો સકામ ભાવનાથી કરી નાખ્યાં હોય તેના योगभ्रष्टનું વર્ણન છે. (૪) યોગનાં અંગો આઠ છે (यमनियमासनप्राणायामप्रत्याहारधारणाध्यानसमाधयोऽष्टावङ्गानि–योगसूत्र II. 29). પહેલું તો એ કે જે રૂપમાં ને જે અર્થમાં આ અંગો યોગસૂત્રમાં આપ્યાં છે તે જ અર્થમાં એ ગીતામાં આપ્યાં નથી. બીજું, यम ને नियम દ્વારા ગણાવેલા ગુણો અને ક્રિયાઓ ત્રીજા, ચોથા, પાંચમા ને ચૌદમા, સોળમા, સત્તરમા અને અઢારમા અધ્યાયમાં દર્શાવેલ છે, પણ તે ગુણો, ક્રિયાઓ ને "प्राणायाम" પણ યોગશાસ્ત્રથી જુદાં છે, અને "योग"નાં અંગ તરીકે નથી આપ્યાં પણ સામાન્યસદ્વર્તનનાં સાધન તરીકે આપ્યાં છે. વળી તે, છઠ્ઠો અધ્યાય જે "योग" નો જ કહેવાય છે, તેમાં તો આપ્યાં જ નથી.

(૫) ગીતા ૪.૨૯ (अपाने जुह्वति प्राणं प्राणेऽपानं तथापरे । प्राणापानगती रुद्ध्वा प्राणायामपरायणाः ॥ ) નો અર્થ કેટલાક પંડિતોએ પૂરક, રેચક ને કુંભક પ્રકારના प्राणायामની ક્રિયા પરત્વે કર્યો છે. પરંતુ પ્રાધ્યાપક દાસ ગુપ્તાના મત મુજબ, આ ક્રિયાઓને 'ध्यानयोग' સાથે કંઈ સંબંધ નથી; પરંતુ કર્મકાંડમાં ઉપયોગી ધ્યાનની ક્રિયાઓ ગીતાના આ અને એવા બીજા શ્લોકોમાં છે. પ્રાણની આહુતિ પ્રાણને આપવી (૪.૩૦), अपानને प्राणની આહુતિ આપવી કે તેથી ઊલટી ક્રિયા (શ્લોક ૪.૨૯માં છે તે) કરવી ને તે ક્રિયાને यज्ञ કહેવો, તેનો અર્થ શો થાય, એ સમજી શકાતું નથી. એમ. પ્રા. દાસ ગુપ્તા કહે છે (History of Indian Philosophy, Vol. II, P. 448). મને લાગે છે કે આ શ્લોકો (૪.૨૯–૩૦)માં કોઈપણ પ્રકારના ખરા પ્રાણાયામનો વિષય નથી, એટલું જ નહિ, પરંતુ અગ્નિ, આહુતિ, હવનક્રિયા, વગેરે યજ્ઞનાં અંગોના રૂપકથી નિષ્કામ કર્માચરણના એક પ્રકારને

यज्ञ તરીકે સમજાવવાનો ઉદ્દેશ આ શ્લોકનો છે (જુઓ, ઉપર, પ્રકરણ ૪). ગીતા ૫.૨૭–૨૮ (स्पर्शान् कृत्वा बहिर्बाह्यान्...) માં ગીતાના સમયના પ્રાણાયામનો એક પ્રકાર શીખવ્યો હોય, એમ જણાય છે. योगसूत्र મુજબ प्राणायाम એટલે શ્વાસની ક્રિયાનો આત્યન્તિક નિરોધ ( श्वासप्रश्वासयोर्गतिविच्छेदः प्राणायाम–योगसूत्र २.४९). આ અર્થ ઉપર આપેલા ગીતાના શ્લોકોના प्राणायामोનો નથી. વળી, ધ્યાનનાં અંગ તરીકે એ પ્રાણાયામોનો ઉપદેશ ગીતામાં નથી કર્યો. તેમ જ ગીતાના છઠ્ઠા અધ્યાયમાં તે ક્રિયાઓ આપી નથી.

(૬) યોગનાં માત્ર બાકીનાં જ અંગો, (આસન, પ્રત્યાહાર, ધારણા ધ્યાન ને સમાધિ)નો ઉલ્લેખ એક યા બીજા રૂપમાં ગીતાના છઠ્ઠા અધ્યાયમાં છે. ગીતા ૬.૧૧–૧૪ માં आसनનું વર્ણન છે. પણ योगसूत्र અનુસાર આસન એટલે " શાન્ત અને સુખમાં રહેવું તે " ( स्थिरसुखमासनम्–योगसूत्र २.४६). ગીતા ૬.૧૬–૧૭ માં આહાર અને નિદ્રાનો સંયમ આપ્યો છે, તે ઘણે ભાગે ગીતાના આસનના સાધન તરીકે લેવાનો છે. પ્રા. દાસ ગુપ્તાએ બતાવ્યું છે કે ગીતામાં આહાર, પાન, નિદ્રા, દેહની ક્રિયાઓ અને ઇતર ક્રિયાઓ–એ સર્વનું નિયમન કરવાનો ઉપદેશ છે, પરંતુ योगसूत्र અનુસાર તો અંતિમ કક્ષામાં આહાર અને પાનનો ત્યાગ કરવો તથા ' દેહની બધી ક્રિયાઓ પણ અટકાવી દેવી' એવો ઉપદેશ છે. યોગસૂત્રનું ધ્યેય ચિત્તની ક્રિયાઓનો નાશ કરવાનું છે, જ્યારે ગીતાનુસાર ઈશ્વર શ્રીકૃષ્ણ ઉપર ચિત્ત સ્થિર કરીને બેસી રહેવાનું કહ્યું છે (मनः संयम्य मच्चित्तो युक्त आसीत मत्परः–૬.૧૪). એ રીતે ગીતાનું 'आसन' योगसूत्रोમાં નથી આપ્યું, પરંતુ શ્વેતાશ્વતર ઉપનિષદ (૨.૮, ૯, ૧૦) માં જે आसनનો બોધ છે તે ગીતાનાં આસનને કંઈક મળતું આવે છે :–

त्रिरुन्नतं स्थाप्य सम शरीरं हृदीन्द्रियाणि मनसा संनिवेश्य ।
ब्रह्मोडुपेन प्रतरेत विद्वान्स्रोतांसि सर्वाणि भयावहानि ॥ ८ ॥
**प्राणान्प्रपीड्येह** स युक्तचेष्टः क्षीणे प्राणे नासिकयोच्छ्वसीत ।
दुष्टाश्वयुक्तमिव वाहमेनं विद्वान्मनो धारयेताप्रमत्तः ॥ ९ ॥
समे शुचौ शर्करावह्निवालुकाविवर्जिते शब्दजलाश्रयादिभिः ।
मनोऽनुकूले न तु चक्षुपीडने गुहानिवाताश्रयणे प्रयोजयेत् ॥१०॥

અંગોનો ક્રમ ગીતાકારને વિદિત નથી. યોગસૂત્રમાં આસન પછી પ્રાણાયામ છે, પરંતુ અમે ઉપર કહી ગયા છીએ કે ગીતાના છઠ્ઠા અધ્યાયમાં પ્રાણાયામ આપેલ જ નથી અંગોના ક્રમ (નો અભાવ) પણ બતાવે છે કે ગીતા યોગસૂત્રો કરતાં એટલે યોગદર્શન કરતાં પ્રાચીન છે.

(૮) પ્રાણાયામ પછી પ્રત્યાહાર. પ્રત્યાહારનું લક્ષણ स्वविषयासंयोगे चित्तस्य स्वरूपानुकार इवेन्द्रियाणां प्रत्याहारः (યોગસૂત્ર ૨.૫૪) છે. "પ્રત્યાહાર એટલે ઇન્દ્રિઓના વિષયોમાંથી ઇન્દ્રિયોને પાછી ખેંચીને ઇન્દ્રિયોને જાણે કે ચિત્તના રૂપની જ કરી નાખવી તે ક્રિયા." यम, नियम, आसन, प्राणायाम ને प्रत्याहार એ પાંચ बहिरङ्गानि કહેવાય છે. धारणा, ध्यान અને समाधिने अन्तरङ्गानि કહે છે; આ ત્રણ असंप्रज्ञात સમાધિના તો बहिरङ्गानि જ છે. ધારણાનું લક્ષણ देशबन्धश्चित्तस्य धारणा (યોગસૂત્ર ૩.૧) છે; "ચિત્તને બાહ્ય કે આન્તર એક વસ્તુ ઉપર ચોંટાડી દેવું" તેનું નામ ધારણા. ગીતા ૬.૨૪–૨૬ ને ૧૮–૧૯માં અને ખાસ કરીને ૬.૨૪નો ઉત્તરાર્ધ જેમાં મનદ્વારા ઇન્દ્રિયોનું નિયમન ( मनसैवेन्द्रियग्रामं विनियम्य समन्ततः ) તથા ૨૬નો ઉત્તરાર્ધ તથા ૨૭નો પૂર્વાર્ધ જેમાં મનનો આત્મામાં સંયમ કહ્યો છે તે પ્રત્યાહાર નામના અંગનો ઉપદેશ છે, અને ૨૫નો ઉત્તરાર્ધ ( आत्मसंस्थं मनः कृत्वा न किंचिदपि चिंतयेत् ) જેમાં આત્મામાં જ ચિત્તને રોકી–રોધી રાખવાનું કહ્યું છે, તે ધારણાનો વિષય છે: એવો 'ગીતા યોગદર્શન પછી લખાયેલી' એમ માનનારાઓનો મત છે. પરંતુ આ શ્લોકોમાં ગીતા માત્ર એક જ ક્રિયાનો ઉલ્લેખ કરે છે અને તે એક ક્રિયા પ્રત્યાહાર અને ધારણા રૂપ બે ક્રિયાને બદલે છે, એમ કહેવું મુશ્કેલ છે. માટે પૃથક્કરણની અપેક્ષાએ ગીતા યોગસૂત્રની પહેલાં લખાયેલી છે, એમ માનવું વધારે યુક્તિપુરઃસર થશે. વળી, આ શ્લોક બતાવે છે કે "योग"ના બહિરંગો ને અન્તરંગો વચ્ચેનો ભેદ ગીતાને જાણીતો નથી. ગીતા ૬.૧૮–૧૯ તથા ૨૪–૨૬નો વિષય કઠ. ઉપ. ૬.૧૦–૧૧માં આપણને મળી આવે છે:—

> यदा पञ्चावतिष्ठन्ते ज्ञानानि मनसा सह। बुद्धिश्च न विचेष्टति तामाहुः परमां गतिम् ॥१०॥
> तां योगमिति मन्यन्ते स्थिरामिन्द्रियधारणाम्। अप्रमत्तस्तदा भवति योगो हि प्रभवाप्ययौ ॥११॥

અર્થ:—જ્યારે મન સહિત પાંચ જ્ઞાનેન્દ્રિયો સ્થિર થઈ જાય છે; અને બુદ્ધિ જ્યારે ચેષ્ટાઓ કરતી નથી, તેને ઋષિઓ "પરાગતિ" (મોક્ષ) કહે છે (૧૦). ઇન્દ્રિયોની તેવા પ્રકારની સ્થિર ધારણાને ઋષિઓ યોગ માને છે. તે વખતે સાધક સાવચેત રહે છે. કેમકે યોગ જ ( તે વખતે ) ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે ( માટે તેને ચાલુ રાખવા સાવચેત રહેવું ). આ શ્લોકોમાં ઇન્દ્રિયો, મન અને બુદ્ધિનાં નિયમનનો ઉપદેશ છે, અને ઇન્દ્રિયોના નિયમનને યોગ કહે છે, તથા धारणा શબ્દનો ઉપયોગ પણ અહીં કર્યો છે. કઠ ઉપનિષદ્ તથા ગીતા બન્નેમાં પ્રત્યાહાર અને ધારણા જુદાં પાડયાં નથી. બન્ને ગ્રન્થોને યોગાઙ્ગનો વિચાર જાણીતો નથી.

(૯) યોગસૂત્રોમાં કહ્યું છે કે ધ્યાન એટલે "ધ્યાનના વિષયમાં ચિત્તનો અવિચ્છિન્ન પ્રવાહ" ( तत्र प्रत्ययैकतानता ध्यानम्—૩.૨ ). એટલે બ્રહ્મધ્યાનના અભ્યાસ દરમિયાન માત્ર બ્રહ્મનાજ વિચાર સિવાય બીજો વિચાર ચિત્ત આગળ હોયજ નહિ. સમાધિનું લક્ષણ:— तदेवार्थमात्रनिर्भासं स्वरूपशून्यमिव समाधिः ( योगसूत्र ३.३ ). "જ્યારે ધ્યાન એટલું ઊંડું થાય કે ધ્યાન જ પોતે ધ્યેય અર્થ લાગે અને ધ્યાનશીલ ચિત્તનું પોતાનું અસ્તિત્વ જ જાણે કે નથી એમ લાગે ત્યારે તેને સમાધિ કહે છે." હવે, ગીતામાં ધ્યાન શબ્દ કોઈવાર "योग"નાજ અર્થમાં વપરાયો છે, જેમકે ध्यानेनात्मनि पश्यन्ति केचिदात्मानमात्मना (૧૩.૨૪); તથા કોઈ વાર 'भक्ति'ના

અર્થમાં પણ વપરાયો છે, જેમકે श्रेयो हि ज्ञानमभ्यासाज्ज्ञानाद्ध्यानं विशिष्यते (૧૨.૧૨ તથા ૬). ઘણે ભાગે ગીતા ૬ના એકેય શ્લોકમાં ધ્યાનના પારિભાષિક અર્થમાં ધ્યાન શબ્દ વપરાયો નથી. પરંતુ ગીતા ૬.૨૦–૨૩માં બુદ્ધિથી (ઇન્દ્રિયોથી નહિ–बुद्धिग्राह्यमतीन्द्रियम्) ગમ્ય સુખનો ઉલ્લેખ છે અને તેમાં દુઃખના સંયોગના વિયોગને "યોગ"ની સંજ્ઞા કહી છે એટલે કે યોગ શું નથી એમ કહી યોગનું વ્યતિરેક લક્ષણ આપ્યું છે, એટલે એ શ્લોકોમાં (૬.૨૦–૨૩) 'समाधि'ની પ્રથમ ભૂમિકા (જે બુદ્ધિગમ્ય છે તે)નું વર્ણન છે, એમ કદાચ કહી શકાય. પણ અમે બતાવ્યું છે તેમ ૬.૨૦–૨૩માં પણ યોગ શબ્દનો અર્થ समत्व થાય છે, કેમકે ૬.૨૪માં ફલકામનાઓનો ત્યાગ કરવાનું કહ્યું છે અને ૬.૨૨ માં મહાન દુઃખથી પણ આ યોગી ચલાયમાન થતો નથી, એમ આ યોગનું લક્ષણ આપ્યું છે; નિષ્કામ કર્માચરણ કરનારને દુઃખ, નિષ્ફળતા, અસિદ્ધિ મળવાનો સંભવ છે. છેવટે બ્રહ્મભૂત થાય ત્યારે ઉત્તમ સુખની પ્રાપ્તિ થાય છે (૬.૨૭). જે યોગભ્રષ્ટનું વર્ણન છઠ્ઠા અધ્યાયમાં છે તે ધ્યાનભ્રષ્ટ નથી, પણ નિષ્કામ કર્માચરણથી ભ્રષ્ટ થએલો "યોગી" છે તે પણ અમે ઉપર બતાવ્યું છે. "समाधि"ની બીજી ભૂમિકાને असम्प्रज्ञातसमाधि કહે છે અને તે ભૂમિકામાં જ્ઞેય રહેતું નથી કેમકે તે સ્થિતિમાં પ્રકૃતિના બધા વિકારો હંમેશ માટે અદૃશ્ય થાય છે અને પુરુષ (જીવાત્મા) પોતાનાં સ્વરૂપમાં, કૈવલ્યમાંજ રહે છે. ગીતામાં આ ભૂમિકા કહીજ નથી, પરંતુ ગીતા ૬.૨૯–૩૨માં જુદા જ પ્રકારની ભૂમિકા આપી છે. "યોગી આત્માને સર્વભૂતોમાં અને સર્વભૂતોને આત્મામાં જુએ છે." પણ ૬.૩૧–૩૨ માં કહ્યું છે કે યોગી પોતાનાં સર્વકર્મો નિષ્કામ રીતે કરે ને ગૃહસ્થ જીવન પણ ગાળી શકે." માટે, ગીતાના યોગીનો સાક્ષાત્કાર તેમજ આ યોગી "સર્વ કર્મ કરવાનું ચાલુ રાખે છે" એ હકીકત પરથી જણાય છે કે આ શ્લોકોનો વિષય પાતંજલધ્યાનયોગનો અનુયાયી પુરુષ નથી. વળી, કદાચ ગીતાકારને "समाधि"ના કોઈ પ્રકાર કે પ્રકારોનું જ્ઞાન હતું, એમ ૬.૨૦–૨૩ ને ૨૯–૩૨ ઉપરથી માનીએ તો પણ ગીતામાં समाधि શબ્દની વિવક્ષા યોગસૂત્ર કરતાં ભિન્ન છે; ગીતા ૨.૪૪, ૫૩, ૫૪, વગેરેમાં समाधि એટલે 'કાર્યની સફળતા કે નિષ્ફળતામાં સમત્વ" અર્થ થાય છે.

ઉપરિનિર્દિષ્ટ પ્રમાણો જોતાં હું માનુ છું કે ગીતા જે સમયે લખાઈ તે સમયે યોગદર્શન શક્ય હતું જ નહિ.

(૧૦) વળી મહાભારત ૧૨ માં (શાન્તિપર્વમાં મોક્ષધર્મમાં) યોગદર્શનની જે પ્રકારની ઉત્પત્તિ છે, તે ઉપર જણાવી ગયો છું. તે ઉપરથી પણ લાગે છે કે યોગદર્શન ગીતા પછી ઘણે સમયે ઉત્પન્ન થયું.

## ૩. ગીતા ને બૌદ્ધદર્શન.

ગીતાના જુદા જુદા અધ્યાયોમા સદ્ગુણો અને દુર્ગુણોની યાદીઓ આપવામાં આવી છે. ગીતા ૨ ૬૨–૬૩ માં દુર્ગુણોની શૃંખલા આપવામા આવી છે, તેનાથી છેવટે મનુષ્યનું નૈતિક મરણ (પતન) થાય છે. ગીતા ૩.૩૬–૪૩ મા કામ અને ક્રોધ રૂપી શત્રુઓ–અથવા ક્રોધરૂપે પરિણામ પામતા કામરૂપી શત્રુનું–વર્ણન છે. સ્થિતપ્રજ્ઞ (ગીતા ૨.૫૪–૭૨); ધ્યાનયોગી (ગીતા ૬), ભક્ત (ગીતા ૧૨) અને ત્રિગુણાતીત (ગીતા ૧૪.૨૧–૨૭) મા પૂર્ણતાની કક્ષાએ પહોંચેલા મનુષ્યનું વર્ણન આપ્યું છે અને તેના લક્ષણો આપ્યાં છે તેવી જ રીતે ગીતા ૧૦.૪–૬, ૧૩.૭–૧૧ માં પણ સદ્ગુણો અને દુર્ગુણો બતાવ્યા છે. તેમજ ગીતા ૧૬માં દૈવી સંપત્તિ અને આસુરી સંપત્તિમા ગુણો અને દોષો ગણાવ્યા છે.

(૧). ગીતા ૧૬.૧–૪ ની યાદીમાં કેટલાક પ્રસિદ્ધ વ્રતો કે નિયમો (ખરું કહીએ તો માત્ર સદ્‌ગુણ) આપ્યા છે. મનુસ્મૃતિ ૧.૬૩ કહે છે કે अहिंसा सत्यमस्तेयं शौचमिन्द्रियनिग्रह : एतं सामासिकं धर्मं चातुर्वर्ण्येऽब्रवीन्मनुः ॥ બૌદ્ધો અને જૈનોએ આ પાંચ મહાવ્રતોને પોતાના શાસ્ત્રમાં સ્થાન આપ્યું છે. પરંતુ ગીતાએ બૌદ્ધો અને જૈનો પાસેથી આ વ્રતોનો વિચાર અપનાવ્યો છે એમ કહેવું ભૂલ ભરેલું છે. ગીતાની કેટલીક યાદીઓમાં આ પાંચ પૈકી માત્ર થોડાકજ ગુણો આપ્યા છે, જેમકે ૧૬.૧–૪ માં अहिंसा, सत्य અને शौच, ૧૦ ૪–૫ માં અહિંસા અને સત્ય, ૧૩.૭–૧૦ માં અહિંસા અને શૌચ, ૧૬.૧૪–૧૬ માં शौच, अहिंसा, सत्य અને આત્મવિનિગ્રહ આપ્યા છે. પૂરી પાંચેય "વ્રતો"ની યાદી એકે સ્થળે ગીતામાં નથી. તેથી સિદ્ધ થાય છે કે ગીતા બૌદ્ધ અને જૈન મતોની અગાઉ લખાઈ છે; મનુ વગેરે સ્મૃતિથી પણ ગીતાની યાદીઓ જૂની છે. છાન્દોગ્ય ઉપ. ૩.૧૭.૬ માં તપ, દાન, આર્જવ, અહિંસા અને સત્ય (સરખાવો आर्जव ગીતા ૧૩.૭, ૧૬.૧, ૧૭.૧૪, ૧૮.૪૨ માં) આપ્યાં છે. ગીતાની યાદીઓ ઉપનિષદોની યાદીને મળતી આવે છે. વળી, મનુસ્મૃતિમા યમ અને નિયમની યાદીઓ છે, પરંતુ ગીતાકારને તેવું વર્ગીકરણ વિદિત હોય એમ જણાતું નથી. (૨) ઉપનિષદો મુખ્યત્વે આત્મજ્ઞાન અને બ્રહ્મનાં ધ્યાનની જ ચર્ચા કરે છે. પરંતુ પ્રા. દાસ ગુપ્તા બતાવે છે તે પ્રમાણે, ઉપનિષદોમાં આત્મસયંમ, શાંતિ, અકામતા અથવા એષણાઓનો ત્યાગ, સહિષ્ણુતા, એકાગ્રતાનું પણ વર્ણન છે (બૃ. ઉ. ૪.૪–૨૩, કઠ ઉ. ૬.૧૧. મું ઉ. ૩.૨.૨) અને ઉપનિષદોમાં ગીતાની જેમ સ્વધર્મના અનુષ્ઠાનમાં ઉપસ્થિત થતા નૈતિક સંમોહની ચર્ચા નથી આવતી, છતાં નિષ્કામતાનો આદર્શ તો છેજ; નિષ્કામ કર્માચરણનું બીજ પણ (ઈશ, મુંડક ઉપ. માં) છે માટે ગીતાના નૈતિક વિચારો ઉપનિષદના નીતિ–વિચારના પ્રવાહમાંથી વિકાસ પામ્યા છે, એમ માનવામાં કંઈ વાંધો નથી. (૩) પ્રા. દાસ ગુપ્તા બતાવે છે કે બૌદ્ધ ધર્મના જ વિશિષ્ટ નૈતિક વિચારો જેને કહેવાય તેવા વિચારો ગીતામાં નથી. દા. ત. બૌદ્ધો 'अविद्या'ને (આસક્તિ, તૃષ્ણા, લોભ, ક્રોધ વગેરે) બધા દોષોનું કારણ માને છે. પરંતુ ગીતામાં 'अविद्या' શબ્દ જ નથી. ગીતા તો આસક્તિ ને સકામતાથી જ શરૂઆત કરે છે. આસંગની ઉત્પત્તિ ક્યાંથી થઈ, અવિદ્યામાંથી થઈ, એ પ્રશ્નની ચર્ચા જ ગીતા' નથી કરતી. ગીતામાં 'અજ્ઞાન' શબ્દ વપરાયેલો છે. શાંકર વેદાન્તમાં અજ્ઞાન એક દાર્શનિક (પારિભાષિક) તત્ત્વ વાચક શબ્દ છે અને બૌદ્ધ ધર્મમાં અજ્ઞાન (अविद्या) એક કર્મકારણની શૃંખલાની પ્રથમ કડી છે. પણ ગીતામાં અજ્ઞાનનો સાદો અર્થ જ થાય છે; અજ્ઞાન એટલે ખોટી સમજણ, અથવા સમજણનો અભાવ (જુઓ ગીતા ૫.૧૫,૧૭,૧૩.૧૨,૧૪.૧૬-૧૭,૧૦.૧૧,૧૪.૮, ૫.૧૬). (૪) બૌદ્ધોનો, ખાસ શબ્દ તૃષ્ણા (तण्हा) ગીતામાં ભાગ્યે જ આવે છે. તેથી ઊલટું બ્રાહ્મણો–આરણ્યકોનો તેમ જ औपनिषदिक શબ્દ 'काम' (ઇચ્છાના અર્થમાં) ગીતા વારંવાર વાપરે છે. આ કામ શબ્દ જ स्वर्गकामो यजेत વગેરે વાક્યોમાં વપરાયો છે. (૫) બૌદ્ધોની હીનયાન શાખાના નૈતિક વિચારો અને ક્રિયાત્મક સંયમ શિક્ષણમાં शील (નૈતિક વિનીતતા) : समाधि (એકાગ્રતા) અને प्रज्ञा (જ્ઞાન, सम्यग् ज्ञान)નો સમાવેશ થાય છે. પરંતુ ગીતામાં એવા શિક્ષણના વિચારોની ચર્ચા નથી અને ગીતામાં समाधि શબ્દનો અર્થ " કાર્યની સિદ્ધિ કે અસિદ્ધિમાં સમતા " તથા પ્રજ્ઞાનો અર્થ માત્ર બુદ્ધિ કે ધી=(મન) થાય છે, માટેજ ગીતા " પ્રજ્ઞા " સાથે સ્થિત શબ્દ ઉમેરીને स्थितप्रज्ञ શબ્દ વાપરેછે. (૬) બૌદ્ધ હીનયાનમાં મુમુક્ષુએ શીલની સારી અસર, દાન આપવાનું, મૃત્યુનો સ્વભાવ, નિર્વાણના સ્વભાવ અને ગુણોનું હરહંમેશાં ચિન્તન કરતાંજ રહેવાનું કહ્યું છે; તેમજ મુમુક્ષુએ " બ્રહ્મવિહાર " (બૌદ્ધોનો પારિ-

ભાષિક શબ્દ) એટલે મૈત્રી, करुणा, मुदिता અને उपेक्षाનો રોજ મહાવરો કર્યા કરવાનો કહ્યો છે. પરંતુ ગીતામાં તો કેવલ-जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम् ( ૧૩.૮નો ઉત્તરાર્ધ )નોજ ઉલ્લેખ છે; બ્રહ્મવિહારની ચાર ભાવનાઓમાંથી માત્ર બે ( मैत्री ને करुणा )નોજ ઉલ્લેખ ( ગીતા ૧૨.૧૩ ) છે; તથા ગીતા મૈત્રીના સક્રિય અનુષ્ઠાનનો ઉપદેશ આપતી નથી, ગીતા તો કેવળ બીજાઓને નુકસાન ન થાય એવું વર્તન રાખવાનું કહે છે. ( પ્રા. દાસ ગુપ્તા–History of Indian Philosophy, Vol. II. P. 511 ) (૭) મહાયાનના નીતિવિષયક ગ્રંથો ( બોધિ-ચર્યાવતાર પંજિકા, વગેરે )માં સંતમહાત્માના માર્ગમાં રહેલી મુશ્કેલીઓ અને આકર્ષણોનું વર્ણન કરીને તેને તરી જવાના ક્રિયાત્મક સાધનો બતાવેલ છે. પરંતુ ગીતાના કોઈપણ અધ્યાયમાં ( ૧૬મામાં પણ ) એ પ્રકારના નૈતિક પ્રયત્નોમાં ઉપયોગી સક્રિય સાધનો આપ્યાં નથી. ગીતા તો નિષ્કામ કર્માચરણને અનુસરીને સ્વવર્ણાશ્રમકર્મો કેવી રીતે કરવાં તેજ કહે છે. (૮) પ્રા. દાસ ગુપ્તા કહે છે કે, ગીતાના સદ્‌ગુણો સાધારણ રીતે નિષેધાત્મક છે, જેમકે ક્રોધ ન કરવો, બીજાને નુકસાન ન કરવુ, અહંકાર ન કરવો, પરંતુ બૌદ્ધ ધર્મમાં મિત્રતાનાં કર્મો કરવાનું વિધાન છે.

પ્રા. દાસ ગુપ્તાએ બતાવ્યું છે કે ઉપલાં અને બીજાં કેટલાંક કારણોને લીધે ગીતા બૌદ્ધ ધર્મના ઉદય પહેલાંજ લખાયેલી હતી અને ગીતાના નૈતિક વિચારો ઉપનિષદોમાંથી લીધા છે, બૌદ્ધ ધર્મોમાંથી નથી લીધા.

## ૪. ગીતા અને વેદાન્તદર્શન શાસ્ત્ર

પ્રાચીન માન્યતા પ્રમાણે सर्वोपनिषदो गावो दोग्धा गोपालनन्दनः । पार्थो वत्सः सुधीर्भोक्ता । दुग्धं गीतामृतं महत् ॥ **અર્થ**—બધાં ઉપનિષદો ગાયો છે; ગોપાલનન્દન શ્રીકૃષ્ણ દોહનાર છે; અર્જુન વત્સ (વાછરડો) છે બુદ્ધિશાળી મનુષ્ય ભોક્તા છે, અને ગીતારૂપી મહાન અમૃત દૂધ છે. એટલે કે, "ઉપનિષદોનું તાત્પર્ય–તે તાત્પર્ય આત્મા અને બ્રહ્મના સિદ્ધાન્તનું જ છે–તેજ સમજાવવા માટે ગીતા લખાઈ એટલે વેદાન્તદર્શન માટે જ ગીતા લખાઈ." શ્રીશંકરાચાર્ય અને સ્વ. તિલક શાંકરવેદાન્તનો જ સિદ્ધાન્ત ગીતામાં જુએ છે. આધુનિક પાશ્ચાત્ય પંડિતો–ગાર્બે વગેરે–ગીતાની 'વેદાન્ત' આવૃત્તિ પાછળથી નીકળી હતી અને તે જ આપણી પાસે છે, એમ માની 'વેદાન્ત'ના ગીતામા ઘુસાડેલા (ક્ષેપક) શ્લોકો "જુદા પાડવા" યત્ન કરે છે. ડૉ. બેલ્વેલકર વગેરે કહે છે કે ગીતામાથી જો વેદાન્તના ૧૫૦ શ્લોકો દૂર કરો તો બીજા પણ ૧૫૦ એટલે કુલ ૩૦૦ શ્લોકો કાઢી નાખવા પડે. શ્રીરાધાકૃષ્ણન તો શાંકરવેદાન્ત જ ગીતામાં છે, એમ માને છે અને જે લોકો નિર્ગુણ બ્રહ્મ સમજી શકે નહિ તેઓની ધાર્મિક જરૂરિઆત સંતોષવા સગુણ બ્રહ્મને ગીતામાં મહત્ત્વ આપ્યું, એમ જણાવે છે; આધુનિક લેખકોમાથી માત્ર પ્રા. દાસગુપ્તા જ કહે છે કે ગીતામાં "કોઈ કોઈ સ્થળે" નિરાકાર કરતાં સાકારને પર કહ્યુ છે. ગીતામાં દિવ્ય સાકાર સ્વરૂપ નિરાકાર કરતાં ઊંચું છે, ઉચ્ચતર ભૂમિકાનું સત્ય તત્ત્વ છે, એમ તેઓ માને છે. ગીતાના બધા અધ્યાયોના તત્ત્વોની તુલના વગેરે કરીને "એક" વેદાન્ત દર્શન કરવાનો યત્ન ઘણા વિદ્વાનો કરે છે. કદાચ 'સાંખ્ય' નામ ભલે આપ્યું, પણ ગીતામાં દર્શન તો વેદાન્ત જ છે, એમ તેઓ માને છે.

મારી દૃષ્ટિએ, ગીતામાં વેદાન્તની જુદીજુદી પ્રક્રિયાઓ છે, પણ વેદાન્ત દર્શન નથી.

(૧) " દર્શન " એટલે બની શકે તેટલો મતભેદ પોતાનાજ દર્શન પૂરતો ટાળીને બીજાં દર્શનોના સિદ્ધાન્તોને જુદા પાડીને અમુક દર્શને કરેલું સ્વમતસ્થાપન. હિન્દના તત્ત્વજ્ઞાનના

ઇતિહાસમાં આવું દર્શનશાસ્ત્ર મહાભારત (૧૨)ના સાંખ્ય અને યોગથી શરૂ થાય છે. (જુઓ Aksara :A Forgotten Chapter in the History of Indian Philosophy by P. M. Modi ). ગીતામા ' બ્રહ્મસૂત્રપદ ' ( અધ્યાય ૧૩.૪ ) નો ઉલ્લેખ છે. તે શ્લોકમા કહ્યું છે કે " ऋषिभिर्बहुधा गीतं छन्दोभिर्विविधैः पृथक् " ( ઋષિઓએ જુદાજુદા છન્દોમાં અનેક રીતે અલગ અલગ પરતત્ત્વને ગાયુ છે.) આ વર્ણન ઋગ્વેદનાં સૂક્તોનું છે. આ વર્ણનમાં ગીતાકારની માન્યતા દર્શાવી છે કે ઋગ્વેદની દેવતાઓ એકજ પરતત્ત્વનાં રૂપો છે. એ રીતે જ, "સર્વવેદોથી શ્રીકૃષ્ણજ વેદ્ય–જાણવા યોગ્ય છે. ( ૧૫.૧૬ જ્યા વેદાન્ત જુદું બતાવ્યું છે ) ". ऋषिभिः, बहुधा, पृथक् छन्दोभिर्विविधैः :–એ સર્વ વર્ણન ઋગ્વેદ (તથા અથર્વવેદ–પણ એની માહિતી ગીતામાં મળતી નથી) નેજ યથાર્થ લાગુ પડે છે. ઉપનિષદોમા જે જે વાક્યો છે, તેમા ब्रह्म જ વિષય છે; એ અર્થ સિદ્ધ કરનારા હેતુઓ પણ તેજ વાક્યોમાં આપેલા છે, એ હેતુઓ ઉપનિષદોમાંથી લઇને જ પ્રચલિત બ્રહ્મસૂત્રમાં બ્રહ્મસૂત્રકારે બતાવ્યા છે, જેમકે अक्षरमम्बरान्तधृते બ્ર. સૂ. ૧.૩.૧૦માં–બૃ. ઉ ૪.૪.૮ માં अक्षर એટલે પરબ્રહ્મ, કેમકે अम्बरान्तधृति નો "હેતુ એ ઉપનિષદમાં જ" આપો છે. (આકાશ સુધીના પદાર્થોનું ધારણ અક્ષર કરે છે.–આકાશ એટલે અંબર એ જ अम्बरान्तधृतिः ).* **એટલે હેતુઓ મૂળ તો ઉપનિષદોનાં વાક્યોમાં જ આપ્યા છે, ને તે હેતુઓ પ્રચલિત** બ્ર. સૂ.માં માત્ર એકઠા કરવામાં આવ્યા છે. ભાષાની દૃષ્ટિએ પણ ગૃહ્યસૂત્રો અને ધર્મસૂત્રોની ભાષા જોઇએ તો ઉપનિષદોના બ્રહ્મવાચક વાક્યો ( બ્રહ્મસૂત્રપદો )ની ભાષાથી બહુજ જુદી ભાષામાં તે સૂત્રો હોય એમ લાગતું નથી. માટે ગીતા ૧૩.૪માં " બ્રહ્મસૂત્રપદ " દ્વારા ઉપનિષદોના બ્રહ્મનો નિર્દેશ કરનારાં વાક્યો જ સમજવાં જોઇએ. ' पद ' શબ્દનો અર્થ છન્દોબદ્ધ વાક્યો લઈએ તો કઠ, મુંડક, ઈશ, વગેરે ઉપનિષદો જેનો આધાર ગીતા લે છે, તેનો જ ઉલ્લેખ ગીતા ૧૩.૪માં છે, એમ સિદ્ધ થાય છે.

(૨) મહાભારતના શાન્તિપર્વના ( મોક્ષધર્મપર્વનાં ) સમય સુધી પણ વેદાન્તદર્શન અસ્તિત્વમાં આવ્યું હોય, એમ જણાતું નથી, કેમકે એમા પણ વેદાન્તની જુદી જુદી પ્રક્રિયાએ જ આપી છે, જે મેં મારા બીજા ગ્રન્થમાં બતાવી છે.

(૩) હવે, ગીતાનો સિદ્ધાન્ત લઈએ અને તેનો વિચાર કરીએ તો તેમાં પરતત્ત્વનાં જ બે (સાકાર ને નિરાકાર) રૂપો આપ્યાં છે. નિરાકાર તેમજ સાકારમાંથી ભૂતોની ઉત્પત્તિ કહી છે, તેમજ (જડ) પ્રકૃતિ નામનું ત્રીજું તત્ત્વ કહ્યું છે (જે સ્વતન્ત્ર નથી.) એ સર્વ હકીકત "વેદાન્ત" ના એટલે ઉપનિષદોના જ પક્ષને અનુકૂળ સિદ્ધાન્ત ઉપર લઈ જશે. ગીતાનો દરેક અધ્યાય પોતાનો એક સ્વતંત્ર સિદ્ધાન્ત આપે છે અને તેનો ઉદ્દેશ योग ( નિષ્કામ કર્માચરણ ) ના ઉપદેશને પોષણ આપતી દલીલ આપવાનો છે, કોઈપણ દર્શનનું સ્થાપન કરવાનો નથી. આ કારણોથી ગીતા એક દર્શનશાસ્ત્ર નથી ને ગીતામાં કોઈ દર્શન પણ નથી, પણ જુદા જુદા દાર્શનિક વિચારો છે અને તે ઔપનિષદિક છે, અથવા ઉપનિષદનાં વિચારોને મળતા છે.

(૪) ऋषिभिर्बहुधागीत छन्दोभिर्विविधैः पृथक् દ્વારા ગીતા પણ ઋગ્વેદમાંના एकं सद् विप्रा बहुधा वदन्ति ( અને एक सन्त बहुधा कल्पयन्ति) ના જ સિદ્ધાન્તનું પ્રતિપાદન કરે છે. ઋગ્વેદના જુદા જુદા છન્દોવાળા સૂક્તોમાં જુદા જુદા ઋષિઓથી એક તત્ત્વ અનેક રીતે અલગ અલગ વક્તાઓથી ગવાયું છે. ઋગ્વેદના સૂક્તોને પાણિનિ છન્દો જ કહે છે.

( *જુઓ A Critique of the Brahmasutra Parts I and II by P. M. Modi.)

ગીતા લખાયા પછી ઘણે સમયે એક **સ્માર્ત વેદાન્ત દર્શન** ઉત્પન્ન થયું હતું. તેનો દાવો હતો કે બધાંયે ઉપનિષદોમાં જે બ્રહ્મ સબંધી વાક્યો છે **તેમાં** પણ ગીતાના જ બ્રહ્મનો (વિશેષતો ૧૩.૧૨ માં આપેલા "आनदिमत्परं ब्रह्म"નો) નિર્દેશ છે. પ્રચલિત બ્રહ્મસૂત્રમાં આપણને એક **વેદાન્ત દર્શન** પૂર્વપક્ષ તરીકે વારંવાર જોવા મળે છે. એ વેદાન્ત દર્શનના અનુયાયીઓ છાન્દોગ્ય અને બૃહદારણ્યક ઉપનિષદોનો અર્થ કઠ–ઈશ–મુંડક ઉપનિષદો અને ગીતાને અનુકૂળ રીતે કરતા હતા. બ્રહ્મસૂત્રકાર પોતે ગીતા અને કઠ–ઈશ–મુંડક વગેરે પાછલા ઉપનિષદોનો અને ગીતાનો અર્થ પ્રાચીનતર બૃહદારણ્યક અને છાન્દોગ્ય ઉપનિષદોને અનુકૂળ કરતા હતા. (આ વિશે જુઓ ઉપર પૃ. ૧૩૪–૧૩૬; પૃ ૧૪૩–૧૪૫). ગીતા ૧૩.૪માં "ब्रह्मसूत्रपदैश्चैव हेतुमद्भिर्विनिश्चितैः" દ્વારા ગીતાકારનો મત જણાય છે કે છાન્દોગ્ય, બૃહદારણ્યક, કઠ, વગેરે **બધાં** ઉપનિષદોમા જુદીજુદી રીતે જુદાજુદા વક્તાઓએ ( बहुधा અને पृथक् ) બ્રહ્મનું વર્ણન કર્યું છે, એમ ગીતાકારની માન્યતા છે. આ માન્યતા પાછળથી "સ્માર્ત વેદાન્તદર્શન" જે ઉપલબ્ધ બ્રહ્મસૂત્રમાં પૂર્વપક્ષરૂપે આવે છે તે (સ્માર્તવેદાન્તદર્શન) માં પરિણમી હોય, એમ મને લાગે છે. ज्ञानयज्ञेन चाप्यन्ये यजन्तो मामुपासते । एकत्वेन पृथक्त्वेन बहुधा विश्वतोमुखम् ॥ ९.१५. આ શ્લોકમાં પણ ગીતાની જુદીજુદી વેદાન્ત-પ્રક્રિયાઓ જ કહી છે.

જે ગીતા ઉપનિષદોના સંન્યાસને ના પસંદ કરે છે અને કહે છે કે ઉપનિષદોના સંન્યાસની સંન્યાસવૃત્તિ ( ફલસંકલ્પસંન્યાસવૃત્તિ ) ગીતાના યોગમાં છે જ, માટે જ યોગ સંન્યાસ કરતાં વધારે સારો છે, તે જ ગીતા "બ્રહ્મ" ના વિચાર સંબંધી કહે છે કે બધાં ઉપનિષદોમાંનાં બ્રહ્મસૂત્રપદોમાં જુદી જુદી રીતે બ્રહ્મ કહેવામાં આવ્યું છે, અને એ જ પદો (વાક્યો)માં જગદ્કારકત્વ, વગેરે હેતુઓ પણ આપવામાં આવ્યા છે. માટે ગીતા ૧૩.૪ થી " વેદાન્તદર્શન "નું અસ્તિત્વ સિદ્ધ થતું નથી. ( જુઓ A Critique of the Brahmasutra Part II)

(૫) "सर्वोपनिषदो गावः" એ શ્લોક તો જે કાળમા "ગીતા" (નારી જાતિ, એકવચન) શબ્દ વપરાયો તે કાળનો છે, કેમકે તે શ્લોકમા "गीतामृतम्" (ગીતા રૂપી અમૃત) શબ્દ વપરાયો છે. મૂળ "ગીતા" શબ્દ ન હતો; પણ गीता उपनिषदः=ગીતા–(શ્રીકૃષ્ણથી) ગવાયેલી (गीताः) उपनिषदः" એ બે શબ્દો હતા, કેમકે ઇતિશ્રીમાં "શ્રીમદ્ભગવદ્ગીતાસુ ઉપનિષત્સુ" (બહુવચન) શબ્દ છે. જ્યારે મૂળ ગીતાનો અર્થ ભૂલાઈ ગયો અને માત્ર "ગીતા" શબ્દ પ્રચલિત થયો તે વખતે એવી માન્યતા ચાલી કે ઉપનિષદો અને ગીતા, બન્નેમાં એક જ સિદ્ધાન્ત છે અને ગીતા ઉપનિષદોનું દોહન છે. તે કાળનો "सर्वोपनिषदो गावः" શ્લોક છે.

## ૫. ગીતા અને ભક્તિશાસ્ત્ર

ગીતા ભક્તિશાસ્ત્ર છે, એવો મત શ્રીમધુસૂદન સરસ્વતીનો છે. ગીતા મૂળે ('પ્રથમ આવૃત્તિમાં') સાંખ્યદર્શનનો ગ્રન્થ હતો, પછી ( 'બીજી આવૃત્તિમાં' ) એમા ઈશ્વરવાદ દાખલ કરીને ભક્તિનો સિદ્ધાન્ત દાખલ કરવામા આવ્યો, (અને છેવટે 'ત્રીજી આવૃત્તિ'માં, તેમાં વેદાન્તશાસ્ત્રનો નિર્ગુણ-બ્રહ્મનો મત પ્રક્ષિપ્ત કરવામાં આવ્યો), એ મત ડૉ. ગાર્બે વગેરેનો છે ગીતામા જ્ઞાનપ્રધાનભક્તિ-વિશિષ્ટ કર્મયોગ છે, એમ સ્વ ટિળક કહે છે.

ગીતામાં ઈશ્વરનો આશ્રય લેવો એટલે જ ઈશ્વરનું ભજન, 'ભક્તિ' કરવી, એવો અર્થ સ્પષ્ટ છે; તે અર્થની સાથે ભક્તની શરણાગતિ અને ઈશ્વરનો અનુગ્રહ, એ બે વસ્તુઓ જોડાયેલ છે. એ –

આપણે જોઈ ગયા છીએ. તેમજ સ્વતંત્ર ભક્તિ અર્થાત્ ભક્તિપૂર્વક સંન્યાસ (અગર સંન્યાસપૂર્વક ભક્તિ) નો નિર્દેશ ગીતાના માત્ર ૧૨મા અધ્યાયના અમુક શ્લોકોમાં સૂચિત છે, અને, બાકી ગીતાના બધાં સ્થળોમાં, ૧૨મા અધ્યાયમાં પણ, યોગ (નિષ્કામ કર્માચરણ)ના સાધન તરીકે જ ભક્તિ છે, એ પણ આપણે જોઈ ગયા છીએ. એટલે, ગીતા ભક્તિશાસ્ત્ર નથી, પણ ગીતા યોગશાસ્ત્ર છે, અને એ યોગનાં કેટલાંક રૂપોમાં ભક્તિ એક અગત્યનું સાધન છે. ગીતામાં ભક્તિપૂર્વક-જ્ઞાન-વાળો યોગ, તેમજ જ્ઞાનપૂર્વકભક્તિવાળો, ભક્તિપૂર્વકકર્મવાળો, ધ્યાન-અને-ભક્તિવાળો, એવા જુદા જુદા યોગો છે.

(૧) ઈશ્વરવાદ એટલે સાકારવાદ. પરતત્ત્વના સાકાર સ્વરૂપની જ ભક્તિ થઈ શકે અને નિરાકાર (બ્રહ્મ) ની ભક્તિ ન થઈ શકે, એમ (ડા. ગાર્બેનું) માનવું યોગ્ય નથી. 'નિરાકાર બ્રહ્મ જ્ઞેય છે અને સાકાર ઈશ્વર ઉપાસ્ય છે', એ શાંકર મત મૂળગીતા કરતાં અર્વાચીન છે. ગીતાના બારમા અધ્યાયમાં સાકાર શ્રીકૃષ્ણ અને નિરાકાર અક્ષર, બન્નેની ભક્તિ કરનારા યોગીઓ (નિષ્કામકર્મીઓ)-માં કોણ વધારે સારા યોગવિદ્ છે, એવો પ્રશ્ન અર્જુને પૂછ્યો છે, અને શ્રીકૃષ્ણની ભક્તિ ધરાવનાર યોગીઓ વધારે સારા છે, અને બધા પ્રકારના યોગીઓમાં તે યોગીઓ સર્વોત્તમ છે, એમ ઉત્તર શ્રીકૃષ્ણે આપ્યો છે. એટલે, નિરાકારની પણ ભક્તિ હોય છે, એમ સ્પષ્ટ થાય છે. શાંકરમતાનુયાયી શ્રીમધુસૂદન સરસ્વતી પણ એજ મત ધરાવે છે. (૨) ગીતાનાં શ્રીકૃષ્ણ અને અક્ષર-અવ્યક્ત, એ બન્ને એક જ પરતત્ત્વના સમકક્ષાનાં બે સ્વરૂપો છે, અને પ્રથમ ૭ અધ્યાયો, તેમજ ૧૦-૧૧-૧૨ અધ્યાયોમાં એ જ મત છે, એમ મેં અગાઉ બતાવ્યું છે. ગીતાનો સાકારવાદ શાંકરમતના સાકાર-વાદથી તદ્દન જુદો જ છે. ગીતાના સાકારવાદને ઉપનિષદો, મહાભારત, બ્રહ્મસૂત્રનો આધાર છે. ગીતા મુજબ ૭, ૮, ૯, ૧૩, ૧૪, ૧૫, ૧૭, ૧૮ અધ્યાયોમાં 'બ્રહ્મ' થી "પુરુષ" पर (ઉચ્ચ) છે; પુરુષ **પરાત્પર** છે. ત્યાં પણ અધ્યાયનાં નામો મુજબ યોગના સાધન તરીકે **બ્રહ્મ કે પુરુષનું જ્ઞાન, ભક્તિ, ધ્યાન, વગેરે નિષ્કામ કર્મના આચરણમાં મદદગાર છે.** (૩) ગીતાની પહેલાં ભક્તિનો **વિચાર** જાણીતો હોવો જોઈએ, પણ **"શાસ્ત્ર"** રૂપે ભક્તિ વિકાસ પામી નહીં હોય. કર્મ એટલે કર્મકાંડ, અને જ્ઞાન એટલે ઉપનિષદમાં કહેલું જ્ઞાન જે તે સમયે સંન્યાસમાં પરિણમતું હતું, એ ઉપરાંત ગીતામાં ભક્તિનો વિચાર છે. ભક્તિનો અર્થ "આશ્રય લેવો" એમ થાય છે. ઉપરાંત पत्रं पुष्पं फलं तोयं (ગીતા ૯.૨૬) તથા सततं कीर्तयन्तो मां यतन्तश्च दृढव्रताः । नमस्यन्तश्च मां भक्त्या नित्ययुक्ता उपासते ॥ (૯.૧૪) તથા मच्चित्ताः मद्गतप्राणा बोधयन्तः परस्परम् । कथयन्तश्च मां नित्यं तुष्यन्ति च रमन्ति च ॥ (૧૦.૯), એ ભક્તિનું સ્વરૂપ પણ ગીતામાં પહેલી વાર જ જણાય છે. કર્મ અને જ્ઞાન અનુક્રમે સંહિતા-બ્રાહ્મણ તથા ઉપનિષદોમાં છે. ( સંન્યાસપ્રધાન ) ભક્તિનો એક **સ્વતંત્ર સિદ્ધાન્ત** જે ને પાછળથી "फलरूपा" भक्ति શ્રીમધુસૂદન સરસ્વતીએ કહેલ છે, તેનો ગીતામાં નિર્દેશ માત્ર નથી. પણ ગીતામાં ભક્તિ **સાધન તરીકે** છેઃ અને તેટલે અંશે ગીતા ઉપનિષદોથી આગળ વધે છે. ભક્તિની શરૂઆત 'મુખ્ય છન્દોબદ્ધ ઉપનિષદો' કઠ, મુંડક, ઈશ તેમ જ શ્વેતાશ્વતરમાં થઈ હતી. ગીતા એ સિદ્ધાન્તને વિશેષ વિકસાવે છે; પણ સ્વતંત્ર ભક્તિવાદ સુધી પહોંચાડતી નથી. તે આપણે ઉપર શ્રુતિમાં ઐતિહાસિક દૃષ્ટિએ જોઈ ગયા છીએ (પ્રકરણ ૧૨, ૧૪). (૪) તેમજ, જેમ ગીતા કર્મકાંડ એટલે સકામ કર્મનું ખંડન કરે છે, જેમ જ્ઞાન એટલે સંન્યાસ માર્ગને એક સંભવિત અર્થાત્ સમાન્તર અને યોગના વિકલ્પ તરીકે શક્ય, માર્ગ તરીકે સ્વીકારે છે; તેમ ગીતા સ્વતંત્ર ભક્તિવાદને એક "શક્ય" માર્ગ તરીકે પણ સ્વીકારતી નથી.

ગીતાની પહેલાં તેવી ભક્તિ ન હતી. જો વિષ્ણુ પુરાણમાં છે, એવો સ્વતંત્ર ભક્તિવાદ ગીતાની પહેલાં હોત તો કાં તો ગીતાકાર એનો ત્યાગ કે ખંડન કરત અથવા એક વિકલ્પ તરીકે (શક્ય નિષ્ઠા તરીકે) સંન્યાસની જેમ, તેને સ્વીકારત; ઊલટું, ગીતા સકામ ભક્તિની પણ નિન્દા કરતી નથી, કેમકે સકામ ભક્તિને ગીતા સામાન્ય સાધન–ભક્તિ તરીકે ઓળખે છે, ભક્તિના એક સ્વતંત્રવાદ તરીકે નહીં. (૫) વળી, 'ભક્તિ'ને પણ કોઈવાર "ज्ञान" જ કહે છે (૧૩.૧૧); અને પરા ભક્તિદ્વારા જ્ઞાન ઉત્પન્ન થાય છે, એમ પણ કહે છે (૧૮.૫૪–૫૫.) જુઓ ઉપર પૃ. ૬૭–૭૧. (૬) "वासुदेवः सर्वमिति" એ માન્યતા ધરાવનાર ભક્ત યોગ (નિષ્કામકર્માચરણ) નો અનુયાયી છે (૭.૧૯). તથા "सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज । अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥ (૧૮.૬૬) નું તાત્પર્ય પણ યોગ પરત્વે જ છે, કેમકે તેમાં પણ "પોતાના વર્ણનાં કર્મો કરતાં કરતાં તેનાં (ગીતાના પહેલા અધ્યાયમાં કહેલા) પાપોથી મુક્ત થવાનો" માર્ગ જ (યોગ જ) શીખવ્યો છે. ૧૮.૬૬ મા ફલભક્તિ હોવાનો શ્રીમધુસૂદન સરસ્વતીનો અભિપ્રાય વ્યાજબી નથી.

(૭) ગીતામાં ભાગવત જેવો સ્વતંત્ર ભક્તિમાર્ગ નથી યોગના સાધન તરીકે ભક્તિ બતાવતાં એટલે ભક્તિપ્રધાન યોગનું નિરૂપણ કરતાં, ૧૨મા અધ્યાયમાં ભક્તિમાં એક સ્વતંત્ર માર્ગ બનવાની શક્યતાનું માત્ર ઝાંખું સૂચન છે, કેમકે ભક્ત સંન્યાસી પણ હોઈ શકે છે એમ सर्वारम्भपरित्यागी, अनिकेतः, વગેરે શબ્દો દ્વારા કહ્યું છે. પણ એ નિર્દેશ કેવળ આનુષંગિક જ છે. મુખ્ય તો ભક્તિદ્વારા પ્રાપ્ત થતો યોગ (ભક્તિયોગ) તે (૧૨મા) અધ્યાયમાં કહ્યો છે. તેની જ રીતે, ધ્યાનને યોગના સાધન તરીકે વર્ણવતાં (છઠ્ઠા અધ્યાયમા) ધ્યાનમાં પણ સ્વતંત્ર માર્ગ બનવાની શક્યતા છે, એમ ગીતા ગર્ભિત રીતે સૂચવે છે. પણ ભક્તિ તથા ધ્યાનને પોતાનો પૂર્વપક્ષ ગણી, તેનું ખંડન કે તેની સાથે સમાધાન ગીતાએ કર્યું નથી. સકામ કર્મનું તો ગીતા ખંડન જ કરે છે; અને સંન્યાસની નિંદા કર્યા વગર સંન્યાસ સાથે સમાધાન કરી લે છે; માત્ર, સંન્યાસને એક શક્ય નિષ્ઠા તરીકે માન્ય રાખી સંન્યાસ કરતાં યોગ વધારે સારો છે, એમ કહે છે. (૮) ગીતામા ભક્તિનું **સ્થાન**, કર્મ, જ્ઞાન કે ધ્યાનની પહેલાં, વચ્ચે, કે છેલ્લે, નક્કી કરવામા નથી આવ્યુ. ભક્તિશાસ્ત્રમા બધાં સાધનો **પછી** फलभक्ति (નરસિંહ મહેતા અને મીરાંબાઈની જેવી भक्ति)નું પ્રતિપાદન છે, તેવું **અન્તિમ** સ્થાન ગીતામાં ભક્તિને મળ્યું નથી. ગીતા પ્રમાણે દરેક સાધનામાં છેલ્લે યોગ છે

ટૂંકમાં, જેમ કર્મકાંડ શાસ્ત્ર, સંન્યાસ–એટલે જ્ઞાન શાસ્ત્ર, વગેરે ગીતાને જાણીતાં છે તેમ ભક્તિશાસ્ત્ર ગીતાને જાણીતું ન હતું. નહિ તો, જેમ ભાગવત વગેરે પુરાણોમા છે, તેમ જ્ઞાન અને ભક્તિને અવશ્ય જુદાં જુદા કરી બતાવ્યા હોત અને ज्ञानी च भरतर्षभ (૭.૧૬) માં 'च' શબ્દ દ્વારા ગોપીભક્તિનો સમુચ્ચય છે, એમ કહેવાની જરૂર શ્રી મધુસૂદન સરસ્વતીને ન પડત.

## ૬. ગીતા અને પાંચરાત્ર અથવા ભાગવતદર્શન

મહાભારતના શાન્તિપર્વમાંના મોક્ષધર્મપર્વમાં પાંચરાત્રદર્શનના અધ્યાયો છે (મહાભારત ૧૨. ૩૩૪–૩૫૧). એ અધ્યાયોને नारदपाञ्चरात्र पर्व કહે છે એ પર્વને ડૉ. ભાંડારકર વગેરે વાસુદેવભક્તિધર્મ એટલે ભાગવતધર્મ અથવા, બીજા નામે, પાંચરાત્રધર્મની ઉત્પત્તિના ઇતિહાસ માટે અગત્યનું ગણે છે (જુઓ ડૉ. ભાંડારકરનું Vaisnavism, Saivism, etc , પાનુ ૭,અને પ્રા. દાસ ગુપ્તાનું History of Indian Philosophy, Vol. II નું પાનું ૫૪૫). ડૉ. ભાંડારકરે

બતાવ્યુ છે કે 'આ પાચરાત્ર ધર્મના ઇતિહાસમા બે પ્રસંગો જુદા જુદા છે, અને તે બે પૈકી એકમાં વધારે જૂનો-અને ગીતા કરતા પણ જૂનો-ઇતિહાસ છે ચિત્રશિખંડી નામના સાત ઋષિઓએ પાચરાત્ર ધર્મનો ઉપદેશ કર્યો, તે પ્રસગ નારદમુનિ શ્વેતદ્વીપમા નારાયણ ભગવાનને મળ્યા તે પ્રસગ કરતા વધારે જૂનો છે નારાયણીયપર્વમા આ બીજા પ્રસગમાં ભગવદ્ગીતાને હરિગીતા કહેવામા આવી છે, ને કહ્યુ છે કે "નારદે નારાયણ પાસેથી જે ધર્મનુ જ્ઞાન મેળવ્યુ તે ઐકાન્તિક ધર્મ જે મહાભારતના યુદ્ધની શરૂઆતમા અર્જુનને શ્રીકૃષ્ણે કહ્યો હતો તે જ છે, તથા તે જ ધર્મનો પ્રમાણગ્રન્થ ગીતા (હરિગીતા) છે" પણ પહેલા પ્રસગમાં ગીતાનુ આવુ અનુસધાન આપ્યુ નથી'

એ પાચરાત્ર ધર્મના મુખ્ય લક્ષણો મહાભારતમા માગ મત મુજબ નીચે મુજબ છે-(૧) અગાઉ જણાવ્યા મુજબ 'પરતત્ત્વ' પોતે સાકાર તથા નિરાકાર બન્ને રૂપ એકીસાથે જ છે (મહા ૧૨) (૨) એ ઉભયવિધ પરતત્ત્વના મુખ્ય નામો નારાયણ અને પુરુષોત્તમ છે બીજા નામો પણ ઘણાં છે, જેમકે ગોવિન્દ, અચ્યુત, હૃષીકેશ, કેશવ, વગેરે (૩) પર તત્ત્વના ચાર વ્યૂહ છે, વાસુદેવ, સકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ વ્યૂહ એટલે મૂર્તિ અથવા સ્વરૂપ વાસુદેવ=પરમાત્મા, સકર્ષણ= જીવાત્મા, પ્રદ્યુમ્ન=મન, અને અનિરુદ્ધ=અહકાર વાસુદેવમાથી સકર્ષણ, સકર્ષણમાથી પ્રદ્યુમ્ન અને પ્રદ્યુમ્નમાથી અનિરુદ્ધ "ઉત્પન્ન' થાય છે (૪) આ ધર્મને પ્રવૃત્તિ-ધર્મ કહે છે (મહા ૧૨) અને આ ધર્મના અનુયાયીઓ વર્ણાશ્રમના વ્યાવહારિક કર્મો કરવા ઉપર ધ્યાન આપતા હોય એમ જણાતુ નથી, પરતુ પિતૃકર્મો અને દૈવ કર્મો નારાયણને અર્પણ કરીને એટલે નિષ્કામ ભાવે કરવામાં વિશેષ તત્પર રહે છે, એ અર્થમાં આ ધર્મ પ્રવૃત્તિધર્મ છે

હવે આ લક્ષણો ગીતાના ભક્તિધર્મમા છે કે કેમ? તે તપાસીએ-(૧) પરતત્ત્વને સાકાર તથા નિરાકાર બન્ને તરીકે એકી સાથેજ વર્ણવ્યુ હોય, તેવો માત્ર એકજ પ્રસગ ગીતામા (૧૩ ૧૨-૧૭) છે હુ અગાઉ બતાવી ગયો છુ કે ગીતાના આ શ્લોકોમા પરતત્ત્વને પુરુષાકાર તેમજ નિરાકાર તરીકે વર્ણવ્યુ છે, અને આના જેવો જ એક શ્લોક શ્વેતાશ્વતર અને ઈશ (૪) વગેરે ઉપનિષદોમાથી પણ મળી આવે છે પરતુ બાકીના ઘણા સ્થળોએ ગીતા (૧-૬, ૧૦-૧૧-૧૨)મા સાકાર તેમજ નિરાકાર બંનેને એક પરતત્ત્વના અલગ અલગ રૂપો તરીકે જ વર્ણવવામા આવ્યા છે, તથા (અધ્યાય ૭-૮-૯, ૧૩-૧૮ મા) સાકાર સ્વરૂપને નિરાકાર કરતા પર કહ્યુ છે ગીતા ૧૩ ૧૨ મા પણ "अनादि मत्पर ब्रह्म , કહીને બ્રહ્મથી અથવા બ્રહ્મમા શ્રીકૃષ્ણ (=સાકાર સ્વરૂપ) પર (પરાશક્તિ) છે, એમ કહ્યુ છે ગીતા ૧૪ ૨૭ મા શ્રીકૃષ્ણ બ્રહ્મની 'प्रतिष्ठा' (પાયો, આધાર) છે, અને ૮ ૨૨ મા पुरुष अक्षरथी पर છે, એમ કહ્યુ છે (૨) પરતત્ત્વના નામો પૈકી નારાયણ નામ ગીતામા છે જ નહિ, અને पुरुषोत्तम નામ ત્રણ વાર જ વપરાવ્યુ છે, તેમજ ખાસ 'पुरुषोत्तम' શબ્દની વ્યુત્પત્તિ ૧૫ ૧૮ માં આપી છે પરતુ તે વ્યુત્પત્તિ પ્રમાણે नारायणीय पर्वमा पुरुषोत्तम શબ્દ વપરાયો નથી તે પર્વમા તો તે રૂઢ શબ્દ તરીકે વપરાયો હોય એમ સ્પષ્ટ જણાય છે પરતત્ત્વના ગીતામા વપરાયેલા બીજા નામો આ મુજબ છે — माधव, हृषीकेश, अच्युत, कृष्ण, केशव, गोविन्द, मधुसूदन, जनार्दन, વગેરે આ નામો ભગવાનના નામો છે, એમ નારાયણીયપર્વમા કહ્યુ છે, પણ ગીતામાં તો શ્રીકૃષ્ણના સબોધનમા પહેલા અધ્યાયમા મુખ્યત્વે તથા બીજા અધ્યાયોમા કોઈ કોઈ વાર આ નામોનો પ્રયોગ થયો છે આ નામો તેમ જ શ્રીકૃષ્ણ, વાસુદેવ તથા પુરુષોત્તમ-એ બધા નામો નિરાકારથી પણ પર એવા

સાકાર સ્વરૂપ માટે ગીતામાં વપરાયાં છે; **નિરાકાર-સાકાર ઉભયરૂપ એક જ પરતત્ત્વ જે नारदपाञ्चरात्र (નારાયણીય) પર્વમાં કહ્યું છે તેને માટે આ નામો ગીતામાં વપરાયાં નથી.** (૩) ગીતામાં चतुर्व्यूहનો સિદ્ધાન્ત આપ્યો નથી. "वासुदेवः सर्वम्" અને वृष्णीनां वासुदेवोऽस्मि"–એમ वासुदेव શબ્દ (વ્યાસ, ધનંજય, વગેરે વિભૂતિઓ સાથે એક વિભૂતિના અર્થમાં) વપરાયો છે, પણ पर તત્ત્વનાં ચાર પૈકી એક રૂપ માટે, જેમ नारायणीयपर्वમાં वासुदेव શબ્દ વપરાયો છે તેમ, ગીતામાં વપરાયો નથી. संकर्षण શબ્દ 'જીવાત્મા'નો વાચક છે, એમ નારાયણીય પર્વમાં કહ્યું છે અને કેટલાક વિદ્વાનોના મત પ્રમાણે એ અર્થમાં એ શબ્દના પ્રયોગનું બીજ ગીતા ૧૫.૭ (कर्षति) માં છે. મારા મત પ્રમાણે આ અનુમાન બીનપાયાદાર છે. ગીતાને આ બીજા વ્યૂહની પણ માહિતી નથી. ઉપરાત, ગીતામા 'मूर्ति' કે 'व्यूह' શબ્દ પરતત્ત્વના સ્વરૂપ માટે વપરાયો નથી. ગીતામા 'तनु' શબ્દ (૭.૨૧) વપરાયો છે, પરંતુ તે શ્લોકમાં ઋગ્વેદના કે પુરાણના દેવતાઓને શ્રીકૃષ્ણના 'तनु'ઓ કહ્યા છે. એટલે વ્યૂહનો સિદ્ધાન્ત ગીતા કરતા અર્વાચીન છે. કેટલાક પંડિતો (શ્રી ટિળક વગેરે) महर्षयः सप्त पूर्वे चत्वारो मनवस्तथा (ગીતા ૧૦.૬) માં "पूर्वे चत्वारः" એવો પદ-વિભાગ કરીને, એ ચાર વ્યૂહોનો ઉલ્લેખ હશે, એમ સૂચન કરે છે અને કહે છે કે એ મુજબ "पूर्वे चत्वार:" નો અર્થ કરીએ તો ગીતાને पाचरात्र સિદ્ધાન્ત જોડે સંબંધ હોવાની જે પરંપરાગત માન્યતા છે તેને અનુકૂળ અર્થ 'આ શ્લોકમાંથી નીકળે છે' (જુઓ લો. ટિળક, गीतारहस्य). પરંતુ આ માન્યતા ખોટી છે. "पूर्वे चत्वारः" એવો પદવિભાગ જ ખોટો છે. ઉપરાંત, વ્યૂહો ગીતાના કાળમાં જાણીતા હોવાનો કંઈ સ્વતંત્ર પુરાવો મળે નહીં ત્યા સુધી ગીતાના કોઈપણ પદ કે શબ્દનો અર્થ व्यूह પરત્વે કેમ લેવાય ? શ્રી. સી. વી. વૈદ્યે चत्वारो मनवः ની સમજણ આપી છે, તે સંતોષ-કારક છે. (૪) નારાયણીય પર્વના ધર્મને "प्रवृत्ति"–ધર્મ કહ્યો છે. પણ સાથોસાથ તે ધર્મના અનુયાયીઓને यति (यतीनां कर्मसन्निनाम्) કહ્યા છે. અર્થાત્ તે ધર્મના અનુયાયીઓ જે प्रवृत्ति કરતા હતા તે સિવાય બીજાં (એટલે વર્ણાશ્રમનાં વ્યાવહારિક) કર્મોનો ત્યાગ કરતા હતા, એમ મને લાગે છે. અને તે प्रवृत्ति પણ શી હતી ? દૈવકાર્યો અને પિતૃકાર્યો નિષ્કામ ભાવે ભગવદર્પણ બુદ્ધિથી કરવાની એ प्रवृत्ति હતી. નારાયણીય ધર્મનાં આ લક્ષણને હું ગીતાના ધર્મની વિકૃતિ માનું છું. ગીતામા વર્ણાશ્રમ કર્મો સહિત બધાં કર્મો–વૈદિક સકામ યજ્ઞો પણ–નિષ્કામ અથવા શ્રીકૃષ્ણા-ર્પણબુદ્ધિથી કરવાનો બોધ છે. તેની જગાએ છાંદોગ્ય–બૃહદારણ્યક ઉપનિષદોનો સંન્યાસનો બોધ પાછો પ્રબળ થયો હોય અને વર્ણાશ્રમ કર્મોનો ત્યાગ કરીને માત્ર પૈત્ર્ય અને દૈવ કર્મો જ નિષ્કામ બુદ્ધિથી કરવાનું શિક્ષણ પાછળથી અપાયું હોય, એમ આ નારાયણીય ધર્મ ઉપરથી જણાય છે. નારાયણીય ધર્મ મને ગીતાના નિષ્કામ કર્માચરણ (=યોગ) ના ઉપદેશનું પરિણામ લાગે છે; ને તેની ઉત્પત્તિનું કારણ જુની–છાન્દોગ્ય ઉપ૦ના સમયની–સન્યાસવૃત્તિમાં રહ્યુ છે. ખુદ ભક્તિ–એટલે કેવળ ભક્તિ, (જેને પરિપકવ દશામાં फलभक्ति કહી શકાય) પણ ગીતા પછી ધર્મ બની હશે; અને તે દ્વારા પુરાણી સંન્યાસવૃત્તિને ફરીથી બહાર નીકળવા અવકાશ મળ્યો હશે, એમ મારું માનવું છે. ઉપલા કારણોસર ભાગવત ધર્મ ગીતાની પહેલાં હતો, એમ હું માની શકતો નથી. ગીતામાં તેનું અત્યન્ત પ્રાચીન અને સૂક્ષ્મ બીજ માત્ર છે. એમ ગીતા ૧૩.૧૨-૧૭ ઉપરથી કહેવાય. (૫) ડૉ. ભાંડારકરના મત મુજબ "ચિત્રશિખંડી ઋષિઓનો જે પ્રસંગ નારાયણીય પર્વમાં છે, તે ગીતાથી પ્રાચીન છે કેમકે તેમાં ગીતાનું અનુસંધાન નથી, અને નારદ શ્વેતદ્વીપમાં ગયા તે બીજો પ્રસંગ ગીતા પછીનો છે કેમકે તેમાં "हरिगीता" નું અનુસંધાન છે." પણ મારી માન્યતા મુજબ ચિત્રશિખંડી ઋષિઓના

જ મતે નારાયણીય ધર્મનુ જે રૂપ વ્યૂહવાળુ કહ્યુ છે તે રૂપ જ ગીતા કરતાં અર્વાચીન જણાય છે. (૬) વળી, લો. ટિળક નારાયણીય ધર્મને "પ્રવૃત્તિધર્મ" કહ્યો છે તે બાબત ઉપર ભાર મૂકે છે, અને કહે છે કે એ પ્રવૃત્તિધર્મ હતો અને ગીતા પણ પ્રવૃત્તિધર્મનો જ બોધ કરે છે, માટે ગીતા **અર્વાચીન** છે, કેમકે " નારાયણીય ધર્મ હરિગીતામા કહ્યો છે" એમ નારાયણીય પર્વમાં જ કહ્યુ છે પરતુ મે ઉપર જણાવ્યુ તેમ વિકાસક્રમના નિયમ પ્રમાણે નારાયણીય ધર્મ ગીતાના ધર્મનુ વિકૃત પરિણામ લાગે છે, ગીતાના નિષ્કામ કર્મનુ સકુચિત રૂપાન્તર લાગે છે. માટે ગીતા ભાગવત ધર્મ કરતા પ્રાચીન છે આપણી પાસે જે રૂપમા ગીતા છે તેમા શ્રીભગવાનુવાચ એમ 'કૃષ્ણ'ને બદલે 'શ્રીભગવાન' કહે છે, છતાં ગીતાની ઇતિશ્રીમા તો ગીતા શ્રીકૃષ્ણ અને અર્જુન વચ્ચેનો સવાદ છે. (૭) શ્રી ટિળકની એક વધુ દલીલ એ છે કે નારાયણીય પર્વમા જે ભક્તિધર્મ આપ્યો છે તેની ઉત્પત્તિ માટે તે જ પર્વમા વિવસ્વાન, મનુ, ઇક્ષ્વાકુ, વગેરે રાજાઓની પરપરા બતાવી છે, અને આ જ રાજાઓની પરપરા ગીતાના ચોથા અધ્યાયમા ગીતાના ધર્મની ઉત્પત્તિ માટે આપી છે; માટે નારાયણીય પર્વ અને ગીતાનો ભક્તિમાર્ગ એક જ છે પરતુ આ મન્તવ્ય મને યોગ્ય લાગતું નથી ગીતાકારે પોતાના ભક્તિમાર્ગ માટે 'વિવસ્વાન્' વગેરે ક્ષત્રિય રાજાઓની પરપરા નથી આપી, પરતુ યોગ એટલે નિષ્કામકર્માચરણના પોતાના મુખ્ય વિષયની ઉત્પત્તિ અને પ્રાચીનતા માટે એ પરપરા આપે છે મને એમ લાગે છે કે 'વિવસ્વાન્' (સૂર્ય દેવ) વગેરે યોગ એટલે નિષ્કામ કર્માચરણના આદર્શ ઉપાસકો (અનુયાયીઓ) ગણાતા હતા સસ્કૃત સાહિત્યમા भानु सकृद्युक्ततुरङ्ग एव "સૂર્યના રથને એક જ વાર ઘોડા જોડાયા છે (તે ઘોડા છોડવામા આવતા જ નથી, સૂર્ય સતત કર્મપરાયણ રહે છે)" વગેરે વર્ણન આવે છે કર્મયોગના બીજા દૃષ્ટાન્ત જનક અને શ્રીકૃષ્ણના છે. માટે નારાયણીય પર્વના લખનાર આ જૂની કથા ભૂલી જઈને વિવસ્વાન્, મનુ, ઇક્ષ્વાકુ, વગેરેને ભક્તિમાર્ગ–દેવપિતૃકર્મપરાયણ ભક્તિમાર્ગના પ્રાચીન અનુયાયીઓ તરીકે ગણાવે છે ખરી સ્થિતિ મુજબ વિવસ્વાન, વગેરે ભક્તિ–યુક્ત નિષ્કામ કર્મમાર્ગ પરાયણ મનાતા હતા

ગીતા મહાભારતના પાચરાત્ર કરતાં ઘણી જૂની છે ગીતામા શ્રીકૃષ્ણ "વિષ્ણુ" ના અવતાર કે પ્રતિનિધિ નથી, પણ અક્ષર બ્રહ્મથી પર પુરુષના સ્થાને શ્રીકૃષ્ણ છે પ્રા. સુરેન્દ્રનાથ દાસ ગુપ્તાએ લખ્યુ છે કે પુરુષસૂક્તના પુરુષથી વૈષ્ણવ ધર્મની શરૂઆત થાય છે પ્રા દાસ ગુપ્તાના મતે વૈષ્ણવ ધર્મના પ્રારભ માટે પ્રથમ સાકાર પરમાત્માના મન્તવ્યની જરૂર છે, અને પછી જ વૈષ્ણવ ધર્મની શક્યતા હોઈ શકે શ્રીરામાનુજ વગેરેના સપ્રદાયોમા પુરુષસૂક્ત અને ઉપનિષદો ( अक्षरात् परतः परः पुरुष ) ના પુરુષને વિષ્ણુ જ માનવામા આવે છે પરતુ ગીતા વૈષ્ણવ આચાર્યોના વૈષ્ણવ ધર્મનો ગ્રન્થ ન જ ગણાય બ્રહ્મા, વિષ્ણુ અને મહેશની ત્રિમૂર્તિનો વિચાર ઉદ્ભવ્યો તે પહેલા ઘણા સમય અગાઉ શ્રીકૃષ્ણ પુરુષસૂક્ત અને ઉપનિષદોના પુરુષ સાથે એક જ તત્ત્વ મનાતા હતા, અને ગીતા તે સમયનો ગ્રન્થ છે. શિવની સમકક્ષાએ મનાતા વિષ્ણુનો વિષય ગીતામા નથી

## ૭. ગીતા અને પૂર્વમીમાંસાદર્શન

ગીતા કોઈપણ ધર્મ કે મતનો સ્પષ્ટ ઉલ્લેખ કરતી હોય તો તે ત્રયીધર્મ અને વેદવાદ એટલે વૈદિક કર્મકાંડનો. એ ધર્મ ગીતાથી પ્રાચીન છે, એમ ગીતા સ્પષ્ટ કહે છે ( પૂર્વ મીમાસાનો વિષય વૈદિક કર્મકાડ છે ) એ કર્મકાડને વેદવાદ કહેતા હતા, ત્રયીધર્મ કહેતા હતા, એના અનુયાયીઓને कर्मिणः 'કર્મકાડીઓ' કહેતા હતા વેદવાદીઓ એમ માનતા હતા કે " વેદો સિવાય અન્ય શાસ્ત્રો

છે જ નહિ", એટલે ઉપનિષદોનું પ્રામાણ્ય એ લોકો સ્વીકારતા ન હતા (वेदवादरताः पार्थ नान्यदस्तीतिवादिनः–૨.૪૨). વેદો એટલે ઋગ્વેદ, સામવેદ ને યજુર્વેદ, એ ઉપરાંત બ્રાહ્મણગ્રન્થોનું પણ પ્રામાણ્ય એ લોકો સ્વીકારતા હતા (ગીતા ૧૭. ૨૪). આ વેદવાદીઓના ગ્રન્થોને ગીતામાં "શબ્દ બ્રહ્મ" ના નામથી ઓળખાવેલ છે [અને કહ્યુ છે કે નિષ્કામકર્માચરણ એટલે યોગની જિજ્ઞાસા માત્ર જેને થાય છે તે મનુષ્ય એ જિજ્ઞાસાને લીધે "શબ્દ બ્રહ્મ" (માં રહેલા ઉપદેશને–સકામ કર્મકાંડ) ને તરી જાય છે. जिज्ञासुरपियोगस्य शब्दब्रह्मातिवर्तते ६ ४४] વેદની અનેક શાખાઓ ગીતાના સમયમાં હસ્તી ધરાવતી હતી (ગીતા ૨.૪૧).

આ વેદવાદીઓનું મન્તવ્ય (અ) વેદો ને બ્રાહ્મણોને આધારે યજ્ઞો કરવા. યજ્ઞો સકામ (અથવા કામ્ય) કર્મો છે જુદા જુદા ઇષ્ટ ફલો યજ્ઞોથી મળે છે. અધૂરો કરેલો યજ્ઞ ફળ નથી આપતો (अभिक्रमनाशोऽस्ति). કામ્ય કર્મકાંડમાં પણ (શરૂ કર્યાં પછી પૂરુ ન કરીએ તો) प्रत्यवाय નામનું પાપ લાગે છે એમ મનાતુ. (मुंडक ઉપ. ૧.૨.૧–૮માં આપ્યા મુજબ) સુંદર ભાષામાં યજ્ઞ ને અગ્નિનુ વર્ણન કરવામાં આવતું. જુદી જુદી "ખાસ કરવાની અનેક ક્રિયાઓ" હતી ને તે સઘળીનું ધ્યેય 'ભોગ અને ઐશ્વર્ય" જ હતું. યજમાન પોતાનું યોગક્ષેમ યજ્ઞથી જ થાય છે એમ માનતો. યજ્ઞો અનંત છે અને વેદોની જુદી જુદી શાખાઓમાં એ અનેક યજ્ઞોના દરેકના જુદા જુદા વિધિઓ છે (૨.૪૦–૪૫). સકામ યજ્ઞ કરવાથી અને તે રીતે યજ્ઞના દેવોને આહુતિઓ આપવાથી આ દુનિયામાં કર્મજન્ય સંપત્તિ તુરત મળે છે (૪.૧૨, ૯.૨૩). આ સકામ કર્મકાંડમાર્ગનો એક સંપ્રદાય એવો હતો કે જે ત્રણ વેદમાં જ માનતો. એના અનુયાયીઓને त्रैविद्या કહ્યા છે અને એના ધર્મને પણ त्रयीधर्म જ કહ્યો છે. એ લોકો सोमपाः (સોમપાન કરવાવાળા) હતા. અને વૈદિક યજ્ઞના (વૈદિક) દેવતાઓમાં શ્રીકૃષ્ણ અથવા સાકાર પર સ્વરૂપની ભાવના રાખીને યજ્ઞદ્વારા એ સાકારની આરાધના કરતા અને એ સાકાર પાસે સોમયજ્ઞ વગેરે યજ્ઞ દ્વારા સ્વર્ગની માગણી કરતા. એટલે કે, આ ત્રયીધર્મ પણ પરબ્રહ્મરૂપ શ્રીકૃષ્ણની સકામ આરાધના માટે યજ્ઞાનુષ્ઠાનમા માનતો. અને સ્વર્ગપ્રાપ્તિ થયા પછી, સ્વર્ગફલનો ઉપભોગ પૂરો થયા પછી, પાછા આ લોકમાં જ એ त्रैविद्यो આવતા અને ફરી પાછા એ જ ધર્મને અનુસરતા હતા (ગીતા ૯.૨૦–૨૧). (આ) સકામ કર્મકાંડના ધર્મથી બ્રહ્મપ્રાપ્તિ થતી નથી, સ્વર્ગપ્રાપ્તિ થાય છે, પણ નરકપ્રાપ્તિ થતી નથી, એ સામાન્ય રીતે ખરેખરા ત્રયીધર્મનો નિયમ છે. પરંતુ ત્રયીધર્મનું એક બીજુ ઉગ્ર સ્વરૂપ પણ ગીતામાં આપ્યું છે. તે સ્વરૂપમાં વેદધર્મના યજ્ઞો કરનારાઓને શ્રીકૃષ્ણ કાયમી નરકમાં જ નાખે છે, એમ કહ્યુ છે (૧૬.૧૬,૧૯). તે મુજબ એ લોકો કામનાઓ–વાસનાઓ–ઇચ્છાઓથી જ ભરેલા છે, દંભ, માન ને મદથી વ્યાપ્ત છે. કામ્યકર્મોનાં અનેક ફલોની આશાઓથી જ એ યજ્ઞો કરે છે. ક્રોધી પણ હોય છે વારા ફરતી યજ્ઞો કરવામા જ મગ્ન રહે છે. (યજ્ઞદ્વારા) શત્રુવધ કરવો, ભોગ ભોગવવા, ધનવાન ગણાવું, એવી ભાવનાવાળા હોય છે. દરેક યજ્ઞ કે દાન કરવાની પાછળ "હુ જ કરું છું, હું જ મોટો છું" એમ જ માને છે, યોગ્ય વિધિની પણ દરકાર કરતા નથી પરમાત્માને માનતા નથી, એટલું જ નહિ, પણ પરમાત્માનો દ્વેષ કરે છે (૧૬.૧૦-૧૮). આ પ્રકારના જે ત્રૈવિદ્યો હતા એમણે (બીજા, ત્રૈવિદ્યોની જેમ) જગતની ઉત્પત્તિના પ્રશ્ન ઉપર પણ વિચાર કર્યો હતો (૧૬.૮). જગતને પરતત્ત્વ જેવો આધાર છે એમ એ માનતા નહિ, બલકે કોઈ આધાર જ નથી એમ જ માનતા; ને જગતના વ્યવહારમા ઈશ્વર વચ્ચે હોય છે, એવું તેઓ સ્વીકારતા નહિ દેવતાઓ ને યજમાનો વચ્ચેના પરસ્પરના સંબંધને લીધે જગત ઉત્પન્ન થયું છે, એમ બીજા ત્રૈવિદ્યો માનતા (૩.૧૧).

પણ આ કર્મકાંડીઓ એ વાત પણ સ્વીકારતા નહિ, એઓ તો એમ જ માનતા કે યજમાનોની કામનાઓ (ફલો માટે ઇચ્છાઓ)નું અસ્તિત્વ છે; માટે જ જગત ઉત્પન્ન થયું છે; એ ઇચ્છાઓ જ જગતનું કારણ છે (૧૬.૮).

આ વેદધર્મની ટીકા ગીતામાં **બે પ્રકારની છે;** એક તો સકામ કર્મનો ત્યાગ જ કરવો; ને બીજી ટીકા એ છે કે **સકામ કર્મો** પણ વર્ણ ધર્મની જેમ નિષ્કામપણે કરવાથી ઉપયોગી થાય છે માટે નિષ્કામપણે કરવાં ( જુઓ નીચે)—(અ) સકામ કર્મોનો ત્યાગ જ કરવો (૨.૪૬). ત્રણે વેદોનો વિષય–પછી તે કોઈપણ યજ્ઞ હોય કે કોઇ પણ લોક કે ભોગ હોય–ત્રિગુણાત્મક જ છે; કેમ કે બધા જ વિષયો ત્રિગુણાત્મક છે (૨. ૪૫–૪૬). નિષ્કામ કર્માચરણ એટલે યોગ ને જાણવાની ઇચ્છા જ માત્ર જે મનુષ્યને થાય તે મનુષ્ય પણ " શબ્દ બ્રહ્મ " એટલે ત્રણ વેદો તથા બ્રાહ્મણ ગ્રન્થો ( ના સકામ કર્મના ઉપદેશ ) ને પેલે પાર જાય છે, અર્થાત્ તે મનુષ્યને વેદબ્રાહ્મણના ઉપદેશની જરૂર નથી સકામ વેદયજ્ઞોથી ભગવાનના દર્શન થતાં જ નથી (૧૧.૪૮). સકામ યજ્ઞો શીખવનાર વેદો અશ્વત્થવૃક્ષનાં પાંદડાં છે, અને એ અશ્વત્થ વૃક્ષ જ વેદોરૂપે છે. તેનો અસંગશસ્ત્ર વડે **નાશ** જ કરવો જોઇએ (૧૫.૧, ૩). વૈદિક કર્મકાંડ પ્રતિ ગીતાનું આ ત્યાગાત્મક દૃષ્ટિબિન્દુ છે. **(આ)** પણ વેદધર્મ પ્રત્યે ગીતામાં એક બીજું સુધારક દૃષ્ટિબિન્દુ છે. આ નવા દૃષ્ટિકોણથી સકામ યજ્ઞોને નિષ્કામપણે કરવાથી મનુષ્યને વેદધર્મ ઉપયોગી થાય છે, એમ ગીતા માને છે. 'યજ્ઞ' શબ્દ તરફ સૂગ નથી રાખવાની. 'યજ્ઞ' શબ્દ વિશાળ અર્થમાં સમજવો. જે ક્રિયા, વસ્તુ, કે જ્ઞાન ઇત્યાદિ જ્યાંથી (ઈશ્વર કે ઇતર પાસેથી) આપણને મળ્યું છે તે ઉત્પત્તિ–સ્થાનને તે ક્રિયા, વસ્તુ કે જ્ઞાન ઇત્યાદિ **તેનાં જ છે એમ માની પાછા આપવાં;** યજ્ઞની પરિભાષા મુજબ, " **તે ઉત્પત્તિસ્થાન રૂપી અગ્નિમાં તે ક્રિયા, વસ્તુ, જ્ઞાન, વગેરેની આહુતિ આપવી.** " આ એક આધ્યાત્મિક "યજ્ઞ" છે (૪.૨૩–૩૨). વળી મૂળ યજ્ઞ બ્રહ્મમાંથી ઉત્પન્ન થાય છે. યજ્ઞ અને યજ્ઞ કરનારનું એક "ચક્ર" (મનુષ્ય યજ્ઞો કરે, વર્ષાદ થાય, અન્ન થાય, મનુષ્યો જીવે અને વૃદ્ધિ પામે, અને પાછા યજ્ઞો કરે), પરસ્પર સંબંધ, છે; તે યજ્ઞથી મનુષ્યોની આબાદી થાય છે; **જનકલ્યાણ થાય છે;** માટે એ યજ્ઞધર્મનો લોપ ન થાય તેટલા ખાતર મનુષ્યે પોતાનાં કર્મો કરવાનું ચાલુ રાખવુ; સંન્યાસ ગ્રહણ ન કરવો (૩.૧૪–૧૬). ઋગ્વેદ, સામવેદ અને યજુર્વેદ તથા ૐકાર, એ બધાં પરમાત્માનાં સ્વરૂપ જ છે (૯.૧૭, ૧૯). વેદના સર્વે દેવો શ્રીકૃષ્ણનાં જ રૂપો છે. શ્રીકૃષ્ણ જ વાયુ, યમ, અગ્નિ, વરુણ, ઇન્દ્ર, વગેરે વૈદિક દેવો છે. દેવતાઓ બધા શ્રીકૃષ્ણના જ શરીરમાં છે (૧૧.૧૫,૧૯,૩૯). "બીજા દેવોના જે ભકતો છે તે શ્રીકૃષ્ણના જ ભકતો છે; પણ એ સિદ્ધાન્તના જ્ઞાન વગર લોકો બીજા દેવોને ભજે છે; માટે એમનું (સ્વર્ગાદિ) ફળ જલદી પૂરું થાય તેવું (સાન્ત) છે (૯.૨૩,૨૪,૨૫). બધા વેદોથી જુદાં જુદાં દેવતાઓનું જ્ઞાન થાય છે, એમ નહીં; પણ (તે દેવોદ્વારા) બધા વેદોથી શ્રીકૃષ્ણનું જ જ્ઞાન થાય છે; વળી, "વેદાન્તો" (ઉપનિષદો)ના કરનારાઓ મનુષ્યો કે ઋષિઓ છે, એમ ન માનવું; પણ વેદાન્તોના કર્તા પણ શ્રીકૃષ્ણ જ છે (૧૫.૧૫). યજ્ઞ, નિષ્કામ રીતે જ કરવો, એ જ યજ્ઞ સાત્વિક કહેવાય (૧૭.૧૧,૧૨,૧૩,૨૦). ૐતત્સત્નો ઉચ્ચાર કરીને વેદો તથા બ્રાહ્મણગ્રન્થોનો અભ્યાસ કરવો. એ અભ્યાસ એક અનુષ્ઠાન છે. વેદો તથા બ્રાહ્મણોનું અભ્યાસરૂપ અનુષ્ઠાન તથા યજ્ઞોનું અનુષ્ઠાન ૐતત્સત્ના ઉચ્ચારપૂર્વક (મુકત થએલા) બ્રહ્મવાદીઓ કરે છે, તેમજ મુમુક્ષુઓ પણ કરે છે (૧૭.૨૪,૨૫). અહીં અમે આ બધાની પુનરુકિત કરી છે. (જુઓ પ્રકરણ ૧૩).

ત્રયીધર્મના પ્રમાણ ગ્રન્થો (વેદો અને બ્રાહ્મણો), એ ધર્મનું અસલ રૂપ, અને એ ધર્મની મૂળભૂત, કામ્યધર્મ તરીકેની, સમજણ–એ સર્વમાં ગીતાએ કરેલા સુધારાઓ–એ બધું બરાબર જાણવાથી ગીતાની પહેલાં ત્રયીધર્મ હતો; વેદવાદ હતો; એની ખાતરી થશે. સાથેસાથ એ પણ દૃઢ થશે કે વેદો અને બ્રાહ્મણો સિવાય ઇતર ગ્રન્થો, (જેવાં કે કલ્પસૂત્રો કે જૈમિનિસૂત્રો) ગીતાના કાળમાં ન હતાં; કેમકે નિષ્કામકર્માચરણ (અર્થાત્ યોગ) તથા સકામ કર્મોની તુલના કરતી વખતે ગીતામાં સ્પષ્ટ કહ્યું છે કે સકામ કર્મકાંડીઓને અમુક નિર્ણયાત્મક બુદ્ધિ હોતી નથી. તેઓ એક ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ માટે જુદી જુદી અનેક શાખાઓની અનેક પદ્ધતિઓનો આશ્રય લે છે. વળી, જેમ ઇષ્ટ વસ્તુઓ અનેક છે, તેમ યજ્ઞો પણ અનન્ત છે (૨.૪૧), અને દરેક યજ્ઞના અનુષ્ઠાનની પદ્ધતિઓ પણ અનેક છે. ગીતામાં થતી વેદધર્મની આ પરિસ્થિતિ જૈમિનિસૂત્ર ( જુઓ જૈ. સૂ. नामरूपधर्मविशेषपुनरुक्तिनिन्दाशक्तिसमाप्तिवचनप्रायश्चित्तान्यार्थदर्शनाच्छाखान्तरेषु कर्मभेदः स्यात् ॥ ૨.૪૧.૮ અને एकं वा संयोगरूपचोदनाख्याविशेषात् ॥ ૨.૪૧.૯) પહેલાં હતી, એમ જૈમિનિ સૂત્ર ૨.૪૧.૮ માં આપેલ પૂર્વપક્ષમાંથી જાણી શકાય છે.

વૈદિક સકામ કર્મકાંડની ઝાટકણી છાન્દોગ્ય ઉપનિષદના સાતમા અધ્યાયમાં નારદ–સનત્કુમાર સંવાદમાં, મુંડક ઉપનિષદની अपराविद्या ( मुण्डक ૧. ૧. ૪ ), प्लवा ह्येते अदृढाः (૧. ૨. ૭), તથા अन्धेनैव नीयमाना यथान्धाः (૧. ૨. ૮)માં, તથા ઈશાવાસ્યોપનિષદ (મંત્ર ૧૦–૧૧, अविद्या) માં છે, તે આપણે ( જુઓ પ્રકરણ ૧૩, ૨) જોઈ ગયા છીએ. મારા મત પ્રમાણે ગીતા પણ આ ઉપનિષદોની જેવા જ પ્રહારો સકામ કર્મકાંડ ઉપર કરીને પછી વેદ, વેદના દેવો અને વૈદિક યજ્ઞને (ઔપનિષદિક) રૂપાન્તર આપે છે. અને એ રીતે ગીતાના વૈદિક ધર્મ સાથેના સમાધાન પછી જ કલ્પસૂત્રો અને જૈમિનિસૂત્ર લખાયાં હોવાં જોઈએ. ભ. ગી. ૨. ૪૦, ૪૧ ( बहुशाखा ह्यनन्ताश्च बुद्धयोऽव्यवसायिनाम् ) ૪૨, ૪૩, ૪૫, વગેરે ગીતાના પ્રહારો બતાવે છે કે કલ્પસૂત્રો જેવું વૈદિક વિધિને સળંગ સમજાવતું સાહિત્ય ગીતાના સમયમાં ન હતું. જો તેવું સાહિત્ય હોત તો ગીતાએ કરેલું, વેદાન્તી ) સમાધાન મુશ્કેલ બનત. વળી, ગીતાએ વૈદિક ધર્મનો કરેલો નવો અર્થ ( અને જીર્ણોદ્ધાર ) ઋગ્વેદના છેલ્લાં સૂક્તો ( एकं सत् विप्रा बहुधा वदन्ति; एकं सन्तं बहुधा कल्पयन्ति ) અને ઉપનિષદોમાંનાં ભક્તિનાં બીજ ( यमेवैष वृणुते तेन लभ्यः સરખાવો पत्रं पुष्पं फलं तोयम् ..अश्नामि प्रयतात्मनः ) ના સીધા ઐતિહાસિક વિકાસ રૂપે જ છે. જૈમિનિ સૂત્ર તો પ્રતિશાખીય કલ્પસૂત્રો પછી જ લખાયાં હશે.

## (૮) ગીતા અને પુરાણો.

પ્રચલિત હિન્દુ ધર્મ પૌરાણિક ધર્મ છે. પૌરાણિક ધર્મ એટલે કર્મકાંડ તથા બ્રહ્મવાદને ગૌણ રાખીને શિવ કે વિષ્ણુની ઉપાસના. એક સમયે બ્રહ્માની પણ ઉપાસના ચાલતી હતી, એમ શિલાલેખો અને એક પ્રાચીન બ્રહ્મામંદિર ઉપરથી સાબિત થયું છે. આ ત્રિમૂર્તિમાંથી એકની (મુખ્યત્વે શિવ કે વિષ્ણુની) ઉપાસના ઉપરાંત, પ્રચલિત હિન્દુધર્મમાં ધર્મગ્રન્થ તરીકે પુરાણોનો પ્રચાર મુખ્ય છે; વેદો અને ઉપનિષદોનો પ્રચાર ગૌણ છે. પુરાણોમાં સંવાદો અને કથાઓ આપેલી છે; તેનું શ્રવણ અર્વાચીન હિન્દુ ધર્મનું અગત્યનું અંગ છે. એ કથાશ્રવણ પર્વના દિવસોએ આવશ્યક મનાય છે.

ભગવદ્ગીતામાં આ પૌરાણિક ધર્મ વિશે કંઈ ઉલ્લેખ છે કે નહિ? તે હવે આપણે વિચારીએ.

(પરતત્ત્વના સાકાર સ્વરૂપ)નાં ઘણાં ભાવમય રૂપો (*abstract forms*) આપ્યા છે, દા. ત. तेजस्, जयः, सत्त्व, दण्ड, नीति, मौन, ज्ञान તેમજ શ્રીકૃષ્ણનાં નારીરૂપોમાં कीर्तिः, श्री, वाक्, स्मृति, मेधा, धृति., અને ક્षमा ગણાવ્યાં છે; પુરાણોક્ત કોઈ દેવીઓ, દુર્ગા વગેરેનો નિર્દેશ કર્યો નથી (૧૦.૩૪). ગીતામાં काम, क्रोध અને लोभ, એમ ત્રણ શત્રુ રૂપી દુર્ગુણોનો નિર્દેશ છે, પણ પુરાણોના એ ત્રણ ઉપરાંત મોહ, मद અને मत्सर સહિત છ એટલે षड्रिपुનો નિર્દેશ ગીતામાં નથી. ગીતામાં શ્રીકૃષ્ણ અને अव्यक्त अक्षर પરનાં રૂપો છે, અથવા શ્રીકૃષ્ણ પરતત્ત્વના નિરાકાર સ્વરૂપ अव्यक्त–अक्षरથી પણ પર છે, અને શ્રીકૃષ્ણ જ સાકાર–સ્વરૂપ–સ્થાને છે; પણ પ્રાપ્ય પુરાણોમાં નિરાકાર અને સાકારનો ભેદ રાખ્યા વગર જ પ્રાયઃ સાકાર રૂપે જ શ્રીકૃષ્ણનો નિર્દેશ ઉપલબ્ધ થાય છે.

૩. હવે, ગીતાકારે પ્રચલિત ઇતિહાસ–પુરાણ જેવા સાહિત્યમાંથી લીધેલા વિચારો, પ્રસંગો, સિદ્ધાન્તો અને વ્યક્તિઓનો આપણે વિચાર કરીશું. ભક્તિના સિદ્ધાન્તમાં ગીતા કહે છે કે "સકામ ભક્તિમા અનેક દેવતાઓની પૂજા કે આરાધના થાય છે; દરેક દેવના વ્રતના જુદા જુદા નિયમો છે; તે જુદા જુદા સ્વભાવના મનુષ્યોને અનુકૂળ આવે છે." જે મનુષ્યને જે દેવ ઉપર શ્રદ્ધા હોય છે તેની તે શ્રદ્ધાને હું જ (શ્રીકૃષ્ણ જ) દૃઢ કરુ છું; અને મારા દ્વારા થએલી દૃઢ શ્રદ્ધા વડે યુક્ત તે મનુષ્ય, તે દેવનું આરાધન કરે છે, તથા તે રીતે તેને ફળ પણ મળે છે, પરતુ એ ફળનો અન્ત જલ્દી આવે છે. આ પ્રકારે અલ્પ બુદ્ધિવાળાઓની દશા થાય છે. પરંતુ જે ભકતો જુદા જુદા

હું જ છું તેવી સમજણપૂર્વક નિષ્કામ આરાધના કરે છે તેમને હું "પણ (अपि) પ્રાપ્ત

-પમતિવાળાઓ જેને દેવ માનીને આરાધના કરે છે તેમાં पर तत्त्व ( સાકાર રૂપે )

યક્ત થાય છે, તે દેવ જ પર તત્ત્વ છે, એમ માને છે, પણ તેમની તે માન્યતા ખોટી

મને કેવું છે તેની જ સમજણ તે લોકોને હોતી નથી. पर तत्त्व પોતાના

માયાથી ઢંકાએલું છે; દરેક મનુષ્યને તેનાં દર્શન થતા નથી. અજ

૧. ગીતામાં કેટલાક એવા વિચારો છે જે પુરાણોમાં પણ છે, અને જે ઉપનિષદોમાંથી આવ્યા છે, એમ સાબીત થઇ શકે. ગીતાનો ભક્તિમાર્ગ (અધ્યાય ૯) મુંડક ઉપ. (૩.૨.૩–૪)માંથી ઉદ્ભવેલો; અને પુરાણોમાં વિકસેલો હોવો જોઇએ. ગીતાના 'પ્રકૃતિવાદ'ની શરૂઆત મુંડક તથા શ્વેતાશ્વતર ઉપનિષદો અને કંઇક અંશે કઠોપનિષદમાં દેખાય છે; ગીતામાં તે વિકસેલો (ગીતા ૯.૭–૧૦); પછી પુરાણોમાં ચાલુ રહેલો, એમ અમારો મત છે. ભગવાનના અનુગ્રહનો વિચાર ગીતામાં (૧૦.૯–૧૧) છે; તે પણ ભક્તિમાર્ગનો જ એક ભાગ છે, તે મુંડક ઉપ. ઉપરથી સૂઝ્યો હશે. ગીતામાંનો વિભૂતિ-વિચાર (ગીતા ૧૦) ઉપનિષદની ષોડશકલાવિદ્યા (છા.ઉપ.૪.૫–૯), સંવર્ગવિદ્યા (છાં.ઉપ.૪.૧–૩), વેદનું પુરુષસૂક્ત, વગેરેમાથી ઉત્પન્ન થયો હશે, કેમકે નિષ્કામકર્મની પ્રાપ્તિ માટે વિભૂતિઓ ઉપર ચિન્તન કરવાનું ગીતામાં કહ્યું છે, અને તેવો વિચાર ઉપનિષદોની વિદ્યાઓમાં હતો. કઠ ઉપ. માં અશ્વત્થ વૃક્ષ એટલે 'બ્રહ્મ' અર્થ થાય છે; ગીતામાં અશ્વત્થ વૃક્ષ એટલે "પ્રકૃતિ (જડ)" અર્થ છે; અને ગીતાના જ અશ્વત્થનું પુરાણોમાં સવિસ્તર વર્ણન છે (જુઓ ગીતા ૧૫.૧ ઉપર શાંકર ભાષ્ય). ગીતામાં રણક્ષેત્ર ઉપર જે વિશ્વરૂપ દર્શન એટલે ઉગ્રરૂપ શ્રીકૃષ્ણે અર્જુનને બતાવ્યું છે, તે રૂપનો વિચાર પુરુષસૂક્ત ઉપરથી ગીતાકારને સૂઝ્યો હશે. પરંતુ સમગ્ર મહાભારતમાં બીજાં ત્રણ સ્થળોએ આવું અદ્ભૂત રૂપ શ્રીકૃષ્ણ બીજાઓને બતાવે છે, ત્યા લો. ટિળકના મંતવ્ય પ્રમાણે (ગીતારહસ્ય) મહાભારતકારે ગીતાના વિશ્વરૂપનું ઝાંખુ અનુકરણ જ કર્યું છે. ઉપરાંત, ગીતામાં તો વિશ્વરૂપ દ્વારા અર્જુનને યોગ (निमित्तमात्र भव सव्यसाचिन्–૧૧.૩૩–૩૪) નો ઉપદેશ આપવાનો ઉદ્દેશ છે, બીજાં સ્થળોએ તો લોકોને ડરાવવાનો જ ઉદ્દેશ છે. ભૂતોની ઉત્પત્તિના દૈવ અને આસુર પ્રકારો ઉપનિષદના દૈવ, માનુષ અને આસુર, એ ત્રણ પ્રકારની સૃષ્ટિના વિચાર ઉપરથી લેવામાં આવ્યા હશે. અને ગીતાના દૈવ–આસુર વિભાગો પુરાણોમાં ચાલુ છે; ઉપરાંત ઉપનિષદના ત્રણ પ્રકારો પણ પુરાણોમાં જોવામાં આવે છે.

૨. કેટલાક સિદ્ધાન્તો ઉપનિષદોમાં જોવામાં આવતા નથી, પરંતુ ગીતામાં મળે છે, અને **ગીતાનાં કરતાં જુદાં જ રૂપમાં ઉપલબ્ધ પુરાણોમાં દેખાય છે.** ગીતામાં અવતારવાદ (૪. ૪–૯) છે, પણ ગીતામાં અનેક (અસંખ્ય) અવતારોનો નિર્દેશ છે. પુરાણોમાં મુખ્ય દશ અથવા ચોવીશ અવતારનો સિદ્ધાન્ત છે, તે ગીતામાં નથી. ગીતામાં "युगे युगे" અવતાર, થાય છે, એમ કહ્યું છે; પરંતુ અવતારો યુગે યુગે થાય છે, તે વાત પુરાણોમાં નથી; તેમ જ સત્ય વગેરે ચાર યુગો ઉપનિષદોમાં ક્વચિત્ છે, પણ ગીતામાં નથી જોવામાં આવતા. યુગ શબ્દ ઋગ્વેદમાં છે. ખુદ બ્રહ્મનો દિવસ એક હજાર યુગોનો બનેલો છે. અને રાત્રિ પણ એક હજાર યુગોની બનેલી છે (ગીતા ૮. ૧૬–૨૨). પણ ગીતામાં બ્રહ્માના દિનરાતનું માપ નથી. ગીતાનું માપ બ્રહ્માનું હોય તો પણ બ્રહ્માના દિનરાત્રિનું જે માપ પુરાણોમાં કે મન્વાદિ સ્મૃતિઓમાં કહેલું છે, તે માપથી જુદું છે. ગીતામાં માયા નામનું તત્ત્વ પણ છે, અને તે માયાને તરી જવાનું કાર્ય મુશ્કેલ છે, એમ પણ કહ્યું છે; પરંતુ ગીતાની માયા ત્રિગુણાત્મિકા પ્રકૃતિ જ હોય, એમ લાગે છે. પુરાણોમાં માયા એક અદ્ભુત શક્તિ તરીકે વર્ણવેલી છે. મનુસ્મૃતિ તથા પુરાણોમાં સાત મનુઓનો નિર્દેશ છે; ગીતામાં માત્ર ચાર મનુઓ વિશે કહ્યું છે (ગીતા ૧૦.૪). સી. વી. વૈદ્યે ઋગ્વેદસંહિતા તથા નિરુક્ત ઉપરથી બતાવ્યું છે કે ગીતા લખાઇ તે સમયે ચાર જ મનુઓ જાણીતા હશે (History of Sanskrit Literature, Srauta Period). પુરાણોમાં રામ અવતાર છે; ગીતામાં રામ માત્ર અનેક વિભૂતિઓમાં એક વિભૂતિ છે (૧૦.૩૧). ગીતામાં માવાઃ એટલે શ્રીકૃષ્ણ

(પરતત્ત્વના સાકાર સ્વરૂપ)નાં ઘણાં ભાવમય રૂપો (abstract forms) આપ્યાં છે, દા. ત. तेजस्, जयः, सत्त्व, दण्ड, नीति, मौन, ज्ञान તેમજ શ્રીકૃષ્ણનાં નારીરૂપોમાં कीर्तिः, श्रीः, वाक्, स्मृति, मेधा, धृतिः, અને क्षमा ગણાવ્યાં છે; પુરાણોક્ત કોઈ દેવીઓ, દુર્ગા વગેરેનો નિર્દેશ કર્યો નથી (૧૦.૩૪). ગીતામાં काम, क्रोध અને लोभ, એમ ત્રણ શત્રુ રૂપી દુર્ગુણોનો નિર્દેશ છે, પણ પુરાણોના એ ત્રણ ઉપરાંત મોહ, मद અને मत्सर સહિત ૭ એટલે षड्रिपुનો નિર્દેશ ગીતામાં નથી. ગીતામાં શ્રીકૃષ્ણ અને अव्यक्त अक्षर પરનાં રૂપો છે, અથવા શ્રીકૃષ્ણ પરતત્ત્વના નિરાકાર સ્વરૂપ अव्यक्त–अक्षरથી પણ પર છે, અને શ્રીકૃષ્ણ જ સાકાર–સ્વરૂપ–સ્થાને છે; પણ પ્રાપ્ય પુરાણોમાં નિરાકાર અને સાકારનો ભેદ રાખ્યા વગર જ પ્રાયઃ સાકાર રૂપે જ શ્રીકૃષ્ણનો નિર્દેશ ઉપલબ્ધ થાય છે.

૩. હવે, ગીતાકારે પ્રચલિત ઇતિહાસ–પુરાણ જેવા સાહિત્યમાંથી લીધેલા વિચારો, પ્રસંગો, સિદ્ધાન્તો અને વ્યક્તિઓનો આપણે વિચાર કરીશું. ભક્તિના સિદ્ધાન્તમાં ગીતા કહે છે કે "સકામ ભક્તિમાં અનેક દેવતાઓની પૂજા કે આરાધના થાય છે; દરેક દેવના વ્રતના જુદા જુદા નિયમો છે; તે જુદા જુદા સ્વભાવના મનુષ્યોને અનુકૂળ આવે છે." જે મનુષ્યને જે દેવ ઉપર શ્રદ્ધા હોય છે તેની તે શ્રદ્ધાને હું જ (શ્રીકૃષ્ણ જ) દૃઢ કરું છું; અને મારા દ્વારા થએલી દૃઢ શ્રદ્ધા વડે યુક્ત તે મનુષ્ય, તે દેવનું આરાધન કરે છે, તથા તે રીતે તેને ફળ પણ મળે છે, પરંતુ એ ફળનો અન્ત જલ્દી આવે છે. આ પ્રકારે અલ્પ બુદ્ધિવાળાઓની દશા થાય છે. પરંતુ જે ભક્તો જુદા જુદા દેવો રૂપે હું જ છું તેવી સમજણપૂર્વક નિષ્કામ આરાધના કરે છે તેમને હું "પણ (अपि) પ્રાપ્ત થાઉં છું." અલ્પમતિવાળાઓ જેને દેવ માનીને આરાધના કરે છે તેમાં पर तत्त्व ( સાકાર રૂપે ) પ્રકટ થાય છે, વ્યક્ત થાય છે, તે દેવ જ પર તત્ત્વ છે, એમ માને છે, પણ તેમની તે માન્યતા ખોટી છે, કેમ કે पर तत्त्व શું છે.? અને કેવું છે તેની જ સમજણ તે લોકોને હોતી નથી. पर तत्त्व પોતાના ( નિષ્કામ કર્મ, સૃષ્ટિરૂપ ) યોગમાયાથી ઢંકાએલું છે; દરેક મનુષ્યને તેનાં દર્શન થતાં નથી. અજ અને અવ્યય પરતત્ત્વ (સાકાર સ્વરૂપ)ને અજ્ઞ લોકો જાણી શકતા નથી (૭. ૨૦–૨૫). આ ઠેકાણે જુદા જુદા નાના દેવો (જેમકે પુરાણોના ગ્રહો, હનુમાન, દેવીઓ વગેરે)નો નિર્દેશ કદાચ હોય. ગીતા તે દેવોની **ભક્તિસાથે** પર તત્ત્વના **જ્ઞાનની** આવશ્યકતા ઉપર ભાર મૂકતી હોય એમ જણાય છે. આ નાના દેવો પુરાણોક્ત દેવો હોવા જોઇએ; વેદોક્ત નહીં હોય (?). વળી पत्र पुष्पं फलं तोयं (૯. ૨૬, ૨૭, ૨૮) વાળો સુપ્રસિદ્ધ શ્લોક ગીતામાં જ **પ્રથમ** આવે છે. તેનો અર્થ પુરાણોક્ત મૂર્તિપૂજા પરત્વે કરવામાં આવે છે. આ અર્થ જો સાચો હોય તો પુરાણોક્ત પૂજાનો પ્રકાર જે ઉપનિષદોમાં ઉપલબ્ધ નથી, તેવો ગીતામાં છે, એમ સ્વીકારવું પડે. ગીતા ૧૭ ૧૪માં દેવપૂજનને શારીર તપ કહ્યું છે. વિશ્વરૂપદર્શનમાં શ્રી ભગવાનની મૂર્તિના આભરણ, આયુધ, માલ્ય, વસ્ત્ર, ગંધાનુલેપનનો ઉલ્લેખ છે, તે પણ પુરાણોક્ત પૂજન–અર્ચન વિધિ અને પુરાણકથિત દેવદેવતાના સ્વરૂપનું સ્મરણ કરાવે છે. એકાદશ અધ્યાયમાં શંખ, ચક્ર, પદ્મ, ગદા ધારણ કરનાર ચતુર્ભુજ સ્વરૂપનો નિર્દેશ છે; પણ પ્રમાણભૂત દ્વાદશ ઉપનિષદોમાં નથી (ગીતા ૧૧.૧૭). બ્રહ્મવેત્તા હોવા છતાં પણ યોગી રાત્રિએ અથવા દક્ષિણાયનમાં દેહ છોડે તો તે યોગી ચંદ્રલોક સુધી જઇને પાછો આવે (ગીતા ૮.૨૬–૨૭), એ "આવૃત્તિ" અને તેથી ઊલટી ઉત્તરાયણમાં દેહ છોડે તો અનાવૃત્તિ થાય, એ માન્યતા શ્રૌત નથી, સ્માર્ત છે; એમ બ્રહ્મસૂત્ર (બ્ર. સૂ. ૪.૨ ૧૯–૨૧) માં સ્પષ્ટ કહ્યું છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર—આ ચારેય વર્ણની સ્ત્રીઓ पापयोनि છે; તેમજ વૈશ્યો અને શૂદ્રો બધા पापयोनि છે, એ ભાવના ઉપનિષદોમાંની સ્ત્રીઓ તથા વર્ણ વિશેની ભાવનાથી અલગ છે;

બદકે ગીતા ૯.૩૨ માં નોંધેલી માન્યતા (જે ગીતાની નથી તે,) પૌરાણિક છે, એમ સર શિવાસ્વામી અય્યરે સ્પષ્ટ બતાવ્યું છે (Evolution of Hindu Moral Ideals). નારદ, અસિત, દેવલ, વ્યાસ, વગેરે મહર્ષિઓ, કુબેર, સ્કન્દ વગેરે દેવો, પ્રહ્લાદ વગેરે દૈત્યો, યક્ષ અને રાક્ષસોના વર્ગો, મેરુપર્વત જ્યાં नारायणीयपर्व (महा. १२.३४२–३५१) મુજબ નારદને નારાયણ ભગવાનનાં દર્શન થયાં હતાં–તેનો ઉલ્લેખ, (પ્રાચીન વૈદિક) શબ્દ हिमवत् ની જગાએ हिमालय શબ્દનો પ્રયોગ, ચિત્રરથ, કપિલ, વગેરે–આ બધું કોઈ પૌરાણિક સાહિત્યમાંથી જ લેવામાં આવ્યું જણાય છે. શ્રૌત સાહિત્યમાં એ મળતું નથી. વેદમાં વરુણ દેવ એક મહાન નીતિશાસક દેવ છે, પણ ગીતા, પુરાણોની જેમ, વરુણને જળના દેવ રૂપે જ માનતી લાગે છે (૧૦. ૨૯). સમુદ્રમંથનની પૌરાણિક કથાનો ઉલ્લેખ ગીતામાં છે (૧૦. ૨૭ તથા ૨૮). કમલાસનસ્થ બ્રહ્માનું અનુસંધાન ગીતામાં છે; ઉપનિષદોમાં નથી. ઉપનિષદો પ્રજાપતિથી પર નિરાકાર બ્રહ્મ (લોક) ને મૂકે છે (બૃ ઉ. ૪.૩; ૩.૬), પરંતુ ગીતા પ્રજાપતિને પિતામહ કહીને શ્રીકૃષ્ણને પ્રપિતામહ કહે છે (૧૧.૩૯), એમ દેખાય છે. "કમલપત્રાક્ષ" એવું શ્રીકૃષ્ણનું સંબોધન પુરાણોક્ત જ હોઈ શકે. આ સર્વ "પુરાણ" સાહિત્યમાંથી જ ગીતામાં આવી શકે; કોઈ પ્રકારના ઘણા જૂના પુરાણ ગ્રન્થ સિવાય ગીતામાં સંભવે નહિ.

(૪) હવે, પ્રમાણ માનેલાં બાર ઉપનિષદો અને ગીતામાં પણ બિલકુલ નથી, અને ઉપલબ્ધ પુરાણોમાં જ મુખ્યત્વે છે, એવા સિદ્ધાન્તો અને દેવોનો વિચાર કરીએ. મહેશ્વર ગીતામાં 'महेश्वर' શબ્દ (૫.૨૯, ૧૦.૩ ૯.૧૧) વપરાયો છે, પણ તેવાં બધાં સ્થળોએ તે શબ્દ શ્રીકૃષ્ણ માટેજ વપરાયો છે. શંકર (૧૦.૨૩) રુદ્રો પૈકી એક રુદ્ર છે. શંકરનું पर तत्त्व તરીકે પૂજન થતું હોય, એમ ગીતા ઉપરથી જણાતું નથી. ગીતામાં શ્રીકૃષ્ણનું માહાત્મ્ય છે, પણ શ્રીકૃષ્ણ અક્ષરથી पर છે; અને વૃષ્ણિઓના વાસુદેવ એક વિભૂતિ છે. પણ શંકર કરતાં શ્રીકૃષ્ણનું અર્ચન વધારે સારું છે, એમ ગીતામાં કહ્યું નથી. કેમકે ગીતામાં શંકર (પુરાણના) નથી. શ્રીકૃષ્ણ ગીતામાં પરના નિરાકાર સ્વરૂપના સમકક્ષ છે, તથા અમુક શ્લોકોમાં નિરાકારથી પણ પર એવા સાકાર સ્વરૂપને સ્થાને છે. અને તેવા શ્રીકૃષ્ણને વિષ્ણુ કહેવામાં (સંબોધવામાં) આવ્યા છે, તેમજ ચતુર્ભુજ સ્વરૂપનો નિર્દેશ છે; છતાં પણ તુલસીદલ, વગેરે વડે સાંપ્રદાયિક વિષ્ણુપૂજનનો નિર્દેશ ગીતામાં જણાતો નથી. પ્રચલિત પુરાણોમાં જે શિવ તથા વિષ્ણુની સાંપ્રદાયિક પૂજા કહી છે તથા જે પ્રચલિત હિન્દુધર્મનું એક મહત્વનું અંગ છે, તે ગીતામાં નથી. ગીતામાં બ્રહ્મા, વિષ્ણુ અને મહેશની ત્રિમૂર્તિનું જ્ઞાન મારા સમજવા મુજબ નથી. ગીતામાં ગણપતિ, હનુમાન, દુર્ગા, અંબિકા, વગેરે દેવદેવીઓ વિશે કંઇ નથી કહ્યું. અશ્વત્થ વૃક્ષ ઋગ્વેદ તથા કઠોપનિષદમાં છે; ને ગીતામાં પણ રૂપાન્તરે છે. છતાં તુલસીનો નિર્દેશ પુરાણોમાં હોવા છતાં ગીતામાં નથી. आर्तभक्तને ગીતામાં ભક્તોમાં ગણાવ્યો છે; પણ દ્રૌપદીનું દૃષ્ટાન્ત ગીતામાં નથી. ગોપીની નિઃસાધન ભક્તિને ગીતાની ભક્તિના પ્રકારોમાં ગણી લેવાને શ્રીમધુસૂદનને आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ (ગીતા ૭.૧૬)માંથી "च" નો આશ્રય લેવો પડ્યો છે. च એટલે સમુચ્ચય; અને તે ગોપીઓની ભક્તિ, પ્રેમભક્તિનો સમુચ્ચય, એમ ગૂઢાર્થદીપિકામાં શ્રીમધુસૂદન કહે છે. ગીતાની ભક્તિ પુરાણોની ફલભક્તિ નથી પણ જ્ઞાનનું સાધન (૧૧.૪૮, ૫૩, ૫૪ માં) છે. અનન્ય ભક્તિથી ભગવાનને જાણી, "જોઈ" શકાય છે. મોક્ષદશામાં શ્રીકૃષ્ણના શાશ્વત સાન્નિધ્યમાં અનુભવવાની "ફલભક્તિ"નો સિદ્ધાન્ત ગીતામાં જોવામાં આવતો નથી. पितेव पुत्रस्य सखेव सख्युः प्रियः प्रियायार्हसि देव सोढुम्। (ગીતા ૧૧.૪૪)માં જે ઉપમાઓ છે તેમાંથી વિવિધ પ્રકારની ભક્તિની

ભાવનાઓ ઉત્પન્ન થઈ હશે. प्रियः प्रियायाः अर्हसि ઉપરથી ગોપીભક્તિ ઉત્પન્ન થઇ હોય. લો. ટિળક "प्रियः प्रियाय" લેવા ઇચ્છે છે, પણ તે (प्रियाय) પાઠ ગીતાને સંમત લાગતો નથી. "ફલભક્તિ"નો સિદ્ધાન્ત ગીતામાં નથી, મહાપુરાણોમાં છે.

ઉપર મુજબ ગીતાના અમુક વિચારો "પુરાણોક્ત" જ છે, એ બાબત બિલકુલ શંકા નથી; **છતાં પ્રચલિત પુરાણોમાં મુખ્ય ગણાય છે તેવા કેટલાક વિચારો ગીતામાં બિલકુલ નથી; એ પણ સત્ય વાત છે. એ ઉપરથી અનુમાન કરી શકાય કે ગીતા લખવામાં આવી ત્યારે એક પ્રકારનું પૌરાણિક સાહિત્ય હતું ખરૂ, પણ વર્તમાન પુરાણો ન હતાં.** માટે પ્રચલિત પુરાણોનો આધાર ગીતાએ લીધો નથી, એ નિશ્ચિત વાત છે.

### નિર્ણય

ગીતા અને દર્શનોનો સંબંધ તપાસતાં ગીતા બધા દર્શનો કરતા અત્યન્ત પ્રાચીન છે. ગીતા લખાયા પછી જ દર્શનો ઉત્પન્ન થયાં અને પ્રચલિત પુરાણો પણ ત્યાર પછી જ લખાયાં, એમ મારું મન્તવ્ય છે.

---

## પ્રકરણ ૧૯

## ગીતા શ્લોકાર્થ : ટિપ્પણ

**ગીતા ૧ :** ગીતાના પહેલા અધ્યાયને અને બીજા અધ્યાયના પહેલા દશ શ્લોકોને શ્રીશંકરાચાર્યે **"વૈરાગ્ય" ઉત્પન્ન કરનાર,** સંસાર ત્યાગ કરાવનાર અને સન્યાસ તરફ વાળનાર તરીકે સમજાવ્યા છે, ભક્તિમાર્ગીય આચાર્યો, શ્રીવલ્લભસંપ્રદાયના શ્રીપુરુષોત્તમજી (અમૃતતરંગિણીમાં), ગીતાના આ પ્રારંભના ભાગને **"ભગવાનની લીલા"**ના અર્થમા ઘટાવે છે, પરંતુ, **"હું સર્વ ક્રિયાનો કરનાર છુ, અને અમુક ફલ** (અર્જુનના વિષયમા રાજ્યપ્રાપ્તિ) **માટે મારૂં કર્મ** કરૂં છું" એ ભાવના – ફલાપેક્ષાપૂર્વક અહંકારની ભાવના મનુષ્યમા રહી છે, અને એ અહંકાર **સર્વ દુ:ખનું મૂળ છે,** એ બતાવવાના ઉદ્દેશથી ગીતાનો પહેલો અધ્યાય ને બીજા અધ્યાયના પ્રથમ દશ શ્લોકો લખાયા છે, એમ મને જણાય છે; એનું નામ જ कार्पण्यदोष (જુઓ નીચે), કેમકે ગીતાનો ઉપદેશ યોગ—"નિષ્કામ કર્માચરણ અને નિરભિમાન, નિરહંકારપણાનો" છે – (૧, ૧૪) આ શ્લોકોમાં धर्मक्षेत्र શબ્દ છે. આપણા શરીરને ધર્મક્ષેત્ર કહેવાય છે, કેમકે શરીરમા રહીને પાપપુણ્યનુ ફળ ભોગવાય છે ૧૪મા શ્લોકમા, જેમાં અર્જુન બેઠો છે તે શ્વેત અશ્વો જોડેલા રથનો નિર્દેશ છે ઉપનિષદમા જેમાં જીવાત્મા બેઠેલો છે તે **શરીરને રથ અને ઇન્દ્રિયોને અશ્વો** કહ્યા છે. પ્રાચીન કાળમા સાહિત્યકારો અને દર્શનિકોએ પાંડવો એટલે સદ્ગુણો અને કૌરવો એટલે દુર્ગુણો એવો અર્થ કર્યો હતો, અને મહાભારતનુ યુદ્ધ સદ્ગુણો–દુર્ગુણો વચ્ચેનુ આપણા દેહમાં જ ચાલતું યુદ્ધ છે, એમ સમજાવ્યું હતુ. **પૂ. ગાંધીજી** ગીતાના યુદ્ધને આવુ **આધ્યાત્મિક યુદ્ધ** કહે છે અને અર્જુનને શ્રીકૃષ્ણે 'तस्माद् युध्यस्व भारत' એમ ગીતામા જે ઉપદેશ આપ્યો છે, તે

"યુદ્ધની હિંસા કરવાનો ઉપદેશ નથી, પણ આધ્યાત્મિક યુદ્ધનો ઉપદેશ છે", એમ પૂ. ગાંધીજી કહે છે. પરંતુ મૂળ શ્લોકો ઉપરથી વાચ્યાર્થ આવો નીકળતો નથી. ગાંધીજીએ ઉપદેશેલી અહિંસા ગીતામાં અનેક સ્થળે કહી છે (૧૬.૨; ૧૩.૭), તેમાં શંકા છે જ નહીં (જુઓ પ્રકરણ છેલ્લું, વિભાગ ); ગીતાની અહિંસામાં અપવાદ નથી. (૨૦) प्रवृत्ते शस्त्रसंपाते-યુદ્ધ ચાલ્યું તે વખતે-શં-યુદ્ધ શરૂ થવાને વખતે, શરૂ થયા પહેલાંની ક્ષણે. (૨૫) हन्तुम्, घ्नतः (૩૫), निहत्य, हत्वा (૩૬), हन्तुम्, हत्वा (૩૭), हन्युः (૪૬)—વગેરે પ્રયોગો નોંધવા જોઈએ. યુદ્ધમાં **હિંસા થશે, હનન થશે**, એવી અર્જુનની માન્યતાનો જવાબ શ્રીકૃષ્ણે ૨.૧૯માં नायं हन्ति न हन्यते વગેરે દ્વારા અને ૧૧.૩૪ માં मया हतास्त्वं जहि દ્વારા આપ્યો છે. (૩૬) पापमेवाश्रयेदस्मान्, कुलक्षयकृतं दोषं मित्रद्रोहे च पातकम् (૩૮), पापादस्मान्निवर्तितुम् (૩૯), अहो बत महत्पापं कर्तुं व्यवसिता वयम्—એ **"પાપો થશે"** એવા અર્જુનના કથનનો જવાબ શ્રીકૃષ્ણે અનેકવાર ગીતામાં આપ્યો છે (૨.૩૮, ૩.૧૩, ૪.૩૬, ૬.૪૫ વગેરે) ને છેવટે अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि माशुचः (૧૮.૬૬)માં આપ્યો છે. (૪૫) 'यद्राज्यसुखलोभेन'નો ઉત્તર શ્રીકૃષ્ણે અર્જુનને "નિષ્કામ" (નિઃસ્વાર્થ), ઉદાસીન, સુખદુઃખ, સિદ્ધિ-અસિદ્ધિમાં સમ થવાના બોધ દ્વારા આપ્યો છે. પહેલા અધ્યાયની ઇતિશ્રીમાં અધ્યાયનું નામ श्रीकृष्णार्जुनसंवाद જ નથી, પણ योग છે, તે સાર્થક છે (જુઓ પા. ૩૫); **"અર્જુન જેવા** વિષાદથી પ્રાપ્ત થતો યોગ (નિષ્કામકર્માચરણ)." योगवासिष्ठનાં વૈરાગ્ય પ્રકરણમાં रामविषादो नाम सर्ग છે; પણ विषादयोग નથી.

**ગીતા ૨ :** (૧) ગીતા ૧.૧૪, ૩૭માં माधव, ૧૫, ૨૧, ૨૪માં हृषिकेश, अच्युत (૨૧), कृष्ण (૧.૨૮), केशव (૧.૩૧) गोविन्द (૧.૩૨), मधुसूदन (૧.૩૫), जनार्दन (૧.૩૬,૩૯), मधुसूदन (૨.૧), श्रीभगवान् વગેરે સંબોધનો અને શ્રીકૃષ્ણનાં નામો, "ગીતા અને ભાગવતધર્મના સંબંધ"ના અભ્યાસ માટે ઉપયોગી છે (જુઓ પાના ૧૪૭-૧૪૯). ૨.૪ इषुभिः प्रति योत्स्यामि, हत्वा (૫)+. (૬) અર્જુન સ્વેચ્છાએ "હારી જવા" વિચાર કરે છે. (૭) कार्पण्य=**કૃલાશા-પૂર્વક કર્મો કરવાં તે દોષ** (પા. ૪૫,૯૪). (૭) शिष्य, प्रपन्नम्-ગીતામાં ભક્તિ (પા. ૭૮-૭૯). (૮) અર્જુન આધ્યાત્મિક નીતિનો સિદ્ધાન્ત જાણવા ઇચ્છે છે (પા. ૯૭). (૯) ગોવિન્દ. (૧ ) हृषीकेश. (૧૧) पण्डिताः—ગીતા પોતાના 'ज्ञानी'નો पण्डित વગેરે શબ્દોથી નિર્દેશ કરે છે; 'ब्रह्मज्ञानी' વગેરે શબ્દોથી ભાગ્યેજ. (૧૧-૨૫) આ શ્લોકોમાં આત્માનું અમર-અજરત્વ કહ્યું છે; (૨૬-૨૭)માં આત્માનાં નિત્ય **જન્મમરણ** કહ્યાં છે; (૨૮-૨૯) આત્માનાં જન્મમરણ **અજ્ઞેય** છે. આમ ત્રણ દૃષ્ટિબિન્દુઓ કહ્યાં છે (પાનું ૭,૨૫). તે ત્રણેનો ઉદ્દેશ આત્માની હન્તવ્યતા-અહન્તવ્યતા સમજાવવાનો છે. એથી વિશેષ નથી. શાંકરમત પ્રમાણે અહીં (૧૧-૨૯માં) આત્માનું પૂરેપૂરું જ્ઞાન આપ્યું છે અને ૧૯-૨૦ માં આત્મા "**કોઇપણ ક્રિયાનો કર્તા નથી**" એમ કહ્યું છે. (૧૦)માં રામાનુજમતે अनेकजीववाद છે. પણ, ખરું જોતાં મહાભારતના **બધા** યોદ્ધાઓનાં "જન્મમરણરહિતપણા"નો જ નિર્દેશ અહીં વિવક્ષિત છે. (૧૫) समत्व=योग. (૧૬) શાં-'અહીં ઊંડું **તત્ત્વજ્ઞાન** છે'. પણ, અહીં વિષયોનું અસત્યપણું અને આત્માનું સત્પણું જ વિવક્ષિત છે. વિષયો "આગમાપાયી" છે. સુખદુઃખમાં સમત્વ મેળવવા, સુખદુઃખનું વિનાશીપણું જાણવું જોઈએ. શ્લોક ૧૬માં उभयोः=એટલે सुखदुःखयोः : સુખ અને દુઃખ બન્નેનો અન્ત, વિનાશ, તત્વદર્શીઓએ જોયો છે. કેટલાક વિદ્વાનો उभयोः એટલે असत् અને सत् સમજે છે, અને सत्નો અન્ત હોતો નથી

+ જે શ્લોકમાં જે શબ્દો અગત્યના છે. તે અહીં નોંધ્યા છે.

માટે 'अन्त' એટલે **सिद्धान्त** (રહસ્ય), એવો અર્થ કરે છે; પણ અન્ત એટલે છેડો, વિનાશ, એમજ અહીં સમજવું, અન્તનો અર્થ સિદ્ધાન્ત ભાગ્યે જ થાય; એ અર્થ શાંકર ભાષ્ય **પછી** થયો છે. વળી, શ્લોક ૧૭માં 'अविनाशि तु' કહ્યું છે માટે શ્લોક ૧૬માં **વિનાશીઓનો** જ નિર્દેશ સમજવો યોગ્ય છે. મારા મત મુજબ "नाभावो विद्यते सतः"નો અર્થ શ્લોક ૧૭–૧૮માં છે. (૧૭–૧૮) શ્લોક ૧૭માં જે નિરાકાર સત્ તત્ત્વે જગતને (પટ કાપડના તાકાની જેમ) પ્રસાર્યું (ततम्) છે તે "અવિનાશી" છે, એમ કહ્યું છે. અહીં જગતની ઉત્પત્તિ કરનાર તત્ત્વનો નિર્દેશ શા માટે કર્યો છે? તેનો વિચાર કરીએ અને શ્લોક ૧૮ જોઈએ તો જણાશે કે **જગતનું ઉત્પાદક તત્ત્વ અને જીવાત્મા, બે એક છે અને એ રીતે જીવાત્મા પણ અવિનાશી** છે, એમ કહેવા માટે જ શ્લોક ૧૭માં, જગત ઉત્પાદક સત્ તત્ત્વનો નિર્દેશ છે. આ 'અભેદ' ગીતાના સમયમાં સર્વત્ર સ્વીકારાએલો જ હતો, માટે શ્લોક ૧૭–૧૮ વચ્ચે આ પ્રકારનો સંબંધ છે. વળી, શ્લોક ૧૭માં **નિરાકાર** સત્ તત્ત્વને જગતનું ઉત્પાદક કહ્યું છે. એટલે 'નિરાકાર' નો નિર્દેશ છે તે ધ્યાનમાં રાખવું. (૧૮) अन्तवन्तः શ્લોક ૧૬માં अन्त શબ્દ છે. तस्माद् युध्यस्व भारत આત્માના અવિનાશીપણાના જ્ઞાનનો નિર્દેશ અર્જુન પાસે યુદ્ધ કરાવવા **માટે** (योगના ઉપદેશ માટે) છે. (૨૦) શાંકરભાષ્ય—અહીં જીવાત્માનું પૂરેપૂરું જ્ઞાન આપ્યું છે; પણ ખરું જોતાં જીવાત્માની અહન્તવ્યતા જ અહીં આપી છે. न हन्यते हन्यमाने शरीरे કઠ ઉપ૦ (૨.૧૮–૧૯)માં સાકાર ઈશ્વર અને જીવાત્માને એક માનીને જે કહ્યું છે (न हन्यते...) તેજ કથન અહીં નિરાકાર સત્ અને જીવાત્માને એક માનીને કરવામાં આવ્યું છે. (૨૫) नानुशोचितुमर्हसि, શ્લોક ૨૬, ૨૭, ૨૮ (तत्र का परिदेवना). ૩૦. જીવાત્માના જન્મ–મરણ વિશે અહીં **ત્રણ મતો આપ્યાં** છે; બધા મત પ્રમાણે, જીવાત્માની હિંસા (નાશ) થશે, એવી અર્જુનની માન્યતા અને એનો શોક ખોટા ઠરે છે. (૨૯) કઠ ઉપ૦માં આ પ્રકારની ભાષા **પરમાત્મા** વિશે વપરાઈ છે; અહીં તેજ ભાષા **જીવાત્મા** માટે વાપરી છે. वेद न चैव कश्चित् શ્લોક ૨૮–૨૯ જીવાત્માનું अज्ञेयत्व બતાવે છે. (૩૦) ત્રણ **રીતે** જીવાત્મા अवध्य છે. (૩૧–૩૮)માં धर्म्य युद्ध (संख्य) અને क्षत्रिय વિશે કહ્યું છે કે ક્ષત્રિયે धर्म्ययुद्ध फलनिरपेक्ष થઈને અથવા, બીજી રીતે કહીએ તો જય–અજયમાં समत्व માનીને, લડવું (૩૮). (૩૩) **धर्म्ययुद्ध ન કરે તો ક્ષત્રિયને પાપ** લાગે. (૩૭) **મનુસ્મૃતિ પ્રમાણે** સ્વર્ગ અથવા પૃથ્વીનું રાજ્ય, એમાંથી એક **ચોક્કસ મળશે, એમ માની** ક્ષત્રિયે સ્વાર્થ ખાતર લડવું, **ગીતા પ્રમાણે** બન્નેમાંથી **જે મળે તે ભલે;** પણ **ફરજ (ધર્મ)** છે **માટે યુદ્ધમાં સિદ્ધિ થાઓ કે અસિદ્ધિ થાઓ** છતાં યુદ્ધ કરવું. (૩૮) नैवं पापमवाप्स्यसि–સરખાવો अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः (૧૮·૬૬). જુઓ 'પાપ' ઉપર નોંધ, ઉપર પાનું ૧૫૮. (૩૯) एषा એટલે ૨·૧૧–૩૮નો ઉપદેશ. साख्य=संख्य એટલે યુદ્ધ; સાંખ્ય=**યુદ્ધ સંબંધી** (વિચાર) साख्य એટલે સંન્યાસ, એવો શ્રીશંકરાચાર્યનો મત છે; પણ તેને ગીતાનો અધાર નથી. योगे–**ગીતામાં મૂળ શબ્દ योग શબ્દ છે; कर्मयोग, ज्ञानयोग, भक्तियोग વગેરે. શબ્દો યોગના પ્રકારો બતાવે** છે. સ્વ. તીલકનો મત–"ગીતામા ज्ञानप्रधान भक्तिविशिष्ट એવો એકજ योग (कर्मयोग) છે." એ મત બરાબર નથી. "योगे बुद्धिः" એટલે વૈદિક કામ્યકર્મકાંડ અને ઔપનિષદિક સંન્યાસની **સામે વિકલ્પ તરીકે** योग (નિષ્કામકર્મનો समत्व (=योग)નો ઉપદેશ (बुद्धि)." (૪૦–૪૬)માં વૈદિક કામ્ય ધર્મની ટીકા દ્વારા ગીતાના યોગની સમજણ આપી છે

(જુઓ ઉપર પાનું ૨૫-૨૬). ગીતાના સમયમાં વૈદિકધર્મ કેવો હતો, તેનો ખ્યાલ ૨.૪૦-૪૬ ઉપરથી આવે છે. શ્લોક ૪૧ મુજબ તે વખતે કલ્પસૂત્રો કે જૈમિનિસૂત્ર લખાયાં ન હતાં (જુઓ પાનાં ૮૩-૮૪). "नान्यदस्ति"-વૈદિકો ઉપનિષદોને માન્ય રાખતા ન હતા. (૪૪) समाधौ व्यवसायात्मिका बुद्धिः "મનના સમત્વમાં (સુખદુઃખ, સિદ્ધિઅસિદ્ધિમાં સમાનતામાં) જે નિશ્ચયાત્મક બુદ્ધિ (મારે નિષ્કામ કર્મો જ કરવાનાં છે; મારે સકામ કર્મો ત્યજવાનાં છે; એવી એકનિશ્ચયવાળી બુદ્ધિ); એટલે યોગબુદ્ધિ. "વૈદિકધર્મથી જેમનું મન આકર્ષાયું છે" (तयापहृतचेतसाम्) તેમને માટે ગીતાનો યોગ નથી;" એ લોકો યોગના અધિકારી નથી. (૪૫) જુઓ પાનાં ૮૪, ૧૫૨-૧૫૩; निर्द्वन्द्व-ગીતાનો યોગ એટલે समत्व; समत्व એટલે સુખદુઃખ, શીત-ઉષ્ણ, સિદ્ધિ-અસિદ્ધિ, જય-અજય, લાભ-હાનિ, એ દ્વન્દ્વોમાં મનનું સમત્વ. द्वन्द्व એટલે બેનું જોડકું, જેમાં એકની સાથે બીજું રહ્યું જ છે; સુખની સાથે દુઃખ રહ્યું છે. ગીતામાં निर्द्वन्द्वत्व=ગીતાનો યોગ. निस्त्रैगुण्य:-ગીતા ૧૪ મુજબ ત્રણે ગુણોથી, सत्त्वથી પણ, મનુષ્યે (યોગીએ) મુક્ત થવાનું છે. नित्यसत्त्वस्थ ગીતા ૧૭-૧૮ મુજબ મનુષ્યે (યોગીએ) હંમેશ માટે सत्त्वમાં સ્થિર રહેવાનું છે; ગીતા ૧૪ મુજબ सत्त्व ગુણ પણ ज्ञान અને સુખમાં આસક્તિ ઉત્પન્ન કરે છે. પણ ગીતા ૧૭-૧૮માં सत्त्व એટલે ફલાસક્તિરહિતપણું, નિષ્કામ કર્મ કરવાની સહજ વૃત્તિ. निर्योगक्षेम સિદ્ધિ-અસિદ્ધિ માટે ચિન્તા ન કરવી તે. (૪૬) જુઓ પાનું ૮૫, જે મનુષ્ય નિઃસ્પૃહ અને નિષ્કામ, ફલાસક્તિરહિત છે તેને ગીતા સમજુ અથવા જ્ઞાની ब्राह्मण કહે છે. બૃહદારણ્યક ઉપ૦ (૩.૮.૮)માં અક્ષરના જ્ઞાનીને ब्राह्मण કહ્યો છે, અજ્ઞાનીને कृपण કહ્યો છે; ગીતામાં કર્મફલાસક્તિવાળાને कृपण (સરખાવો ૨.૮ નો "કાર્પણ્ય" દોષ) કહ્યો છે, અને कृपणથી ઊલટો તે ब्राह्मण. (૪૭) જુઓ પા. ૪૭. શ્રી શંકરાચાર્ય-'અર્જુનને કર્મમાં જ અધિકાર છે; સંન્યાસ (જ્ઞાન)માં નથી.' પણ ગીતામાં "मा फलेषु" "ફલોમાં અધિકાર નથી" એમ જ કહ્યું છે. अकर्म જ્ઞાનીનો સંન્યાસ. એવા ઉત્તમ સંન્યાસમાં આસક્તિ (सङ्ग) ગીતાને પસંદ નથી. શ્લોક ૪૭માં વૈદિક કામ્ય ધર્મ અને ઔપનિષદિક સંન્યાસ, બન્નેને ત્યજી યોગમાં સ્થિર થવાનું કહ્યું છે. (૪૮) યોગનું લક્ષણ समत्वं योग उच्यते-'उच्यते' બતાવે છે કે ગીતાની પહેલાં યોગશબ્દ વપરાશમાં હતો જ અને ખૂબ જાણીતો હતો. (૪૯) कृपणाः फलहेतवः જુઓ ઉપર પા. ૧૫૭; તથા પાનું ૮૫. (૫૦) योगः कर्मसु कौशलम्-કર્મો કરતી વખતે "હું કંઇ કરતો જ નથી," એવી મનની ચતુરાઈ, તે જ યોગ. યોગનું આ બીજું લક્ષણ છે. બન્ને લક્ષણોનો ભાવાર્થ "समान" છે. (૫૧) पद गच्छन्त्यनामयम्-મોક્ષનો એક નિર્દેશ. ગીતામાં મોક્ષના અનેક નિર્દેશો અને અનેક ખ્યાલો જુદા જુદા મનુષ્યો માટે છે. (૫૨) श्रुतिविप्रतिपन्ना: સરખાવો श्रुतिपरायणाः ૧૩. ૨૫. श्रुति-એટલે બીજા પાસેથી સાંભળેલું. (૫૩) समाधौ=समत्व બુદ્ધિ ૨.૪૪. બ્ર. સૂ. ૨.૩.૩૯ (समाध्यभावात्) માં કહ્યું કે જીવાત્મામાં (સમત્વરૂપી) સમાધિ નથી માટે જીવાત્મા "कर्ता" છે. સમાધિ (समत्वबुद्धि) હોય તો મનુષ્ય કર્મબન્ધનોથી નિર્લિપ્ત (સારાંશ-અકર્તા) રહે છે. "समाधि" (૫૪) શબ્દનો આ પ્રયોગ બતાવે છે કે ગીતા पातञ्जलयोगની પહેલાનું પુસ્તક છે. (૧૪) स्थितप्रज्ञ-प्रज्ञा, धी, बुद्धि (૬૫) શબ્દો બતાવે છે કે બૌદ્ધતત્ત્વ-જ્ઞાનમાં प्रज्ञा શબ્દનો જે અર્થ છે તે અહીં નથી. માટે ગીતા બૌદ્ધધર્મની અગાઉનો ગ્રંથ છે. (૫૫) कामान्-काम શબ્દ ગીતામાં બ્રાહ્મણગ્રન્થોમાંથી આવ્યો છે; બૌદ્ધોનો ખાસ શબ્દ 'तृष्णा' છે, તે ગીતામાં નથી. आत्मन्येवात्मना-પોતાની જાતમાં; આત્મા એટલે પરમાત્મા નહીં. (૫૬) मुनि-'પૂર્ણ' મનુષ્ય માટે ગીતાનો એક શબ્દ (૫૮-૫૯); અહીં વિષયો

ત્યજી દેનારનો નહી, પણ વિષયો તરફ જતી ઇન્દ્રિયોને રોકનાર–સયમમાં રાખનારનો નિર્દેશ છે; માટે સ્થિતપ્રજ્ઞ સંન્યાસી નથી, પણ યોગી છે. જુઓ ૬૪ માં विषयान् इन्द्रियैश्चरन् (૫૯) જુઓ પા. ૫૯, ૧૦૦ અનાસક્ત હોવાથી रसवर्जम् ; પણ પરના દર્શનથી રમની ઇચ્છા રહેની નથી. (૬૦) ઉપર ૨ ૧૭ મા **નિરાકાર** સ્વરૂપનો નિર્દેશ છે; અહીં "मत्परः" મા **સાકાર** શ્રીકૃષ્ણનો નિર્દેશ છે. **ગીતાના સમયમાં પર તત્ત્વ ઉભયવિધ મનાતું હતું.** (૬૩) बुद्धिनाश–સમત્વબુદ્ધિનો નાશ, જુઓ ૬૪માં रागद्वेषवियुक्तैः (૬૬) अयुक्त એટલે સમત્વરૂપ યોગ વગરનો. (૬૯) આ શ્લોક 'બ્રહ્મજ્ઞાની' વિશે નથી, પણ નિષ્કામકર્મી (યોગી) વિશે છે; જુઓ પાનુ ૧૦૦. (૭૧) चरति=विषयान् इन्द्रियैः चरति શ્લોક ૬૪. (૭૨) નિષ્કામકર્માચરણની સ્થિતિને જ "બ્રાહ્મી સ્થિતિ" કહી છે; બ્રહ્મરૂપતાની સ્થિતિ નથી; છતા એને "બ્રહ્મનિર્વાણ" મળે છે. અહી ब्रह्मनिर्वाण શબ્દ બતાવે છે કે ગીતા **બૌદ્ધ ધર્મની પૂર્વની** છે. साख्य–સખ્ય એટલે બુદ્ધ; તેના સબધી નિષ્કામકર્માચરણ (યોગ), તે साख्ययोग.

**ગીતા ૩.** (૧) ગીતા ૨.૩૯ (एषा ते अभिहिता सांख्ये बुद्धि र्योगे त्विमा शृणु) તથા ત્યાર પછીના શ્લોકોમા નિષ્કામ બુદ્ધિ ઉપર જ બધો ભાર મૂકયો છે. માટે "નિષ્કામ **કર્મ** કરતાં નિષ્કામ બુદ્ધિ જો તમારી દષ્ટિએ વધારે સારી, વધારે જરૂરી (ज्यायसी) હોય તો . ..." એમ અર્જુન કહે છે શાંકરભાષ્ય –"કર્મ કરતાં જ્ઞાન (=સંન્યાસ) જો વધારે ઉતમ પગથિયું હોય તો ". શ્રીશં૦ પોતે ૨.૧૧–૩૮માં સાખ્યનો જે અર્થ કર્યો છે, તેની સાથે ૩.૧ જોડે છે. (૨) श्रेयः, प्रेयः નહીં. માટે શ્રીકૃષ્ણ શ્રેયનુ સાધન કહેશે. (૩) पुरा (प्रोक्ता मया) એટલે ગીતાના બીજા અધ્યાયમાં શ્લોક ૧૧–૭૨માં નિષ્કામકર્મરૂપી એક **નિષ્ઠા** કહી છે; તેના **બે પ્રકાર** છે, સાંખ્ય બુદ્ધિવાળો એક પ્રકાર, જેમા (જીવાત્માની હિંસાની શકયાશકયતાના) જ્ઞાનદ્વારા નિષ્કામકર્મ (યોગ) છે; એ જ્ઞાનયોગ દ્વારા साङ्ख्य ના અનુયાયીઓની નિષ્ઠાનો પ્રકાર છે. બીજો, ૨.૪૦–૭૨માં વૈદિક કામ્ય કર્મના (વિરોધ) દ્વારા નિષ્કામકર્મ (યોગ) અર્થાત્ कर्मयोग; તે દ્વારા યોગના અનુયાયીઓની નિષ્ઠાનો પ્રકાર કહ્યો છે. (૪–૮) 'कर्म ज्यायो ह्यकर्मण' (૮), આ શ્રીકૃષ્ણનો ઉત્તર છે. નિષ્કામ સન્યાસ (अकर्म) કરતાં નિષ્કામ કર્માચરણ (कर्म) શા માટે વધારે સારો માર્ગ (ज्याय.) છે, તેના કારણો માટે જુઓ ઉપર પૃ ૪૨–૪૫ શાંકરમત માટે જુઓ પૃ. ૪૬–૫૨. (૯–૧૬) વૈદિક યજ્ઞથી વરસાદ થાય અને વરસાદથી અન્ન થાય; આમ, યજ્ઞથી **સાર્વજનિક હિત થાય.** તે યજ્ઞ ચાલુ રહે તે ખાતર મનુષ્યે સ્વકર્મો કરવા; સ્વાર્થ ખાતર ન કરવાં; તેમ કર્મસંન્યાસ પણ ગ્રહણ ન કરવો જુઓ ઉપર પૃ. ૧૯. ૨૮, ૨૬ , (૧૫) યજ્ઞ–કર્મ–બ્રહ્મ (એટલે પ્રકૃતિ)–अक्षर માટે જુઓ પૃ.૧૯,૩૬,૧૦૧,૧૨૧. अक्षर=પરતત્ત્વનું **નિરાકાર** સ્વરૂપ, એમાથી યજ્ઞ ઉત્પન્ન થાય છે, અને જગતરૂપી સર્વગત બ્રહ્મ (**નિરાકાર** બ્રહ્મ)નો આધાર વરસાદ લાવનાર યજ્ઞ ઉપર છે, માટે પરસ્પર સબધ એટલે चक्र છે; તે चक्र અનાદિકાળથી ચાલે છે, **તે ચક્ર ફરતું (ચાલુ) રહે, માટે દરેકે** પોતાના કર્મો કરવાં જોઇએ (૧૬). જુઓ ઉપર પૃ. ૧૯, ૨૬, ૭૨. ગીતા ૩મા જગતકલ્યાણ (વરસાદ દ્વારા અન્ન) માટે યજ્ઞ ચાલુ રહે તે ખાતર સ્વકર્મો કરવાં (સન્યાસ ન લેવા)નુ કહ્યુ છે, માટે "Gita is a Priestly Production" એ મત ખોટો છે. ગીતામાં કામ્યયજ્ઞનો નિષેધ છે. (૧૭) आत्मरति–પોતામા જ આનન્દવાળો; કર્મ તરફ અરુચિવાળો; (પૃ.૪૨, ૫૯), સંન્યાસ તરફ વૃત્તિવાળો; એને પણ **સંન્યાસમાં આસક્તિ ન હોવી જોઇએ** કેમકે સંન્યાસવડે એણે કઈ પ્રયોજન સિદ્ધ કરવાનું નથી (न अकृतेनेह कश्चन) **માટે** (तस्मात्) અર્જુને સ્વકર્મો કરવાં (૧૯). (૨૦) જુઓ પા. ૧૦૧. (૨૧–૨૬) જુઓ પૃ ૭,૬૦,૯. શ્રીકૃષ્ણનો

પોતાનો યોગ (નિષ્કામકર્માચરણ) એક દૃષ્ટાન્તરૂપે ગીતામાં ઘણી વાર કહ્યો છે, જેમકે ૯.૪–૫, ૧૧.૮. (૨૭–૨૯) જુઓ ઉપર પૃ. ૨૬, નીચે;૧૬૭. (૩૦) જુઓ ઉપર પૃ. ૨૬, ૪૪,૪૯. શ્રીકૃષ્ણ–સાકાર સ્વરૂપ. (૩૩) निग्रहः–જ્ઞાનીનો પોતાની ઇન્દ્રિયો ઉપર નિગ્રહ, "હું એક પણ કર્મ નહીં કરું," એવો નિશ્ચય. જુઓ પૃ. ૧૦૧ (૩૫) પૃ. ૭. (૩૭–૪૩) કામ અને ક્રોધ; દરેક અધ્યાય એક સ્વતંત્ર "એકમ" છે; તેથી દરેક અધ્યાયમાં કામ ક્રોધ ત્યજવાનો બોધ છે. માટે ગીતા ૨.૬૨–૬૪ની પુનરુક્તિ અહીં છે, એમ ન સમજવું. (૩૯) ज्ञानम् એટલે જનકનું દૃષ્ટાન્ત, શ્રીકૃષ્ણનો યોગ, પ્રકૃતિનું સર્વ કર્તૃત્વ છે, એવું એકાદું જ્ઞાન, જે જ્ઞાન નિષ્કામ કર્માચરણમાં ઉપયોગી થાય તે જ્ઞાન; અહીં "બ્રહ્મ"ના જ્ઞાનની ખાસ વાત નથી. (૪૦) કામનું अधिष्ठान (રહેવાનું ઠેકાણું) અહીં કહ્યું છે, જેથી યોગી ચેતતો રહે અને કામના હુમલાનો સામનો કરે. જુઓ "इन्द्रियाण्यादौ नियम्य" (૪૧) અને શ્લોક ૪૨માં बुद्धेः परतस्तु सः (कामः), તથા जहि शत्रुं कामरूपं **दुरासदम्** (૪૩). 'कर्मयोग' નામ માટે જુઓ ઉપર પૃ. ૩૬.

**ગીતા ૪.** (૧) योगम्–ગીતામાં નિષ્કામ કર્માચરણ એટલે યોગ; અને કર્મદ્વારા યોગ એટલે कर्मयोग, ભક્તિ દ્વારા યોગ એટલે भक्तियोग. **મૂળ શબ્દ योग છે અને કર્મયોગ, સાંખ્યયોગ, વગેરે મૂળ યોગના જુદા જુદા પ્રકારો** છે. વિવસ્વત્–મનુ–ઇક્ષ્વાકુ–વગેરેની ગુરુશિષ્યપરંપરા ભાગવત ધર્મમાં પણ આવે છે. પણ અહીં (૪.૧માં) 'योग' ની જ પરંપરા આપી છે, ભાગવતધર્મના ભક્તિમાર્ગની નથી આપી. ભાગવતધર્મ અને ગીતાનો યોગ, એ બે એક જ નથી (જુઓ પૃ. ૧૪૯–૧૫૦). (૨) योगः–ફરીથી પણ **સાદો શબ્દ योग જ વપરાયો** છે; (૩) માં પણ. (૬) प्रकृति એટલે ચેતન **શક્તિ** અને માયા એટલે જડ શક્તિ; બે શક્તિઓ છે (જુઓ પૃ. ૧૦૩–૧૦૪). અહીં प्रकृतिने " ભૂતયોનિ " કહી નથી; પણ શ્રીકૃષ્ણના જન્મો દરમિયાન શ્રીકૃષ્ણનો **દેહ** એ પ્રકૃતિમાંથી બન્યો હોય છે, એમ **અહીં કહે** છે. (૪) युगेयुगे–ગીતાનો અવતારવાદ પુરાણોના અવતારવાદથી જુદો છે. (૯) ગીતામાં " અવતારવાદ " શ્રીકૃષ્ણનો જ (નિષ્કામકર્મ એટલે) યોગ સમજાવવા માટે આપ્યો છે (જુઓ ૪.૧૪); અવતારોની પૂજા માટે નહીં. ગીતામાં 'राम' અવતાર નથી:પણ એક વિભૂતિ જ છે ( ગીતા ૧૦.૩૧ ), ગીતા અત્યારના **પુરાણોની પહેલાં** લખાય છે. (૧૦) मामुपाश्रिताः=માં भक्ताः; भज् એટલે આશ્રય લેવો. मद्भावम्–ગીતામાં " મોક્ષ "ની સ્થિતિ માટે જુદા જુદા વિચારો આપ્યા છે, मद्भावप्राप्ति–એ ગીતામાં મોક્ષનો એક **વિચાર** છે. જ્ઞાન એટલે શ્રીકૃષ્ણના યોગ (૯. ૧૪)નું જ્ઞાન (અને તત્પૂર્વક નિષ્કામ કર્માચરણ). (૧૧) ગીતાની મહત્તા, અનેક માર્ગોનો સમસ્વીકાર. અથવા બીજી રીતે, सर्वधर्ममममभाव, मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः–દરેક મનુષ્ય દરેક રીતે શ્રીકૃષ્ણ પાસે જઈ રહ્યો છે અથવા શ્રીકૃષ્ણના માર્ગને અનુસરે છે. પણ અધ્યાય ૧૬ ની આસુરી સંપત્તિવાળા જીવો નરકમાં જ જાય છે. ગીતાના દરેક અધ્યાયના યોગો જુદા જુદા છે; માટે ગીતા ૪.૧૧ અને ગીતા ૧૬. ૪, ૫, ૬ શ્લોકો વચ્ચે વિરોધ નથી. જુદા જુદા મનુષ્યો માટે જુદા જુદા વાદો છે. (૧૨) વૈદિક કામ્ય કર્મકાંડ. (૧૩–૧૪) શ્રીકૃષ્ણનો નિષ્કામ કર્મયોગ, એક દૃષ્ટાન્તરૂપ છે. अभिजानाति–અહીં એક પ્રકારનું જ્ઞાન કહ્યું છે; જુઓ ज्ञात्वा શ્લોક ૧૫ માં. ( ૧૬–૧૮ ) **વિકર્મ એટલે નિષ્કામભાવે શરૂ કરેલું પણ પાછળથી સકામભાવમાં પૂરું કરેલું કર્મ**; એમ જણાય છે. (૧૯) ज्ञानाग्निदग्धकर्माणम्–આ મનુષ્ય સંન્યાસી નથી. જુઓ ઉપર પાનાં ૪૮–૪૯.. पण्डितम्–ગીતા પોતાના પૂર્ણ મનુષ્ય માટે 'પંડિત', વગેરે શબ્દો વાપરે છે. (૨૧) शारीरं केवलं कर्म कुर्वन्–કર્મો કરવા છતાં, તે કર્મ જો કેવળ

શરીરથી જ (ફલાસક્તિ વગર) કરવામાં આવે તો. અર્જુનને જે પાપોની બીક હતી તેવાં પાપ આ રીતે કેવળ ' શારીર' કર્મ ' કરનારને લાગતાં નથી. (૨૨) अपि શબ્દવાળા શ્લોકોમાં યોગને પસંદગી આપી છે (જુઓ પૃ. ૪૪–૪૫). (૨૩–૩૩) જુઓ પૃ. ૧૯–૨૪. અહીં આધ્યાત્મિક યજ્ઞો કહ્યા છે. આવા કોઈ એક આધ્યાત્મિક યજ્ઞ ખાતર સ્વકર્મો કરવાનો યોગનો એક પ્રકાર છે. (૨૯) આ શ્લોકમાં પાતંજલયોગ અથવા પ્રાણાયામનો કોઈ પ્રકાર કહ્યો છે; એવી વિદ્વાનોની માન્યતા ખોટી છે. જુઓ પ્રકરણ ૧૮. પૃ.૧૩૮ ઉપર. (૩૧) ગીતાએ દરેક પ્રકારનું નિષ્કામ કર્મ (દરેક ધંધો) એક માનસિક યજ્ઞના અનુષ્ઠાન તરીકે સમજાવ્યું છે; અને એ યજ્ઞ કરનાર પણ 'अमृत'નું ભોજન કરે છે, એમ કહી यज्ञ શબ્દને વધારે વ્યાપક અર્થમાં વાપર્યો છે. તેવી જ રીતે "नायं लोकोऽस्त्ययज्ञस्य" સમજવું. અહીં વૈદિક યજ્ઞને કંઈ લેવાદેવા નથી. (૩૨) આ બધા યજ્ઞો અગ્નિના મુખમાં નહીં, પણ ब्रह्म (નિરાકાર સ્વરૂપ) ના મુખમાં ફેલાવાય છે, " અનુષ્ઠાન કરાય છે." ब्रह्म એટલે વેદ અને વિતત એટલે વર્ણવેલા; એ અર્થ ખોટો છે. વેદમાં આવા આધ્યાત્મિક યજ્ઞો બહુ ઓછા આવે છે. વૈદિક યજ્ઞો જ વેદમાં આધ્યાત્મિક રીતે સમજાવ્યા છે; ગીતામાં દરેક ધંધો નિષ્કામપણે બજાવવો, તેને આધ્યાત્મિક યજ્ઞ કહ્યો છે. कर्मज्ञान्–ગીતા, 'कर्म નામનું એક તત્ત્વ છે,' એમ માને છે. (૩૩) सर्वं कर्माखिलं...અહીં સંન્યાસ નથી કહ્યો. ज्ञान એટલે संन्यास નહીં. (૩૪) ज्ञान–ગીતામાં જુદાં જુદાં જ્ઞાનો જુદા જુદા અધ્યાયમાં સમજવાનાં છે. ગીતાના ચોથા અધ્યાય મુજબ યજ્ઞોનું જ્ઞાન જો જાણવામાં આવે અને તે યજ્ઞ ખાતર સ્વકર્મો કરવામાં આવે તો **પરિણામે** " ભૂતો પોતાનામાં અને શ્રીકૃષ્ણમાં છે," એવું દર્શન થાય શ્લોક ૩૪–૩૭ માં, દરેક કર્મ એક આધ્યાત્મિક યજ્ઞ ખાતર કેવી રીતે કરવું, એ આધ્યાત્મિક યજ્ઞ કેવી રીતે સમજવો, એ જ જ્ઞાનનું અનુસંધાન સમજવું જોઈએ. એ જ્ઞાનપૂર્વક એ આધ્યાત્મિક યજ્ઞ પોતાનાં કર્મો દ્વારા જો કરાય તો તે કર્મોનાં બંધનો મનુષ્યને ન થાય, માટે કર્મો ભસ્મરૂપ થયાં કહેવાય. (૩૮) અહીં योग દ્વારા અમુક જ્ઞાન પ્રાપ્ત થાય છે એમ કહ્યું છે; એટલે સાધનયોગ છે. પણ ગીતાનો ઉદ્દેશ " फलयोग " છે ( જુઓ પૃ. ૫૮–૫૯ ). (૩૯) परा शान्तिम्–મોક્ષનો એક ખ્યાલ. ( ૪૧–૪૨ ) અહીં फलयोग કહ્યો છે. જુઓ પૃ. ૫૮–૫૯. इतिश्री–એક પ્રકારનું જ્ઞાન, તે **જ્ઞાન** દ્વારા (કર્મ કરવા છતાં હું કર્મ કરતો જ નથી એવો) **કર્મોનો** (માનસ) **સંન્યાસ;** તે દ્વારા નિષ્કામકર્માચરણ (योग), તેનું નામ ज्ञानकर्म-संन्यासयोग; શ્લોક ૪૧–૪૨ ઉપરથી આ નામ સમજાય છે. જુઓ પૃ. ૩૬–૩૭.

**ગીતા ૫.** (૧) અહીં પાંચમા અધ્યાયની **શરૂઆત** અર્જુનના પ્રશ્નથી થાય છે. ચોથા અધ્યાયની શરૂઆત શ્રીકૃષ્ણ પોતે કરે છે. **ગીતાનો દરેક અધ્યાય એક એક સ્વતંત્ર એકમ છે; અને ઘણા અધ્યાયો (૬, ૭, ૯, ૧૦, ૧૩, ૧૪, ૧૫, ૧૬)ની શરૂઆત શ્રીકૃષ્ણ પોતે જ કરે છે. દરેક અધ્યાયનું નામ એક, અમુક योग છે; માટે દરેક અધ્યાયનું પ્રતિપાદ્ય એક योग છે.** જે અધ્યાયમાં અર્જુન આગલા અધ્યાયના વિષયમાંથી શંકા ઉપસ્થિત થતા પ્રશ્ન પૂછે છે તે અધ્યાય પણ આગલા અધ્યાય સાથે કંઈ અતિગાઢ સંબંધ ધરાવતો હોતો નથી. શરૂ-આતના ૭ અધ્યાયોમાં અર્જુન આવી શંકાઓનું સમાધાન પૂછે છે; પણ પાછળથી તો શ્રીકૃષ્ણ જ ઘણા અધ્યાયોની શરૂઆત કરે છે.—संन्यासम्–योगम् આ શંકા ગીતા ૪. ૪૧–૪૨ ઉપરથી લેવામાં આવી છે, એમ સમજવું જોઈએ. ૪૧માં योगसन्यस्तकर्माणम्નો અર્થ योग દ્વારા (માનસિક રીતે) ફેંકી દીધાં છે કર્મો જેણે, એમ થાય છે; એમાં સંન્યસ્ત શબ્દ છે; તે ઉપરથી અર્જુન સંન્યાસ (કર્મોનો જ સંન્યાસ) એમ ખોટું સમજીને, અહીં सन्यास અને योग વિશે પૂછે છે, એમ

આપણે કલ્પવું પડે. योगम् અહીં પણ માત્ર, સાદો શબ્દ યોગ જ વાપર્યો હોય, એમ લાગે છે. (૨)માં कर्मयोग શબ્દ છે. "કર્મદ્વારા નિષ્કામકર્માચરણ" નિઃશ્રેયસકરૌ–મોક્ષ આપનારા. અહીં फलयोग રૂપ कर्मयोगनो નિર્દેશ છે; સાધનયોગ રૂપ નહીં. અહીં संन्यासने कर्मसंन्यास કહ્યો છે, અને योगने कर्मयोग કહ્યો છે. (૩) निर्द्वन्द्व=समत्ववाळो; સુખદુઃખ, વગેરે દ્વન્દ્વોમાં મનની સમતા; એ જ યોગ છે. (૪)–(૬) આ શ્લોકોમાં સાંખ્યના નિષ્કામકર્મમાર્ગને યોગ સાથે ઉમેરીને, બન્નેનો સંન્યાસથી ભેદ બતાવ્યો છે, પણ તે પહેલાં, શ્લોક ૪–૫ માં, સાંખ્ય અને યોગ વચ્ચે કંઇ ભેદ નથી એમ કહે છે. શ્લોક ૨ અને શ્લોક ૬ માં સંન્યાસનો નિર્દેશ છે; અને શ્લોક ૪–૫ માં સાંખ્ય અને યોગનો એક સાથે નિર્દેશ કર્યા પછી શ્લોક ૬ માં "तु" શબ્દ વાપરીને સંન્યાસનો ઉલ્લેખ છે, તે બતાવે છે કે જેમ યોગને સંન્યાસથી જુદો પાડયો છે તેમ સાંખ્યને પણ સંન્યાસથી જુદો જ માર્ગ સમજવાનો છે. યોગને સંન્યાસથી જુદો પાડવાનો વિષય અહીં પ્રસ્તુત છે, છતાં સાંખ્યનો નિર્દેશ ગીતાકાર યોગ સાથે કરી નાખે છે. સાંખ્યને એ વખતમાં યોગથી જુદો માર્ગ કહેતા હતા, એ રીતે ત્રણ માર્ગો થવા જાય; પણ ખરું જોતાં બે જ માર્ગ છે, કેમકે સાંખ્ય અને યોગ બન્ને નિષ્કાકર્મની જ નિષ્ઠા છે, માત્ર સંન્યાસ જ કર્મસંન્યાસની નિષ્ઠા છે. बालाः એટલે સમજણ વગરના; નિષ્કામકર્મકરનારાઓનો અને સંન્યાસીઓનો અમુક વર્ગ. જે સાંખ્ય ગીતાના બીજા અધ્યાયમાં કહ્યું છે તે સંખ્ય એટલે ધર્મ્યયુદ્ધને લગતું અને ક્ષત્રિયો માટે છે, જે સાંખ્ય ૧૮.૧૩–૧૭ મા છે તે દરેક કર્મને લગતું અને બધાને માટે છે છતાં યુદ્ધ માટે પણ છે; એટલે સાંખ્યનો જરા વિશાળ અર્થ કરાય તો, સાંખ્ય અને યોગ, બન્ને સ્વરૂપમાં પણ "લગભગ" એક થઇ જાય. સંન્યાસ અને યોગનું ફલ પણ એક જ છે; એ રીતે સંન્યાસ, યોગ અને સાંખ્ય, ત્રણેનું ફલ એક જ (મોક્ષ જ, બ્રહ્મપ્રાપ્તિ જ) છે. (૫) सांख्यैः, योगैः; સાંખ્ય અને યોગ બન્નેમાંથી દરેકના અનેક પ્રકારો હતા; માટે દરેકનું બહુવચન અહીં કહ્યું છે. કેટલાકના મતે योगः એટલે યોગી; પણ તે ઠીક લાગતું નથી. 'યોગી'ના અર્થમાં યોગ શબ્દ ગીતામાં બીજે સ્થળે વપરાયો નથી. (૬) સાંખ્ય દ્વારા સંન્યાસમાં જવાતું નથી; પણ યોગ (સાધનયોગ) દ્વારા સંન્યાસમાં જવાય, અને તે સરળ રસ્તો છે. યોગ વગર પહેલેથી પણ સંન્યાસ ગ્રહણ કરાય, પણ તે વધારે મુશ્કેલ માર્ગ છે. તે બન્નેથી ઊલટું, સાધન–યોગ પૂરો કરી યોગારૂઢ થઈ સંન્યાસ લેવાને બદલે ફલયોગમાં જ રહેવાનો માર્ગ સૌથી સારો છે અને તે દ્વારા બ્રહ્મની પ્રાપ્તિમાં વિલંબ થતો નથી. જુઓ પૃ. ૫૦. (૭) कुर्वन्नपि–अपि દ્વારા યોગને પસંદગી આપી છે. જુઓ પૃ. ૪૪–૪૫. (૮–૯) नैव किंचित्करोमीति–બધી ક્રિયાઓ કરવાં છતાં 'હું કંઈ કરતો જ નથી' એમ માનવું, એ કર્મોનોજ માનસ સંન્યાસ છે; ફલના સંન્યાસથી જુદો છે. ગીતા ૨.૫૦ જુઓ. वर्तन्ते=प्रवर्तन्ते (?). (૧૦) ब्रह्मणि=प्रकृतौ; શ્લોક ૧૪માં स्वभावस्तु प्रवर्तते કહ્યું છે. (૧૧) केवलैः એટલે આસક્તિ રહિત. आत्मशुद्धये=અહીં સાધનયોગ કહ્યો છે; યોગ અહીં ચિત્તશુદ્ધિનું સાધન છે; પણ શ્લોક ૧૦ અને ૧૨માં ફલયોગ કહ્યો છે. જુઓ પૃ. ૫૯. (૧૨) नैष्ठिकीं शान्तिम्–મોક્ષનો એક ખ્યાલ. (૧૩) मनसा–જેણે મનથી કર્મોનો સંન્યાસ કર્યો છે, તે સંયમી બધાં કર્મો કરવા છતાં (બંધન આપનારાં) કર્મો કર્યા વગર અને એવાં કર્મો કરવાની બીજાઓને પ્રેરણા કર્યા વગર, [દેહમાં] બેસે છે (શાંતિથી રહે છે). શાંકરભાષ્ય પ્રમાણે અહીં સંન્યાસ કહ્યો છે; પણ તો પછી "मनसा" (संन्यस्य) શબ્દ નકામો થાય. (૧૪–૧૫) ગીતા ૩.૨૭–૨૯ પ્રમાણે અહીં પણ સ્વભાવનું કર્તૃત્વ કહ્યું છે; પણ સાથોસાથ પુરુષ (પરમાત્મા)નું વર્તૃત્વ નથી એમ કહ્યું છે. (૧૫)

नादत्ते कस्यचित् पापम् (न चैव सुकृतं विभुः). જો સ્વભાવનું સર્વ કર્તૃત્વ છે, એમ માનીએ તો ઈશ્વરનું કર્તૃત્વ નથી જ, એમ જ માનવું જોઈએ. તેથી ઊલટું, જો ઈશ્વરનું જ કર્તૃત્વ–પાપ અને પુણ્ય બન્ને પ્રકારનાં કર્મોનું કર્તૃત્વ–છે, એમ માનીએ તો સ્વભાવનું કર્તૃત્વ નથી જ, એમ માનવું જોઈએ. ગીતા ૧૫.૪માં અને ૧૫૭–૧૫માં બધું કર્તૃત્વ ઈશ્વરનું જ છે, એમ જ કહ્યું છે (तमेव चाद्यं पुरुषं प्रपद्ये यतः **प्रवृत्तिः** प्रसृता पुराणी). જુઓ પૃ. ૧૧. આ બન્ને મત **વિરોધી** છે; પણ દરેક મત એકલો જ પોતાની શ્રદ્ધા પ્રમાણે લેવાનો છે. તો ફલ એક જ આશરી–નિષ્કામ કર્માચરણ (યોગ) રૂપી દરેક અધ્યાયનો યોગ સ્વતંત્ર છે. (૧૬) तत्परम्–तत् એટલે વિભુઃ અને પ્રભુ (૧૭) अपुनरावृत्ति–મોક્ષનો એક ખ્યાલ. (૧૮–૧૯) આ શ્લોકોમા બ્રાહ્મણ વગેરે સર્વ બ્રહ્મરૂપ છે, એમ કહી **બ્રહ્મ અને જીવના ઐકયનો સિદ્ધાન્ત** કહ્યો છે, એમ શાંકરભાષ્યનો મત છે. પણ ખરું જોતાં અહીં બ્રાહ્મણ વગેરે **પાંચનાં કર્મોમાં** ભેદ હોવા છતા, એ ભેદ **સ્વભાવજન્ય** છે, બ્રહ્મજન્ય નથી, તેમજ એ પાંચના આત્મામાંથી કર્મોનો ભેદ નીકળ્યો નથી, માટે એ **પાંચેય એક સરખા જ (આત્મરૂપ) છે, એમ કહ્યું છે.** જીવ–પરમાત્માનો અભેદ નથી કહ્યો. જુઓ ઉપર પાનું ૨૭, ૧૨૨. (૧૯) ब्रह्मणि ते स्थिताः–શ્લોક ૧૪–૧૫માં **સાકાર** પરતત્ત્વનો નિર્દેશ કર્યા પછી તુરત જ અહીં ૧૯મા શ્લોકમા **નિરાકાર** પરતત્ત્વનો ઉલ્લેખ છે, તે બતાવે છે કે ગીતાના આ અધ્યાયો પ્રમાણે પરતત્ત્વ પોતે **उभयविध छे** (૧૮–૧૯) ગીતાના મોળમા અધ્યાય પ્રમાણે જીવોની **સૃષ્ટિ જ બે પ્રકારની છે;** પણ અહીં જીવો બધા સરખા જ, આત્મરૂપ છે; બધા જ કર્મજન્ય દોષ રહિત છે, એમ કહ્યું છે. **બન્ને મત જુદા જુદા સાધકો માટે છે; માટે વિરોધ નથી.** (૨૦) અહીં ગીતા પોતાના જ્ઞાનીને ब्रह्मविद् કહે છે; પણ સામાન્ય રીતે તો વિદ્વાન્, પંડિત, ધીર, વગેરે શબ્દો જ ગીતા પૂર્ણ મનુષ્ય માટે વાપરે છે. (૨૧) જુદા જુદા જીવોનાં જુદાં જુદાં કર્મો સ્વભાવજન્ય છે, બ્રહ્મ (જેમાંથી જીવો પ્રકટ થાય છે તે)માંથી કર્મોનો ભેદ જીવોમાં આવતો નથી, બ્રહ્મ નિર્દોષ છે, તેની માન્યતા દ્વારા નિષ્કામ કર્માચરણ, એનુ નામ ब्रह्मयोग. (૨૪) अन्तःसुखः–બાહ્યસ્પર્શથી ઊલટું "અન્ત" સમજવું. ब्रह्मनिर्वाण, ब्रह्मभूत–**નિરાકાર** પરતત્ત્વ. (૨૬) यतीनाम्. શ્લોક ૨૪માં યોગી વિશે કહ્યું છે; અહીં સંન્યાસીઓ વિશે કહ્યુ છે. ગીતા સંન્યાસનો વિરોધ નથી કરતી; પણ યોગને પસંદ કરે છે. (૨૫) ऋषयः–ગીતાનો 'જ્ઞાની' અથવા પૂર્ણ, "ઋષિ" છે. (૨૫–૨૬)માં જો સંન્યાસીઓનો નિર્દેશ હોય તો (૨૭)માં યોગીઓનો નિર્દેશ છે કેમકે યજ્ઞ અને તપ કરનારાઓએ પોતાના યજ્ઞતપ શ્રીકૃષ્ણને અર્પણ કરવાનું અહીં કહ્યું છે. ઇતિશ્રી–કર્મોનાજ માનસ સંન્યાસ દ્વારા યોગ, તે कर्मसंन्यासयोग.

**ગીતા ૬.** (૧) શ્રીકૃષ્ણ જ આ અધ્યાયની શરૂઆત કરે છે. માટે આ અધ્યાયને આગલા અધ્યાય સાથે સંબંધ નથી; અહીં એક નવો જ યોગ કહ્યો છે. (૨) **ઉપનિષદોમાં કહેલો** सन्यास, સારરૂપે, ગીતામાં કહેલો યોગ જ છે. (૩) જુઓ પૃ. ૫૦. शम–એટલે સંન્યાસ નહીં. મનુષ્ય સંન્યાસ–આરુરુક્ષુ થવાને બદલે યોગ–આરુરુક્ષુ કેમ થાય છે, તેનું કારણ, અને યોગારૂઢ કેમ થાય છે તેનું પણ કારણ અહીં કહ્યું છે; કારણ એટલે સાધન નહીં, તેમ પ્રયોજન પણ નહીં. (૫) આ વાક્ય ગુરુની મદદ લેવાનો વિરોધ કરતું નથી, પણ પોતે તો પોતાની જાતે પોતાની જાતનો ઉદ્ધાર કરવો જોઈએ, એમ કહે છે. (૭) परमात्मा–જીવાત્મા અને પરમાત્મા, એક જ છે (૧૦)–(૧૪) અહીં પાતંજલ યોગ જેવાં સાધનો કહ્યાં છે; પણ પાતંજલ યોગ ગીતા પછીથી અસ્તિત્વમાં આવ્યો છે જુઓ પ્રકરણ ૧૮ પૃ.૧૩૮–૧૪૧. અધ્યાય છઠ્ઠામાં ધ્યાન દ્વારા અથવા મનના સંયમ દ્વારા યોગ

(નિષ્કામકર્મ) કહ્યો છે. (૧૨) आत्मविशुद्धये–અહીં સાધનયોગ છે. પણ પાછળથી (જેમકે ૨૯માં) ફલયોગ કહ્યો છે. (૧૪) मनःसंयम्य–સરખાવો આ અધ્યાયનું એક નામ आत्मसंयमयोगः "મનના સંયમદ્વારા નિષ્કામકર્માચરણ. मत्परः–શ્રીકૃષ્ણ; સાકાર પરતત્ત્વ. (૧૫) मत्संस्थां शान्तिम् निर्वाणपर-માં–મોક્ષનો એક વધુ ખ્યાલ. (૨૩) અહીં યોગને "સંજ્ઞા" કહેલ છે. ૨.૪૮માં પણ "उच्यते" દ્વારા "સંજ્ઞા" જ કહેલ છે. (૨૭) ब्रह्मभूतं सुखमुपैति–નિરાકાર પરતત્ત્વ; જુઓ ૨૮માં ब्रह्मसंस्पर्शम्. (૨૯) યોગ શબ્દ. (૩૦) स च मे न प्रणश्यति–શ્રીભગવાનનો ભક્ત માટે પ્રેમ. (૩૧) सर्वथा वर्तमानोऽपि-અપિ, ગમે તે ધંધો કરતો હોય તો પણ 'मयि वर्तते' મોક્ષનો એક ખ્યાલ. (૩૨) 'આત્મા સર્વમાં એક જ છે, સમાન જ છે'. (૩૩) साम्येन (=समत्वेन) प्रोक्तः योगः–અહીં પણ સાદો યોગ શબ્દ જ છે, साम्येन બતાવે છે કે બધા યોગો (कर्मयोग, सांख्ययोग, भक्तियोग, વગેરે બધા યોગો)ના વિષયમાં આ શંકા લાગુ પડે છે. (૩૬) असंयतात्मना, સરખાવો "आत्मसंयमयोगो" नामषष्ठोऽध्यायः અધ્યાયનું બીજું નામ ધ્યાનયોગ છે. (૩૭) अयतिः–સાધનયોગની ભૂમિકા પસાર કરી સંન્યાસી થવાય અથવા યોગી (ફલ યોગની ભૂમિકાવાળો) રહેવાય. અહીં "ફલયોગી" વિશે પ્રશ્ન છે. योगभ्रष्ट એટલે નિષ્કામ કર્મો કરતાં કરતાં થોડાં કર્મો જેનાથી સકામ રીતે થઈ ગયાં છે તેવો નિષ્કામકર્મમાર્ગી—પાતંજલ જેવા ધ્યાનયોગથી ભ્રષ્ટ થએલો નહીં. શ્લોક ૩૭–૪૫ માટે જુઓ પૃ. ૨૭, ૩૭. (૩૮) उभयविभ्रष्ट, સંન્યાસ લીધો નહીં, અને યોગમાથી પતિત થયો, માટે બન્નેથી ચૂકયો; થોડાં સકામ કર્મો કરી નાખ્યાં. સરખાવો ગીતા ૨.૪૦ नेहाभिक्रमनाशोऽस्ति.. (૪૦) "योगभ्रष्ट" નરક-ભાગી થતો જ નથી (न दुर्गतिं गच्छति). (૪૪). जिज्ञासुरपि योगस्य शब्दब्रह्मातिवर्तते । "શબ્દ બ્રહ્મ" એટલે વેદ, વેદ એટલે કામ્ય કર્મો, એક વાર નિષ્કામકર્મની ખરી જિજ્ઞાસા ઉત્પન્ન થાય, તો પછી તેને વેદના કામ્ય કર્મમાં ફરીથી પડવાનું થતું નથી, કામ્ય કર્મોના ફળની તેને જરૂર નથી. અર્થાત્ योगभ्रष्ट એના નવા જન્મમાં "વૈદિક કર્મકાંડીઓ (કામ્યકર્મીઓ)માં જન્મતો નથી." (૪૬) તપસ્વી અને જ્ઞાનીઓ સંન્યાસીઓ હોય; અને કર્મી સકામકર્મકાંડી હોય; બન્નેના કરતાં યોગી ચઢે. (૪૭) योगिनामपि सर्वेषाम्–ઘણા પ્રકારના યોગો છે; તેથી યોગીઓ પણ ઘણા પ્રકારના છે. સાકાર શ્રીકૃષ્ણની ભક્તિવાળો નિષ્કામકર્મી સર્વોચ્ચ યોગી છે. ગીતાના બારમા અધ્યાયમાં પણ આમ જ કહ્યું છે (૧૨.૮–૧૧).

**ગીતા ૭.** (૧) આ શ્લોકને ૬.૪૭ (मद्गतेन अन्तरात्मना) સાથે સંબંધ હોય, એમ લાગે; પણ સાતમા અધ્યાયનો ખરો હેતુ ज्ञानविज्ञानयोग નામનો એક વધારે યોગ કહેવાનો છે, તે સ્પષ્ટ છે. જુઓ "समग्रंमां" ज्ञास्यसि; अशेषतः. (૨), नेह भूयोऽन्यज्ज्ञातव्यमवशिष्यते. (૩) यततामपि सिद्धानाम्—શ્રીકૃષ્ણને तत्त्वतः (જેમ ગીતા ૭માં કહ્યા છે તેમ) જાણ્યા વગર પણ "सिद्ध" થવાય છે, એમ અહીં કહ્યું છે. જેમકે कर्मयोगथी, भक्तियोगथी. (૪–૬) જુઓ પૃ. ૧૦૩. (૪–૭) અહીં શ્રીકૃષ્ણ અને તેમની બે પ્રકૃતિઓનું જ્ઞાન છે, એક જડ અને બીજી ચેતન. આ ચેતન परा प्रकृति પરતત્ત્વનું નિરાકાર સ્વરૂપ છે. જુઓ પૃ. ૧૦૩. અહીં બે પ્રકૃતિઓનો નિર્દેશ છે, પણ ખરો ઉદ્દેશ તો આ સમગ્ર જગતમાં (જે સમગ્ર જગત શ્રીકૃષ્ણની બે શક્તિઓમાં સમાઈ જાય છે તે સમગ્ર જગતમાં) શ્રીકૃષ્ણ જ परात्पर તત્ત્વ છે, અને શ્રીકૃષ્ણથી પર કંઇ પણ નથી (मत्तः परतरं नान्यत् किंचिदस्ति धनञ्जय–૭.૭ અ) એમ કહેવાનો છે, કેમકે જળમાં રસરૂપે શ્રીકૃષ્ણ છે, વગેરેમાં શ્રીકૃષ્ણનો જ મહિમા (જેને જ્ઞાનવિજ્ઞાન કહ્યું છે) દર્શાવ્યો છે. અને એ મહિમા ઉપર આ અધ્યાયના "યોગ"નો પાયો છે. "સમગ્ર જગત શ્રીકૃષ્ણમાં જ પરોવાએલું છે" એ દાર્શનિક વિચાર દ્વારા અહીં એક નવો યોગ

શીખવ્યો છે. ગીતા ૭.૮–૧૨માં કહેલા સિદ્ધાન્તને અનુસરી જો સર્વ કર્મો કરીએ તો તે બધાં કર્મો નિષ્કામ થાય, બંધન રહિત થાય, અને એક યોગ રૂપે થાય. દા. ત. જે મનુષ્ય સમજે કે સર્વ ભૂતોમાં જીવન તત્ત્વ શ્રીકૃષ્ણ છે, તે અહિંસાનું જ પાલન કરે; જે વૈદિક (ગીતાના સમયમાં આખો સમાજ જ વૈદિક હતો) જાણે કે સર્વવેદોમાં પ્રણવ શ્રીકૃષ્ણ જ છે, તે બધી વૈદિક ક્રિયાઓ (यज्ञो) નિષ્કામપણે જ કરે (૧૭.૨૪). (૧૧) ગીતામાં સામાન્ય રીતે નિષ્કામ કર્મ કરવાનું કહ્યુ છે. અહીં धर्माविरुद्धकामને શ્રીકૃષ્ણનું રૂપ કહ્યું છે. જુદા જુદા મનુષ્યો માટે જુદા જુદા મતો હોવાથી, **આ મતોમાં વિરોધ નથી.** પ્રચલિત અર્થ પ્રમાણે ગીતા ૭.૮–૧૨માં **ભગવાનની પૂજા અને સ્તુતિ, ભક્તિ માટે** ભગવાનની વિભૂતિઓ કહી છે; પણ આ આખી યાદી (૮–૧૨) જુદા જુદા મનુષ્યોના **વર્તન માટે** કહી છે, એમ મને લાગે છે, જેમકે હુ જો શારીરિક બળ ધરાવતો હોઉં તો કામરાગવિવર્જિત બળ મારે કેળવવું જોઇએ અથવા એવા પ્રકારના બળવાળાને ભગવાનરૂપ ગણવો જોઇએ. (૧૨) અહીં કહ્યું છે કે જે સાત્ત્વિક, રાજસ અને તામસ ભાવો (વસ્તુઓ) **છે તે બધા શ્રીકૃષ્ણમાંથી જ છે;** અને ગીતા ૧૮.૪૦ માં કહ્યું છે કે પૃથ્વી ઉપર અને સ્વર્ગમાં દરેક દરેક વસ્તુ પ્રકૃતિમાંથી ઉત્પન્ન થયેલા ત્રણ ગુણમાંથી એક ગુણવાળી તો હોય જ છે. આમ એક વાર ગુણોને શ્રીકૃષ્ણમાંથી અને બીજી વાર પ્રકૃતિમાંથી ઉત્પન્ન થએલા કહ્યા છે. પણ તેમાં કંઇ વિરોધ નથી; કેમકે ગીતામાં જુદાં જુદાં દૃષ્ટિબિન્દુઓ રજૂ કર્યાં છે. "न त्वह तेषु";"મને તે ભાવોમાં આસક્તિ નથી," સરખાવો "न चाह तेषु" (૯.૪) અને "मयि ते तेषु चाप्यहम्" (૧૧.૨૯) 'तेषु अहम्', તેઓમાં મને પ્રેમ (આસક્તિ) છે. **આવાં વાક્યોમાં માયાવાદ નથી; પણ શ્રીકૃષ્ણનો योग (નિષ્કામકર્મ)**છે. જુઓ પૃ. ૧૦૪–૧૦૫. 'न त्वहं तेषु ते मयि' દ્વારા શ્રીકૃષ્ણનો योग (નિષ્કામ કર્મ) કહ્યો છે, તે હકીકત આ અધ્યાયના જ શ્લોક ૨૫ ઉપરથી પણ સ્પષ્ટ થશે; "શ્રીકૃષ્ણના **योग (નિષ્કામકર્મરૂપ योग) ને જ माया (ત્રિગુણાત્મિકા પ્રકૃતિ)** કહી છે, અને એ योगमाया (નિષ્કામ કર્મરૂપ माया) વડે **ઢંકાએલા** શ્રીકૃષ્ણ સામાન્યજનને **દેખાતા નથી** " એમ કહ્યુ છે. (૧૩) શ્રીકૃષ્ણમાંથી આ ત્રિગુણાત્મક જગત ઉત્પન્ન થયું છે, એ સમજવા માટે આ અધ્યાયના શ્લોક ૪–૬ મા કહ્યા પ્રમાણે શ્રીકૃષ્ણ જગતથી પર અને અવ્યય છે, તે જાણવું જરૂરી છે. (૧૪) જગત(ની બધી વસ્તુઓ ત્રણગુણમય છે, અર્થાત જગત્ ભગવાનની ત્રિગુણાત્મક) માયા રૂપ છે. આ દૃશ્યમાન માયાથી લોકો ભ્રમિત (મોહિત) થાય છે. આ માયાને **તરવું** (એ માયાથી પર શ્રીકૃષ્ણને જાણવા), તે અઘરું છે. "શ્રીકૃષ્ણનો આશ્રય લેનારા જ એ માયાને તરી જાય છે." અહીં શાંકરવેદાન્તનો માયાવાદ નથી. શ્રીશંકરાચાર્યે અને તેમને અનુસરનારા વિદ્વાનોએ આવાં વાક્યોમાં ( જેમકે ૭.૧૨–૧૪ માં ) मायावाद જોયો છે; તેનું કારણ न त्वहं तेषु ते मयि જેવાં વાક્યો છે; પણ તે વાક્યોનો અર્થ "શ્રીકૃષ્ણને તે (પોતે ઉત્પન્ન કરેલા) ભાવોમા આસક્તિ નથી" અર્થાત્ શ્રીકૃષ્ણનું સૃષ્ટિ ઉત્પન્ન કરવાનુ કાર્ય નિષ્કામકર્મ (योग) રૂપે છે, એમ થાય છે "સૃષ્ટિ એક ભ્રમરૂપ (મિથ્યા) છે," એવો અર્થ આવા વાક્યોનો થતો નથી. (૧૫) અહીં કેવલ સકામ કર્મકાંડને જ સ્વીકારનારનારો એક ઉદ્દામ પક્ષ–જેવો ગીતાના સોળમાં અધ્યાયમા આસુરી સંપદથી જન્મેલો "સર્ગ" કહ્યો છે, તેનો–વિવક્ષિત લાગે છે. અહીં જીવો આસુરી પ્રકૃતિનો **આશ્રય સ્વેચ્છાએ લે છે (?)** એમ કહ્યું છે. ગીતા ૧૬માં જીવો આસુરી પ્રકૃતિ **સાથે જન્મે** છે, એમ કહ્યું છે, બન્ને મતો અલગ છે. (ગીતા ૧૬વાળા ભૂતો જગતને અનીશ્વર અને કામહૈતુક માનતા હતા.) આધુનિક જમાનામાં સામાન્ય મનુષ્યો જેઓ દુનિયામાં જ રચ્યાપચ્યા રહે છે અને

દુનિયાથી પર તત્ત્વને સ્વીકારતા નથી, તેમને પણ ગીતા ૭ ૧૫ માં અથવા ૧૬ ૭–૨૦મા ગણાવી નકાય (૧૫–૧૬) અહીં જ્ઞાન, જિજ્ઞાસુ, જ્ઞાની, એ બધાને ત્રિગુણાત્મક અને માયાશક્તિરૂપ જગતની ચીજોથી પર, એ માયાના માલિક, એવા શ્રીકૃષ્ણના જ્ઞાન સાથે સંબંધ છે શ્લોક ૧૪મા માયા **તરન્તિ="જગતથી પર એના શ્રીકૃષ્ણને જાણે છે."** (૧૬) વૈદિક કર્મકાંડને જે થોડો છોડી દેતા અને પર તત્ત્વને જાણવા યત્ન કરતા તેના **ચાર** વિભાગ અહીં પાડયા છે. "આર્ત અને અર્થાર્થી ભક્તો" દ્વારા શ્રીકૃષ્ણના **કામ્ય આશ્રય** (કામ્ય ભક્તિ)ને ગીતાકાર સ્વીકારે છે બ્રહ્મસૂત્ર ૩ ૩ ૬૦માં બ્રહ્મની **કામ્ય ઉપાસનાઓ** સ્વીકારવામાં આવી છે, ઉપનિષદોમા પણ એવી ઘણી બ્રહ્મનીજ કામ્ય ઉપાસનાઓ છે, જેના વિષયમા જ બ્ર સૂ ૩ ૩ ૬ છે જ્ઞાન ભક્ત **પહેલો છે,** શાંડિલ્યભક્તિસૂત્રમા આર્ત ભક્તને **સાત્ત્વિક ભક્ત** કહ્યો છે ગીતાએ ભક્તિમાર્ગનો કદાચ સવિસ્તર નિર્દેશ આપણા શાસ્ત્રોમા **પ્રથમવાર** કર્યો હોય એમ જણાય છે, આર્ત અને અર્થાર્થી દ્વારા વૈદિક કર્મકાંડીઓ અને જિજ્ઞાસુ અને જ્ઞાની દ્વારા ઔપનિષદોને પોતાના ભક્તિમાર્ગમા સમાવી લેવાનો યત્ન ગીતામા થયો હોય, એ શક્ય છે જે **પ્રયોજન વેદધર્મથી અને બ્રહ્મજ્ઞાનથી સાધી શકાય છે, તે જ ગીતાની ભક્તિથી સહેલાઇથી પ્રાપ્ત કરી શકાય છે.** (૧૭) શ્રીકૃષ્ણ જ પરાત્પર તત્ત્વ છે, માટે એકભક્તિ અને અનુત્તમા ગતિ કહ્યુ છે અને જ્ઞાન સાથે પ્રેમ (પ્રિયતર) છે માટે આત્મૈવ મ મતમ્ (૧૮) અને વાસુદેવ સર્વમ (૧૯) વાસુદેવ [મારુ] સર્વ છે, એમ કહ્યુ છે "વાસુદેવ સર્વ જગત છે," એવા અર્થમા "પ્રિયત્વ" ની ભાવના નથી આવતી ગીતામા જુદા જુદા અધ્યાયોમા જ્ઞાનપ્રધાનભક્તિ અથવા ભક્તિપ્રધાન જ્ઞાન, અથવા માત્ર જ્ઞાન કે માત્ર ભક્તિ (અથવા ધ્યાન કે કર્મ)ને યોગના સાધન કહેલ છે (જુઓ **પ્રકરણ ૧૧**). બહૂના જન્મનામન્તે–એક વાર જ્ઞાનમા જ મનુષ્ય ખૂચી જાય તો પછી ભક્તિમા જતાં ઘણો સમય જાય છે પ્રથમ જ્ઞાન અને **પછી** ભક્તિ એવો આ એક ક્રમ કે બીજા અધ્યાયોમા બીજા ક્રમો પણ કહ્યા છે (૨૦) અહીં નિયમ (વ્રત–નિયમ)નો નિર્દેશ છે, માટે **પુરાણોમાં છે તેવા** દેવના પૂજન અર્ચનનો નિર્દેશ આ શ્લોકમા વિવક્ષિત જણાય છે, તેવા દેવોની ભક્તિ પણ કામ્ય હતી (૨૧–૨૨) જુઓ પ્રકરણ ૧૮ વેદના અનેકદેવતાવાદમાંથી મૂળપુરાણોમા પણ અનેકદેવતાવાદ આવ્યો હશે, તેવી સમજૂતી ગીતાના ભક્તિવાદ અને નિષ્કામકર્મની દષ્ટિએ અહીં આપી છે બધા દેવો શ્રીકૃષ્ણના "તનુઓ' છે, અને તે દેવોની પૂજા શ્રીકૃષ્ણની જ પૂજા છે, અને તેથી જ, છેવટે ફળ આપનાર પણ શ્રીકૃષ્ણ જ (૨૨ બ) પણ આ જ્ઞાનના અભાવે એ ફલ અલ્પ જ છે અહીં અમુક નાની મોટી ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ માટે તે ભળમા થતી નાના મોટા દેવોની પૂજાનો નિર્દેશ છે પણ ગીતાની ભક્તિ પ્રમાણે શ્રીકૃષ્ણનુ જ આરાધન નાની મોટી ઇષ્ટ વસ્તુ માટે તેમજ મોક્ષ માટે પણ કરવાનુ કે માટે અપિ કહ્યુ છે અપિ–"મૂળ દેવનાની ભક્તિથી જે ફળ મળે તેના કરતાં વધારે, તદુપરાંત," ફળ શ્રીકૃષ્ણની ભક્તિથી મળે છે મોક્ષ માટે તથા કામ્યફળ માટે પણ શ્રીકૃષ્ણની જ ભક્તિ ઇષ્ટ છે (૨૪) દેવો શ્રીકૃષ્ણના રૂપો છે અને શ્રીકૃષ્ણ એ રૂપોથી પર છે, એમ સમજવાને બદલે દરેક દેવ જ પર તત્ત્વ છે, એમ માનનારાઓ વિશે અહીં કહ્યુ છે (૨૫) શ્રીકૃષ્ણના નિષ્કામ કર્મ (યોગ) રૂપ આ ત્રિગુણાત્મક જગત, જે શ્રીકૃષ્ણની માયાશક્તિનુ પરિણામ છે, તે યોગમાયા અર્થાત્ "જગત્" થી ઢંકાએલા (જગતમા મગ્ન લોકોને અજ્ઞાત) શ્રીકૃષ્ણ જ છે, માટે દરેક (સર્વસ્ય) ને તે દેખાતા નથી (નાહ પ્રકાશ સર્વસ્ય) જુઓ ઉપર શ્લોક ૧૨ અને ૧૪ ઉપર નોધ યોગમાયાનો જે અર્થ શાંકરવેદાન્તમા અને (શ્રીશંકરાચાર્ય પછીના) પુરાણોમાં છે, **તે પાછળનો અર્થ છે.**

(૨૭) द्वन्द्वमोह એટલે કાર્યસિદ્ધિમાં હર્ષ અને અસિદ્ધિમાં શોક. એવાં દ્વન્દ્વનો અભાવ એટલે समत्व અર્થાત્ योग. આમ "દ્વન્દ્વ" શબ્દને ગીતાના યોગ સાથે સંબંધ છે. માટે જ ગીતામાં તે વારંવાર (યોગ શબ્દની જેમ જ)આવે છે. જુઓ ૨૮. द्वन्द्वमोहनिर्मुक्त-સુખદુઃખ, સિદ્ધિ-અસિદ્ધિમાં समत्व રાખવું, એ ગીતાનું ખાસ વિહિત સાધન છે. (Means or Remedy prescribed by the Gita). भजन्ते-સાતમા અધ્યાયના યોગમાં ભક્તિ ગૌણ સાધન છે. તા. ક. ગીતા ૭.૨૦-૨૩. (૨૯) आश्रित्य-ભક્તિ એટલે આશ્રય લેવો. (૨૯-૩૦) આ શ્લોકોનો ઉદ્દેશ નવા આઠમા અધ્યાયને સાતમા અધ્યાય સાથે જોડવાનો છે. ब्रह्म-નિરાકારનો નિર્દેશ છે अधिदैव=પુરુષ; સાકાર-સ્વરૂપ. अधियज्ञ-શ્રીકૃષ્ણ પોતે, એમ ગીતા ૮.૪મા સમજાવ્યું છે. ગીતાએ આ अधियज्ञनो નવો વિચાર અને નવો શબ્દ પોતાના યોગને અનુકૂળ બનાવ્યો છે.

**ગીતા ૮.** આ અધ્યાયની પૂરેપૂરી સમજૂતી માટે જુઓ પૃ. ૧૦૬-૧૦૮. અહીં શ્રીકૃષ્ણને સાકાર પરતત્ત્વરૂપ પુરુષથી જુદા કહ્યા છે; કેમકે શ્રીકૃષ્ણને अधियज्ञ સમજાવી, સર્વોચ્ચ (परात्पर) સ્થાને "અધિયજ્ઞ શ્રીકૃષ્ણ"ને રાખ્યા છે. શ્રીકૃષ્ણ, પુરુષ, અને નિરાકાર બ્રહ્મ, ત્રણે પરતત્ત્વ છે; પણ શ્રીકૃષ્ણ મુખ્ય છે, બાકીનાં બે એના સ્વરૂપો છે (?), અને તેમાં पुरुष નિરાકાર પરતત્ત્વરૂપ બ્રહ્મ-अव्यक्त-अक्षरથી पर છે (૮.૨૨), અને (નિરાકાર) બ્રહ્મ શ્રીકૃષ્ણનુ धाम છે (૮.૨૧). આ અધ્યાયનો શ્લોકવાર અર્થ તેમજ શ્લોકોની વિષયવાર સંકલના "ગીતાના દાર્શનિક વિચારો"ના પ્રકરણમાં આપી છે. અહીં "કર્મ" એટલે यज्ञ છે (૩૪). ઉપનિષદોમાં अक्षर-अव्यक्त-ब्रह्म તથા पुरुषनो નિર્દેશ વારંવાર પરતત્ત્વ તરીકે આવે છે; માટે શ્રીકૃષ્ણની તુલનામાં એ બન્નેનું સ્થાન સમજાવવું જ પડે; તે અહીં જરા જુદી રીતે સમજાવ્યું છે, શ્રીકૃષ્ણને ત્રીજા તથા ચોથા અને બાકીના અધ્યાયો જ્યાં 'यज्ञ'નો નિર્દેશ છે, તે અધ્યાયોના વિવિધ યજ્ઞોના અધિષ્ઠાતા માન્યા છે. (૧૦) योगबलेन-मामनुस्मर युध्य च અને બ્ર સૂ ૪.૨.૧૭માં तच्छेषगत्यनुस्मृतियोगात्-સરખાવો; પ્રાણાયામનું બળ નહીં. भ्रुवो-र्मध्ये-તંત્રશાસ્ત્રના ષટ્ચક્રોમાંથી आज्ञाचक्र જેવા ચક્રનો કંઇક ખ્યાલ અહીં હશે (૧૩) मूर्ध्न्याधायात्मनः प्राणम्-અહીં सहस्रदल चक्र જેવો વિષય હશે (?) मामनुस्मरन्-જુઓ ઉપર બ્ર સૂ. ૪.૨.૧૭નુ અનુસંધાન. (૧૬)-આ શ્લોકમાં **બ્રહ્મ એટલે "બ્રહ્મા" અને શ્લોક ૧૭માં** ब्रह्म **એટલે નિરાકાર સ્વરૂપ,** એવો અર્થ મેં લીધો છે (પૃ. ૧૦૭). **બ્રહ્માના લોક સુધીના** બધા લોકોમાં જઇને ઉપાસકોએ પાછું આ મૃત્યુલોકમાં પુણ્યક્ષયે **આવવું જ પડે** છે. બ્રહ્મ એટલે પરતત્ત્વના નિરાકાર સ્વરૂપમાં **"જઇને" પાછું આવવું પડતું નથી જ,** પણ નિષ્કામકર્મી-જે નિરાકાર **બ્રહ્મની ઉપાસના** (આશ્રય) કરે છે, તે-જો દક્ષિણાયનમાં પ્રયાણ કરે તો **ચંદ્રલોકથી** (બ્રહ્મથી નહીં) પાછો આવે છે, એમ અહીં કહ્યું છે; પણ જો ઉત્તરાયણમાં પ્રયાણ કરે તો બ્રહ્મની જ પ્રાપ્તિ થાય છે. લોકોનાં ક્રમાનુસાર નામો—अर्चिः અથવા अग्नि, अहः, आपूर्यमाणपक्ष, षण्मासा उत्तरायणम्, संवत्सर, देवलोक, वायुलोक, आदित्यलोक, चन्द्रलोक, विद्युल्लोक, वरुणलोक, इन्द्रलोक, प्रजापतिलोक, ब्रह्मलोक-આમાં પ્રજાપતિલોક એટલે બ્રહ્માનો લોક શ્લોક ૧૬નો ઉદ્દેશ 'શ્રીકૃષ્ણની પ્રાપ્તિ કરનારની પુનરાવૃત્તિ થતી નથી',એ જ કહેવાનો છે. શ્લોક ૧૭-૧૯માં अपर अव्यक्तनो અને શ્લોક ૨૨માં पुरुषनो નિર્દેશ છે; તેનો ઉદ્દેશ, पर अव्यक्त (अक्षर અને શ્રીકૃષ્ણનું धाम) નુ **સ્થાન** સમજાવવાનો છે. पर अव्यक्तनु સ્થાન अपर अव्यक्तની **ઉપર** અને पुरुषની **નીચે** છે. अपर अव्यक्तમાંથી ભૂતગ્રામ, દેહધારણ કરેલા જીવાત્માઓ, (પ્રકટે છે=) નીકળે છે; માટે "अपर अव्यक्त પોતે જ બ્રહ્મ (શ્લોક ૧૭માં પણ આ બ્રહ્મનો નિર્દેશ છે), એટલે પરતત્ત્વનું જ નિરાકાર સ્વરૂપ છે", એમ જ

અર્થ લેવો જોઇએ. [બ્ર. સૂ. ૧.૬ના નિર્ણય મુજબ જડ અવ્યક્ત નહીં, પણ પર બ્રહ્મ જ ભૂતયોનિ છે.] એ નિરાકાર બ્રહ્મને દિવસ અને રાત્રિ હોય છે, એમ **પાંચરાત્ર સંહિતાઓમાં** પણ કહ્યું છે [પ્રો. શ્રાડરનો અભિપ્રાય અને પુસ્તક]. માટે એક નિરાકાર પરતત્ત્વનાં જ અહીં **બે રૂપો**–એક [ગીતા ૭.૫ ની પરાપ્રકૃતિની જેમ] ભૂતયોનિ અને **બીજું** શ્રીકૃષ્ણનું ધામ અથવા પરાગતિ–અહીં કહ્યાં છે, એમ જ માનવું જોઇએ. એકંદરે, અહીં ત્રણ પ્રકારના નિષ્કામકર્મીઓ [યોગીઓ]નો નિર્દેશ છે; [૧] શ્રીકૃષ્ણનો આશ્રય લેનારા, [૨] પુરુષનો આશ્રય લેનારા; આ બન્ને કોઈ પણ સમયે પ્રયાણ કરે છતાં તેમની પુનરાવૃત્તિ થતી નથી; [૩] ત્રીજા, નિરાકાર બ્રહ્મનો આશ્રય લેનારા, નિષ્કામ કર્મીઓ; આ લોકો બ્રહ્મવિદ્ યોગીઓ [શ્લોક ૨૪ અને ૨૩] છે, છતાં એમનું પ્રયાણ દક્ષિણા-**યનમાં થાય તો** એમની પુનરાવૃત્તિ જ થાય છે. (૨૪–૨૫) અહીં ૭ માસનો દિવસ અને ૭ માસ લાંબી રાત્રિનો નિર્દેશ છે. તેની ખરી સમજૂતી સ્વ. તિલક સિવાય કોઇને જડી નથી. ગીતાના સમયમાં આ ૭ માસના રાત્રિ અને દિવસ જણાતા હતા, માટે આ સિદ્ધાન્ત–જે તે વખતે લોકોમાં પ્રચારમાં હશે તે, અહીં [આઠમા અધ્યાયમાં] આપ્યો છે. બ્રહ્મસૂત્રકાર આને **સ્માર્ત** કહી નાખે છે [બ્ર. સૂ. ૪.૨.૨૧]. अग्नि, ज्योतिः અને ધૂમ–રાત્રિ, એ ચાર **સમયવાચક** શબ્દો હોવા જોઇએ [જુઓ–'यत्र काले', શ્લોક ૨૩]. ગીતાના આ શબ્દો आतिवाहिक વાચક નથી [બ્ર. સૂ. ૪.૩.૪]. (૨૮) શ્રીકૃષ્ણ, પુરુષ, કે બ્રહ્મ, એ ત્રણે, સર્વ કામ્ય ફ્લો [વેદ, યજ્ઞ, તપ, દાનથી પ્રાપ્યો]થી ઉચ્ચ ફ્લ [મોક્ષરૂપ फल] છે. અક્ષરબ્રહ્મ વિષે અહીં ઘણા શ્લોકોમા નિર્દેશ છે; માત્ર ત્રણ **યોગો** પૈકી તે મુખ્ય વિવક્ષિત છે એમ માનીએ તો अक्षरब्रह्मयोग નામ આ અધ્યાયનું ખરું નામ છે; જો શ્રીકૃષ્ણનો જ યોગ શ્રેષ્ઠ યોગ છે અને તે જ અહીં વિવક્ષિત છે, એમ માનીએ તો, प्रणव શ્રીકૃષ્ણનું પ્રતીક કહ્યું છે અને प्रणवને જ तार અથવા तारक ब्रह्म [=वेद] કહેવાય છે, માટે तारकब्रह्म [प्रणव રૂપ પ્રતીક] દ્વારા योग [નિષ્કામકર્માચરણ], એ નામ પણ યોગ્ય ગણાય. આ બન્ને નામો આ અધ્યાયનાં પુરાતન નામો છે.

**ગીતા ૯.** (૧) શ્રી કૃષ્ણ જ અધ્યાયની શરૂઆત કરે છે. દરેક અધ્યાય એક સ્વતંત્ર યોગનું પ્રતિપાદન કરે છે. સામાન્ય નોંધ–આ અધ્યાયની પણ સવિસ્તર નોંધ, ઉપર પ્રકરણ ૧૬ (પૃ. ૧૦૮) માં આપી છે. (૨) राजविद्या राजगुह्यम्, ગીતાનો યોગ વિવસ્વાન્, મનુ, ઇક્ષ્વાકુ, વગેરે રાજાઓમાં પરંપરાથી હતો, માટે અહીં राज શબ્દને કેટલાક વિદ્વાનો એ **ક્ષત્રિય રાજાઓની** સાથે જોડે છે અને યોગ ક્ષત્રિયોમાં જ ઉદ્‌ભાવ્યો અને વિકસ્યો, એમ કહે છે. પણ ૯. ૩૦–૩૨માં આ અધ્યાયના યોગના જે અધિકારીઓ કહ્યા છે, તે મુજબ राज એટલે 'રાજાઓ' અર્થ બરાબર નથી, "अध्यात्म-विद्या विद्यानाम्" એમ વિદ્યાસુ राजा = राजविद्या લેવું ઠીક છે. ગીતાના દરેક અધ્યાયને એજ વિદ્યા કહી શકાય. ઉપનિષદોમાં પણ વિદ્યાઓ કહી છે. ગીતાનો નિષ્કામકર્માચરણરૂપી યોગ તો સામાન્ય મનુષ્યથી, અજ્ઞાનીથી, પણ આચરી શકાય છે. માટે સહેલી વિદ્યાના અર્થમાં राजविद्या સમજવું ઠીક છે. આ નવમા અધ્યાયનો યોગ પણ ઘણો સહેલો છે. "गुह्य"–ઉપનિષદના સમયથી સિદ્ધાન્તોને गुह्य કહેતા હતા; "ઉપનિષદ્" શબ્દનો અર્થ પણ, ગુરુની અત્યન્ત પાસે બેઠેલા (उप+नि+सद् બેસવું) શિષ્યને જ શીખવવાની ગુપ્ત વિદ્યા એવો થાય છે. કર્મકાંડ સુપ્રસિદ્ધ હતો; ગુપ્ત ન હતો. ગીતાના દરેક અધ્યાયને અન્તે इतिश्रीમાં इति "श्रीमद्भगवद्गीतासु उपनिषत्सु" એમ આવે છે; "ભગવાન્ શ્રીકૃષ્ણથી **ગવાએલી ઉપનિષદો** (ગુપ્ત સિદ્ધાન્તો)"; પાછળથી માત્ર गीता (નારી જાતિ, એક વચન) શબ્દ રહી ગયો. ઉપનિષદ્ શબ્દ નારી જાતિનો છે; "ગીતા" શબ્દ સાથે મૂળમાં उपनिषद्

શબ્દ અધ્યાહાર લેવાનો છે. ગીતાનો સિદ્ધાન્ત યોગ શરૂઆતમાં ગુપ્ત રખાતો હશે, કેમકે "मामनुस्मर युध्य च" એ યુદ્ધ કરવાનો ઉપદેશ જો ખોટી રીતે ગ્રહણ થાય તો મનુષ્યનું પતન થાય અને સમાજનો નાશ થાય. માટે राजगुह्य કહ્યું હશે. पवित्रमिदमुत्तमम्–યજ્ઞ, દાન વગેરે, ઉપનિષદોનું જ્ઞાન, તેમજ ધર્મશાસ્ત્રનાં ચાંદ્રાયણ વગેરે તપો–એ બધાં પવિત્ર કરનારાં છે. પણ યોગ સર્વોત્તમ પવિત્ર કરનાર ( અહંકાર દૂર કરનાર ) છે. વળી યોગ 'प्रत्यक्षावगम' છે. મનુષ્ય પોતાનાં કર્મો કરતી વખતે જ અન્તઃકરણમાં વિચારી શકે છે કે 'મેં આ કર્મ ફલાસક્તિથી, અહંકારથી કર્યું છે કે ફલાસક્તિ વગર, કર્યું છે.' પોતાનું અન્તઃકરણ જ સાક્ષી બને છે. પણ યજ્ઞ, જ્ઞાન, તપ કે પ્રાયશ્ચિત્ત દ્વારા મનુષ્ય પવિત્ર થયો કે કેમ ? તેનો પુરાવો શાસ્ત્રના શબ્દમાં જ છે; તે પરોક્ષ પુરાવો છે. धर्म्य, પોતાની ફરજને લગતું, ઉચ્ચ નીતિમય ( જુઓ પ્રકરણ ૧૫ ). सुसुखं कर्तुम्–વૈદિક કર્મકાંડ અથવા ઉપનિષદોનો સંન્યાસ–બન્ને કરવા મુશ્કેલ છે; એમની તુલનામાં યોગ આચરવો સહેલો છે, કેમકે યોગમાં મનુષ્યની બાહ્ય રહેણી–કરણી રોજબરોજની જ રહે છે, માનસિક વૃત્તિ બદલાઈ જાય છે. अव्ययम्–યોગમાં વૈદિક કર્મમાં છે તેવો अभिक्रमनाश નથી (૨.૪૦), અથવા योगभ्रष्टને પણ "આચરેલા" યોગ નો બદનો ( આત્માનો વિકાસ ) મળે જ છે. બીજા શ્લોકમાં જે કહ્યું છે, તે ગીતાના બધા યોગો માટે સાચું છે. (૪–૧૦) જુઓ પ્રકરણ ૧૬ પૃ. ૧૦૪–૧૦૫. (૪) न चाहं तेष्ववस्थितः " હું તેમાં (મારામાં રહેલા ભૂતોમાં) રહ્યો નથી," એટલે હું તેમનામાં આસક્ત નથી, "ये भजन्ति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम्" (૯.૨૯) ઉપરથી ખબર પડે છે કે न चाहं तेषु નો અર્થ "તેમનામાં મારો આધાર નથી," આશ્રય નથી, એવો કરવો. શ્રીકૃષ્ણ સર્વભૂતોનું કારણ છે માટે કાર્યરૂપ ભૂતો કારણરૂપ શ્રીકૃષ્ણમાં છે; પણ પોતામાં ભૂતો હોવા છતાં શ્રીકૃષ્ણને એ બાબતનું અભિમાન નથી, માટે ભૂતો તેમનામાં હોય કે ન હોય એ બધું એમને મન સરખું જ છે. આ શ્રીકૃષ્ણનો આસક્તિ રહિત અથવા નિષ્કામ કર્માચરણરૂપ યોગ છે. શ્લોક ૬ શ્રીકૃષ્ણની નિર્લેપતા (અનાસક્તિ) સમજાવે છે (જુઓ પા. ૧૦૫). શ્લોક ૯ ઉપરથી યોગ શબ્દ (पश्य मे योगमैश्वरम्–૫) બરાબર સમજાય છે. (૭–૧૦) આ પ્રકૃતિ ચેતન બ્રહ્મ (પરંતુ નિરાકાર સ્વરૂપ) છે (જુઓ પૃ. ૧૦૮, ૧૨૦). (૧૦) सचराचरम्–સાતમા અધ્યાય મુજબ જડ પ્રકૃતિમાંથી જડ જગત અને ચેતન પ્રકૃતિમાંથી ચેતન જગત (ભૂતો) ની ઉત્પત્તિ થાય છે; પણ આ નવમા અધ્યાયની એક ચેતન પ્રકૃતિમાંથી જડ તેમજ ચેતન બન્ને પ્રકારનું જગત ઉત્પન્ન થાય છે, એમ કહ્યું છે. દરેક અધ્યાયના દાર્શનિક વિચારો અલગ અલગ છે. (૧૨–૧૩) प्रकृतिमाश्रिताः—અહીં, જીવો પોતે અમુક રાક્ષસી કે દૈવી પ્રકૃતિનો **આશ્રય લે છે**; પણ સોળમા અધ્યાય મુજબ જીવોની **સૃષ્ટિ** જ બે પ્રકારની થાય છે. બન્ને મતો પરસ્પર **વિરોધી** છે; પણ જુદા જુદા મન્તવ્યો ધરાવનાર મનુષ્યો માટે છે, માટે **વિરોધી ન ગણાય.** (૧૪) ગીતાની ભક્તિ (પૃ. ૭૮). (૧૫) ગીતાના સમયના દાર્શનિક વિવિધ વિચારો. एकत्वेन पृथक्त्वेन बहुधा विश्वतोमुखम् (પૃ. ૧૦૮). (૧૬) વૈદિક યજ્ઞની બધી સામગ્રીરૂપ શ્રીકૃષ્ણ પોતે જ છે. (૧૭–૧૯) આ પણ વેદની ટીકા રૂપે જ છે (પૃ. ૮૭). વેદના અનેકદેવતાવાદ અને કામ્ય કર્મકાંડનો ગીતા વિરોધ કરે છે; પણ બધા દેવો રૂપ શ્રીકૃષ્ણ એક જ છે (૧૭–૧૯) અને વૈદિક યજ્ઞ નિષ્કામરીતે કરવાનો છે (૧૬) એવી નવી માન્યના ગીતા શીખવે છે. (૨૦–૨૧) અહીં ગીતા **શ્રીકૃષ્ણના** કામ્ય યજ્ઞનો નિર્દેશ કરે છે (જુઓ ઉપર પૃ. ૮૭). વળી અહીં વૈદિક યજ્ઞ જ **શ્રીકૃષ્ણનેજ કામ્ય કર્મ** તરીકે અર્પવાનું કહ્યું છે, **એમ પણ કહેવાય.** આ સુધરેલો કામ્ય યજ્ઞ છે. સોળમા શ્લોકનો યજ્ઞ નિષ્કામ છે. (૨૨) યજ્ઞ સિવાય માત્ર ભક્તિ (એટલે શ્રીકૃષ્ણના આશ્રય)

થી યોગક્ષેમની ચિન્તા ભક્તે કરવી પડતી નથી. ભક્તોનું (પારલૌકિક ઉપરાંત) ઐહિક કલ્યાણ પણ શ્રીકૃષ્ણ જ કરે છે. (૨૩–૨૪) વૈદિક કર્મકાંડની ટીકા (જુઓ પૃ. ૨૮). (૨૫) અપિ, મારું યજન કરનારાઓ મને પણ પામે છે. (૨૬) વૈદિક કર્મકાંડ ઘણો ખર્ચાળ હતો અને બાહ્ય આડંબરરૂપ હતો. ગીતાની ભક્તિ બિલકુલ ખર્ચાળ નથી અને મનની શુદ્ધિની છે. (૨૭) **જે કંઇ કર્મ મનુષ્ય સ્વાભાવિક રીતે કરે છે, તે જ શ્રીકૃષ્ણને અર્પણ કરવું; ખાસ ભોજન, વગેરે તૈયાર કરવાની જરૂર નથી.** (૨૮) કર્મોના **માનસ** સંન્યાસદ્વારા નિષ્કામ કર્માચરણ તે संन्यासयोग (૩૦–૩૨) ભક્તિમાર્ગમાં ભક્તિ **પહેલાં** ને ચિત્તશુદ્ધિ **પછી** આવે છે. જ્ઞાનમાર્ગમાં આ ક્રમ ઊલટો છે. ભક્તિમાં આ અજબ શક્તિ છે. શ્રીકૃષ્ણ જીવતા દેવ છે; જે મનુષ્ય એક વાર એમનો ભક્ત થાય છે, તે પતિત થતો નથી (न प्रणश्यति). (૩૨) સ્ત્રી, વૈશ્ય અને શૂદ્રને 'पापयोनि' કહ્યાં છે, તે શ્રૌત મત નથી, સ્મૃતિ અને પુરાણોનો મત છે. ૩૨–ગીતાના સમયમા સમાજનું પતન બતાવે છે. (૩૪) ભક્તિપ્રધાન નિષ્કામકર્મ (યોગ)નો એક પ્રકાર આ અધ્યાયમાં કહ્યો છે.

**ગીતા ૧૦.** (૧) શ્રીકૃષ્ણ જ અધ્યાયની શરૂઆત કરે છે, સ્વતંત્ર પ્રારંભ થાય છે. દરેક અધ્યાય એક એકમ છે. (૨) સરખાવો केन उप०. વેદમા દેવો અને મહર્ષિઓ છે; પણ શ્રીકૃષ્ણ તેમની **પહેલાંનાં** હતા; તેઓ શ્રીકૃષ્ણમાંથી પ્રકટ થયા છે. (૩) सर्वपापैः प्रमुच्यते–અહીં નિષ્કામ કર્મ(યોગ) (વિભૂતિયોગ) કહેશે. (૪–૫) બધી માનસિક દશાઓ મનુષ્યને શ્રીકૃષ્ણ પાસેથી મળે છે. ગીતા આ સિદ્ધાન્તને પણ યોગ માટે ઉપયોગી ગણે છે. (૬) चत्वारो मनवस्तथा–સી. વી. વૈદ્યે બતાવ્યું છે કે વેદ, બ્રાહ્મણ, ઇતિહાસના સમયમાં મનુઓની સંખ્યા જુદી જુદી ગણાતી હતી (Bhagavadgita . A Fresh Approach'નું પૃ. ૪૧૬). અહીં 'मद्भावा मानसा जाताः' ઉપયોગી છે; મનુષ્ય પોતે શ્રીકૃષ્ણની એક વિભૂતિ બનીને સ્વકર્મો કરી શકે છે, અને કર્મબંધનથી મુક્ત રહી શકે છે. (૭) અહીં શ્રીકૃષ્ણનાં જ નિષ્કામ કર્મો (योग च मम) કહ્યાં છે. તેનુ જ્ઞાન વિભૂતિ દ્વારા યોગ માટે ઉપયોગી છે. (૮) દરેક જણને એની પ્રવૃત્તિ શ્રીકૃષ્ણમાંથી મળી છે (मत्तः सर्वं प्रवर्तते); સરખાવો–स्वभावस्तु प्रवर्तते; यतः प्रवृत्तिर्भूतानाम्. "પ્રવૃત્તિ કયાંથી આવી છે?" તે જ ગીતા સમજાવે છે. જુદાં જુદાં સ્થળોથી:(સ્વભાવમાંથી, પુરુષમાંથી, ૧૫.૪; પાંચ સંયુક્ત કારણોમાંથી, ૧૮.૧૩–૧૭) પ્રવૃત્તિ આવી છે, એમ જુદી જુદી માન્યતાવાળા મનુષ્યોને માટે ગીતા યોગના જુદા જુદા પ્રકારો કહે છે. "अहं सर्वस्य प्रभवः"–જુઓ ૧૦.૪૨ (विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत्). આ દશમા અધ્યાયમાં, પ્રકૃતિ વગર, સીધા, શ્રીકૃષ્ણમાંથી જ જગત ઉત્પન્ન થયું, એવો દાર્શનિક વિચાર આપ્યો છે; અને એ દ્વારા **જગતની દરેક ચીજને, વ્યક્તિને, વિચારને શ્રીકૃષ્ણની વિભૂતિ કહેવાનો** ઇરાદો છે. એનું જ નામ વિભૂતિયોગ. (૧૦) ભક્તિ દ્વારા સમત્વબુદ્ધિનો યોગ કહ્યો છે. વિભૂતિયોગ એટલે એક જાતનો ભક્તિપ્રધાન યોગ. (૯) मद्गतप्राणा. (૧૧) तेषामेवानुकम्पार्थम्–અહીં ભક્તિનાં લક્ષણો દેખાય છે. જુઓ પ્રકરણ ૧૨, પૃ. ૭૮. (૧૨) શ્રીકૃષ્ણ જ નિરાકાર બ્રહ્મ તથા સાકાર પુરુષ છે. જુઓ પૃ. ૧૦૮. આ અધ્યાયનો દાર્શનિક વિચાર સ્વતંત્ર પ્રકારનો છે. (૧૮) શ્રીકૃષ્ણ પોતાની વિભૂતિઓ કહે છે, તેની જ સાથોસાથ એ દ્વારા જ પોતાનો યોગ કહે છે. અગિયારમા અધ્યાયમાં શ્રીકૃષ્ણ અર્જુનને આ જ યોગ પોતાના **દેહમાં બતાવે છે.** (૨૧) પ્રાચીન વેદાંગ જ્યોતિષમાં ચંદ્રને નક્ષત્ર માનતા (જુઓ સી. વી. વૈદ્યનો મત : Bhagavadgita A Frush Approach, પૃ. ૪૩૨–૪૩૩). (૩૦) प्रह्लाद, राम–ઇતિહાસપુરાણની વ્યક્તિઓને અહીં વિભૂતિઓ કહી છે; તે બતાવે છે કે ગીતા ઉપલબ્ધ પુરાણોની **પહેલાંનો** ગ્રન્થ

છે. કેમકે પુરાણોમાં રામ અવતાર છે. (૩૪) कीर्तिः, श्री ....અહીં સરસ્વતી, દુર્ગા કે એવ નામો નથી આપ્યાં. માટે ગીતા હાલનાં પુરાણોની અગાઉ લખાએલી હોવી જોઇએ (૩૭) वासुदेव, धनञ्जय, व्यास, વગેરે મહાભારતની ઐતિહાસિક વ્યક્તિઓ વિભૂતિઓ છે; તો પાછળના ઇતિહાસની વ્યક્તિઓ, રાણા પ્રતાપ, શિવાજી, ગાંધીજીને પણ વિભૂતિ ગણી શકાય, એમ શ્રી સાતવળેકરજીએ સાચું જ કહ્યું છે. (૩૯) ચરાચર જગત શ્રીકૃષ્ણમાંથી ઉત્પન્ન થયુ છે. ગીતાના દશમા અધ્યાયના દાર્શનિક વિચારો માટે જુઓ પૃ. ૧૦૮–૧૦૯, ૧૧૭.

**ગીતા ૧૧.** (૧) યોગના ઉપદેશને गुह्य અથવા उपनिषद् માનવામા આવતો. योगो ઘણા છે: તેના પુરાવા તરીકે ભ. ગી. ની इतिश्रीमा उपनिषद् શબ્દ બહુવચનમાં છે ( श्रीमद्भगवद्गीतासु उपनिषत्सु ); તે પણ એક દલીલ તરીકે કહી શકાય (૨) माहात्म्य એટલે અનેક વિભૂતિ–રૂપતા. (૩) જે વિભૂતિઓ અને योग શ્રીકૃષ્ણે દશમા અધ્યાયમા કહ્યાં, તે હવે અર્જુન "જોવા" માગે છે. ૧૦.૪૨ માં કહ્યું હતું કે આખા જગતને પોતાના એક અંશથી ટેકો આપીને શ્રીકૃષ્ણ ઊભા છે. (૪) योगेश्वर સંબોધન યોગ્ય છે. (૪) योगमैश्वरम् શ્રીકૃષ્ણ પોતાનો ઈશ્વર તરીકેનો યોગ (નિષ્કામ કર્મ) બતાવે છે. (૯) रूपमैश्वरम्–યોગ જોવો એટલે શ્રીકૃષ્ણનું વિશ્વરૂપ જોવું. ( ૧૫–૧૬ ) અહીં શ્રીકૃષ્ણના એક રૂપનું વર્ણન છે; તેમા અનેક બાહુ, ઉદર, વક્ત્રનેત્ર છે. (૧૭)–(૧૮)–શ્રીકૃષ્ણનું બીજું, ચતુર્ભુજ, સ્વરૂપ અર્જુન વર્ણવે છે. કિરીટ, ગદા, ચક્રવાળું સ્વરૂપ. એજ સ્વરૂપ अक्षर અને पुरुष છે ( જુઓ પ્રકરણ ૧૫, પૃ. ૧૦૯). (૧૯) शशिसूर्यनेत्रम्–मुंडकोपनिषद्‌માં જે પુરુષનું રૂપ છે તે અર્જુનને દેખાય છે. તે ત્રીજું રૂપ છે. (૨૦) શ્લોક ૨૦ થી उग्र રૂપનું વર્ણન છે, તે રૂપ ભયંકર, કાળરૂપ છે. તે ચોથું રૂપ છે. (૩૧) न हि प्रजानामि तव "**प्रवृत्तिम्**". ગીતાને "प्रवृत्ति "ના પ્રશ્ન સાથે નિકટ સંબંધ છે; लोकान् समाहर्तुमिह **प्रवृत्तः**. (૩૩) શ્રીકૃષ્ણે જેને અગાઉથી **મારી નાખ્યા** છે તેને જ અર્જુને **મારવાના** છે; અર્જુન શ્રીકૃષ્ણનું નિમિત્ત માત્ર ( = હથિયાર ) છે ( निमित्तमात्रम् )...(૩૩–૩૪) શ્રીકૃષ્ણ જગતના સંહારક છે. (૩૭) શ્રીકૃષ્ણ જ अक्षर છે; पुरुष પણ છે (૩૮) (૩૯) શ્રીકૃષ્ણ સર્વ વૈદિક દેવતા રૂપ છે. (૪૪) पितेव पुत्रस्य......प्रियः प्रियाया અહીં પુરાણોની પ્રેમભક્તિનું બીજ ગીતામા છે. (૪૬) અર્જુનને ચતુર્ભુજ રૂપ જોવું છે, જે એણે શ્લોક ૧૭ માં જોયું છે અને વર્ણવ્યુ છે " तेनव " = જે મેં શ્લોક ૧૭ મા જોયુ તે જ શ્રીશંકરાચાર્ય ( શાંકરભાષ્યમા ) કઇ સમજૂતી આપતા નથી કે અર્જુને ચતુર્ભુજ સ્વરૂપ કયા અને ક્યારે જોયું. ગાર્બે કહે છે કે ગીતાનો લખનાર કવિ અહીં ભૂલથી ચતુર્ભુજ સ્વરૂપનો નિર્દેશ 'અર્જુને જોયું છે' એમ કહીને કરે છે. (૪૭) શ્રીકૃષ્ણે પોતાના યોગ (નિષ્કામ કર્મ) દ્વારા ( એટલે યોગ રૂપે ) ચતુર્ભુજ સ્વરૂપ દેખાડયું હતુ. आत्मयोगात् –पश्य मे योगमैश्वरम् ( ૧૧.૮ ) એટલે એવો અર્થ વિવક્ષિત જણાય છે કે શ્રીકૃષ્ણ જે જે નિષ્કામ કર્મો કરે છે તે તે બધા ચતુર્ભુજ સ્વરૂપ ધારણ કરીને તે દ્વારા કરે છે, કેમ કે તે સ્વરૂપ પોતાના યોગથી એમણે પ્રગટ કર્યું હતું. પણ તે ફરીથી દેખાડતા નથી. (૪૮) જુઓ પ્રકરણ **૧૫**, ભાગ ૨. ભક્તિ, પૃ ૮૦, ૭૫. (૪૯) શ્રીકૃષ્ણ उग्ररूप અન્તર્હિત કરે છે, અને मानुष રૂપ ધારણ કરે છે. (૫૨–૫૪) આ વચનો પણ ચતુર્ભુજ સ્વરૂપ વિશે જ કહ્યાં જણાય છે. (૫૪) ભક્તિથી ज्ञान, પછી **દર્શન** અને છેવટે **પ્રવેશ.** અહીં મોક્ષનો **એક નવો** ખ્યાલ, – ભગવાનમાં પ્રવેશનો – આપ્યો છે. (૫૫) ભગવાને કરેલાં જ કર્મો હું કરું છું, એમ ધારી કર્મ (યોગ) કરનાર मत्कर्मकृत् છે, ભગવાનનાં (કરેલાં) કર્મો કરે છે. આ જ યોગ છે.—અધ્યાય ૧૦ અને ૧૧માં શ્રીકૃષ્ણ, એકલા સાકાર પરતત્ત્વનો

જ નિર્દેશ છે; શ્રીકૃષ્ણ જ નિરાકાર પરતત્ત્વ તથા પુરુષ પણ છે (૧૦.૧૨; ૧૧.૧૮,૩૭,૩૮). જુઓ પૃ. ૧૧૭.

**ગીતા ૧૨.** (૧)ના પૂર્વાર્ધ ઉપરથી પણ ગીતા ૧૧માં સાકાર શ્રીકૃષ્ણ જ વિષય છે, તે સમજાય છે, કેમકે ઉત્તરાર્ધમાં અક્ષર–અવ્યક્તને અલગ પાડીને નિર્દેશ કર્યો છે; અર્જુને એ રૂપ અધ્યાય ૧૧માં "જોયું" નથી, એવો અર્થ છે. ગીતા ૧૦.૧૨; ૧૧.૧૮,૩૭, અને ૧૨.૧–૪ મુજબ પર તત્ત્વનાં બે સ્વરૂપો છે, સાકાર અથવા પુરુષાકાર કે કૃષ્ણાકાર અને નિરાકાર અથવા અક્ષર સ્વરૂપ. **માટે ગીતાના સમયમાં પરતત્ત્વ "ઉભયરૂપ" છે, એમ એક સિદ્ધાન્ત પ્રચારમાં હતો; એ મુજબ બન્ને રૂપો સમકક્ષ જ મનાતાં હતાં** (જુઓ પ્રકરણ ૧૬, પૃ. ૧૧૭). योगवित्तम-પરનાં બે સ્વરૂપો છે; તે દરેકના યોગ (એટલે પરના દરેક સ્વરૂપનો આશ્રય રાખીને પોતાનાં કર્મો નિષ્કામ થઈને કરવા તે)નું આચરણ થઈ શકે છે. ગીતા પ્રમાણે શ્રીકૃષ્ણમાં સર્વકર્મનો સંન્યાસ કરીને (૧૨.૬) યોગનું આચરણ કરવું વધારે સારું છે; વળી, ગીતાનાં બીજા યોગો અભ્યાસયોગ, ધ્યાનયોગ, કર્મયોગ (૧૨.૯–૧૧) વગેરે છે; આ ત્રણની અપેક્ષાએ શ્રીકૃષ્ણમાં કર્મસંન્યાસનો યોગ આચરનાર યોગવિત્તમ છે; "तम" પ્રત્યયનો અર્થ મને આવો જણાય છે. (૪) **નિરાકારના આશ્રયથી સાકાર જ મળે છે** (ते प्राप्नुवन्ति मामेव) એટલે નિરાકારનો આશ્રય લેનારની ઇચ્છા **હોય તો** તેને સાકારની પ્રાપ્તિ થાય છે, કેમકે બન્ને સ્વરૂપો "એક" પરતત્ત્વનાં જ સમકક્ષરૂપો છે. (જુઓ પૃ. ૧૧૭; તથા ૧૪.૨૬–૨૭, ૧૮.૫૩). (૬) अनन्येनैव योगेन અને;मय्येव–અહીં **નિરાકારના યોગને શ્રીકૃષ્ણમાં કર્મસમર્પણના યોગ સાથે મિશ્ર કરવાનો નિષેધ કર્યો છે.** (૮) निवसिष्यसि मय्येव–મોક્ષનો એક વધુ ખ્યાલ. (૯) અભ્યાસયોગ એટલે ગીતાના છઠ્ઠા અધ્યાયવાળો યોગ. (૧૦) मत्कर्मपरमः–ઉપર છઠ્ઠા શ્લોકમાં શ્રીકૃષ્ણમાં જ કર્મોનો સંન્યાસ કરવાનો યોગ કહ્યો છે; તેનાથી ગીતાના અગિયારમા અધ્યાયવાળો (૧૧.૫૫ मत्कर्मकृत्) યોગ જુદો છે; તે જ मत्कर्मपरमःથી વિવક્ષિત છે. (૧૧) सर्वकर्मफलत्याग–"કર્મયોગ," જે વૈદિક કર્મકાંડની તુલનામાત્રથી સમજી, આચરી, શકાય છે. (૧૨) જુઓ પૃ. ૨૯–૩૦. અહીં યોગના સાધનોનું તારતમ્ય છે; ૮–૧૧ માં યોગોનું જ તારતમ્ય કહ્યું છે. (૧૩) मैत्रः करुणः–પાતંજલયોગમાં મુદિતા અને ઉપેક્ષા મળીને કુલ ચાર ભાવના કહી છે; ગીતામાં બે ભાવનાનું માત્ર સૂચન જ છે, માટે ગીતા પાતંજલયોગ કરતાં જૂની છે (જુઓ પ્રકરણ ૧૮). समदुःखसुखः=દ્વન્દ્વમાં સમતા તે જ યોગ. (૧૪) અહીં યોગી શબ્દ જ છે. (૧૬) ઉદાસીન, सर्वारंभपरित्यागी, शुभाशुभपरित्यागी, अनिकेत–આ શબ્દો બતાવે છે કે **ભક્ત સંન્યાસી પણ હોઇ શકે, ગીતા સંન્યાસનો વિરોધ કર્યા વગર યોગને પસંદગી આપે છે.** સ્વ. તિલક ભક્ત માત્ર યોગી જ સમજે છે; અને अनिकेत વગેરે શબ્દોનો વાચ્યાર્થ લેતા નથી. (જુઓ પૃ. ૫૪.) શ્લોક ૧૮નાં બધાં વિશેષણો યોગીને જ લાગુ પડે છે. (૨૦) અહીં ભક્તનું વર્ણન છે. અધ્યાયનું નામ ભક્તિયોગ છે; માટે ભક્ત સંન્યાસી અથવા યોગી હોવા છતાં, **આ અધ્યાયમાં વિવક્ષિત ભક્તયોગી જ છે;** તેવો ભક્તયોગી શ્રીકૃષ્ણની અથવા નિરાકાર–અક્ષરની ભક્તિવાળો હોઈ શકે, ગીતાની પસંદગી શ્રીકૃષ્ણની ભક્તિ દ્વારા યોગ માટે છે.

**ગીતા ૧૩.** આ અધ્યાયમાં ત્રણ યુગ્મો દ્વારા ત્રણ પ્રકારના યોગો કહ્યા છે; તેની સવિસ્તર સમજૂતી પ્રકરણ ૧૫ માં (પૃ. ૧૧૦–૧૧૧) આપી છે. (૧–૫, ૨૬, ૩૩, ૩૪ અ) **પ્રથમ યુગ્મ** ક્ષેત્રક્ષેત્રજ્ઞનું છે. ગીતાના વખતમાં અમુક દાર્શનિકો આ જગતની (સ્થાવરજંગમની) ઉત્પત્તિ એકલા 'સાકાર' કે એકલા 'નિરાકાર'–જેમ ઋગ્વેદ અને છાન્દોગ્ય–બૃહદારણ્યક ઉપ૦ માં છે

તેમ-માંથી સમજાવતા નહીં; પણ મુંડક ઉપ. ૨. ૨. માં છે તેમ, **બન્નેનાં સંયોગમાંથી** સમજાવતા. અહીં (पुरुष=) સાકાર પરતત્ત્વને ક્ષેત્રજ્ઞ અને નિરાકાર (अक्षर)ને ક્ષેત્ર કહ્યું છે; **બન્નેના સંયોગથી** સ્થાવરજંગમની ઉત્પત્તિ થાય છે; ક્ષેત્રમાંથી જડ અવ્યક્ત, બુદ્ધિ વગેરે જન્મે છે. ક્ષેત્રજ્ઞ જ જીવાત્મા છે (૨ અ) અને જીવાત્મા તરીકે ક્ષેત્રજ્ઞને ક્ષેત્રી પણ કહેવાય છે (૩૩). જે જીવાત્મા છે તે પોતે ખરું જોતાં ક્ષેત્રજ્ઞ જ છે, અને ક્ષેત્રમાંથી અવ્યક્ત, બુદ્ધિ, વગેરે જગતનાં જડ તત્ત્વો ઉપરાંત **ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ ઉત્પન્ન થાય છે,** એ જ્ઞાન ઉપર ક્ષેત્રક્ષેત્રજ્ઞ-વિભાગયોગનો પાયો છે. ક્ષેત્ર, ક્ષેત્રજ્ઞની પ્રકૃતિ નથી, પણ ક્ષેત્રજ્ઞ સાથે કંઇક સંબંધથી, રહે છે. ક્ષેત્રને મહાભારત (૧૨. ૨૫૨.૧૧)માં અક્ષર ब्रह्म કહેલ છે (જુઓ Akṣara : A Forgotten Chapter in the History of Indian Philosophy, પૃ. ૪૬ ). (૪) પ્રમાણે ક્ષેત્ર પરતત્ત્વનું નિરાકાર સ્વરૂપ છે. ૧૩.૪ (ऋषिभिः...)માં ब्रह्मसूत्रपद એટલે ઉપનિષદોનાં "બ્રહ્મ" સંબંધી વાક્યો. માટે ગીતા ઉપ૦ **પછી** લખાઈ છે; બ્રહ્મસૂત્રની પછી ગીતા લખાઈ નથી; ગીતા "વેદાન્ત દર્શન" ની અગાઉ લખાઈ છે (જુઓ પૃ ૧૪૩). (૭-૧૭) આ અધ્યાયનું **બીજું** દાર્શનિક યુગ્મ જ્ઞાનજ્ઞેય-નું છે. જ્ઞાન એટલે नित्य च समचित्तत्वमिष्टानिष्टोपपत्तिषु (૯ અ), એટલે જ્ઞાન, એજ योग કેમકે योग એટલે સિદ્ધિ-અસિદ્ધિમાં ચિત્તનું समत्व (૨.૪૮); જ્ઞેય પણ "असक्त રહીને સર્વનું ભરણ" કરે છે (૧૩.૧૪); એ રીતે જ્ઞેય પોતે યોગ (નિષ્કામ કર્મ) કરે છે. અહીં જ્ઞેય "पर तत्त्वनु નિરાકાર સ્વરૂપ છે જેમાં શ્રીકૃષ્ણ અર્થાત્ पर तत्त्वનું સાકાર સ્વરૂપ એક परा शक्ति છે"; આ જ્ઞેય ઉપ-નિષદોમાંનાં पर तत्त्वनां **બન્ને સ્વરૂપોના એક સંયુક્ત સ્વરૂપ તરીકે** ગીતામાં રજૂ થયું છે (જુઓ પ્રકરણ ૧૬, પૃ. ૧૧૦). ૧૩. ૧૯-૨૫, ૨૭-૩૩ માં ત્રીજું દાર્શનિક યુગ્મ प्रकृतिपुरुषनुं છે; पर तत्त्व પોતે સાકાર પરમેશ્વર (૨૭, ૨૮ ईश्वर, ૩૧ परमात्मा) તેમજ નિરાકાર ब्रह्म રૂપે, "ઉભયરૂપે" છે; પણ તેવા अद्वैत पर तत्त्वમાં, જડ પ્રકૃતિ અને જીવાત્મા-જેને અહીં पुरुष કહ્યો છે, **એ બન્ને अनादि તત્ત્વો છે.** આ પ્રકૃતિ જ ખરી कर्तृ છે (૨૦અ, ૨૯). જીવાત્મા (पुरुष)ને બીજા અધ્યાયોમા अकर्तृ अभोक्तृ કહેલ છે, પણ અહીં पुरुष अकर्तृ (૨૯-आत्मानमकर्तारं, ૩૧ न करोति न लिप्यते, ૩૨ ) છે, છતાં अनासक्त भोक्तृ પણ છે. (૧૩. ૨૦) સુખદુઃખનો અનુભવ એ જ કરે છે (૨૦), જો તેનામાં વિષયો માટે સંગ=આસક્તિ ઉત્પન્ન થાય તો તે સંસારમાં પડે છે (૨૧); આવું प्रकृतिपुरुष અને સાક્ષી (૨૨) નું જ્ઞાન ધરાવનાર વ્યક્તિ સંન્યાસી કે યોગી હોય તો પણ તેનો મોક્ષ જ થાય છે (૨૩-सर्वथा वर्तमानोऽपि न स भूयोऽभिजायते); જુદા જુદા પ્રકારના યોગના (નિષ્કામ-કર્મના) અનુયાયીઓ આ અનાસક્ત ભોક્તારૂપ આત્માને જુએ છે (૨૪-૨૫). આમ ત્રણ દાર્શ-નિક યુગ્મો (ત્રીજું યુગ્મ अनादि प्रकृतिपुरुषनुं છે) દ્વારા ત્રણ **યોગો** આ અધ્યાયમાં કહ્યા છે.

**ગીતા ૧૪.** (૧) આ અધ્યાયની શરૂઆત નવેસરથી જ થાય છે. દરેક અધ્યાય સ્વતંત્ર છે ज्ञानानां ज्ञानमुत्तमम्-ગીતા જ કહે છે કે **"અનેક જ્ઞાનો છે"**. सिद्धिम्, साधर्म्यम् (૨) —મોક્ષના **બે વિચારો.** साधर्म्यનો વિચાર અહીં એક વિશિષ્ટ વિચાર છે. ગીતા મોક્ષના એક અમુક જ રૂપ માટે આગ્રહ રાખતી નથી; **જુદા જુદા મનુષ્યો માટે જુદી જુદી મોક્ષની માન્યતાઓ ગીતા રજૂ કરે છે.** (૩-૫) જુઓ પ્રકરણ ૧૬, પૃ. ૧૧૨. અહીં એક प्रकृति तत्त्व કહેવા માટે સાથેસાથ महद् ब्रह्म અને શ્રીકૃષ્ણ આ प्रकृति तत्त्वની પ્રસ્તાવના રૂપે કહેવામાં આવ્યાં છે. प्रकृति-तत्त्व પણ તેના ત્રણ **ગુણો સમજાવવા માટે** કહ્યું છે; અને ત્રણ ગુણોનું પ્રતિપાદન-सांख्यदर्शन ગ્રન્થોની જેમ-સ્વતંત્ર, દર્શનના વિભાગ તરીકે, નથી, પણ सत्त्वथी પર, દૂર, જઇ નિષ્કામ અને

અનાસકત રહી સ્વકર્મો કરવાનો એક **યોગ શીખવવા માટે છે,** જેનું નામ गुणत्रयविभागयोग છે. (૬–૭) સત્ત્વગુણ જ્ઞાનાસક્તિ અને સુખાસક્તિ ઉત્પન્ન કરે છે, રજોગુણ કર્માસક્તિ કરે છે (શ્લોક ૯, ૧૨–प्रवृत्तिः आरम्भः कर्मणाम्, ૨૨). સત્ત્વગુણથી મોક્ષ નથી થતો, પણ માત્ર ઉત્તમ લોકની પ્રાપ્તિ થાય છે (૧૪); રજોગુણથી કર્મસંગીઓમાં જન્મ મળે છે (૧૫). ગુણો જ ખરા **કર્તા** છે (૧૯). માટે ત્રિગુણાતીત થવાની જરૂર છે (૨૦). ગુણાતીત વ્યક્તિ સંન્યાસી અથવા યોગી હોય; પણ ગીતા ગુણાતીત યોગીને પસંદગી આપે છે; ને આ અધ્યાયમાં गुणत्रयविभागयोग જ શીખવ્યો છે. ગુણાતીતના વર્ણનમાં समदुःखसुख, વગેરે વર્ણન યોગીનું છે (૨૪), અને सर्वारम्भ-परित्यागी વિશેષણ **સંન્યાસીનું** છે. (૨૬–૨૭) આ અધ્યાયનું પરતત્ત્વ શ્રીકૃષ્ણ, મહદ્‌બ્રહ્મ (જે ચેતન પ્રકૃતિ જેવું છે), નિરાકાર બ્રહ્મ (જે પરતત્ત્વનું મુક્તપ્રાપ્ય સ્વરૂપ છે), અને જડ પ્રકૃતિ (૧૩.૫), એમ "એકમાં ચાર" (અથવા ચારના સમુદાય, चतुष्टय) રૂપ છે. પણ અહીં નોંધપાત્ર હકીકત એ છે કે **"બ્રહ્મ"ની પ્રતિષ્ઠા તરીકે શ્રીકૃષ્ણ છે (૨૭) માટે શ્રીકૃષ્ણની ભક્તિથી "બ્રહ્મભાવ" પ્રાપ્ત થાય છે;** અર્થાત્ સાકારની ભક્તિથી [જો ભકતની ઇચ્છા હોય તો] નિરાકાર સ્વરૂપ થવાય છે. ગીતા ૧૨.૪ મુજબ નિરાકારની ભક્તિથી [જો ભકતની ઇચ્છા હોય તો] સાકાર પરરૂપ થવાય છે ગીતા ૧૮.૫૩–૫૫ મુજબ નિરાકાર **બ્રહ્મભૂત થયા પછી** વધારે ભક્તિ-જ્ઞાન દ્વારા સાકાર શ્રીકૃષ્ણમાં "પ્રવેશ" પ્રાપ્ત થાય છે—આવાં વાક્યોનો એક જ અર્થ છે કે પરતત્ત્વ જ उभयरूप, पुरुषविध (कृष्णविध) અને अपुरुषविध છે (જુઓ પૃ. ૧૧૨); સાકાર–નિરાકારનો **ભેદ** જ મુખ્ય અથવા અગત્યનો નથી; એ ભેદ છે; પણ ગૌણ છે.

**ગીતા ૧૫.** જુઓ પ્રકરણ ૧૬, પૃ. ૧૧૨–૧૧૩. (૧–૩) આ अश्वत्थ वृक्ष જડ પ્રકૃતિ —જેમાંથી કર્મ અથવા વર્તન ઉત્પન્ન થયું છે (कर्म ब्रह्मोद्भवं विद्धि ૩. ૧૫) અથવા જેના ગુણોથી સર્વ કર્મો થાય છે (प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः । ગીતા ૩. ૨૭)–(તે પ્રકૃતિ) તત્ત્વ જેવું છે, એમ મારી માન્યતા છે. કામ્ય કર્મો અને તેનાં ફળોનો બોધ આપનાર વેદોને આ વૃક્ષનાં પાંદડાં કહ્યાં છે; એનાં અધોગત મૂળોનું પરિણામ કર્મો છે (अधश्च मूलान्यनुसंततानि कर्मानुबन्धीनि); અને असंग (અનાસક્તિ, કર્મોમાં નિરહંકારપણું, અને ફલ માટે આસક્તિનો અભાવ, ફલેચ્છા-રહિતપણું) રૂપી શસ્ત્ર વડે એનો ઉચ્છેદ કરવાનો છે (૩). કઠ ઉપનિષદ (ऊर्ध्वमूलोऽवाक्शाख एषोऽश्वत्थः सनातनः । तदेव शुक्रं तद्ब्रह्म तदेवामृतमुच्यते। VI. 1)નું अश्वत्थ વૃક્ષ પર બ્રહ્મરૂપ છે. ગીતાકાર કઠ ઉપ૦ ની ભાષા જ વાપરે છે; અર્થ (વક્તવ્ય) પોતાનો છે. (૪) પરના સાકારરૂપ **પુરુષમાંથી પુરાણી પ્રવૃત્તિ (સર્વ ક્રિયાઓ) ફેલાઇ છે, તે પુરુષને શરણે જવાનો સંકલ્પ કરવો** અને परंपदम्‌ની ઇચ્છા રાખવી. એમ અહીં કહ્યું છે. ગીતા ૧૪.૨૬–૨૭ મુજબ પણ સાકાર પરતત્ત્વ રૂપ શ્રીકૃષ્ણની ભક્તિથી નિરાકાર બ્રહ્મ રૂપ થવાય છે: તેમ અહીં પણ પુરુષ અને શ્રીકૃષ્ણ, બન્ને એક જ છે, એમ સંદર્ભ ઉપરથી જણાય છે. (૫–૬) ખાસ નોંધવા જેવું એ છે કે परंपदम्‌ને અહીં શ્રીકૃષ્ણનું ધામ કહ્યું છે. પર તત્ત્વના નિરાકાર સ્વરૂપને પદ કહેવું અને તેમ છતાં શ્રીકૃષ્ણનું ધામ કહેવું, તે વિચાર જરા વિચિત્ર છે, એમ તો કહેવું જ જોઇએ. શ્લોક ૫ માં બધાં વિશેષણો નિષ્કામ કર્મયોગીનાં જ છે. ( जितसङ्गदोषाः, विनिवृत्तकामाः, द्वन्द्वैर्विमुक्ताः ). (૭–૧૧) જીવાત્માની બધી પ્રવૃત્તિઓ, પ્રકૃતિમાંથી સૂક્ષ્મદેહ ગ્રહણ કરવો, એ સૂક્ષ્મદેહ લઇને એક સ્થૂળ દેહમાંથી નીકળીને જવું, બીજો સ્થૂળ દેહ ધારણ કરવો, ઇન્દ્રિઓ અને મનના ઉપર અધિષ્ઠાન (સ્વામીપણું) કરી પાંચ વિષયોનો અનુભવ કરવો, **આ બધી ક્રિયાઓ જીવાત્મા** કરે છે, **પણ**

**જીવાત્મા શ્રીકૃષ્ણનો જ અંશ છે,** અર્થાત્, **"શ્રીકૃષ્ણનો અંશ જ આ સર્વ ક્રિયા કરે છે",** જીવાત્મા નામનું કોઈ જુદું તત્ત્વ નથી, અને એ સર્વ ક્રિયા પણ જીવ નામનું કોઈ અલગ તત્ત્વ નથી કરતું. અન્તતો ગત્વા, **આ સર્વ ક્રિયાઓ શ્રીકૃષ્ણની જ છે, એ જ** કહેવાનો હેતુ અહીં છે, કેમ કે ૧૨-૧૫ માં પણ જગતની બધી મુખ્ય મુખ્ય ક્રિયાઓ શ્રીકૃષ્ણ જ કરે છે, એમ કહ્યુ છે. (૧૧) જીવાત્માના નામે શ્રીકૃષ્ણ (નો અંશ જ) બધી ક્રિયાઓ કરે છે, એ જ્ઞાન નિષ્કામ કર્મ કરનારાઓ ( योगिनः ) ને થાય છે; નિષ્કામ કર્મીઓ **સર્વ ક્રિયાઓના કરનાર** આ અંશને પોતાનામા જ્ઞાનચક્ષુ વડે જુએ છે (૧૨) જગતને પ્રકાશિત કરવાની ક્રિયા કરનાર સૂર્યનું તેજ શ્રીકૃષ્ણનું જ તેજ છે, અર્થાત્ શ્રીકૃષ્ણ જ જગતપ્રકાશનની પ્રવૃત્તિ કરે છે. ચંદ્ર અને અગ્નિના તેજથી થતી ક્રિયાઓ પણ, એજ કારણસર, શ્રીકૃષ્ણની છે. (૧૩) પૃથ્વી ભૂતધારિણી કહેવાય છે, પણ ભૂતધારણક્રિયા શ્રીકૃષ્ણ જ કરે છે, ચંદ્રની ઓષધિપોષણક્રિયા, વૈશ્વાનરની અન્નપાચનક્રિયા (૧૪) પણ શ્રીકૃષ્ણની જ છે. જીવાત્માનાં સ્મરણ, જ્ઞાન અને અપોહન (વિવેચનશક્તિ, the ratiocinative faculty ) ની ક્રિયાઓ પણ શ્રીકૃષ્ણમાંથી જ થાય છે. વેદના દેવો શ્રીકૃષ્ણમાં જ રૂપો હોવાથી તે દેવોના જ્ઞાનથી શ્રીકૃષ્ણનું જ જ્ઞાન થાય છે: વેદાન્ત (ઉપનિષદો) **કરનાર અને વેદ જાણનાર** (વ્યક્તિઓ રૂપ) શ્રીકૃષ્ણ જ છે (૧૫). આમ, **જગતની સર્વ મુખ્ય મુખ્ય પ્રવૃત્તિઓ શ્રીકૃષ્ણની જ છે.** (૧૬-૧૮) મોક્ષધર્મપર્વના ભાગવતધર્મમા પરતત્ત્વ "પુરુષોત્તમ" નામથી જાણીતુ છે (મહાભારત, શાન્તિપર્વમા મોક્ષધર્મપર્વમા નારદપાંચરાત્ર પર્વ). તે પુરુષોત્તમ રૂપ પણ શ્રીકૃષ્ણ જ છે. સર્વ પ્રાણીરૂપ ક્ષર પુરુષ અને મનુષ્યદેહમાં જીવાત્માની સાથે રહેતા કૂટસ્થ સાક્ષીરૂપ અક્ષર પુરુષ; એ બેની તુલનામાં લોકત્રયની (ઉત્પત્તિ) સ્થિતિ (અને નાશ) કરનાર શ્રીકૃષ્ણ પુરુષોત્તમના અભિધાનથી ઓળખાય છે (૧૯) આ સર્વ ક્રિયાઓના ( સર્વ પ્રવૃત્તિઓના) કરનારા શ્રીકૃષ્ણને જ પુરુષોત્તમ સમજી, એ પુરુષોત્તમ રૂપી પરાત્પર તત્ત્વની ભક્તિદ્વારા નિષ્કામ કર્મ (યોગ) સંપાદન કરાય છે; એ જ યોગ પંદરમા અધ્યાયમાં વિષય છે. "સર્વ પ્રવૃત્તિઓના કરનાર શ્રીકૃષ્ણ રૂપ પુરુષોત્તમની ભક્તિ દ્વારા યોગ (નિષ્કામ કર્મ)"નું આ શાસ્ત્ર ગુહ્યતમ છે. આ શાસ્ત્ર પ્રમાણે મનુષ્યે સ્વકર્માચરણ કરવાનું છે મનુષ્ય પોતે અકર્તા છે, અને સર્વ ક્રિયા કરનાર, પુરુષોત્તમ રૂપ, શ્રીકૃષ્ણ છે, એમ આ શાસ્ત્રનો સિદ્ધાન્ત છે

**ગીતા ૧૬.** જુઓ પ્રકરણ ૧૧, પાનું ૧૩૩, અને પ્રકરણ ૧૩, પૃ. ૮૫-૮૬. (૧-૩) દૈવીસંપદમાં (સરજાએલા) જન્મેલા જીવાત્માઓના જે સદ્‌ગુણો છે તેમા નિષ્કામકર્મના ગુણો છે, જેમકે ગીતાના (અથવા બીજાં) જ્ઞાનોમાથી એકાદા **જ્ઞાન દ્વારા** પ્રાપ્ત થએલુ નિષ્કામ કર્માચરણ (જ્ઞાનયોગ), તેમાં સ્થિરતા, ત્યાગ એટલે સર્વકર્મફલત્યાગ (૧૮.૨). (૪-૬) આ અધ્યાય મુજબ ભૂતસર્ગ, પ્રાણીઓની **સૃષ્ટિ જ, બે પ્રકારની—દૈવી અને આસુરી—**છે. એટલે અહીં Predestination જેવો સિદ્ધાન્ત છે; તેમાં પણ, દૈવીસંપદ્ એટલે નિષ્કામ કર્માચરણનો સ્વભાવ અને આસુરી સંપદ એટલે સકામ કર્માચરણનો સ્વભાવ (૭) આસુરી સંપદમા સરજાએલા જનોને પ્રવૃત્તિ અને નિવૃત્તિ શું છે, તે જ સમજાતું નથી. ગીતા નિષ્કામપ્રવૃત્તિને નિવૃત્તિ જ, અને મનમાં કામેચ્છાઓ ભરી હોય છતા સંન્યાસ ગ્રહણ કરે તે (સકામ નિવૃત્તિ)ને પ્રવૃત્તિ કહે છે (જુઓ ગીતા ૬.૧, ૧૮.૨૦). ૧૬ ૮ માં વૈદિક (એટલે કામ્ય) કર્મકાંડીઓના એક ઉદ્દામ વર્ગનો જગતની ઉત્પત્તિ-સ્થિતિ વિશેનો સિદ્ધાન્ત આપ્યો છે (જુઓ પ્રકરણ ૧૩. પૃ ૮૫-૮૬) તે મુજબ આસુરી સંપદવાળા માને છે કે જગતની ઉત્પત્તિનું કારણ મનુષ્યોની તે તે ફલો મેળવવાની ઇચ્છાઓ

(કામા) છે, આ લોકોના કર્મો ઉગ્ર છે, તેઓ "કામ"ની જ ભક્તિ (આશ્રય) કરે છે, એ "કામ" (ઇચ્છા)ની તૃપ્તિ કોઈ દિવસ થતી નથી, થવાની પણ નહિ ઇષ્ટ વસ્તુઓનો ઉપભોગ જ એમના જીવનનુ ધ્યેય છે (कामोपभोगपरमा एतावदिति निश्चिता ११) શ્લોક ૧૨ મા પણ આશાપાશ, કામપરાયણતા, કામભોગ વગેરેને આ લોકોનુ લક્ષણ કહ્યુ છે, તેમજ ૧૩-૧૪ કામનાઓની તૃપ્તિ માટે, શત્રુના નાશ માટે, આ લોકો યજ્ઞો કરે છે, વૈદિક કામ્ય ધર્મને અનુસર છે કામભોગમાં આસક્તિ ધરાવે છે (૧૬) ગીતા જેને નામના જ યજ્ઞો કહે છે, તેવા યજ્ઞો કરે છે, ગીતા જેને ખરા યજ્ઞ (અધ્યાય ૪) કહે છે તેના યજ્ઞો આ લોકો કરતા નથી ગીતાનો નિષ્કામ કર્મ કરવાનો, (યજ્ઞોના પ્રારભમા બોલાતા ૐતત્સતમા) નિષ્કામ ભાવનાનો ગીતાનો વિધિ તેઓ પાળતા નથી (अविधिपूर्वकम्) આવા સકામ કર્મ કરનારાઓને શ્રીકૃષ્ણ હમેશ માટે નરકમાં જ નાખે છે, કેમ કે તેના જનોની સૃષ્ટિ જ નરકમા જવાને પાત્ર થાય છે (૧૯-૨૦) આ રીતે આ સોળમાં અધ્યાયમા દૈવી સપદવાળાની સૃષ્ટિ અને આસુરી સપ૮ સાથે જન્મેલાની સૃષ્ટિ દ્વારા (दैवासुरसपद्विभाग દ્વારા) યોગ (નિષ્કામ કર્માચરણ)નો બોધ છે (૨૧-૨૨) **ગીતાનો ઉદ્દેશ યોગ નો છે માટે કામ અને ક્રોધની સમજણ દરેક યોગ સાથે આપવી પડી છે. માટે આ બાબતમાં ગીતા પુનરુક્તિ દોષ કરતી નથી જ.** (૨૩-૨૪) ગીતા પોતે શાસ્ત્ર છે (૧૫-૨૦) અને દરેક કર્મ નિષ્કામભાવે કરવુ, એવુ વિધાન ગીતા કરે છે તેને ત્યજીને, જે મનુષ્ય ઇચ્છા (સ્વેચ્છા)થી કર્મો કરવા (कामकारत) પ્રેરાય છે, તેને સિદ્ધિ મળતી નથી શુ કરવુ અને શુ ન કરવુ તે જાણવા માટે ગીતાશાસ્ત્રને પ્રમાણ માનવુ નિષ્કામપણે થાય તેજ કર્મો મનુષ્યે કરવાં આ બે શ્લોકો પણ આ અધ્યાયના યોગ ને જ સાબિત કરે છે

**ગીતા ૧૭.** (૧) ગીતા ૧૬ ૨૩ પ્રમાણે "શાસ્ત્રવિધિનો ત્યાગ કરીને", એટલે **ફલની ઇચ્છા કરીને (કર્મ)** કરવુ તે (कामकारत) ફલની ઇચ્છાથી "યજન" કર્મ કરે અને શ્રદ્ધાન્વિત હોય તેવા મનુષ્યોની નિષ્ઠા ત્રણ ગુણોમાથી કયા ગુણવાળી કહેવાય ? (૩) सत्त्वानुरूपा-અહીં सत्त्व એટલે મન, શ્રદ્ધાને 'મન' સાથે સબધ છે જેવુ મન તેવી શ્રદ્ધા અને જેવી શ્રદ્ધા તેવો તે મનુષ્ય કહેવાય સાત્વિક શ્રદ્ધાવાળો એટલે સાત્વિક મનુષ્ય (૪) सात्त्विका એટલે સાત્વિક શ્રદ્ધાવાળા ફળની અપેક્ષાથી કર્મ કરનારાઓ જો સાત્વિક શ્રદ્ધાવાળા હોય તો **દેવો પાસેથી** પોતાની ઇષ્ટ વસ્તુની યાચના કરે, અને દેવોને યજે (આહુતિ આપે) (૫) શ્રદ્ધાને 'તપ' સાથે ગાઢ સબધ છે, છા૦ ઉપ૦ ૫ ૧૦ મા પણ अथ य इमे अरण्य श्रद्धा तप इत्युपासत કહ્યુ છે આ તપ પણ દેવ, યક્ષ-રાક્ષસ કે ભૂતપ્રેતને ઉદ્દેશીને (યજન ક્રિયાને બદલે) તપવામાં આવે (૫-૬) કામ્ય અને ઉગ્ર (ઘોર), ફલેચ્છા માટે (अशास्त्रविहितम्) તપવામાં આવેલુ તપ, એ આસુરી તપ છે मा चैवान्त शरीरस्थम्- અન્ત શરીરમા પરમાત્મા **સાક્ષી** રૂપે રહે છે, તેમને પણ આવુ ઘોર, કામ્ય તપ **જોઇને** વેદના થાય છે (તે સાક્ષીરૂપ પ્રભુ ક્ષીણ થાય છે-कर्षयन्त), એમ કહ્યુ છે આવા ઉગ્ર કામ્ય તપવાળાને આસુર કહ્યા છે કામ્ય યજ્ઞો કરવાવાળા અમુક વૈદિકોને પણ આસુર (આસુરી સપદવાળા) કહ્યા છે (ગીતા ૧૬) (૭) અહીં આહારનો વિચાર છે છા ઉપ ૭ ૨૬ ૨ મા, आहारशुद्धौ सत्त्वशुद्धि (सत्त्वशुद्धौ ध्रुवा स्मृति)મા આહારની પવિત્રતા હોય તો सत्त्व એટલે મનની પવિત્રતા આવે છે, એમ કહ્યુ છે અને ગીતા (सत्त्वानुरूपा सर्वस्य श्रद्धा भवति भारत-૧૭ ૩) મા सत्त्व અને શ્રદ્ધાનો સબધ બતાવ્યો છે તે રીતે અહીં આહારનો વિચાર પ્રસ્તુત છે (૮) સાત્વિકોને પ્રિય આહારોમાથી સાત્વિક શ્રદ્ધા મનુષ્યમાં ઉત્પન્ન થાય છે, એમ કહેવાનુ તાત્પર્ય હોવુ જોઇએ (૧૧) સાત્વિકો દેવોનુ યજન

કરે છે, એમ ચોથા શ્લોકમાં કહ્યું છે. આ યજન=યજ્ઞ નિષ્કામ છે, તે હવે શ્લોક ૧૧–૧૩માં કહ્યું છે. સાત્ત્વિક શ્રદ્ધાવાળા, દેવોનો યજ્ઞ નિષ્કામ રહીને કરે તો તે યજ્ઞ सात्त्विकसात्त्विक કહેવાય; એજ લોકો એજ દેવોનો યજ્ઞ ફલાસક્તિ પૂર્વક કરે તો તે યજ્ઞ सात्त्विक राजस કહેવાય; તેવી રીતે सात्त्विक तामस યજ્ઞ સમજવો. યક્ષરાક્ષસનો યજ્ઞ કરનારાઓને राजस કહ્યા છે; તે यज्ञ નિષ્કામ પણે કરાય તો તે राजससात्त्विक (રાજસ લોકોનો સાત્ત્વિક યજ્ઞ) કહેવાય; તેવી રીતે राजसराजस અને राजसतामस યજ્ઞો સમજવા. આમ, પ્રેતભૂતગણોનો નિષ્કામ રીતે કરેલો યજ્ઞ तामससात्त्विक કહેવાય, અને ફલ-કામનાથી કરેલો યજ્ઞ तामसराजस ગણાય. અહીં सात्त्विक શ્રદ્ધાને જ નિષ્કામ યજ્ઞમાં પ્રેરક ગણાવી છે; પણ તદુપરાંત તે યજ્ઞ જેને અર્પણ કર્યો હોય તે દેવ, યક્ષરાક્ષસ અને ભૂતપ્રેતનો વિચાર પણ કરવો જોઈએ. આ અધ્યાયનું નામ "શ્રદ્ધાત્રયવિભાગ દ્વારા યોગ (નિષ્કામ કર્માચરણ)" છે; તે આવી રીતે સમજવાનું જોઈએ. (૧૩) અહીં 'विधिहीनम्' એટલે "मंत्रब्राह्मण ગ્રન્થોમાં કહેલા વિધિ વગરનો," કેમકે मन्त्रहीनम् અને अदक्षिणम् પણ સાથે જ કહ્યું છે. તદુપરાંત, આ યજ્ઞ તામસ છે, માટે જ સકામ તો છેજ, એટલે ગીતાશાસ્ત્રનો વિધિ આ રાજસ અને તામસ યજ્ઞમાં નથી જ જળવાતો. (૧૪) **ગીતાના સમયમાં યજ્ઞ, દાન, અને તપનો ધર્મ બહુજ પ્રચારમાં હતો. માટે એ ધર્મનું અનુષ્ઠાન નિષ્કામ રીતે લોકોએ કેમ કરવું, તેનો વિચાર ગીતા એક ખાસ આખા અધ્યાયમાં કરે છે.** તે વ્યાજબી છે. ચોથા શ્લોકમાં જેને યજ્ઞની આહુતિ અર્પણ કરાય છે તે "આરાધ્ય"ની પસંદગીમાં આરાધકની શ્રદ્ધા કેવી રીતે કામ કરે છે તે કહ્યું છે અને શ્લોક ૭–૧૦માં આ પસંદગીનું કારણ આહાર છે, એમ કહ્યું છે માટે આહારની પસંદગીનો વિચાર જીવનસુધારણામાં ઘણો જરૂરી છે. શ્લોક ૧૧–૧૩માં આરાધના (યજન)માં રહેલી મનોભાવના ત્રણ પ્રકારની છે, એમ કહ્યું છે; તેને પણ, છેવટે તો **શ્રદ્ધા સાથે જ સંબંધ છે;** માટે આ અધ્યાયને "શ્રદ્ધાત્રયવિભાગયોગ" કહ્યો છે. યજ્ઞનો આટલો વિસ્તૃત વિચાર કર્યો છે; છતાં બીજો વધારે વિચાર આ અધ્યાયના શ્લોક ૨૩–૨૫ માં યજ્ઞ, દાન અને તપનો ફરીથી–જુદી દૃષ્ટિએ–ગીતા કરશે, તેમાં પણ યજ્ઞનો વિચાર આવશે જ. (૧૪–૧૬) તપને કોઈ દેવતા જોડે સંબંધ હોઈ શકે, પણ અહીં બતાવ્યો નથી; પણ શારીર, વાચિક અને માનસ તપો કહ્યાં છે; અને સાત્ત્વિક તપ નિષ્કામ તપ કહ્યું છે; આ **નિષ્કામ મનોવૃત્તિ સાત્ત્વિક શ્રદ્ધાથી જ થાય છે.** એમ અહીં પ્રસ્તુત વિષય ઉપરથી સમજાશે. (૨૦) તેવી જ રીતે દાનના વિષયમાં પણ **સાત્ત્વિક શ્રદ્ધાથી જ સાત્ત્વિક દાન** (નિષ્કામ દાન) થઈ શકે છે, એવી વિવક્ષા છે. **આમ તપ અને દાન પણ શ્રદ્ધાત્રયના વિષય સાથે સંકલિત છે** (૨૩–૨૭) જેમ બીજા અધ્યાયોમાં એક વિષય મુખ્ય લઈ, ઘણીવાર બીજા ગૌણ વિષય, પણ મુખ્ય વિષય સાથે જોડાએલા વિષયો, ગીતામાં આપવામાં આવ્યા છે તેમ, શ્રદ્ધાત્રયવિભાગને અનુસરી યજ્ઞ, દાન, તપનો વિચાર ૧–૨૨ શ્લોકોમાં કર્યો છે, તો હવે યજ્ઞ, દાન અને તપનો જ વિચાર "ૐતત્સત્"ના ઉચ્ચારણને અનુસરીને શ્લોક ૨૩–૨૭મા કર્યો છે, જેથી યજ્ઞદાનતપનો વિચાર સવિસ્તર પૂરો થઈ જાય શ્લોક ૨૩–૨૭ને આ અધ્યાયના નામકરણ સાથે સીધો સબધ નથી, એમ મારું માનવુ છે. જો આ અધ્યાયનુ નામ "यज्ञादिविभागयोगः" રાખ્યું હોત તો બધા શ્લોકોના વિષયનો સમાવેશ એ નામમાં થાત. (૨૩) અહીં પ્રાચીન રૂઢિનું અનુસંધાન સમજવાનું છે વેદો (મન્ત્રભાગ) અને બ્રાહ્મણ-ગ્રન્થોનું અધ્યયન અને યજ્ઞ દાન અને તપનું અનુષ્ઠાન જૂના સમયથી "ૐतत्सत्"ના ઉચ્ચાર પૂર્વક થતુ. ગીતા કહે છે કે "ૐतत्सत्" નિરાકાર બ્રહ્મનું પ્રતીક અથવા નામ (નિર્દેશ) છે.

(૨૪) અહીં "ૐ" (એકલા પ્રણવ)નો જ ઉચ્ચાર કરીને બ્રહ્મવાદીઓ યજ્ઞ, દાન અને તપની પ્રવૃત્તિ કરે છે; એમ કહ્યું છે. આ બ્રહ્મવાદીઓ એટલે જીવન્મુક્તો; કેમકે શ્લોક ૨૫માં મુમુક્ષુઓના યજ્ઞાદિ વિશે કહ્યું છે. "મુક્તો"ને ફલાપેક્ષાના (ફલાસક્તિના) પ્રશ્ન સાથે સંબંધ નથી. (૨૫) પણ મુમુક્ષુઓ યજ્ઞદાનતપની વિવિધ-ક્રિયાઓ ફલાશા વગર કરે છે એટલે ગીતાના **યોગને** અનુસરી કરે છે; તેઓ પોતાની આ મનોભાવના ૐતત્સત્‌માંથી તત્‌નો ઉચ્ચાર કરતી વખતે તત્‌ના ઉચ્ચારણથી, વ્યક્ત કરે છે; એમ ગીતા કહે છે. આ ઉપરથી જણાય છે કે ૐ, તત્ અને સત્ એ દરેક નિરાકાર બ્રહ્મનું વાચક નામ છે. શ્લોક ૧૩મા ત્રિવિધ એટલે " ત્રણ " એમ અર્થ લેવાનો છે. આ તત્‌નું ઉચ્ચારણ ૐ અને સત્‌થી અલગ પાડીને કેવી રીતે થતું ? અથવા ૐતત્સત્‌નું જ ઉચ્ચારણ કરવું અને તેમાં તત્‌ના ઉચ્ચારણમા જ ફલનિરપેક્ષતાની મનોભાવના રાખવી એવો અર્થ હોય ? (૨૬) સત્ પણ બ્રહ્મનો વાચક શબ્દ છે. ગીતાકાર કહે છે કે સત્ શબ્દ ( सदित्येतत् ) સદ્‌ના (બ્રહ્મના અથવા અસ્તિત્વના ) અર્થ ( भावे )મા અને "સારા" (साधु)ના અર્થમાં ( भावे ) વપરાય છે ( प्रयुज्यते). અહી સાધુભાવ એટલે નિષ્કામતાના અર્થમા, એમ અર્થ હશે. પ્રશસ્ત કર્મ એટલે પણ નિષ્કામ કર્મ હોવું જોઈએ; ગીતાની દષ્ટિએ " નિષ્કામ કર્મ "ને सत्कर्म કહી શકાય (૨૭) તદુપરાંત, નિષ્કામભાવે યજ્ઞ, દાન કે તપ કરાતું હોય ત્યારે આપણે તે કર્મ કરનાર વિશે કહીએ કે " તે મનુષ્ય સત્‌મા છે " અર્થાત્ તે મનુષ્ય યજ્ઞાદિ અનુષ્ઠાનમાં સ્થિર (ગૂંથાયેલો; મગ્ન) છે. એવા પ્રકારના યજ્ઞાદિના અંગભૂત કર્મને પણ "સત્" (બ્રહ્મનું; સારું, કર્મ) કહેવાય છે. શ્લોક ૨૬–૨૭ માં " **નિષ્કામ** " હોવા વિશે સ્પષ્ટ ઉલ્લેખ નથી; છતા સત્‌ને પણ બ્રહ્મનો વાચક શબ્દ કહ્યો છે (૨૩) અને ગીતા પ્રમાણે સારાપણું કે પ્રશસ્તપણું નિષ્કામ કર્મમાં જ હોય, એમ માની મેં ઉપલો અર્થ સૂચવ્યો છે. ટૂંકમાં યજ્ઞ, દાન અને તપને નિષ્કામ કર્મો તરીકે કરવાનો (= યોગનો) ઉપદેશ અહીં છે. (૨૮) આ શ્લોક ઉપરથી જણાય કે શ્લોક ૧૧–૨૭ માં યજ્ઞાદિનો જે વિચાર છે, તે **શ્રદ્ધાપૂર્વક કરેલા યજ્ઞાદિ** વિશે છે; અને તેમાં ફલનિરપેક્ષ યજ્ઞાદિ જ સાત્ત્વિકી શ્રદ્ધા પૂર્વક કર્મો છે. આ અધ્યાયનું નામ ઉપર સમજાવ્યું છે.

**ગીતા ૧૮.** (૧) આ શ્લોક ઉપરથી અનુમાન કરાય કે संन्यास અને त्याग, એ બન્ને ગીતાના સમયમાં પારિભાષિક શબ્દો બનેલા હતા; અને એ શબ્દોના અર્થને નિષ્કામકર્માચરણ ( યોગ–ગીતાનો મુખ્ય વિષય ) ની સાથે સંબંધ હતો. काम्यानाम् कर्मणाम्—અત્યાર સુધી ગીતામાં संन्यास એટલે " **સર્વ કર્મોનો** સદન્તર ત્યાગ " ( ૩.૪; ૫.૨–૬; ૬.૨); અથવા " સર્વ કર્મોનો **માનસ** ત્યાગ " (૨.૫૦, ૩.૩૦ ) એવો અર્થ થયો છે. હવે, અહીં જુદો જ અર્થ આપ્યો છે. એકલો જ त्याग શબ્દ બોલીએ તો તેનાથી સર્વ કર્મોના **ફલનો** જ સંન્યાસ સમજાશે, એમ ગીતા કહે છે. સરખાવો ईश ઉપ૦ " तेन त्यक्तेन भुञ्जीथाः " (૧). (૩) ' કર્મમાત્ર દોષવત્ છે ' માટે ( इति ) કર્મમાત્રનો ત્યાગ જ કરવો; આવો અમુક વિદ્વાનોનો મત છે. આ મત (છાન્દોગ્ય) બૃહદારણ્યક ઉપ૦ નો છે; તે શાંકર મતને મળતો છે. ગીતામાં આ મતનું ખંડન છે (૧૮. ૪૮). "યજ્ઞદાનતપઃ કર્મ ન ત્યજ્યું", આ મત ઈશાવાસ્ય ઉપ૦ નો છે (कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतं समाः । આ વાક્યમાં 'કર્યાં કર્મો હમેશાં કરવાનાં છે,' એ સ્પષ્ટ નથી કહ્યું ). ( ૫ અ ) ગીતા ईशावास्य ઉપ૦ જેવા મત સાથે સંમત થાય છે. (૭) નિયત એટલે " स्वभावनियत " (ગીતા ૧૮. ૪૭). (૮) दुःखम् દેહને કષ્ટ આપનારું. અહીં, એમ જણાય છે કે કેટલાક લોકો ' **કર્મ ત્રાસ દેનાર છે,** ' એમ સમજી કર્મથી થાકી જઈ **બધાં કર્મો ત્યજી દેતાં.** (૯) "સ્વભાવનિયત કર્મ

કરવું જ જોઇએ, " પણ ફલાશા વગર. ગીતાના યોગને અનુકૂળ આ ઉપદેશ છે. (૧૧) સરખાવો ગીતા ૩.૫ અને ૮. ગીતાના સમય પહેલાં જે સંન્યાસધર્મ ઉપનિષદોના કાળથી પ્રવર્તતો હતો, **તેની સામે** અને પોતાના યોગ ધર્મની **તરફેણમાં** ગીતાની આ એક દલીલ છે, કે સંન્યાસી પણ દેહભૃત્ ( દેહધારી ) છે, અને દેહ હોવાથી જ એણે **અમુક કર્મો** ( દેહનિભાવનાં કર્મો ) કરવાં જ પડે છે; તો પછી સર્વકર્મના ફલની ઇચ્છા ત્યજીને **સર્વકર્મો** શા માટે ન કરવા ? સમાજને નિઃસ્વાર્થ કર્મ કરવાનું દૃષ્ટાન્ત લોકોને આપવા માટે ( लोकसग्रहाय ) કર્મો કરવા જ. (૧૨) અહીં सन्यासिनाम् એટલે " त्यागिनाम् " સમજવુ જોઇએ, કેમ કે કર્મસંન્યાસીઓએ તો **કર્મત્યાગ** જ કરેલો હોય છે, તેથી એમના વિષયમાં તો कर्म થયું જ નથી, તો कर्मणःफलम्નો વિચાર જ ક્યાંથી શક્ય બને ? અને अत्यागिनाम् ઉપરથી પણ " त्यागिनाम् " શબ્દ જ સૂચિત થાય છે. કર્મફલત્યાગીઓ ( એટલે ગીતાના યોગીઓ)ને કર્મનુ ફલ જ હોતુ નથી, માટે એમનાં કરેલા કર્મોનું ફલ अनिष्ट, इष्ट કે मिश्र ક્યાંથી હોય ? ( ૧૩–૧૭ ) ગીતાના વખતમાં જેમ યોગો ઘણા હતા તેમ સાખ્યો પણ ઘણા હતા ગીતા ૨.૧૧–૩૮ મા એક साख्य આપ્યુ છે; અને અહી ( ૧૮. ૧૩–૧૭માં ) **બીજું** साख्य આપ્યું છે. આ સાખ્યમા પણ युद्ध (साख्य) **સંબંધી** વિચાર છે જ કેમ કે સત્તરમા શ્લોકમાં આ સાખ્યના સંબધમાં જ કહ્યુ છે કે " હું કંઇ કરતો નથી, પણ પાચ સંયુક્ત કારણો જ બધુ કરે છે, " તેની જેની મનોવૃત્તિ હોય અને કર્તૃત્વના અભિમાનથી જેની બુદ્ધિ અલિપ્ત હોય, તે (યુદ્ધમાં ?) આ મનુષ્યોનો નાશ કરે છતાં પણ તે કંઈ હિંસા કરતો નથી અને કંઇ બંધનમા પડતો નથી. ચૌદમા શ્લોકમા કહેલાં પાચ કારણો **સામાન્ય કારણો** છે, અને અહીં કંઈ ઊંડી ફિલસુફી નથી. જુઓ પ્રકરણ ૧૬, પૃ ૧૧૪. (૧૮–૧૯) ગીતાના વખતમાં દરેક વસ્તુ, મનુષ્ય, કે પ્રાણી સાત્ત્વિક, રાજસ કે તામસ છે, એવી માન્યતાવાળો गुणसख्यान (પ્રકૃતિના ત્રણ ગુણોના જ્ઞાનનો અથવા ગણતરીનો) એક वाद કે સિદ્ધાન્ત જાણીતો હતો; તે "प्रोच्यते" "**કહેવાય છે**" શબ્દથી સિદ્ધ થાય છે. આ "**ગુણસંખ્યાન**" મુજબ, હવે, ગીતા પોતાનો યોગ (નિષ્કામકર્માચરણ) સમજાવે છે (૧૮–૪૦ સુધીમા). સત્તરમા અધ્યાયમા 'श्रद्धा'ની સાથે સત્ત્વગુણ જોડાયેલો હતો; પણ અહી ૧૮.૧૮–૪૦ મા "ગુણસંખ્યાન" વાદમાં સત્ત્વગુણનો સમાવેશ થાય છે. **બન્ને પ્રકારના યોગમાં सत्त्व ગુણ નિષ્કામ કર્મનિષ્ઠા ઉત્પન્ન કરનાર છે** પણ બન્ને (એક, શ્રદ્ધાના વિભાગથી અને બીજો ગુણત્રયના વાદથી ફલિત) યોગો જુદા છે. (૧૮) અહીં કર્મમા પ્રેરક જ્ઞાન કહ્યુ છે; શ્લોક ૨૩–૨૫ ઉપરથી જણાશે કે કર્મ એટલે કોઈપણ એક કર્મ; પણ જ્ઞાન એટલે "જે કંઈ કર્મ કરવું હોય તે કરવાની રીતની સમજણ" **એવો સાદો અર્થ અહીં નથી,** કેમકે શ્લોક ૨૦–૨૨માં જ્ઞાન સમજાવ્યુ છે. કર્મમા પ્રેરક જ્ઞાન (कर्मचोदनात्) એટલે આપણા દરેક કર્મના આચરણમાં ભૂતમાત્ર સાથેના વર્તનમા આપણી મનોવૃત્તિ. જો આ મનોવૃત્તિ અદ્વૈતભાવની હોય–સર્વભૂતોમાં અને મારામાં પણ એક જ અવિભક્ત બ્રહ્મ કે પરમાત્મા છે, એવા ભાવની હોય– તો તે જ્ઞાન સાત્ત્વિક છે. પણ જો દરેક પ્રાણી અલગ અલગ છે, એવી મનોવૃત્તિ હોય તો તે જ્ઞાન રાજસ છે. આવી કંઈ ઊંડી સમજણ જ ન હોય ( अतत्त्वार्थवद् ); જો એક કર્મ કરવું હોય તે એક કર્મ પૂરતો જ મનમાં ખ્યાલ હોય અને સાથોસાથ તે કર્મમા અને કર્મના પરિણામમાં આસક્તિ હોય ( एकस्मिन् कार्ये सक्तम् ), અને જેની પાછળ કંઈ સારો (ઉચ્ચ હેતુ, જનકલ્યાણનો, પ્રભુ પ્રીતિનો, એવો કોઈ બીજો) હેતુ ન હોય તે કર્મ તામસ છે. આમ, શ્લોક ૧૮ માં જ્ઞાનને કર્મમાં પ્રેરક (कर्मचोदना કહ્યું છે, તે આધ્યાત્મિક, ભૂતોના બ્રહ્મભાવનું જ્ઞાન છે, એ જ્ઞાનથી કર્મમાં પ્રેરણા

મળે, તો તે કર્મ નિષ્કામ થઈ જાય. બાવીસમા શ્લોકમાં (एकस्मिन् ) कार्ये કહ્યુ છે અને અઢારમા શ્લોકમા જ્ઞાનને कर्मप्रेरक કહ્યુ છે, માટે વીસમા શ્લોકનુ **જ્ઞાન પણ કર્મ અથવા કાર્યની સાથે સબધ ધરાવતુ જ જ્ઞાન સમજવુ જોઈએ.** આ સંદર્ભમા જ્ઞેય એટલે પર બ્રહ્મ અથવા પરમાત્મા, એવો અર્થ થયો હોવો જોઈએ જે જ્ઞાન કર્મમા પ્રેરક છે, તે જ્ઞાનને અનુસરીને સર્વભૂતોમાં રહેલુ એક બ્રહ્મરૂપ જે જ્ઞેય તે પણ કર્મમા પ્રેરક (कर्मचोदनारूप) છે, એટલે અહી કર્મ દ્વારા તે જ્ઞેયની પ્રાપ્તિ કહી હશે. परिज्ञाताનો અર્થ જ્ઞાન ઉપરથી અનુમાનીએ તો આવી રીતે, આવા જ્ઞાનથી પ્રેરણા પામી જેણે કર્મો કર્યા છે તેવી કોઈ વ્યક્તિને परिज्ञाता કહેલ છે; એમ જણાશે શ્રીકૃષ્ણ, જનક વગેરે યોગનુ આચરણ કરનાર "પરિજ્ઞાતા" છે; તેઓ નિષ્કામ કર્માચરણમા બીજાઓના પ્રેરક છે,–જેમ અર્જુન માટે શ્રીકૃષ્ણ છે તેમ ત્રણ પ્રકારના જ્ઞાન પ્રમાણે ત્રણ પ્રકારના જ્ઞેય અને ત્રણ પ્રકારના परिज्ञाता સમજવા જોઈએ શ્રીકૃષ્ણ સાત્ત્વિક જ્ઞાનના પરિજ્ઞાતા છે, એમ આપણને ગીતામા ઘણા શ્લોકો (૪ ૩૫,૬ ૨૯–૩૦) પરથી સમજાય છે. ગીતા જ્ઞેય અને परिज्ञाताનુ ત્રિવિધ વર્ગીકરણ અહી આપતી નથી કેમકે રાજસ–તામસ જ્ઞેય–परिज्ञाताને શુ સ્થાન હોય ? વળી તમોગુણી જ્ઞાનમા तत्त्वार्थनोજ અભાવ છે; માટે તેમા જ્ઞેયજ નથી તેવા જ્ઞેય અને परिज्ञाता ખોટા છે, એમ ગીતા માને છે. કર્મ કરતી વખતે करण એટલે દરેક કર્મમા સાધન (હથિયાર) હોય છે, (સાંખ્ય (૧૮.૧૩)મા કરણ (ક્રિયામા સાધન) ગણાવ્યુ છે) આ સાધનનુ પણ સાત્ત્વિકાદિ તરીકે વર્ગીકરણ શક્ય નથી, માટે તે પણ અહી બતાવ્યુ નથી માત્ર જ્ઞાન, कर्म અને कर्ताનુ દરેકનુ ત્રણ ગુણો પ્રમાણે વર્ગીકરણ આપ્યુ છે (જુઓ પ્રકરણ ૧૬,પૃ ૧૧૪.) ગીતાના યોગનો ઉપદેશ દેવા માટે ગીતાએ सात्त्विक कर्म અને કર્તા બતાવ્યા છે (૨૯) આ બુદ્ધિ અને ધૃતિના ભેદ ગુણસખ્યાનના વાદની સમજણમાં જ ગણવા જોઈએ, કેમકે સાત્ત્વિક બુદ્ધિ અને સાત્ત્વિક ધૃતિને યોગની સાથે સબધ છે (૩૦) ફળની આશા વગર કરેલી પ્રવૃત્તિ, તે નિવૃત્તિ જ છે, અને ફળાશા મનમાં હોવા છતા કરેલી નિવૃત્તિ, તે પ્રવૃત્તિ અથવા મિથ્યાચાર જ છે (कर्मण्यकर्म यः पश्येत् ) નિષ્કામ રીતે જે કરાય તે "કાર્ય" (કરવા યોગ્ય) છે, એવો ગીતાનો મત છે (१६.२४ कार्याकार्यव्यवस्थितौ). (૩૩) અહી યોગ એટલે નિષ્કામ કર્માચરણ, કેમકે શ્લોક ૩૪મા રાજસી ધૃતિનુ લક્ષણ प्रसंगेन फलाकांक्षी કહેલ છે અને યોગ એટલે ફલાશારહિત કર્મ એવો અર્થ ગીતામા છે. શ્લોક ૩૬–૩૮મા પણ गुणसंख्यान ચાલુ છે सात्त्विक સુખ મનુષ્યની પોતાની બુદ્ધિની નિર્મળતા (શાન્તિ)થી ઉત્પન્ન થાય છે ( आत्मबुद्धिप्रसादजम्–३७ ). बुद्धिप्रसादનો અર્થ સ્થિતપ્રજ્ઞના વર્ણન (૨.૬૪–૬૬)મા છે. નિષ્કામ કર્મમા જે બુદ્ધિની શાન્તિ છે તેને જ ગીતામા बुद्धिप्रसाद કહેલ છે. (૪૦) દરેક सत्त्व ત્રણ ગુણોમાથી એક ગુણથી પ્રભાવિત છે, એવો સિદ્ધાંત તે गुणसंख्यान **શ્લોક ૪૦ના સ્થાન ઉપરથી એમ જણાય છે કે અહી ગુણસંખ્યાન પુરૂં થયું. શ્લોક ૪૧–૪૮માં વર્ણવ્યવસ્થામાં રહીને નિષ્કામ કર્માચરણ (યોગ) કેમ કરવું,** એ બતાવ્યું છે. અહીં વર્ણકર્મો **સ્વભાવ એટલે પ્રકૃતિમાંથી જન્મેલાં છે,** એમ કહ્યુ છે અને મોક્ષનો માર્ગ બતાવતાં ખાસ કહ્યુ છે કે "**પોતાનાં (વર્ણનાં) કર્મોમાં નિરત (મગ્ન) રહીને** સિદ્ધિ (મોક્ષ) કેમ મળે તે તુ સાંભળ" એટલે સંન્યાસ નહી, પણ યોગનો મોક્ષ અવિરોધી માર્ગ કહેવાનુ ગીતાનુ તાત્પર્ય છે શ્લોક ૪૬માં કહ્યુ છે કે ભૂતોને પોતાની प्रवृत्ति જે ઈશ્વર પાસેથી (यत) મળી છે તેને પોતાનાં (વર્ણના વગેરે) કર્મોદ્વારા પૂજીને (स्वकर्मणा तमभ्यर्च्य) મનુષ્યને સિદ્ધિ મળે છે. શ્રી શંકરાચાર્યે કહ્યું છે કે બ્રાહ્મણનાં કર્મો સત્ત્વ ગુણમાથી, ક્ષત્રિયના કર્મો

(૬૭-૭૧) ગીતાના અભ્યાસનો અધિકારી. (૭૫) યોગમ્–ગીતાનો આ વિષય છે કેમકે સંજયે તે (યોગ જ) સાંભળ્યો છે. (૭૭) અહીં ભક્તિપૂર્વક યોગ સર્વોત્તમ છે, એમ કહેવાનો ઉદ્દેશ લાગે છે; તે કારણથી જ શ્રીકૃષ્ણનું ચતુર્ભુજ અથવા ઉગ્રરૂપ અહીં યાદ કર્યું છે. (૭૮) જુઓ પ્રકરણ ૧૫, પૃ. ૯૯. ગીતા આધ્યાત્મિક નીતિનું શાસ્ત્ર છે. ઇતિશ્રીમાં વર્ણકર્મોનાં પાપોથી મોક્ષ=છૂટાપણું; અને શ્રીકૃષ્ણમાં કર્મોનો સંન્યાસ (चेतसा सर्व कर्माणि मयि संन्यस्य मत्परः ૧૮.૫૭; सर्वधर्मान् परित्यज्य ૧૮.૬૬)–એમ ગીતા ૧૮.૬૬ ઉપરથી આ અધ્યાયના નિષ્કામ કર્માચરણના પ્રકારનું નામ પાડ્યું જણાય છે.

ઇતિશ્રીમાં श्रीमद्भगवद्गीतासु उपनिषत्सु–છાન્દોગ્ય ઉપ૦ (૧.૧.૧૦)માં કહ્યું છે કે यदेव विद्यया **करोति** श्रद्धया **उपनिषदा** तदेव वीर्यवत्तरम्–જે કર્મ જ્ઞાનથી, શ્રદ્ધાથી, અને કર્મની ગુપ્ત (રહસ્યાત્મક) સમજણ (**उपनिषद्**) થી કરે છે (**करोति**) તે વધારે સારું ફળ આપે છે (वीर्यवत्तरम्). ભગવાન શ્રીકૃષ્ણે, નિષ્કામ અને બંધન રહિત કર્મો કેવી કેવી રીતે કરાય તે ઉપનિ**ષદો** (કર્મો કરવાની ગુપ્ત કુંચીઓ) ગીતામાં અર્જુનને એક પછી એક કહી છે, ગાઈ સંભળાવી છે (गीताः उपनिषदः). આમ ગીતાના ઇતિશ્રીનો उपनिषद् શબ્દ છાન્દોગ્ય ઉપ૦માંથી લેવામાં આવ્યો હોય એમ જણાય છે. પાછળથી એકલો गीता (નારીજાતિ એકવચન) શબ્દ, ટૂંકામાં, રહી ગયો (જુઓ પ્રકરણ ૧૮, પૃ. ૧૪૫). સાકાર શ્રીકૃષ્ણનો નિર્દેશ હોવા છતાં ગીતાને **બ્રહ્મવિદ્યા** કહી છે કેમકે શ્રીકૃષ્ણ પણ બ્રહ્મ એટલે પરતત્ત્વ જ છે, પરતત્ત્વનાં બ્રહ્મ અને શ્રીકૃષ્ણ, એ બંને સ્વરૂપો યુગપદ્ છે. અને દરેક અધ્યાય એક એક યોગ બતાવે છે. ઉપર, ટૂંકો, સળંગ, શ્લોકવાર અથવા શ્લોક-સમુદાયવાર, ગીતાનો અર્થ આપ્યો છે. તેમાં (૧) ગીતામાં બધે સ્થળે योग, योगिनः તેમ જ योगના સમાસો योगेश्वर, कर्मयोग, ज्ञानयोग, भक्तियोग, વગેરેમાં **योग શબ્દનો એકજ અર્થ** "ફલેચ્છા-રહિત, નિષ્કામ, કર્માચરણ" કરી બતાવ્યો છે. (૨) સાથોસાથ, ગીતામાં જે જે **વિરોધી** વિધાનો છે× તે સર્વ પરસ્પર **વિરોધી નથી** કેમકે દરેક અધ્યાય જુદા જુદા મનુષ્યોને દરેકને યોગ્ય **યોગનો પ્રકારવિશેષ સમજાવવા માટે** છે, તે પણ બતાવવામાં આવ્યું છે. ૩) વળી, દરેક અધ્યાયમા અથવા અનેક અધ્યાયોમાં કામ ફલેચ્છાનો ત્યાગ, વૈદિક સકામતાનો વિરોધ, શ્રીકૃષ્ણ-તત્ત્વની પરાત્પરતા, જગદુત્પત્તિ-સ્થિતિ-નાશ કરનાર તત્ત્વનું (અનેકવિધ) નિરૂપણ, જ્ઞાનોનો વારંવાર નિર્દેશ–આ અને બીજાં અનેક નિર્દેશોની **અનેકશઃ પુનરુક્તિ** આવે છે, પણ તે **પુનરુક્તિ નથી** કેમકે દરેક અધ્યાય એક સ્વતંત્ર એકમ છે, અને તે દરેક એકમમાં આ દરેક વિષયની થોડેઘણે અંશે જરૂરિયાત અને ઉપયોગિતા હોઈને **આવી પુનરુક્તિઓ અનિવાર્ય**

× [ જેમકે (૧) કર્મ, ક્રિયા, કર્તૃત્વ, પ્રવૃત્તિ, એની ઉત્પત્તિનું મૂળ તત્ત્વ, પ્રકૃતિ, બ્રહ્મ, પરમાત્મા (=પુરુષ), જીવાત્મા કે અન્ય કંઈ, એમ અનેક રૂપે કહેવામાં આવ્યું છે તે; (૨) પર તત્ત્વનું નિરાકાર સ્વરૂપ અને સાકાર સ્વરૂપ, તે બેનો પરસ્પર વિરોધ: (૩) પરતત્ત્વમાં અંતર્ગત તત્ત્વો, એક, બે, કે વધારે છે તે વિશે મતાન્તરો; (૪) જીવાત્માનું સ્વરૂપ, શ્રીકૃષ્ણરૂપતા અથવા પરરૂપતા કે પરમાં એક (અનાદિપુરુષ) તત્ત્વરૂપતા કે પરની અંશરૂપતા, ઇત્યાદિ વિવિધ, પરસ્પર-વિરોધી રૂપો; (૫) મોક્ષદશાનો વિચાર, પરતત્ત્વરૂપ, બ્રહ્મનિર્વાણરૂપ, પરનું સાધર્મ્ય, કે માત્ર સિદ્ધિ (પૂર્ણતા), પરમપદ (સ્થાન) પ્રાપ્તિ, ઇત્યાદિ મોક્ષની અનેકવિધતા અને પરસ્પરવિરોધિતા; (૬) સત્ત્વગુણ -સુખજ્ઞાનમાં આસક્તિરૂપ છે અને સત્ત્વગુણ નિષ્કામકર્મનિષ્ઠા (योगनिष्ठा) રૂપ છે, તે બે વિરોધી પ્રકારો; (૭) સંન્યાસ અને નિષ્કામકર્મ (યોગ)નો વિરોધ; વગેરે ]

**બની** છે, તે પણ અમે બતાવ્યું છે (૪) વળી, અમારા મતે દરેક પ્રકારનું જ્ઞાન ગીતામાં નિષ્કામ કર્મ (યોગ) ની સમજણ માટે જ છે, અર્થાત્ ગીતા મુજબ બધું જ્ઞાન અથવા બધાં જ્ઞાન "કર્મશેષ" છે, તો કયું જ્ઞાન કયા યોગમાં કેવી રીતે શેષ છે, તે પણ અમે ટૂંકમા બનાવ્યું છે.

આ રીતે **ગીતા અધ્યાય સંગતિનો પ્રશ્ન** પણ તપાસાઇ જાય છે, કેમકે દરેક અધ્યાય સ્વતંત્ર એકમ ઠરે છે, અર્થાત્ ગીતાનો મુખ્ય વિષય યોગ હોઈ દરેક અધ્યાય અલગ અલગ અધિકારીઓ માટે યોગના એક અલગ પ્રકારનો બોધ કરે છે. આમ હોઇ **સ્વ. તિલકનો** એમના ગીતા-અધ્યાય-સંગતિના (ચૌદમાં) પ્રકરણમાં "દરેક ઉત્તરોત્તર અધ્યાય દરેક પૂર્વપૂર્વ અધ્યાયમા અધૂરા રહેલા મુદ્દાની સમજણ માટે છે;" તેવુ બતાવવાનો **પ્રયત્ન નિરાધાર** છે એમ સાબિત થાય છે. વળી,ગીતા અધ્યાય સંગતિ બતાવવાની આચાર્યોની પદ્ધતિ જેમાં શ્રીકૃષ્ણ અને અર્જુનના સવાદમાં જેમ જેમ અર્જુનને અમુક પ્રશ્નો ઉદ્દ્ભવ્યા તેમ તેમ તેના ઉત્તરો શ્રીકૃષ્ણે કહ્યા છે તેવું (આચાર્યોનું) મન્તવ્ય છે, તે પણ ઠીક નથી, દાખલા તરીકે શ્રી શંકરાચાર્ય કહે છે* કે (૧) ગીતામાં **સાતમા** અધ્યાયમા વિભૂતિઓ કહેવાની શરૂ કરી, તે પાછી **દશમા** અધ્યાયમા કહી અને છેવટે થોડી બાકી રહી તે **પંદરમા** અધ્યાયમા (૧૨ થી ૧૫ શ્લોકમાં) કહી છે; એમ વિભૂતિઓ ત્રણ અધ્યાયમાં કહી છે. (૨) તેઓ કહે છે† **નવમા** અધ્યાયમાં (૧૨-૧૩ શ્લોકોમા) આસુરી અને દૈવી **પ્રકૃતિ** ટૂંકમા કહી છે, તેનો જ **વિસ્તાર ૧૬મા** અધ્યાયમાં દૈવી અને આસુરી **સંપત્તિ રૂપે** કર્યો છે. પણ આવી પદ્ધતિથી ગીતાર્થ સમજી શકાતો નથી, કારણ કે ૧૬ મા અધ્યાયમાં "સંપદ સાથે સૃષ્ટિ થવી" તેનો અર્થ અને નવમા અધ્યાયમા "જીવો અમુક પ્રકૃતિઓનો **આશ્રય કરે** છે" તેનો અર્થ જુદો જ છે. તેમજ ખરું જોતાં દશમા અધ્યાયમા જ વિભૂતિઓ કહી છે, સાતમા અધ્યાયમા વિજ્ઞાન કહ્યું છે અને પંદરમા અધ્યાયમા પુરુષ રૂપ શ્રીકૃષ્ણની અનેકવિધ પ્રવૃત્તિઓ ગણાવી છે. (શાંકર મત માટે જુઓ તે તે અધ્યાયનું શાંકર ભાષ્ય.)

'ગીતામાં અનેક વિરોધી વિધાનો છે;' ગીતામા એક જ, સિદ્ધાન્ત કે વિચારની અનેકશ પુનરુક્તિઓ છે, "ગીતાના અધ્યાયોમા વિષયોની પદ્ધતિસર વહેંચણીનો અભાવ છે," વગેરે કહી પશ્ચિમના અમુક વિદ્વાનો ગીતાને "એક દાર્શનિક સુંદર કાવ્ય" (A Philosophical Poem) તરીકે માન્ય રાખવા ના કહે છે, તો એમ આક્ષેપો ન કરનારા ભારતીય વિદ્વાનો ગીતાના સિદ્ધાન્તોની ખેચતાણ કરે છે અને શબ્દોના સરળ અર્થની જગાએ કલ્પિત અર્થો મૂકી શ્લોકગત તથા અધ્યાયગત સંદર્ભનો ત્યાગ કરે છે. આ બન્ને રીતો અને મતો યોગ્ય નથી. ગીતાની કર્મ, ભક્તિ અને જ્ઞાન એમ "ત્રિકાંડ"માં વહેંચણી (શ્રી મધુસૂદન સરસ્વતીનો મત) પણ નથી થઈ શકતી (જુઓ પાનું ). પણ ગીતાના દરેક શ્લોકનો **શબ્દાર્થ** જ **સાચો ઠરે** છે, ગીતા

---

* શાંકર ભાષ્ય, ૧૦ મા અધ્યાયના પ્રારભમા—सप्तमेऽध्याये भगवत. तत्त्वं विभूतयश्च प्रकाशिता नवमे च । अथेदानीं येषु येषु भावेषु चिन्त्यो भगवास्ते भावा वक्तव्याः । तत्त्वं च भगवेतो वक्तव्यमुक्तमपि दुर्विज्ञेयत्वादित्यत श्रीभगवानुवाच । શાં ભા અધ્યાય ૧૫ ૧૨ ઉપર—चतुर्भिः श्लोकै विभूतिसंक्षेपमाह भगवान् । શા. ભા અધ્યાય ૧૫.૧૬ ઉપર જુઓ.

† શા. ભા અધ્યાય ૧૬.૧—दैवी आसुरी राक्षसी चेति प्राणिना प्रकृतयो नवमेऽध्याये सूचितास्तासा विस्तरेण प्रदर्शनायाभय सत्त्वसंशुद्धिरित्यादिरध्याय आरभ्यते ।

નો દરેક સિદ્ધાન્ત જ્યાં જેમ આપ્યો છે ત્યાં તે રૂપમાં જ સત્ય છે, ગીતામાં પુનરુક્તિ કે પિષ્ટપેષણ નથી, ગીતામાં કહેવાતાં "વિરોધી વિધાનો" એક જ ધ્યેય-સ્થાનને પહોંચવાના પૂર્વ-પશ્ચિમ ઉત્તર દક્ષિણના માર્ગો જેવાં અવિરોધી સત્યો છે. ગીતામાં શબ્દોના પ્રયોગોમાં કે અર્થોમાં સંદિગ્ધતા કે અનેકાર્થતા નથી. યોગ શબ્દ સમગ્ર ગીતામાં એકજ અર્થમાં વપરાયો છે, અને એજ અર્થમાં યોગશાસ્ત્રનું નામ ગીતાને અપાયું છે. તેવી જ રીતે प्रकृति, अव्यक्त, अपर अव्यक्त, परा प्रकृति, વગેરે અનેક શબ્દો ગીતાના સમયમાં જ "સંજ્ઞા" તરીકે નિર્ણીત અર્થમાં જ વપરાતા હતા. ગીતાનો શબ્દભંડાર (શબ્દ-સંપત્તિ) અનેકાર્થક અથવા સંદિગ્ધાર્થક નથી. ગીતાનો દરેક અધ્યાય એક નાનું સુંદર નિઃસ્વાર્થ કર્મપરાયણતાનું કાવ્ય છે, અને સમગ્ર ગીતા એવા અઢાર અથવા વધારે (લગભગ પચીસ) નાના કાવ્યોનો સુંદર સંગ્રહ છે. અભણ, અતત્ત્વજ્ઞ, સંસારમગ્નને પણ હૃદયમાં ઉતરી જાય તેવી સરળતા ગીતાની ભાષા, શૈલી અને ભાવમાં છે; તો પછી વિદ્વાન, વિચારક વ્યક્તિને ગીતા પ્રભાવિત કરે, એમાં નવાઇ શી?

---

## પ્રકરણ ૨૦

## ગીતામાં શ્લોકોની અવસરસંગતિ

ગીતામાં અધ્યાયસંગતિનો પ્રશ્ન જેમ અગત્યનો છે, તેમ ગીતાના શ્લોકોની (અવસર) સંગતિનો પ્રશ્ન પણ મહત્ત્વનો છે. આ સંગતિનો વિચાર કરીએ તો જ આપણે સમજી શકીએ કે (૧) ગીતા ૨.૧૧-૩૦ (અને ૩૧-૩૮) માં જીવના જન્મમરણના વિચારવાળી સાંખ્યબુદ્ધિ કહી છે કેમકે તે દ્વારા જીવાત્માની હન્તવ્યતાની અર્જુનની માન્યતા (જે એણે ગીતા ૧ અને ૨.૧-૧૦માં પ્રકટ કરી છે) દૂર કરવા શ્રીકૃષ્ણ ઇચ્છે છે, (૨) ગીતા સ્થિતપ્રજ્ઞનું વર્ણન (ગીતા ૨.૩૯-૭૨) આપે છે કેમકે વૈદિક કર્મકાંડીઓની બુદ્ધિઓ અનંત અને અસ્થિર હતી, (૩) ગીતા ૪.૧૧માં ભગવાનને પહોંચવાના અનેક માર્ગો કહ્યા છે અને ૪.૧૩માં ભગવાનની કરેલી ચાતુર્વર્ણ્યસૃષ્ટિ કહી છે કેમકે પોતાને શોધતા **ભક્તોને [સામેથી] મળવા જવું અને વર્ણસૃષ્ટિ કરવી, એ કર્મો ભગવાન નિર્લિપ્ત રહીને કરે છે.** આ પ્રકરણમાં ગીતાના શ્લોકોની અવસરસંગતિ આપવા યત્ન કર્યો છે; કોઈ સ્થળે મતભેદ હોઈ શકે, પણ **અવસર પ્રમાણે શ્લોકોની સંગતિ તપાસવી જરૂરી છે,** તે બતાવવાનો મારો ઇરાદો છે. (પ્રકરણ ૧૯ ની નોંધો પણ જોવી.)

**અધ્યાય ૧.** (૧-૧૧) બન્ને સૈન્યના યોદ્ધાઓ. દુર્યોધનની બીજમને લીધે ચિન્તા. દુર્યોધન ભીમને ભીષ્મ કરતાં બળવાન ગણે છે.-(૧૨-૧૯) શંખનાદો યુદ્ધના પ્રારંભની તૈયારી સૂચવે છે. (૨૦-૨૮ અ) શસ્ત્રસંપાત પ્રવર્તે છે અને ધનુષ્ તૈયાર કર્યા પછી અર્જુનને દુર્યોધનના પક્ષને જોવાની ઇચ્છા થાય છે. એ સામા પક્ષને જુએ છે અને વિષાદ પામે છે (૨૮ બ-૪૭). યુદ્ધમાં સ્વજનોની હિંસા (હનન), પોતે રાજ્ય મેળવવાની ઇચ્છાથી લડવાની કરેલી તૈયારી; ધૃતરાષ્ટ્રના પુત્રો (અને બીજાઓ)ને હણવાથી થનારું પાપ, ધર્મશાસ્ત્રોમાં કહેલાં અનેક બીજાં પાપો. આ વિષયોના વિચારોથી અર્જુન શોકાવિષ્ટ થઈ ધનુષ્બાણ મૂકી

દઈ રથમાં બેસી જાય છે. ગીતાના બીજા અધ્યાયમાં "હનન"ની શકયાશકયતાનો ખુલાસો છે; "પાપ"નો ખુલાસો દરેક અધ્યાયમાં અનેકવાર છે; ધર્મશાસ્ત્રના નિયમો વિશે ગીતાએ પોતાનો અલગ મત આપ્યો છે. ફલની ઇચ્છાનો ત્યાગ કરવા (યોગ)નો બોધ ગીતામાં મુખ્ય છે. આમ, ગીતાના વિષયોનું સૂચન પ્રથમ અધ્યાયમાં અર્જુનના ઉદ્‌ગારો દ્વારા આપ્યું છે.

**અધ્યાય ૨.**–(૧–૩) શ્રીકૃષ્ણનો અર્જુનને સામાન્ય બોધ–(૪–૯) અર્જુન **નીતિનો કોઇ દિવ્ય નિયમ** જાણવા (શ્લોક ૬,૭,૮) ઇચ્છે છે, **જેથી યુદ્ધ પુરૂં થયે એને શાંતિ રહે.**—(૧૦–૩૮) શ્લોક ૧૦–૩૦માં જીવાત્માની હન્તવ્યતાઅહન્તવ્યતાનો વિચાર, જેના ઉપરથી અર્જુનને શોક છોડી નિષ્કામ યુદ્ધ કરવાનો બોધ અપાયો છે. આ હન્તવ્યતા–અહન્તવ્યતાનો વિચાર, જીવાત્માનાં જન્મ અને મરણના વિચારદ્વારા કરવામાં આવ્યો છે. અને જીવાત્માના જન્મમરણની શકયાશક્યતા વિશે ત્રણ મતો ચર્ચાયા છે. આ એક "ज्ञान" છે, જેના ઉપર અને શ્લોક ૩૧ થી ૩૮ ઉપર"સાંખ્યયોગ" સ્થપાયો છે. ૩૧ થી ૩૮ શ્લોકોમાં **સાંખ્યને** ક્ષત્રિય વર્ણના યુદ્ધધર્મ સાથે સ્વાભાવિક રીતે જોડવામાં આવેલું છે. "સાંખ્ય" મૂળમાંજ "યુદ્ધ સંબંધી ( सख्य સંબંધી) જ્ઞાન કે વિચાર" છે. સાંખ્ય પ્રમાણે, ક્ષત્રિયવર્ણે (મનુસ્મૃતિની જેમ) સ્વર્ગ કે પૃથ્વીના રાજ્યની ઇચ્છાથી નહી, પણ યુદ્ધના પરિણામ વિશે કોઇ પણ પ્રકારની આસક્તિ છોડીને, જયપરાજયમાં સમત્વ રાખીને, (૩૮) યુદ્ધ કરવાનું છે. અહીં શ્લોક ૩૧–૩૪માં વ્યાવહારિક દૃષ્ટિ બિન્દુ (૩૪–૩૬) અને મનુસ્મૃતિનુ વર્ણાશ્રમ ધર્મનું દૃષ્ટિ બિન્દુ (૩૨–૩૩,૩૭) છે પણ શ્લોક ૩૮માં ગીતાનું નિષ્કામ કર્મનું દૃષ્ટિ બિન્દુ છે. એ રીતે "સાંખ્ય" એટલે "નિષ્કામ યુદ્ધ કરવાના બોધ" (૧૧–૩૦) સાથે, ક્ષત્રિયના ધર્મ્ય યુદ્ધના ધર્મને નિષ્કામ યુદ્ધનું રૂપ આપીને, એ ક્ષત્રિય ધર્મને જોડેલ છે શ્લો ૩૯ મુજબ **૧૧–૩૮**માં સાખ્ય ની બુદ્ધિ છે. શ્લોક ૩૧–૩૮માં વિષયાન્તર જેવું થાય છે, પણ **"સાંખ્ય"ને પોતાને યુદ્ધ સાથે સંબંધ છે માટે** યુદ્ધ–જે ક્ષત્રિય ધર્મ છે, તેનો નિર્દેશ કરી તે ક્ષત્રિય ધર્મરૂપ યુદ્ધને ગીતાના "સાંખ્ય"ની નીચે ગીતાકાર મૂકે છે ગીતા ૧૮. ૧૩–૧૭ ના સાંખ્યને પણ હનનક્રિયા સાથે સંબંધ છે.–(૩૯) સાંખ્ય અને યોગ એટલે સાંખ્યયોગ અને કર્મયોગ; આ બેમાંથી દરેક યોગનો જુદો જુદો પ્રકાર છે, એમ અહીં (૩૯) સ્પષ્ટ કહ્યુ છે; બન્ને મળીને એક યોગ નથી થતો.–(૪૦–૫૧) સકામકર્મી વૈદિકોના વર્તન ઉપરથી બુદ્ધિમાન મનુષ્યે યોગનો એક પ્રકાર સમજવો. શ્લોક ૪૭ માં "मा ते सङ्गोऽस्त्वकर्मणि"ને ઉપનિષદના સંન્યાસ સાથે સંબધ છે.–( ૫૨–૫૩ ) ગીતા ૧.૩૬, ૩૭, ૩૯, ૪૦–૪૪ ( ખાસ अनुशुश्रुम=ધર્મશાસ્ત્રમાંથી સાંભળ્યું છે), ૪૫; ૨.૫ ( भुञ्जीय भोगान् )ની સાથે श्रुतने ( અર્જુને ધર્મશાસ્ત્રોમાંથી જે સાંભળેલું તેને ) અને ૨.૬–૮ ની સાથે श्रोतव्य ( અર્જુન જે જાણવા ઇચ્છે છે તે )ને સંબંધ છે. સ્મૃતિશાસ્ત્રના શ્રવણથી અર્જુનની બુદ્ધિ અનિશ્ચિત ( श्रुतिविप्रतिपन्ना ) થઇ હતી; તેને સ્થિર કરવાને શ્રીકૃષ્ણ ધર્મશાસ્ત્રનું પ્રમાણ ( જેમ કે आपद् धर्म, क्षत्रिय धर्म ) નથી આપતા; પણ "ધર્મશાસ્ત્રનું સાંભળેલુ અને સાંભળવાનું ત્યજી દઇને ( निर्वेदं गन्तासि ) બુદ્ધિ સ્થિર કરવાનું" ( समत्व=સમાધિ મેળવવાનું, યોગ પ્રાપ્ત કરવાનું ) શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે. ધર્મશાસ્ત્ર કરતાં ગીતાનું દૃષ્ટિબિન્દુ જુદું જ છે. ગીતા મુજબ વેદ અને ધર્મશાસ્ત્ર બન્નેથી મનુષ્યની બુદ્ધિ અસ્થિર થાય છે, પણ ગીતાના समत्व ( =समाधि ) રૂપ યોગથી જ સ્થિર થાય છે. –( ૫૪–૭૨ ) અહીં સ્થિતપ્રજ્ઞના વર્ણનમાં શ્લોક ૫૯, ૬૦, ૬૧માં पर ( નિરાકાર બ્રહ્મ ) અને

છે. શ્રીકૃષ્ણને ગુરુ, પિતા, મિત્ર ઇત્યાદિ ભાવે ભજનારનો શ્રીકૃષ્ણ ગુરુ, પિતા, મિત્ર ઇત્યાદિ રૂપે જ આશ્રય લે છે. **ભક્તોનો આશ્રય લેવો તે પણ શ્રીકૃષ્ણનું એક નિષ્કામ કર્મ જ છે.** ૧૦–૧૧ અને ૧૩ માં પણ શ્રીકૃષ્ણના કર્મો કહ્યાં છે. ૧૨–વૈદિક કર્મીઓ શ્રીકૃષ્ણનો આશ્રય લેતા નથી.—(૧૬–૨૨) "કર્મ" કરવા છતાં કર્મ "અકર્મ" કેવી રીતે છે, તે સમજણ. નોંધ, (૧૯) જ્ઞાનાગ્નિથી દગ્ધ કર્મ=અકર્મ; (૨૦) नैव किंचित्करोति सः એટલે અકર્મ; (૨૧) नाप्नोति किल्बिषम्=અકર્મ; (૨૨) कृत्वापि न निबध्यते=અકર્મ. શ્લોક ૧૯–૨૨ કર્મ અકર્મ કેવી રીતે છે તે બતાવે છે.—(૨૩–૩૩અ) યજ્ઞ માટે, પોતાના કર્મથી જ એક અમુક યજ્ઞ પોતે જ કરવાની ભાવનાથી, કરેલું કર્મ નિષ્કામ કર્મ છે, યોગ છે.—(૩૩બ થી શરૂ કરી ૪૨); ૩૩બ–સાધનભૂમિનુ નિષ્કામ કર્મ જ્ઞાનની પ્રાપ્તિમાં સાધન છે; ૩૮ પણ. ૩૫, અહીં જ્ઞાનનું સ્વરૂપ કહ્યું છે. ૩૬, ૩૭, દરેકનો છેલ્લો પાદ=જ્ઞાનપૂર્વક કરેલુ કર્મ અકર્મ છે જ્ઞાન મેળવીને (પછી સન્યાસ અથવા યોગ દ્વારા) શાન્તિ મેળવે છે (૩૯–૪૦). (૪૧–૪૨) એમ મેળવેલું જ્ઞાન નિષ્કામ કર્મ (ફલયોગ) માટે ઉપયોગી છે. આ બે શ્લોકો ઉપરથી અધ્યાયનું નામ પાડયું છે

**અધ્યાય ૫.** (૧–૭) ગીતા ૪.૨૮માં यतयः (સન્યાસીઓ)નો નિર્દેશ યજ્ઞ કરનારા યોગીઓ તરીકે છે; ૪.૪૧–૪૨ માં ફલયોગ છે. બન્ને ઠેકાણે પ્રશંસાપૂર્વક નિર્દેશ છે, માટે અર્જુનનો પ્રશ્ન. શ્રીકૃષ્ણનો જવાબ—બન્ને દ્વારા મોક્ષ મળે છે, માટે બન્નેનો સારો નિર્દેશ કર્યો છે. પણ યોગ વધારે સારો છે (૨–૭).—(૮–૧૮) કર્મના માનસ સંન્યાસ માટે દલીલો. "કર્મતત્ત્વ" સ્વભાવતત્ત્વમાંથી ઉત્પન્ન થયું છે; બધી પ્રવૃત્તિ સ્વભાવ જ કરે છે; —(૧૯–૨૮) બ્રાહ્મણ, ગાય, ચાંડાલ વગેરેનાં સારાં–ખરાબ કર્મો માટે બ્રહ્મ જવાબદાર નથી (ब्रह्म निर्दोष છે), એમ જેઓને **ખાતરી** થાય "તે બધા (**નિરાકાર**) બ્રહ્મમાં જ સ્થિત" (મુક્ત) છે. (૨૯) **સાકાર** શ્રીકૃષ્ણનો નિર્દેશ.

**અધ્યાય ૬.** (૨–૪) ઉપનિષદોના સન્યાસને ગીતાકાર યોગ તરીકે સમન્વયે છે. યોગની આરુરુક્ષા થાય (સંન્યાસની આરુરુક્ષા ન થાય), તેનું કારણ મનુષ્યની કરેલી "પ્રવૃત્તિ" છે (નિવૃત્તિ કરી હોય તો સંન્યાસની આરુરુક્ષા થાય); યોગારૂઢ (થવા, હોવા) નું કારણ મનુષ્યે મેળવેલો "શમ" છે; (સંન્યાસી થવાનું કારણ પણ શમ જ છે). માટે "સંન્યાસ" યોગ જ છે. શ્લોક ૪ યોગારૂઢમાં શમ કેવી રીતે હોય જ છે, તે સમજાવે છે. — (૫–૯) યોગી થવાનો યત્ન કરવો. —(૧૦–૧૭) યોગનાં સાધનો; પાતંજલ યોગ જેવા આ સાધનો છે.—(૧૦–૨૩) યોગી તથા યોગનાં લક્ષણો.—(૨૪–૨૮) યોગના પાતંજલ યોગ જેવાં સાધનો–ચાલુ. (૨૯–૩૨) યોગીનું દર્શન.—(૩૩–૩૬) અભ્યાસ અને વૈરાગ્ય સાધનો.–(૩૭–૪૫) આખો અધ્યાય (૬.૫થી ૩૬, કુલ ૩૨ શ્લોકો) ધ્યાનયોગના છે. પણ અહીં ૩૭–૪૫ શ્લોકોમાં **કોઇપણ યોગમાંથી ભ્રષ્ટ થએલા યોગી** વિશે ચર્ચા છે. ભ્રષ્ટ થએલો યોગી એટલે **નિષ્કામ કર્મો કરતાં કરતાં જેનાથી થોડાં કર્મો સકામ રીતે** થઇ ગયાં તેવો યોગના સાધક. યોગભ્રષ્ટ એટલે માત્ર ધ્યાનયોગભ્રષ્ટ જ નહીં; પણ ગીતાના અઢાર (અથવા વધારે) યોગોમાથી કોઇ પણ એકમાંથી ભ્રષ્ટ થએલો યોગી. (૪૬–૪૭) યોગીઓ ઘણા પ્રકારના છે (योगिनामपि सर्वेषाम्); તેમાં શ્રીકૃષ્ણની ભક્તિવાળો સર્વોત્તમ છે.

**અધ્યાય ૭.** (૧–૨) અહીં એક **પ્રકારનું "વિજ્ઞાન સહિત જ્ઞાન"** આપ્યું છે,

શ્રીકૃષ્ણ ( मत्परः )ને જાણનારની બુદ્ધિ સ્થિર થાય છે, એમ કહ્યું છે પણ બાકીના બધા શ્લોકોમાં સામાન્ય મનુષ્યની બુદ્ધિ કેવી રીતે સ્થિર થઇ શકે તે જ કહ્યું છે. શ્લોક ૬૯ વિશે જુઓ પૃ. ૧૦૦–૧૦૧. આવી સ્થિર બુદ્ધિને જ બ્રાહ્મી સ્થિતિ કહી છે (૭૨).

**અધ્યાય ૩.** (૧–૮) ગીતા ૨.૩૯માં ' સાંખ્યે બુદ્ધિ', ' યોગે બુદ્ધિ ' કહી છે; શ્લોક ૪૧, ૪૪, ૪૯ (बुद्धौ शरणमन्विच्छ ), ૫૨, ૫૩, ૫૪–૭૨ (સ્થિતપ્રજ્ઞનું આખું ચિત્ર)–એ બધામાં "કર્મ" "ના પોતાના કરતાં કર્મ કરવામાં રહેલી "બુદ્ધિ" ઉપર વધારે ભાર ( ज्यायसी ) મૂકવામાં આવ્યો છે. તેથી અ૦ની શંકા ( ૧–૨ ). શ્રીકૃ૦ નો ઉત્તર–૨. ૧૧–૩૮ માં જ્ઞાનયોગ દ્વારા સાંખ્યોની નિષ્ઠા અને ૨. ૪૦–૭૨માં કર્મયોગ દ્વારા યોગીઓની નિષ્ઠા, એમ બે નિષ્ઠા, જે બન્ને આ લોકમાંની જ એક ( નિષ્કામ કર્મ ) નિષ્ઠાના પ્રકારો છે ( द्विविधा निष्ठा ), તે કહી છે. જ્ઞાનદ્વારા યોગ અને કર્મદ્વારા યોગ, એટલે બન્ને નિષ્કામ કર્મ ( યોગ )ના જ પ્રકારો છે. આ છે શ્રીકૃષ્ણનો ઉત્તર અ૦ ની ૩.૧ માંની શંકાનો. ૩.૮ છે શ્રીકૃષ્ણનો ઉત્તર અ૦ ની ૩.૨ માંની શંકાનો. ૩.૪–૭મા ૩.૮ ના નિર્ણય માટે દલીલો કરી છે –(૯–૧૬) यज्ञार्थ कर्म, જેનાથી વરસાદ આવે છે તે યજ્ઞ ચાલુ રહે તે ખાતર મનુષ્યે સ્વકર્મો કરવા જોઇએ.–( ૧૭–૨૦ અ ), ૯–૧૬માં જે કહ્યું છે તે બહિર્મુખ મનુષ્યો માટે છે. પણ અન્તર્મુખે ( આત્મરતિએ ) પણ અનાસક્તિપૂર્વક કર્મો કરવાં જોઈએ.–( ૨૦ બ–૩૦ ) વિદ્વાને **લોકસંગ્રહ** ( લોકોના માર્ગદર્શન ) માટે પણ સ્વકર્મો કરવાં, જેથી અજ્ઞ લોકો એને અનુસરે અને સમાજ સુધરે. પ્રકૃતિનું જ કર્તૃત્વ (૨૭) અને શ્રીકૃષ્ણમાં કર્મોનો **મનથી** સંન્યાસ, તે બન્ને દાર્શનિક સૂચનો આ લોકસંગ્રહાર્થ નિષ્કામ કર્માચરણ માટે જ **પરંપરયા** ઉપકારક છે.–(૩૧–૩૨) લોકસંગ્રહાર્થ કર્માચરણનો ભગવાનનો મત માત્ર **શ્રદ્ધા રાખનારાઓ પણ** આચરે તો કર્મથી છૂટે. (न-मिदं) जानन्ति કહેવાને બદલે अनुतिष्ठन्ति કહ્યું છે; અર્થાત્ આ જ્ઞાન અનુષ્ઠેય છે, માત્ર વિચારરૂપ નથી. ઉપનિષદમાં પણ ધ્યાનને, "क्रतु कुर्वीत યજ્ઞ કરે" એમ કહી, અનુષ્ઠેય ગણ્યું છે.–(૩૩–૩૫) આ ત્રણ શ્લોકો કર્મસંન્યાસ કરતાં કર્મયોગ વધારે સારો છે, એમ બતાવે છે. ૩૩, જ્ઞાનવાન પણ પોતાની પ્રકૃતિને અનુસરી કર્મો કરે છે; દરેક મનુષ્ય પ્રકૃતિને અનુસરે છે. કર્મનો સંપૂર્ણ ત્યાગ (निग्रह) શક્ય નથી. પારકાનો ધર્મ, જેમકે સંન્યાસ, જેને અર્જુન ધારણ કરવા માગતો હતો, તે સારી રીતે બજાવેલો હોય, તો પણ તેના કરતાં ખરાબ રીતે બજાવેલો ગુણરહિત (હિંસાવાળો) પોતાનો ધર્મ, જેમકે યુદ્ધ, મનુષ્ય માટે વધારે સારો છે; ( કેમકે તે કર્મ સ્વભાવપ્રાપ્ત હોવાથી તેનાં પાપથી (નિરહંકાર) કર્તા નિર્લિપ્ત રહે છે. ) એમ શ્લોક **૩૫** માં પણ નિષ્કામ કર્માચરણની તરફેણમાં જ એક દલીલ છે.—૩૬–૪૬. કામ એટલે ફલેચ્છા એવી રીતે પ્રેરે છે કે મનુષ્યને ઇચ્છા ન હોય તો પણ પરાણે પ્રેરાઇને તે પાપ કરે છે, માટે 'કામ'નો નાશ કરવો.

**અધ્યાય ૪.** (૧–૩) ગીતાનો આ યોગ પ્રાચીન યોગ જ છે -(નવીન સિદ્ધાન્ત નથી). —(૪–૧૫) શ્રીકૃષ્ણનાં કર્મો નિષ્કામ છે, જેમકે, જન્મ ધારણ કરવો, રક્ષણ કરવું, ધર્મની સંસ્થાપના કરવી, પોતે ભક્તોનો આશ્રય લેવો (૧૦–૧૧), ચાતુર્વર્ણ્યની સૃષ્ટિ કરવી; શ્રીકૃષ્ણને આ કર્મો લેપ (બંધન) કરતાં નથી, એ "જાણીને" (એ દૃષ્ટાન્તને અનુસરીને) પણ નિષ્કામકર્માચરણ કરાય ૯બ થી ૧૨ સુધીના શ્લોકો : ૯બ શ્રીભગવાનનાં જન્મકર્મ " જાણીને " (સંન્યાસ અથવા યોગ, બન્ને રીતે) મોક્ષ મળે છે. (૧૦) શ્રીકૃષ્ણનાં જન્મકર્મનાં જ્ઞાનવાળા મનુષ્યો શ્રીકૃષ્ણનો આશ્રય લઇને શ્રીકૃષ્ણભાવ પ્રાપ્ત કરે છે. (૧૧) ભક્તને અનુકૂળ રીતે શ્રીકૃષ્ણ ભક્તનો આશ્રય લે

છે. શ્રીકૃષ્ણને ગુરુ, પિતા, મિત્ર ઇત્યાદિ ભાવે ભજનારનો શ્રીકૃષ્ણ ગુરુ, પિતા, મિત્ર ઇત્યાદિ રૂપે જ આશ્રય લે છે. **ભક્તનો આશ્રય લેવો તે પણ શ્રીકૃષ્ણનું એક નિષ્કામ કર્મ જ છે.** ૧૦–૧૧ અને ૧૩ માં પણ શ્રીકૃષ્ણના કર્મો કહ્યાં છે. ૧૨–વૈદિક કર્મીઓ શ્રીકૃષ્ણનો આશ્રય લેતા નથી.—(૧૬–૨૨) "કર્મ" કરવા છતાં કર્મ "અકર્મ" કેવી રીતે છે, તે સમજણ. નોંધ, (૧૯) જ્ઞાનાગ્નિથી દગ્ધ કર્મ=અકર્મ; (૨૦) नैव किंचित्करोति मः એટલે અકર્મ; (૨૧) नाप्नोति किल्बिषम्=અકર્મ; (૨૨) कृत्वापि न निबध्यते=અકર્મ. શ્લોક ૧૯–૨૨ કર્મ અકર્મ કેવી રીતે છે તે બતાવે છે.—(૨૩–૩૩અ) यज्ञ માટે, પોતાના કર્મથી જ એક અમુક यज्ञ પોતે જ કરવાની ભાવનાથી, કરેલુ કર્મ નિષ્કામ કર્મ છે, योग છે.—(૩૩બ થી શરૂ કરી ૪૨); ૩૩બ–સાધન-ભૂમિનું નિષ્કામ કર્મ જ્ઞાનની પ્રાપ્તિમાં સાધન છે; ૩૮ પણ. ૩૫, અહીં જ્ઞાનનું સ્વરૂપ કહ્યું છે. ૩૬, ૩૭, દરેકનો છેલ્લો પાદ=જ્ઞાનપૂર્વક કરેલુ કર્મ અકર્મ છે જ્ઞાન મેળવીને (પછી સન્યાસ અથવા योग દ્વારા) શાન્તિ મેળવે છે (૩૯–૪૦). (૪૧–૪૨) એમ મેળવેલું જ્ઞાન નિષ્કામ કર્મ (फलयोग) માટે ઉપયોગી છે. આ બે શ્લોકો ઉપરથી અધ્યાયનું નામ પાડયુ છે

**અધ્યાય ૫.** (૧–૭) ગીતા ૪.૨૮બમા यतयः (સન્યાસીઓ)નો નિર્દેશ यज्ञ કરનારા યોગીઓ તરીકે છે, ૪.૪૧–૪૨ મા फलयोग છે બન્ને ઠેકાણે પ્રશંસાપૂર્વક નિર્દેશ છે, માટે અર્જુનનો પ્રશ્ન. શ્રીકૃષ્ણનો જવાબ—બન્ને દ્વારા મોક્ષ મળે છે, માટે બન્નેનો સાગે નિર્દેશ કર્યો છે. પણ योग વધારે સારો છે (૨–૭).—(૮–૧૮) કર્મના માનસ સંન્યાસ માટે દલીલો. "કર્મતત્ત્વ" સ્વભાવતત્ત્વમાંથી ઉત્પન્ન થયું છે; બધી પ્રવૃત્તિ स्वभाव જ કરે છે; —(૧૯–૨૮) બ્રાહ્મણ, ગાય, ચાંડાલ વગેરેનાં સારાં–ખરાબ કર્મો માટે બ્રહ્મ જવાબદાર નથી (ब्रह्म निर्दोष છે), એમ જેઓને **ખાતરી** થાય "તે બધા **(નિરાકાર)** બ્રહ્મમા જ સ્થિત" (મુક્ત) છે. (૨૯) **સાકાર** શ્રીકૃષ્ણનો નિર્દેશ.

**અધ્યાય ૬.** (૨–૪) ઉપનિષદોના સન્યાસને ગીતાકાર योग તરીકે સમજાવે છે. યોગની આરુરુક્ષા થાય (સંન્યાસની આરુરુક્ષા ન થાય), તેનુ કારણ મનુષ્યની કરેલી "પ્રવૃત્તિ" છે (નિવૃત્તિ કરી હોય તો સંન્યાસની આરુરુક્ષા થાય); યોગારૂઢ (થવા, હોવા) નું કારણ મનુષ્ય મેળવેલો "શમ" છે; (સંન્યાગી થવાનું કારણ પણ શમ જ છે). માટે "સંન્યાસ" योग જ છે. શ્લોક ૪ योगारूढમાં શમ કેવી રીતે હોય જ છે, તે સમજાવે છે. — (૫–૯) योगी થવાનો યત્ન કરવો. —(૧૦–૧૭) યોગનાં સાધનો; પાતંજલ યોગ જેવા આ સાધનો છે.—(૧૦–૨૩) યોગી તથા યોગનાં લક્ષણો.—(૨૪–૨૮) યોગના પાતંજલ યોગ જેવાં સાધનો–ચાલુ. (૨૯–૩૨) યોગીનું દર્શન.—(૩૩–૩૬) અભ્યાસ અને વૈરાગ્ય સાધનો.–(૩૭–૪૫) આખો અધ્યાય (૬.૫થી ૩૬, કુલ ૩૨ શ્લોકો) ધ્યાનયોગના છે. પણ અહીં ૩૭–૪૫ શ્લોકોમાં **કોઇપણ યોગમાંથી ભ્રષ્ટ થએલા યોગી** વિશે ચર્ચા છે. ભ્રષ્ટ થએલો યોગી એટલે **નિષ્કામ કર્મો કરતાં કરતાં જેનાથી થોડાં કર્મો સકામ રીતે થઇ ગયાં** તેવો યોગનો સાધક. योगभ्रष्ट એટલે માત્ર ધ્યાન-યોગભ્રષ્ટ જ નહી; પણ ગીતાના અઢાર (અથવા વધારે) યોગોમાથી કોઇ પણ એકમાંથી ભ્રષ્ટ થએલો યોગી. (૪૬–૪૭) યોગીઓ ઘણા પ્રકારના છે (योगिनामपि सर्वेषाम्); તેમાં શ્રીકૃષ્ણની ભક્તિવાળો સર્વોત્તમ છે.

**અધ્યાય ૭.** (૧–૨) અહી એક પ્રકારનું **"વિજ્ઞાન સહિત જ્ઞાન"** આપ્યું છે,

જેના આધારવાળો એક યોગ, ज्ञानविज्ञानयोग નામનો, આ અધ્યાયનો વિષય છે, અર્થાત્ શ્લોક ૧-૨ માં કહેલુ એક જ્ઞાનનુ વિજ્ઞાન સહિત જ્ઞાન અહી સ્વતંત્ર અથવા મુખ્ય વિષય નથી, પણ એ યોગનો આધાર છે જુઓ નીચે ૭ ૨૮ -(૩) સિદ્ધ એટલે મુક્ત થએનાઓમાંથી કોઈક જ શ્રીકૃષ્ણને તત્ત્વત જાણે છે, અર્થાત્ શ્રીકૃષ્ણના તાત્ત્વિક જ્ઞાન વગર સિદ્ધ થવાય છે -(૪-૭ અ) શ્રીકૃષ્ણ પરાત્પર છે, તે જ્ઞાન છે -(૭બ-૧૨) શ્રીકૃષ્ણમા આખુ જગત છે, આ વિજ્ઞાન છે - (૧૩-૧૫) સામાન્ય માણસો જગતથી પર શ્રીકૃષ્ણને જાણી શકતા નથી, પણ શ્રીકૃષ્ણની માયા શક્તિના કાર્યરૂપ જગતથી મનુષ્યનુ જ્ઞાન હરાઈ જાય છે (૧ -૧૯) ચાર પ્રકારના ભક્તો શ્રીકૃષ્ણને જાણે છે અને ભજે છે આ અધ્યાયમા જે **જ્ઞાન** આપ્યુ છે, **તે જ્ઞાનવાળો પાછળથી શ્રીકૃષ્ણનો આશ્રય લે છે** (૧૯) આ જ ज्ञानविज्ञानयोग સમજવો જોઈએ શ્લોક ૨૦ ઉપરથી સમજાય છે કે શ્લોક ૧૯ મા નિષ્કામકર્મ અથવા યોગ કહ્યો છે ज्ञानविज्ञानयोग પણ એક રીતે भक्तियोग છે જેમ શ્લોક ૧૯ અને શ્લોક ૨૦ વચ્ચે વિરોધ છે, તેમ શ્લો ૨૭ અને શ્લોક ૨૮ વચ્ચે પણ વિરોધ છે **માટે શ્લોક ૨૮ દ્વારા પણ આપણને શ્લોક ૧૯ નો ઉપલો અર્થ સમજાય છે.** શ્લોક ૨૮મા द्वन्द्वमोहनिर्मुक्ता કહ્યુ છે, તે પણ યોગ (સમત્વ) નો નિર્દેશ કરે છે -(૨૦-૨૭) કામ એટલે કર્મફલેચ્છા ધરાવનારાઓ શ્રીકૃષ્ણ સિવાય બીજા [પૌરાણિક] દેવોની ભક્તિ અને અર્ચન કરે છે તેમનુ ફલ અન્તવત્ છે શ્લોક ૨૪મા ઉપનિષદ્‌ની વૈશ્વાનર વિદ્યાવાળાઓમાથી દરેક જેમ આકાશાદિ દરકને વૈશ્વાનર આત્મા માની લેતા તેમ પૌરાણિક દેવોને દરેકને શ્રીકૃષ્ણ માની લેનારાઓનો નિર્દેશ લાગે છે ૨૫-આ જગત શ્રીકૃષ્ણનુ એક નિષ્કામ કર્મ (યોગ) છે, તે જ માયા (પ્રકૃતિ) છે તેનાથી ઢંકાએલા શ્રીકૃષ્ણ દરેક મનુષ્યને **પ્રકાશતા નથી** - (૨૯ - ૩૦) અહી અધ્યાય ૮ ની શરૂઆત છે

**અધ્યાય ૮** (ગીતા ૭ ૨૯-૩૦, ૮ ૧-૫) અર્જુને પૂછેલા પ્રશ્નો અને શ્રીકૃષ્ણના ઉત્તરો અક્ષર અને પુરુષ, જુદા જુદા છે, પુરુષ શ્રીકૃષ્ણથી પણ અલગ તત્ત્વ છે શ્લોક ૬થી અધ્યાયના અંત સુધી, "જુદા જુદા તત્ત્વોને અન્તકાળે યાદ કરવાથી તે તે તત્ત્વોને પ્રાપ્ત કરાય છે,' એ હકીકત કહી છે (૬-૧૦) પ્રયાણકાળે શ્રીકૃષ્ણને જ યાદ કરવા માટે સર્વકાળે તેમને યાદ કરવા (૭), અને परम दिव्य पुरुष ને प्रयाणकाले (૧૦) યાદ કરવાથી તે પુરુષની પ્રાપ્તિ થાય છે — (૧૧-૨૮) અક્ષરનુ 'प्रयाणकाले સ્મરણ કરવાથી તેની પ્રાપ્તિ કેવી રીતે થાય છે તે ૧૧-૨૮ ના પેટા વિભાગો —(૧૨-૧૬) ૐ દ્વારા (૧૨-૧૩) અથવા ૐકાર વગર (૧૪) પ્રયાણકાલે શ્રીકૃષ્ણનુ સ્મરણ કરનારનો **પુનર્જન્મ** (પુનરાવૃત્તિ) **થતો નથી** બ્રહ્માના ભુવન સુધી જનારા **બધા** સાધકોની પુનરાવૃત્તિ અવશ્ય થાય છે -(૧૭-૨૨) બ્રહ્મ શુ છે? જે કહેવાની શરૂઆત શ્લોક ૧૧મા કરી છે તે બ્રહ્મ શુ છે? તે બ્રહ્મની '**નીચ**" એક અવર બ્રહ્મ (૧૭-૧૯) જેમાથી ભૂતોના સૃષ્ટિ-પ્રલય થાય છે તે છે અને તેનાથી પર "**ઊંચે**" પુરુષ છે (**૨૨**) આ બ્રહ્મ (જેને अव्यक्त અને अक्षर, ઉપનિષદોમા, કહ્યું છે) ને જેને પ્રાપ્ત કરીને **સન્યાસીઓ** (विशन्ति **यतयो** वीतरागा, શ્લોક ૧૧) ની પુનરાવૃત્તિ થતી નથી (૨૧, य प्राप्य न निवर्तन्ते) —(૨૩-૨૮) આમ શ્રીકૃષ્ણ અને પુરુષને પ્રાપ્ત કરીને યોગીઓ (તેમ જ સન્યાસીઓ)ની પુનરાવૃત્તિ થતી નથી, તથા નિરાકાર બ્રહ્મને પ્રાપ્ત કરીને સન્યાસીઓની પુનરાવૃત્તિ થતી નથી પણ બ્રહ્મજ્ઞાની (योगिन) યોગીઓની પુનરાવૃત્તિ, દક્ષિણાયનમા પ્રયાણ થાય તો ચન્દ્રલોક સુધી ગયા પછી, થાય છે, ઉત્તરાયણમા પ્રયાણ થાય તો પુનરાવૃત્તિ નથી થતી જો આ બે શ્રુતિઓ યોગી બરાબર જાણે છે તો

તે ગભરાતો નથી (કેમકે તે શ્રીકૃષ્ણની અથવા પુરુષની ઉપાસના કરે છે; અથવા દક્ષિણાયનમાં પ્રયાણ થાય તો પુનરાવૃત્તિ માટે તૈયાર રહે છે.) અહીં શ્રીકૃષ્ણના યોગી કરતાં બ્રહ્મવિદ્ યોગી **ઊતરતો** છે એમ બતાવવાની ઇચ્છા જણાય છે.

**અધ્યાય ૯.** (૧–૩) વળી, એક **બીજું, નવું**, વિજ્ઞાન સહિત **જ્ઞાન** આ અધ્યાયમાં કહ્યું છે. ગીતા કહેતી નથી કે સાતમા અધ્યાયના વિજ્ઞાનસહિત જ્ઞાન (૭.૧–૨) સાથે આ નવા જ્ઞાનને કંઇ સંબંધ છે—(૪–૭) શ્રીકૃષ્ણ ચેતન પ્રકૃતિના "અધ્યક્ષ" (સાક્ષી, દ્રષ્ટા) રહીને ભૂતસૃષ્ટિ કરે છે, છતાં નિર્લેપ રહે છે. જગતની ઉત્પત્તિમાટે કરેલાં બધા કર્મો (૯) શ્રીકૃષ્ણનો "યોગ" (નિષ્કામ કર્મ) છે.-(૧૧–૧૫) રાક્ષસી અને આસુરી પ્રકૃતિનો **[પોતાની મેળે] આશ્રય કરના રાઓ** (प्रकृतिं श्रिताः) શ્રીકૃષ્ણની અવજ્ઞા કરે છે. દૈવી પ્રકૃતિનો [પોતાની મેળે] આશ્રય લેનારા અમુક મનુષ્યો શ્રીકૃષ્ણની **ભક્તિ** કરે છે અને **બીજા** અમુક મનુષ્યો શ્રીકૃષ્ણને **જ્ઞાનયજ્ઞથી** યજે છે. આ જ્ઞાનયજ્ઞવાળાઓના, જ્ઞાન પ્રમાણે **ચાર પ્રકારો** છે. (**૧૫ બ**)—(૧૬–૧૯) આ અધ્યાયનું **વિજ્ઞાન**—(૨૦–૨૧) અમુક વૈદિક સમાજ શ્રીકૃષ્ણને અર્પણ કરેલા કામ્ય યજ્ઞો દ્વારા સ્વર્ગ મેળવે છે.—(૨૨) શ્રીકૃષ્ણની અનન્યભક્તિ કરનારાઓનો **ઐહિક બોજો શ્રીકૃષ્ણ** વહે છે.—(૨૩–૨૫) શ્રીકૃષ્ણ સિવાય બીજા દેવતાઓના યજ્ઞ કરનારા [વૈદિકો] પણ તત્ત્વતઃ શ્રીકૃષ્ણના જ યાજકો છે.—(૨૬–૨૮) શ્રીકૃષ્ણની ભક્તિ સહેલી છે ભગવાનને જો કંઇ આપવું હોય તો પત્ર કે પુષ્પ આપવું; પણ તેની ખાસ જરૂર નથી; જે વસ્તુ માણસ ખાય કે પીએ, તેજ તેને અર્પણ કરીને વાપરે, એ જ ભગવાન ઇચ્છે છે.—(**૨૯**) શ્રીકૃષ્ણ અને એના ભક્તો વચ્ચે **પ્રેમસંબંધ** બંધાય છે.—(૩૦–૩૪) શ્રીકૃષ્ણની ભક્તિ દુરાચારીને ધર્માત્મા બનાવે છે જન્મથી જ ધાર્મિકવૃત્તિવાળા અર્જુને શ્રીકૃષ્ણનો આશ્રય લેવો જોઇએ.

**અધ્યાય ૧૦.** (૧) શ્રીકૃષ્ણ **ફરીને** (ભૂય) ઉપદેશ આપે છે-(૨–૭) શ્રીકૃષ્ણ જગતનું **મૂળ** તત્ત્વ છે-દેવો અને મહર્ષિઓ જેને વૈદિકો अज અને अनादि માને છે, તેમનું પણ **મૂળ** શ્રીકૃષ્ણ છે. **પ્રાણીઓને અનેક પ્રકારની માનસિક વૃત્તિઓ [પોતાનાં કર્મોને લીધે નહીં, પણ] શ્રીકૃષ્ણ પાસેથી મળે** છે. તેવી જ રીતે, મહર્ષિઓ અને મનુઓ શ્રીકૃષ્ણના માનસ ભાવો છે. **આ સર્વ** (દેવો .. ..પ્રાણીઓની વૃત્તિઓ-મનુઓ) **શ્રીકૃષ્ણની વિભૂતિ** (પ્રકટ, સ્થૂળ, સ્વરૂપ) છે **અને આ જ શ્રીકૃષ્ણનો યોગ** (નિષ્કામ કર્મ) છે. **એના જ્ઞાનથી** ***મનુષ્યને અચળ યોગ (નિષ્કામ કર્માચરણ) મળે*** છે (૮–૧૧) *વિભૂતિયોગમાં ભક્તિનું* તત્ત્વ. " अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते "–આ " વિભૂતિયોગ " નું ટૂંકું વર્ણન લાગે છે; સરખાવો ૧૦.૪૧–૪૨. પણ વિભૂતિયોગ એકંદર જ્ઞાનપ્રધાન છે. – (૧૨–૧૮) શ્રીકૃષ્ણ જ પરબ્રહ્મ અને શાશ્વત પુરુષ છે. શ્લોક ૧૪ માં व्यक्ति શબ્દનો અર્થ "વિભૂતિ" હોવો જોઇએ, વિભૂતિ એટલે " ખાસ, વિશેષ, થવું " અથવા " વિશેષરૂપે દેખાવું " તે ક્રિયા જે રૂપે દેખાય તે દરેક રૂપને એક " વિભૂતિ " કહીએ તો વિભૂતિઓ અનેક કહી શકાય. અહીં (૧૬, ૧૮, ૭ શ્લોકોમાં) પણ 'વિભૂતિ' શબ્દ, એવા બેવડા અર્થમાં વપરાયો છે. શ્લોક ૧૪–૧૫ ને અર્જુનની શ્લોક ૧૬માં કહેલી વિનતિ સાથે સંબંધ છે. અર્જુન કહે છે કે 'તમે કયા કયા રૂપે પ્રકટ થાઓ છો, તે તમે પોતાની મેળે જ જાણો છો; તમારું પ્રાગટ્ય કોઈ બીજું જાણતું નથી, માટે તમારી " વિશેષ આકૃતિઓ " તમે પોતે જ મને કહો (૧૬) વિભૂતિયોગમાં જે જે ભાવથી તમારું ચિન્તન કરવું જોઇએ, તે તે ભાવો, તમે જ મને કહો (૧૭), અર્થાત્ તમારું નિષ્કામકર્મ અને વિશેષ રૂપે

અભિવ્યક્તિ તમે વિસ્તારથી કહો (૧૮)-(૧૯-૪૨) વિભૂતિઓ: રામચન્દ્ર પણ એક વિભૂતિ છે વિભૂતિઓ અનન્ત છે શ્રીકૃષ્ણ પોતાના એક ભાગ (અંશ) વડે આ સમગ્ર જગતને ટેકો આપીને રહ્યા છે

**અધ્યાય ૧૧.**—(૧-૧૪) અર્જુને શ્રીકૃષ્ણ પાસેથી સાંભળ્યું કે શ્રીકૃષ્ણમાંથી ભૂતોની ઉત્પત્તિ (પ્રાકટ્ય) અને લય થાય છે. (૨) અર્થાત્ "વિભૂતિ" એટલે ભગવાન પોતે જ પ્રાણીમાત્ર રૂપે બને છે તે ક્રિયા હવે અર્જુન શ્રીકૃષ્ણને પ્રાણીનાનરૂપે (વિભૂતિરૂપે) બનેલા જોવા ઇચ્છે છે. શ્રીકૃષ્ણ પોતે અનેક ખાસ, વિશેષ રૂપો (વિભૂતિઓ) રૂપે દેખાય છે (૫) આદિત્યો, વસુઓ, અશ્વિનો, સચરાચર જગત રૂપે દેખાય છે (૬-૭); એ રૂપોએ દેખાવુ, એજ શ્રીકૃષ્ણનો યોગ છે (૮): યોગ જોવો એટલે જ વિભૂતિઓ જોવી શ્રીકૃષ્ણના દેહમાં અર્જુને સમગ્ર જગત જોયુ (૧૩)—(૧૫-૧૬, ૧૭, ૧૮, ૧૯, ૨૦-૩૧) અર્જુન ચાર રૂપો જુએ છે, ને ઉગ્ર રૂપ શુ છે, તે પૂછે છે —(૩૨-૩૪) શ્રીકૃષ્ણનો જવાબ શ્રીકૃષ્ણ લોકોનો સહાર કરવાની પ્રવૃત્તિ કરી રહ્યા છે, અર્જુને તેમાં શ્રીકૃષ્ણને મદદ કરવાની છે.—(૩૫-૪૬) પોતે જોયેલું અને શ્લોક ૧૭માંમા વર્ણવેલુ, શ્રીકૃષ્ણનુ ચતુર્ભુજ સ્વરૂપ, અર્જુન ફરી જોવા ઇચ્છે છે —(૪૭-૫૫) શ્રીકૃષ્ણ ચતુર્ભુજ સ્વરૂપ ફરીથી દેખાડતા નથી, પણ મનુષ્યાકૃતિ (**પુરુષ**) સ્વરૂપ દેખાડે છે શ્રીકૃષ્ણે જે યોગ-સ્વરૂપ દેખાડયું તે **ભક્તિ** વગર કોઈ જોઈ શકતુ નથી (૧૪), અર્થાત્ વિશ્વરૂપદર્શનયોગ એક ખાસ ભક્તિ વિશિષ્ટ યોગ છે

**અધ્યાય ૧૨.** (૧-૭) સાકાર, श्रीकृष्ण અને નિરાકાર, अक्षर-अव्यक्त; પરતત્વના એ બે સ્વરૂપોના ભક્ત હોય અને એ ભક્તિપૂર્વક યોગ (નિષ્કામ કર્મ)નુ આચરણ કરનાર હોય તેઓમા પૂર્વોક્ત શ્રીકૃષ્ણની ભક્તિપૂર્વક યોગનુ આચરણ કરનારાઓ વધારે ઉત્તમ છે કારણ કે, જેમ સન્યાસ કરતા યોગથી બ્રહ્મની પ્રાપ્તિ જલદી થાય છે, (માટે યોગ વધાર સારો માર્ગ છે), તેમ નિરાકાર બ્રહ્મના કરતા શ્રીકૃષ્ણ પોતાના ભક્તોનો ઉદ્ધાર જલદી કરે છે અને એ ભક્તોને કષ્ટ ઓછુ પડે છે —[૮-૧૨] ચાર યોગો; શ્રીકૃષ્ણની ભક્તિ० [અધ્યાય ૧૨ નો ભક્તિયોગ], (વારંવાર આવર્તન) અભ્યાસ० [અધ્યાય ૬નો આત્મસયમયોગ અથવા અધ્યાય ૮નો તારકબ્રહ્મયોગ], અને શ્રીકૃષ્ણનુ કર્મ० (અધ્યાય ૧૧નો વિશ્વરૂપદર્શન યોગ), અને સર્વકર્મફળત્યાગ० [ગીતા ૨ ૪૦-૭૨ અને અધ્યાય ૩મા કહેલો કર્મયોગ], એ ચારમા ઉત્તરોત્તર યોગ વધારે સહેલો છે, એ રીતે શ્રીકૃષ્ણની ભક્તિવાળો યોગી સર્વોત્તમ યોગી [અથવા યાગવિત્તમ] છે યોગોનુ તારતમ્ય યોગોના સાધનોના તારતમ્યને લીધે છે, અભ્યાસ કરતા [ના ?, જ્ઞાન કરતા ધ્યાન, ધ્યાન કરતા] કર્મફલત્યાગ સહેલું સાધન છે [૧૨] —[ ૩-૨૦] શ્રીકૃષ્ણના ભક્તનુ વર્ણન છે મોટા ભાગના વિશેષણો નિષ્કામ કર્મીના છે, બેત્રણ વિશેષણો સન્યાસીનાં છે ભક્ત બેમાથી કોઈપણ એક હોઈ શકે પણ અધ્યાયનુ નામ भक्तियोग છે માટે ભક્તયો**ગી** વિવક્ષિત છે, અને ભક્તસંન્યા**સી**નો નિર્દેશ ગૌણ છે

**અધ્યાય ૧૩.** (૧-૬, ૨૬, ૩૩) ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ, ક્ષેત્રજ્ઞ એજ શ્રીકૃષ્ણ, એજ જીવનુ સત્ય સ્વરૂપ, રાગ-દ્વેષ, સુખ-દુઃખ, એ ક્ષેત્રના વિકારો છે માટે આ અધ્યાયનુ એક નામ ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞયોગ બરાબર છે -(૭-૧૧, ૧૨-૧૮) જ્ઞાન અને જ્ઞેય -(૧૯-૨૩) પ્રકૃતિ અને પુરુષ-(૨૪-૨૫) ચાર જુદા જુદા યોગો જુદા જુદા અધિકારીઓ માટે છે -(૨૬) ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ વિશે -(૨૭-૨૯) પુરુષ અને પ્રકૃતિ વિશે-(૩૦-૩૨) જ્ઞેય વિશે -(૩૩-૩૪) ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ વિશે.

આ અધ્યાયનાં ત્રણ યુગ્મો વિશે શ્લોક ૧ થી ૨૩ માં યોગ્યસ્થળે કહેવાનું જે કંઇ રહી ગયું છે, એમ ગીતાકારને લાગેલું તે તેમણે શ્લોક ૨૬ થી ૩૪ માં કહ્યું હોય, એમ જણાય છે.

**અધ્યાય ૧૪.** (૧–૫) આ અધ્યાયમાં પ્રકૃતિ અને તેના ત્રણ ગુણો કહેવાના (વિવક્ષિત) છે; શ્લોક ૧–૫ માં પર તત્ત્વ સ્વગતભેદવિશિષ્ટ છે અને તેમાં પ્રકૃતિ એક તત્ત્વ છે, એમ કહ્યું છે. અર્થાત્ શ્લોક ૧–૪ પ્રકૃતિ (શ્લોક ૫)ની પ્રસ્તાવના રૂપે છે. જે ज्ञानम् શ્લોક ૧–૨ માં નિર્દેશ્યું છે, તે શ્લોક ૬ થી શરૂ થાય છે તેમ સમજવું જોઇએ.–(૬–૨૦) ત્રણ ગુણોજ દરેક **કર્મના કરનારા છે.** તેમની અસરમાથી છૂટવું જોઇએ–(૨૧–૨૭) ગુણાતીત થવું જોઇએ. ગુણાતીત યોગી હોય અથવા સંન્યાસી પણ હોય. આ અધ્યાયના નામ પ્રમાણે ગુણાતીત યોગી અહીં વિવક્ષિત છે.

**અધ્યાય ૧૫.** (૧–૪) અશ્વત્થ વૃક્ષ કામ્ય વૈદિક ધર્મ (छन्दांसि यस्य पर्णानि), ત્રણ ગુણો, વિષયો, કર્મો (ટૂંકમાં પ્રકૃતિ તત્ત્વ)નું બનેલું છે; તેનો નાશ असङ्ग शस्त्र વડે કરવો. **સર્વ પ્રવૃત્તિ જે પુરુષ માંથી ફેલાઇ છે, તેને શરણે જવું.**—(૫–૬) શ્રીકૃષ્ણના ધામરૂપ અવ્યયપદને યોગીઓ પ્રાપ્ત કરે છે; શ્લોક ૬ સ્વતંત્ર નથી, પણ શ્લોક ૫ ના છેલ્લા પાદમાં નિર્દિષ્ટ પદનું વર્ણન છે; અને એ પદ પણ વિવક્ષિત નથી. એ પદની પ્રાપ્તિ કરનારા યોગીઓ છે, **માટે મનુષ્યે યોગી થવું.** આ બોધ વિવક્ષિત છે.–(૭–૧૧) શ્રીકૃષ્ણના અંશરૂપ **જીવાત્માની પ્રવૃત્તિઓ અહીં કહી છે.** એ બધી અંશની હોઇને છેવટે તો **અંશીની** જ છે, અંશીમાંથી નીકળી છે.—(૧૨) આદિત્યની જગદ્ભાસન પ્રવૃતિ, તેમજ ચંદ્ર અને અગ્નિની પ્રવૃત્તિઓ શ્રીકૃષ્ણની છે, કેમકે તેઓનું તેજ શ્રીકૃષ્ણનું જ છે.—(૧૩–૧૫) બીજી કેટલીક પ્રવૃત્તિઓ પણ પૃથ્વી વગેરેની નથી, શ્રીકૃષ્ણની જ છે.—(૧૬–૧૯) શ્રીકૃષ્ણને पुरुषोत्तम સમજવા, જેથી આ અધ્યાયનો (पुरुषोत्तम) योग સમજાય. શ્રીકૃષ્ણ क्षर पुरुष અને अक्षरपुरुष (સાક્ષી), બન્નેથી અતીત (ઉત્તમ) છે. – (૨૦) ગીતા નો આ અધ્યાય એક શાસ્ત્ર છે. (જુઓ હવે પછીનું પ્રકરણ, પૃ. ૧૯૭)

**અધ્યાય ૧૬.** (૧–૬અ) પ્રાણીઓની સૃષ્ટિ, દૈવી અને આસુરી એમ બે પ્રકારની છે. દૈવીસૃષ્ટિનું વિસ્તૃત વર્ણન. દૈવીસૃષ્ટિ નિષ્કામકર્મીઓની સૃષ્ટિ છે. (૬બ–૨૦) આસુરી સૃષ્ટિ ઉદ્દામવાદી કામ્યકર્મી વૈદિકોની છે; તેનું વિસ્તૃત વર્ણન. – (૨૧–૨૪) કામ, ક્રોધ, લોભને ત્યજવા. ગીતાશાસ્ત્રનો વિધિ નિષ્કામ કર્મ કરવાનો છે. ગીતા મુજબ સકામ કર્મ **અકાર્ય** છે.

**અધ્યાય ૧૭.** (૧–૪) सात्त्विका એટલે સાત્ત્વિક શ્રદ્ધા જેમની છે તેવા; એમ ત્રણ પ્રકારની શ્રદ્ધાવાળા લોકો.–(૫–૬) તપસ્, કામ્ય. ઉપ૦ મા ઘણીવાર શ્રદ્ધાની સાથે જ तपस् નો નિર્દેશ હોય છે; તેમ અહીં પણ છે.–(૭–૧૦) આપણી શ્રદ્ધા આપણા આહાર અનુસાર ઉત્પન્ન થાય છે. (૧૧–૧૩) यज्ञ.–(૧૪–૧૯) तपस्.–(૨૦–૨૨) दान. આ દરેકમાં સાત્ત્વિક કર્મો નિષ્કામકર્મ એટલે योग રૂપ છે.–(૨૩–૨૮) यज्ञादि કાર્ય કરતાં પહેલાં ॐ तत्सत् બોલાય છે. તે બોલતી વખતે ભાવના નિષ્કામકર્મ કરવા માટે હોય તો તે કર્મ ફ્લબંધનથી મુક્ત રહે છે. અર્થાત્ ॐ तत्सत्‌ના ઉચ્ચારથી પણ योगનું આચરણ કરી શકાય છે.

**અધ્યાય ૧૮.** (૧–૧૨) સંન્યાસ અને ત્યાગ. ત્યાગ એટલે યોગ.—(૧૩–૧૭) એક જાતનું સાખ્ય (બુદ્ધિવિષયક નિષ્કામકર્મ).—(૧૮–૨૮) જ્ઞાન, કર્મ અને કર્તા, એ ત્રણની સમજણ નિષ્કામ કર્મમાં પ્રેરક છે.—(૨૯–૩૫) બુદ્ધિ અને ધૃતિ દ્વારા યોગનું આચરણ.—

(૩૬–૩૯) સુગ.—(૪૦) શ્લોક ૧૮ થી ૩૯માં ત્રણ ગુણો વિશે જે કહ્યું છે, તેનો ઉપયોગ. દરેક પ્રાણીમાં ત્રણમાંથી એક ગુણનું પ્રાચુર્ય હોય જ. જેનામાં ગમે તે ગુણ હોય તેને શ્લોક ૧૮થી૩૯ દ્વારા સમજાશે કે પોતે યોગનું આચરણ કરે છે. અર્થાત્ શ્લોક ૧૮ થી ૪૦ એક સાથે (એક વિષયના) છે.—(૪૧–૪૮) વર્ણોનાં કર્મો તે તે જીવાત્માનાં પોતાનાં, વેદાન્તમાં માને છે તેમ અનાદિકાળથી કરેલાં, **નથી** પણ **સ્વભાવમાંથી** જન્મેલાં અને જીવાત્માને **ઈશ્વર પાસેથી મળેલાં** છે (यतः प्रवृत्तिर्भूतानाम्). મનુષ્ય પોતાનાં કર્મો વડે એ ઈશ્વરનું અર્ચન કરે તો કર્મબંધનમાંથી છૂટે, મોક્ષ મેળવે (૪૬). અથવા ઈશ્વર પાસેથી કર્મો મળ્યાં છે, એમ ન માનતાં, કર્મો સ્વભાવ તત્ત્વમાંથી આવ્યાં છે, એમ જ માનનાર જો જન્મથી પ્રાપ્ત થએલાં સ્વભાવજ કર્મો કર્યે રાખે, અને બ્રાહ્મણ વગેરેનાં કર્મો સારી રીતે કરવા શક્તિશાળી હોય છતાં તે પરધર્મનું આચરણ ન કરે પણ પોતાના (સ્વભાવ તત્ત્વથી પ્રાપ્ત) ધર્મનું આચરણ કરે તો પણ-તે કર્મબંધનથી મુક્ત રહેશે (नाप्नोति किल्बिषम्). જન્મપ્રાપ્ત કર્મ ત્યજી ન દેવું, તે માટે એક વધુ દલીલ શ્લોક ૪૮માં આપી છે.–[૪૯–૫૬] મનુષ્ય સંન્યાસ રસ્તે **તેમજ યોગ રસ્તે પણ** [सर्वकर्माण्यपि सदा कुर्वाणो मद्व्यपाश्रयः] સિદ્ધિ મેળવી શકે છે. યોગઃ—યોગ નિષ્ઠા વધારે સારી છે.—[૫૭–૬૬] અર્જુનને છેવટની, ભક્તિયોગનો આશ્રય લેવાની, સલાહ :—[૬૭–૭૧] ગીતાનું માહાત્મ્ય—[૭૨–૭૮] ગ્રન્થની સમાપ્તિ. यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः—મનુષ્યે પોતાનું જીવન ગીતાના શ્રીકૃષ્ણના ઉપદેશથી સુધારવું અને પાર્થ જેવા થવું, એમ આ શ્લોક કહે છે. તો જ શ્રી, વિજય, ભૂતિ, નીતિ ચોક્કસ મળશે. આ શ્લોક હિન્દુઓની દરેક ધર્મ ક્રિયામાં છેવટે બોલાય છે, તે બતાવે છે કે **ગીતાકારને પણ આ શ્લોકનું વિશાળ અનુસંધાન વિવક્ષિત છે.**

---

# પ્રકરણ ૨૧

## ગીતા : ભાવાર્થ

ગીતાનો અર્થ બને ત્યાં સુધી ગીતાના શબ્દોમાંથી કાઢવો જોઈએ. "**શાસ્ત્ર**" અથવા "**શાસન**" ગ્રન્થનો ઉદ્દેશ તો જ સફળ થાય, **જો તેના શબ્દાર્થને મેળવી તે શબ્દાર્થને અનુસરવા યત્ન કરાય.** જો અર્થ કરનારનું જીવન પવિત્ર હોય અને ગ્રન્થ જો પવિત્ર જીવનના માર્ગ વિશે હોય, તો પવિત્ર જીવનચર્યા અર્થ કરવામાં સહાયભૂત થાય જ; બલ્કે ગીતા જેવા ગ્રન્થનો અર્થ કરવામાં અર્થ કરનારના પોતાના પવિત્ર આચારની અપેક્ષા રહે જ છે. છતાં "**શાસ્ત્ર**"નું સાફલ્ય ત્યારે જ કહેવાય, જ્યારે વ્યાખ્યાતા **શાસ્ત્રને પોતાના ઉપર શાસન કરવા દે.** આ હેતુ સિદ્ધ કરવા માટે શાસ્ત્રનો **શબ્દાર્થ** શોધવો જોઈએ. ગીતા ઉપર જૂનામાં જૂનું ઉપલબ્ધ ભાષ્ય શ્રી શંકરાચાર્યનું છે. ગીતા **શ્રી શંકરાચાર્યની પહેલાં કેટલાં વર્ષો પૂર્વે** લખાઈ, તે વિચારવું જોઈએ. ગીતાના અર્થકરણની સ્થિતિ શ્રી શંકરાચાર્યની પહેલાં શી હતી? શ્રી શંકરાચાર્ય પોતાના ભાષ્યના આરંભમાં લખે છે કે "આ ગીતાશાસ્ત્ર બધા વેદોના અર્થના સારસંગ્રહ રૂપ છે; તેનો અર્થ મુશ્કેલીથી સમજાય તેવો છે. તેનો અર્થ પ્રકટ કરવા માટે અનેક

( વિદ્વાનો ) દ્વારા ગીતાના પદ, પદાર્થ, વાકયાર્થ અને ન્યાયનું વિવરણ થયું છે અને છતાં ( અપિ ) લૌકિક ( દુનિયાદારી ) મનુષ્યોથી **ગીતાના પરસ્પર બહુ જ વિરુદ્ધ, એવા અનેક અર્થો ગ્રહણ કરાય છે.** આ ( સ્થિતિ ) જોઇને હું વિવેક પૂર્વક અર્થ નક્કી કરવાને ટૂંકું વિવરણ કરીશ.'' શ્રી શંકરાચાર્ય પછી શ્રીરામાનુજાચાર્ય અને બીજા આચાર્યો તથા સન્યાસીઓ, સંતો, ભારતીય તથા પરદેશીય વિદ્વાનોએ સસ્કૃતમા, મરાઠી વગેરે ભારતની અને અગ્રેજી વગેરે પરરાષ્ટ્રીય ભાષાઓમાં ગીતાનાં ભાષ્યો, ટીકાઓ, ભાષાન્તરો લખ્યાં છે. હજુએ ગીતાનો અર્થ કરવાની સ્થિતિ શ્રીશંકરાચાર્યના સમય જેવી જ છે, એમ કહી શકાય છતા, આ સ્થિતિમાં સુધારો થયો છે, અને વધુ સુધારો થઈ શકે તેમ છે. છેલ્લાં બસો ઉપરાત વર્ષોથી પશ્ચિમના વિદ્વાનો વેદ, ઉપનિષદ, ગીતા વગેરે ગ્રન્થોનો અભ્યાસ કરે છે. આપણા ભારતીય વિદ્વાનો પણ એવો જ અભ્યાસ કરી રહ્યા છે. આ પ્રયત્નોને પરિણામે ગીતા જેવા **ગ્રન્થોનો મૂળભૂત અર્થ શોધવાની પદ્ધતિનો જન્મ થયો છે** અને તેનો વિકાસ થયો છે. ગીતાને ઉદ્દેશી **આ પદ્ધતિની રૂપરેખા** નીચે મુજબ દર્શાવી શકાય :—(૧) ગીતા લખાઇ ત્યારે જ તેની સાથે દરેક **અધ્યાયને અન્તે** ઇતિશ્રી લખાઈ છે, કેમ કે આ ઇતિશ્રી દરેક અધ્યાયને અન્તે બધા આચાર્યો તથા ટીકાકારોએ **એક સરખી** આપી છે. ઇતિશ્રીમાં અધ્યાયના નામ વિશે કોઈવાર થોડો ફેરફાર જોવામાં આવે છે, જેમ કે ૧૩ મા અધ્યાયને કોઈવાર क्षेत्रक्षेत्रज्ञविभागयोगः કહેલ છે, તો કોઈ વાર प्रकृतिपुरुष विभागयोगः કહેલ છે. મહાભારતના નામોની અનુક્રમણિકા (Word Index of Mahabharata) બનાવનાર સોરેન્ઝનને પણ આ ઇતિશ્રીમાં બહુ જ ઓછા ફેરફાર જડયા છે. શ્રીશંકરાચાર્ય ત્રીજા અધ્યાયને પોતાના **ભાષ્યમાં** कर्मयोगप्रशंसा નામનો ત્રીજો અધ્યાય કહે છે, પણ મૂળ અધ્યાયને અન્તે '' कर्मयोग '' એટલું જ નામ આપે છે. આ રીતે **આ** ઇતિશ્રીને **આપણે ગીતાની મૂળ ટીકા તરીકે લઇ શકીએ.** તો, એ સ્પષ્ટ થશે કે દરેક **અધ્યાયને ગીતા લખાઇ તેજ સમયે એક અમુક યોગ એવું નામ આપવામાં આવ્યું છે** ( પ્રકરણ ૬ ) (૨) આ ઇતિશ્રીમા- '' ગીતા ''નું નામ '' भगवद्गीता '' જ નહી, પણ **श्रीमद्भगवद्गीताः उपनिषदः '' શ્રીમદ્ ભગવાનથી ગવાએલી ઉપનિષદો''**-આપવામાં આવ્યું છે. ગીતમ્‌ને બદલે વપરાયેલો ગીતા ( નારી જાતિ ) શબ્દ ખૂબ સૂચક છે. એક તો તે, उपनिषद् શબ્દ નારી જાતિનો છે માટે વપરાયો છે. વળી उपनिषद् શબ્દ **બહુવચનમાં** વપરાયો છે. એટલે આ ગ્રન્થમાં **ભગવાનથી ગવાએલી ઘણી ઉપનિષદો** છે, એ સ્પષ્ટ થાય છે.-ગીતા નિષ્કામ કર્માચરણનો ગ્રન્થ છે માટે અહીં ઉપનિષદો એટલે '' **નિષ્કામ કર્માચરણ કરવાની સમજણો** '' એ અર્થ થાય છે, અને એજ અર્થ છાન્દોગ્ય ઉપ૦ ની यदेव विद्यया करोति श्रद्धया उपनिषदा तदेव वीर्य- वत्तरम् (છાં. ઉ ૧.૧ ૧૦) માં કરવામાં આવ્યો છે. બ્ર. સૂ. ૪.૧ ૧૮માં પણ આજ શ્રુતિનું અનુસંધાન આપી અમુક કર્મો મોક્ષની પ્રાપ્તિમા '' ज्ञान ''ના સહકારી કેવી રીતે બને છે તે કહ્યું છે. તો પછી, '' भगवद्गीताः उपनिषदः ''માં ઉપનિષદ્ શબ્દનો અર્થ **''નિષ્કામકર્મ કરવાની સમજણો''** એમ જ કરવો યોગ્ય અને શક્ય ગણાય. શ્રીભગવાને આવી **અનેક સમજણો** ગીતામાં ગાઇ છે, માટે **''ગીતા** એટલે **ગાએલી** (સમજણો)'' એમ અર્થ થવો જોઈએ. **(૩) ગીતાને યોગશાસ્ત્ર કહેલ છે અને દરેક અધ્યાયને એક, અમુક યોગ કહ્યો છે. તો યોગશાસ્ત્ર એટલે योगानां शास्त्रम् સમજવું જોઇએ.** ગીતા (૧૩.૨૫-૨૬) માં જ કહ્યું છે કે ''केचित्साङ्ख्येन योगेन कर्मयोगेन **चापरे**'' એટલે બે (બીજા, અને ત્રીજા) અધ્યાયોના યોગો

જુદા જુદા મનુષ્યો (कश्चिद्, अपरे) માટે છે. એમ દરેક અધ્યાયનો યોગ એક સ્વતંત્ર યોગ છે. (૪) યોગ શબ્દ ગીતા ૨.૪૮ અને ૫૦ તથા ૬.૧૯-૨૨ માં સમજાવ્યો છે. "समत्वं योग उच्यते (૨.૪૮)—उच्यते (કહેવાય છે) દ્વારા સૂચિત થાય છે કે યોગ શબ્દ ગીતાના સમયમાં એક સંજ્ઞા હતો; અને એ શબ્દના અર્થને ગીતા ૨.૪૮ માં સમત્વ તરીકે સમજાવ્યો છે. योगः कर्मसु कौशलम् "યોગ એટલે કર્મો કરવામાં 'હું કંઈ નથી કરતો' એવી નિપુણતા." એટલે અહીં ૨.૫૦ માં પણ યોગ "સંજ્ઞા" ની સમજૂતી "कर्मसु कौशलम्" તરીકે આપી છે, એમ જણાય છે. ગીતાના છઠ્ઠા અધ્યાયમાં તો યોગને "સંજ્ઞા" (योगसंज्ञितम्) કહેલ જ છે.—આમ ગીતા લખાઈ ત્યારે યોગ શબ્દ "સંજ્ઞા" હતો. માટે 'યોગ'નો રૂઢ અર્થ લેવાનો છે. તેથી (जीवः ईश्वरेण सह) युज्यते अनेन (ज्ञानेन, कर्मणा, भक्त्यादि साधनान्तरेण वा –એવો યૌગિક અર્થ અહીં ખોટો છે. વળી, ગીતાનો ગ્રન્થકાર પોતાના ગ્રન્થને જ યોગ નામ આપે છે; તો ગીતાકારના મનમાં યોગ શબ્દનો એકજ નિશ્ચિત અર્થ હતો, એમ સ્પષ્ટ થાય છે; તે અર્થ, એટલે "(સિદ્ધિ-અસિદ્ધિમાં) સમત્વ." અમે અગાઉ બતાવ્યું છે કે ૨.૪૮, ૨.૫૦ અને ૬.૧૯-૨૨ માં યોગ એટલે "નિષ્કામ કર્માચરણ" એવો એક સામાન્ય અર્થ શક્ય છે.—તો, પછી, ગીતામાં યોગ શબ્દ અનિશ્ચિત અર્થમાં અને અનેક અર્થમાં વપરાયો છે એવી માન્યતા ખોટી જણાય છે. (૫) ગીતામાં "યોગ" ની જેમ બીજા ઘણા શબ્દો આગલા સમયથી જ નિશ્ચિત અર્થવાળા વપરાયા છે; જેમકે अव्यक्तोऽक्षर इत्युक्तः (૮.૨૧), यं संन्यासमिति प्राहुर्योगं तं विद्धि पाण्डव (૬.૨).—આ અને આવા બીજાં વાક્યોમાં उक्तः, प्राहुः, उदाहृतम्, स्मृतम्, उच्यते, प्रथितः વગેરે શબ્દો બતાવે છે કે ગીતાકાર પાસે અમુક નિશ્ચિત પરિભાષા છે. (૬) વળી ગીતામાં ब्राह्मणः, कृपणः વગેરે શબ્દો છે. ઉપનિષદોમાં પણ એ શબ્દો છે. તેમની સરખામણી કરવી જોઈએ. ઉપનિષદમાં અક્ષરબ્રહ્મ ન જાણનારને कृपण કહ્યો છે; ગીતામાં कृपणाः फलहेतवः (૨.૪૯) એટલે "ફલના પ્રયોજનથી કર્મ કરનારાઓ" कृपण છે, એમ કહ્યું છેઃ ઉપ૦માં अक्षरब्रह्मને જાણનારને ब्राह्मण કહ્યો છે; ગીતામાં (અમુક સમજણ ધરાવનાર અને) નિષ્કામ મનુષ્યને (विजानतः) ब्राह्मण કહ્યો છે (૨.૪૬). ગીતામાં ब्राह्मण અને कृपण શબ્દો એકબીજાની સાથે વપરાય છે. અર્જુનનો कार्पण्यदोष એટલે ફલેચ્છાસહિત અથવા સકામ કર્માચરણનો દોષ, સમજવો જોઈએ.—ગીતાના अधियज्ञ જેવા શબ્દો ઉપ૦ ના अधिदैव વગેરે શબ્દો ઉપરથી ગીતાએ ખાસ બનાવેલા છે. આમ શબ્દોનો અભ્યાસ થવો જોઈએ. (૭) ગીતાનો ભાવાર્થ તારવતી વખતે સાથે સાથે ગીતાની સમકાલીન સંસ્કૃતિના પ્રવાહોનો અભ્યાસ પણ કરવો જોઈએ અને ગીતાએ તે તે સંસ્કૃતિઓ વિશે શું કહ્યું છે, તે વિચારવું જોઈએ. આમ કરવાથી જે સંસ્કૃતિસંદર્ભમાં ગીતા કહેવાઈ છે તે સંદર્ભ (Context of the Geeta itself) ની સમજણ પડશે. આ સૂચનાના દૃષ્ટાન્તરૂપે જેને લો. ટિળક ગીતાની ચતુઃસૂત્રી કહે છે તે શ્લોક લઈએ. "તારો અધિકાર માત્ર કર્મમાં (કર્મ કરવામાં) છે; કર્મોનાં વિવિધ ફળોની (પ્રાપ્તિ) વિષે નહિ. કર્મ કરવામાં કર્મફલેપ્સાવાળો (कर्मफलहेतु) તું થા મા તેમજ, (જ્ઞાનપૂર્વક) સંન્યાસમાં (अकर्मणि) તારી આસક્તિ કદી પણ ન થાઓ". (૨.૪૭) આ શ્લોક બતાવે છે કે ગીતાના સમયમાં કામ્યકર્મોનો વૈદિક ધર્મ બહુ જ પ્રચલિત હતો; તથા ઉપનિષદોનો વિદ્વત્સંન્યાસ પણ પ્રચલિત હતો; તે બન્ને ગીતા કબૂલ રાખતી નથી; પણ ફલાસક્તિરહિત કર્માચરણ કરવાનો નવો ધર્મ ગીતા પ્રબોધે છે; અને

**એને જ ગીતા 'योग' (समत्व) કહે છે. ગીતાના નૂતન ઉપદેશનો આ સંદર્ભ છે;** તે મેં ગીતાના ઘણા શ્લોકો ઉપરથી સાબીત કર્યું છે. આ સંદર્ભ "योग" શબ્દનો અર્થ સમજવામા પણ કામ લાગે છે. ગીતાનાં પુરોગામી કામ્યકર્મપરાયણ **ત્રણ વેદો** અને સન્યાસપરાયણ (પ્રાચીનતમ ગદ્ય) ઉપનિષદો હતાં. એ ગ્રન્થોની સહાય લઇને આપણે ગીતાનો અર્થ કરવો જોઇએ, એમ સિદ્ધ થાય છે. ગીતાની નવી સંસ્કૃતિને એ બે પ્રાચીનસંસ્કૃતિઓ સાથે તોળવી જોઇએ. (૮) ઉપર (૭) માં કહ્યું છે કે ગીતાની પહેલા "सन्यास" જાણીતો હતો અને आहुः (ગીતા ૬ ૧) દ્વારા ગીતા એનો જ નિર્દેશ કરે છે. તો એ અનુસંધાન છાન્દોગ્ય, બૃહદારણ્યક ઉપનિષદોનુ છે, એ હવે સહેલાઇથી સમજાશે. ઉપર (૫) માં કહ્યુ છે કે अव्यक्तोऽक्षर इत्युक्तः (૮.૨૧) માં उक्त દ્વારા ગીતા કઠ ઉપ૰માં अव्यक्तात् पुरुषः परः (૩.૧૦) અને मु. उप. ૨.૧.૨મા पुरुष अक्षरात्परत परः નું અનુસંધાન કહેવા ઇચ્છે છે, તે સ્પષ્ટ થાય છે. અને ગીતા ૮.૨૨માં पुरुषः सः परः કહ્યું છે, તો તે पुरुष अव्यक्त–अक्षरથી पर છે, એ અર્થ कठ તેમજ मुण्डक उप૰ની શ્રુતિઓ ઉપરથી સમજાશે. આમ **ગીતાના મૂળઅર્થ**ની પ્રાપ્તિમાં ઉપનિષદો મદદ રૂપ બનશે. એ રીતે " તે अक्षर–अव्यक्त પોતે જ पर पुरुष છે " એવો શ્રી શંકરાચાર્યે ગીતા ૮ ૨૨નો જે અર્થ કર્યો છે, તે ખોટો ઠરશે. ૭.૨૮–૨૯ અને ગીતા ૮.૧–૪માં અને ૮.૧૦–૧૧માં અક્ષર અને પુરુષને જુદા જુદા કહ્યા છે. તેથી પણ શ્રીશંકરાચાર્યનો અર્થ (૮.૨૨નો–અક્ષર પોતે પરઃ પુરુષઃ છે – તે અર્થ) ખોટો ઠરે છે. (૯) જેમ આપણે સમય ગીતાના પુરોગામી ગ્રન્થો અને તેની સંસ્કૃતિઓનો વિચાર કરીએ છીએ અને તે દ્વારા **ગીતાનો સંદર્ભ** વિચારીએ છીએ, તેમ **ગીતાનો અધ્યાયવાર અર્થ કરવામાં ગીતાના શ્લોકોનો પરસ્પર સંદર્ભ વિચારવો જોઇએ.** દૃષ્ટાન્ત તરીકે આપણે પંદરમા અધ્યાયના શ્લોકોનો સંદર્ભ તપાસીએ :—શ્લોક ૧–૩મા अश्वत्थवृक्षનું વર્ણન છે; એની શાખાઓ સત્ત્વાદિ ગુણોથી વધેલી છે; વિષયો એ વૃક્ષનાં કુમળા પાદડા છે. એમાં નીચે રહેલા મૂળ (अध मूलानि) કર્માનુબંધી છે એટલે કર્મમાં પરિણામ પામે છે; અને તે વૃક્ષને असङ्गशस्त्र વડે કાપી નાખવાનુ કહ્યુ છે (छित्त्वा). માટે આ વૃક્ષ प्रकृतितत्त्व સમજાય છે. " કર્મો પ્રકૃતિમાંથી જન્મેલા છે " એમ ગીતામા ઘણીવાર કહ્યુ છે એવી જ રીતે અહી પણ કહ્યું છે. ચોથા શ્લોકમા નિરાકાર પરતત્ત્વને ધ્યેય તરીકે બતાવેલ છે, એમ કદાચ લાગે; પણ यत प्रवृत्तिः प्रसृता पुराणी દ્વારા જે પુરુષમાંથી **પ્રાચીન "પ્રવૃત્તિ"** તત્વ ફેલાયું છે, તેને શરણે જવાનુ કથન મુખ્ય છે. **ગીતાનો મુખ્ય ઉદ્દેશ પ્રવૃત્તિનું મૂળ સમજાવવાનો છે.** ગીતા, કોઈવાર स्वभाव तत्त्वमांथी प्रवृत्ति નીકળી છે, એમ કહે છે, તો કોઇવાર બીજા કોઇમાંથી, અથવા બીજી કોઈ રીતે, **प्रवृत्ति** સમજાવે છે. ગીતા ૧૮.૪૬માં પણ પુરુષમાંથી ભૂતો (પ્રાણીઓ)ની **प्रवृत्ति** નીકળી છે, એમ કહ્યું છે. શ્લોક ૫–૬માં શ્રીકૃષ્ણના ધામનો નિર્દેશ મુખ્ય છે, તેમ પ્રથમ દૃષ્ટિએ લાગે; પણ, વિચારતા જણાશે કે શ્લોક ૫–૬નો મુખ્ય ઉદ્દેશ, **નિષ્કામ કર્મ કરનારા योगिनः** આ ઉપદેશના અધિકારીઓ છે, એમ કહેવાનો છે. પાચમા શ્લોકનાં **વિશેષણો** મુખ્યત્વે योगिनःને જ લાગુ પડે છે (जितसङ्गदोषाः= આસક્તિરહિત; विनिवृत्तकामाः = નિષ્કામ; द्वन्द्वैर्विमुक्ताः = સમત્વ પ્રાપ્ત કરેલા ) માટે ચોથા અને છઠ્ઠા શ્લોકમાંનો નિરાકાર પરનો નિર્દેશ મુખ્ય વક્તવ્ય નથી. શ્લોક ૭માં ઉપર ઉપરથી કદાચ જણાય કે "જીવાત્મા શ્રીકૃષ્ણનો અંશ છે એમ કહી જીવ અને શ્રીકૃષ્ણનો **અશાંશિભાવ સંબંધ કહેવાનો** અહીં ઇરાદો છે" પણ પૂરો વિચાર કરતાં જણાશે કે શ્લોક ૭–૧૦ નો **મૂળ ઉદ્દેશ "જીવાત્માની મુખ્ય ક્રિયાઓ** (પ્રકૃતિમાંથી સૂક્ષ્મદેહનાં તત્ત્વો ખેંચવાં, એ તત્ત્વો લઇને દેહમાથી

બહાર નીકળવું અને નવો સ્થૂળ દેહ લેવો; વિષયોનો અનુભવ, ઉપભોગ કરવો–૯, વગેરે ) શ્રીકૃષ્ણનો અંશ જ કરે છે, અર્થાત્ શ્રીકૃષ્ણ જ કરે છે," એમ કહેવાનો છે. શ્રી શંકરાચાર્ય સાતમા શ્લોકમાં ઘટાકાશ–મહાકાશના દૃષ્ટાન્તથી જીવાત્મા કેવી રીતે પરમાત્માનો અંશ છે; તે સમજાવવા યત્ન કરે છે; અને તેમ કરતાં જીવાત્માની બધી પ્રવૃત્તિઓ શ્રીકૃષ્ણની જ છે, એ મુખ્ય વાત ભૂલી જાય છે. અગિયારમા શ્લોકમાં **योगिनः** શબ્દ છે; નિષ્કામ કર્મીઓને સમજાય છે કે "પરમાત્મા પોતે જ બધી ક્રિયાઓ ( શ્લોક ૭–૧૦ માં ગણાવેલી ) કરી રહ્યા છે; માટે પોતે "કર્તૃ" નથી; તો પછી નિષ્કામ કર્માચરણ કરવું"; એ રીતે પુરુષોત્તમયોગ આચરવો. ૧૨–૧૫ શ્લોકોમાં "( અધ્યાય ૧૦ પછી ) બાકી રહેલી વિભૂતિઓ કહી છે;" એમ શ્રી શંકરાચાર્ય કહે છે. પણ यतः प्रवृत्तिः प्रसृता पुराणी (૧૫.૪) નો સંદર્ભ ૨૫૫૮ કહે છે કે આ શ્લોકોમાં **जगद्भासन क्रिया, भूतधारण क्रिया, ओषधि पोषण क्रिया, अन्नपाचन क्रिया,** વગેરે જગતની મુખ્ય મુખ્ય ક્રિયાઓ શ્રીકૃષ્ણ જ કરે છે એમ કહેવાનું અહીં તાત્પર્ય છે. શ્લોક ૧૫ મા પણ અમુક ક્રિયાઓ શ્રીકૃષ્ણ જ કરે છે, એમ કહેવાનો ઇરાદો છે. શ્લોક ૧૬–૧૭ માં ક્ષર પુરુષ અને અક્ષર પુરુષનો નિર્દેશ છે; પણ તેનું કંઈ મહત્ત્વ નથી, કેમકે ક્ષર અને અક્ષર પુરુષોનો નિર્દેશ શ્રીકૃષ્ણનું પુરુષોત્તમત્વ સમજાવવા માટે જ છે. અને શ્રીકૃષ્ણનું પુરુષોત્તમત્વ કહેવાનો હેતુ અધ્યાયનું નામ પુરુષોત્તમયોગ સમજાવવા માટે જ છે, એમ અધ્યાયનું નામ અને શ્લોક ૧૮–૧૯ સાથે રાખવાથી સમજાય છે. શ્લોક ૨૦ નો ઉદ્દેશ ગીતાને નિષ્કામ કર્મનું "શાસ્ત્ર" કહેવાનો છે; આ અધ્યાય પણ એ જ "શાસ્ત્ર" કે તેનો એક મહત્ત્વનો ભાગ છે.–આમ દરેક અધ્યાયના શ્લોકોનો પરસ્પર સંબંધ વિચારીને અધ્યાયનો અર્થ કરવો જોઇએ, તે જ ખરો અર્થ ગણાય. (૧૦) ગીતામાં દાર્શનિક વિચારો છે. તેના અર્થો સમજવામાં ગીતાની પછી–પણ, ગીતાનો અર્થ ભૂલાયો નહતો ત્યારે–લખાએલ મોક્ષધર્મ પર્વ અને બ્રહ્મસૂત્ર ઘણાં ઉપયોગી છે. તે બન્ને ગ્રન્થો ગીતાના અનુગામી ગ્રન્થો છે. મોક્ષ ધર્મ પર્વમાં અનેક સ્થાનો ( મહાભારત ૧૨, ૩૦૫. ૩૨–૩૫; ૧૨ ૩૧૮. ૫૬–૫૯, ૧૨.૩૦૬–૩૦૮)§ માં સાંખ્ય દર્શનાનુયાયીઓ ઔપનિષદોને કહે છે કે "તમે એ પ્રકૃતિઓ અને શ્રીકૃષ્ણ, એમ ત્રણ તત્ત્વોમાં કેમ માનો છો ? એક જ પ્રકૃતિ અને શ્રીકૃષ્ણરૂપ પુરુષ, એમ બે જ તત્ત્વથી સૃષ્ટિક્રિયા સંતોષકારક રીતે સમજાવી શકાય છે." આ વાંચીએ ત્યારે તુરત સમજાય કે ગીતાના સાતમા અને આઠમા અધ્યાયોના સિદ્ધાન્તોની ટીકારૂપે આ નવો મત છે.–બ્રહ્મસૂત્ર (૧.૪. ૨૩–૨૭) માં ગીતાના વિશિષ્ટ તત્ત્વ પ્રકૃતિની, બ્ર. સૂ. ૨.૧.૩માં ગીતાના યોગની, બ્ર. સૂ. ૩.૨.૩૧ માં ગીતાના ૭, ૮, ૯, ૧૩, ૧૪, ૧૫, ૧૮ અધ્યાયોમાં શ્રીકૃષ્ણને અક્ષર થી પર કહ્યા છે તેની ટીકા આવે છે. મુદ્દે, બ્રહ્મસૂત્રકારનો "પ્રધાનમલ્લ" (સૌથી મોટો વિરોધી પક્ષ) ગીતાનું સ્માર્ત વેદાન્ત— જે તે વખતે "દર્શન" થએલું તે છે; અને તે રીતે બ્ર. સૂ. ગીતાનો અર્થ કરવામાં ઉપયોગી બને છે.

આમ, ગીતાનો અર્થ કરવામાં ગીતાના પુરોગામી તથા અનુગામી સાહિત્યનો ઉપયોગ કરવો જોઈએ. તદુપરાંત ગીતાના પારિભાષિક શબ્દો, દાર્શનિક વિચારો, વગેરેનો ઇતિહાસ ધ્યાનમાં લેવો જોઈએ. પૂર્વકાલીન તેમ જ સમકાલીન કે ઉત્તરકાલીન સંસ્કૃતિઓની તુલના કરવી જોઇએ. ગીતાના સમાનાર્થક શ્લોકો અને સિદ્ધાન્તોની સરખામણી કરવી જોઇએ.

§ જુઓ Aksara: A Forgotten Chapterના પૃ. ૪૨–૪૬.

આ રીતે જે અર્થ થશે, તે કદાચ દૃઢ, છેવટના નિર્ણય રૂપે, નહીં હોય, અને આમ અર્થ કરવા છતાં મૂળ (ખરા) અર્થ વિશે વિદ્વાનોમાં મતભેદ રહેશે જ, રહેવાનો જ, કેમ કે વિદ્વાનોની વિદ્વત્તા (અને આધ્યાત્મિક પવિત્રતા)ની મર્યાદા પ્રમાણે જ એમનો કરેલો અર્થ પણ મર્યાદિત હોય જ. છતાં, એ અધૂરા અર્થથી પણ ગીતાની સાંપ્રદાયિકતા–જે આચાર્યોનાં ભાષ્યો અને તેમની અર્થ કરવાની રીતને* લીધે ચાલી આવી છે તે – દૂર થશે. અને મૂળગીતા લખાઇ ત્યારે શો અર્થ વિવક્ષિત હતો, તેની ઝાંખી જરૂર થશે; અને એ અર્થથી જિજ્ઞાસુ–અથવા મુમુક્ષુને અધિકાર મુજબ લાભ પણ મળશે. ઉપલી પદ્ધતિને **ઐતિહાસિક, તુલનાત્મક, શબ્દાર્થાવલંબી વિવેચનાત્મક પદ્ધતિ** કહેવાય છે તે પદ્ધતિના અસલ શોધનારા પશ્ચિમના વિદ્વાનો છે. પણ ગીતા અથવા બીજા ગ્રન્થોને એ પદ્ધતિ લાગુ પાડતા પહેલા પશ્ચિમના વિદ્વાનોએ એ પદ્ધતિને બાઇબલ તથા પ્રાચીનતમ ગ્રીક–લેટિન ગ્રન્થોને લાગુ પાડી છે; તેમ જ પશ્ચિમના ઘણા વિદ્વાનો બહુ જ પરિશ્રમ લઈ, જીવનભર આપણા ગ્રન્થોનો અભ્યાસ કરવામાં જ મગ્ન રહ્યા છે અને રહે છે; તે સર્વ હકીકત આપણે ધ્યાનમાં રાખવી જોઇએ. ગીતા વિશે અથવા તો ધર્મવિશે ભારતીઓમાં જે સાંપ્રદાયિકતા કે પૂર્વગ્રહ કે ધર્માંધતાં જડમૂળ નાખી રહી છે, તેને દૂર કરવાને આ નૂતન પદ્ધતિ–અદ્યતન વિજ્ઞાનની માફક–એક મહાન હથિયાર છે.

મૂળ ગ્રન્થોના અર્થ કરવાની પદ્ધતિના આટલા પ્રાસ્તાવિક પુરોવચન પછી, નીચે, ગીતાનો ભાવાર્થ **ગીતાના જ શબ્દોમાંથી** જેમ મળે છે તેમ અને આ લેખકને યથામતિ સૂઝ્યો છે તેમ આપવા યત્ન કરવામાં આવશે. આપણે ઉપર જોયું તેમ આ વિષયમાં સંપૂર્ણ નિશ્ચયપૂર્વક લખવું અશક્ય નહીં, તો મુશ્કેલ તો છે જ. બીજા શબ્દોમાં, અહીં વિવાદાસ્પદ શ્લોકોના અમુક અર્થ સ્વીકારી કામ આગળ ચલાવ્યુ છે. અહીં મતભેદને અવકાશ છે, એટલું જ નહીં પણ એક જ લેખકને નવીન સંશોધન થતાં પોતાનો જ અભિપ્રાય બદલવો પડે, એવી અહીં સ્થિતિ છે. વાચકને આ સ્થિતિ ધ્યાનમાં રાખી આ ભાવાર્થ વાચવા વિનતિ છે.

## ગીતાના સમયના વિવિધ સમાજો

ગીતાની સમક્ષ **વૈદિક કામ્યકર્મી** સમાજ અને **ઔપનિષદિક જ્ઞાની-કર્મસંન્યાસી** સમાજ ચોક્કસ હતા તદુપરાંત એક તપસ્વી સમાજ પણ હતો. તદુપરાત એક **ચાતુર્વર્ણ્યધર્મી** સમાજ પણ હતો. જેને આપણે **પૌરાણિક** સમાજ કહીએ તેનું એક **અતિ પ્રાચીન બીજ** પણ ગીતાના સમયમાં હતું. ગીતાની પહેલાના વિચારપ્રવાહોમાં **ભક્તિનો** પણ એક પ્રવાહ માત્ર શરૂ થયો હતો. આ ભક્તિપ્રવાહે આજે પ્રચલિત એવી વૈષ્ણવભક્તિનુ રૂપ ધારણ કર્યું નહીં હોય, એમ મને લાગે છે. અર્જુનને શરૂઆતમાં જ કહેવામાં આવ્યું છે કે તને કર્મ કરવાનો જ અધિકાર (સત્તા ?) છે, ફળપ્રાપ્તિ વિષે નહિ. કર્મોનાં ફળ અવશ્ય પ્રાપ્ત કરવાના ઉદ્દેશથી તું કર્મો કરી શકીશ નહીં; તેમ જ અકર્મ–જ્ઞાનપૂર્વક કર્મસંન્યાસ–મા તને આસક્તિ થવી ન જોઈએ (૨.૪૭). અહીં વૈદિક કામ્યકર્મી અને ઔપનિષદિક સન્યાસી ન થવાનો ઉપદેશ અર્જુનને અપાયો છે. વૈદિક કામ્યકર્મો, વૈદિક દેવો, ઔપનિષદિક સંન્યાસ અને અક્ષર–અવ્યક્ત વગેરે દાર્શનિક વિચારો, વિશે

* પ્રો પૌલ ડાયસનના સહકારી પ્રો સ્ટ્રાઉસે આચાર્યોની શ્રુતિસ્મૃતિના અર્થ કરવાની પદ્ધતિને system-making ( અથવા sect-making ) method કહી છે. જુઓ પ્રો. પ્ર. મો. મોદીનું A Critique of the Brahmasutra Parts I and II.

ગીતામાં વારંવાર કહ્યું છે, વળી, "ગીતાનો યોગી તપસ્વીઓથી અધિક છે. ઔપનિષદિક જ્ઞાનીઓથી અધિક મનાય છે, વૈદિક કર્મીઓથી અધિક છે, માટે હે અર્જુન, તું યોગી થા (૬.૪૮)." અહીં તપશ્ચરણી સમાજનો નિર્દેશ દેખાય છે. "વેદોમાં, યજ્ઞોમાં, તપશ્ચરણોમાં, દાનોમાં જે પુણ્યફલ કહેવામાં આવ્યું છે, તે ફલનું ઉલ્લંઘન કરીને ગીતાના જ્ઞાનવાળો પરમ્ સ્થાનને પ્રાપ્ત કરે છે (૮.૨૮)." "વેદ–યજ્ઞ–અધ્યયનોથી, દાનોથી, 'ધ્યાન'ના જેવી (?) ક્રિયાઓથી, ઉગ્ર તપશ્ચર્યાઓથી ભગવાનના વિશ્વરૂપનાં દર્શન થતાં નથી, પણ અનન્ય ભક્તિથી થાય થાય છે (૧૧.૪૮, ૫૩)". અહીં ધ્યાનની ક્રિયાઓ કરનાર સમાજનું પણ સૂચન હોઈ શકે. ઉપરાંત લોકસમુદાયનો મોટો વર્ગ **અજ્ઞ, સ્વાર્થી,** જીવનમરણના (અમરત્વના) **પ્રશ્નનો** જેને ખ્યાલ પણ નહીં હોય તેવો હશે, જેનો મોટી સંખ્યાવાળો એક સમાજ હશે. છાન્દોગ્ય ઉપ. ૫.૧૦ માં પંચાગ્નિવિદ્યા વગેરે વિદ્યાવાળાઓ અને તપશ્ચરણીઓ, અને અરણ્યવાસી જ્ઞાનીઓ, ગ્રામવાસી ઇષ્ટાપૂર્તિઓનો નિર્દેશ છે. વળી, ગીતાના સમયમાં વર્ણવ્યવસ્થા સારી હતી, અને શ્રીભગવાનથી જ "ચાતુર્વર્ણ્ય" સરજાયું છે, એવી માન્યતા થતી. માટે વર્ણધર્માનુયાયી સમાજ પણ હતો. (આશ્રમ વ્યવસ્થાનો નિર્દેશ ગીતામાં નથી. ગીતાનો સંન્યાસ "આશ્રમ" નથી, પણ યોગનિષ્ઠાવિરોધી ક્રિયાની એક નિષ્ઠા છે.) આમ ગીતાના સમયમાં વિવિધ સમાજો હતા.

**(૧) ગીતા અને વૈદિક કામ્યકર્મી સમાજ.** આપણી આર્ય સંસ્કૃતિ વેદ–બ્રાહ્મણથી શરૂ થાય છે. હાલમાં વૈદિક ધર્મ એટલે "યજ્ઞ" ધર્મનો પ્રચાર નથી. પણ અગ્નિમાં આહુતિ અર્પવી એટલે યજ્ઞ, એ પ્રાચીન પૂજનવિધિનો સમૂળગો લોપ થયો નથી, થાય એવો સંભવ જ નથી. આપણે ત્યાં શુભ માંગલિક પ્રસંગોએ વૈદિક "મંત્રપુષ્પાંજલિ"નો પાઠવિધિ થાય છે: તે યજમાનની સર્વ **કામનાઓની પૂર્તિ માટે વૈશ્રવણ કુબેર**–જેનાથી અધિક દ્રવ્યવાન કોઈ દેવ નથી તે–**દેવને કરેલી વેદકાલીન સ્તુતિ** છે. બીજી એક વૈદિક પ્રાર્થનાનો પણ પ્રચાર ચાલુ છે, જેમાં એક જાતનું સ્વસ્તિવાચન છે. તેનો અર્થ:–"અમે કર્ણોથી સુંદર રીતે§ સાંભળીએ, **નેત્રોથી સુંદર રીતે જોઈએ, યજ્ઞ કરતા રહીને, દૃઢ અવયવો વડે દેવોની સ્તુતિ કરતા રહીને,** દેવોએ નક્કી કરેલી જીંદગીની મર્યાદા ભોગવીએ. વૃદ્ધશ્રવા ઇન્દ્રદેવ અમારું (ઐહિક) કલ્યાણ કરો, વિશ્વવેદા પૂષાદેવ અમારું કલ્યાણ કરો, તાર્ક્ષ્ય અરિષ્ટનેમિ દેવ અમારું કલ્યાણ કરો, બૃહસ્પતિ દેવ અમારું કલ્યાણ કરો. ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ" અહીં **અનેક દેવોને ઐહિક** કલ્યાણ માટે, 'પ્રેયસ્' માટે પ્રાર્થના કરવામાં આવી છે. અને વૃદ્ધાવસ્થાને લીધે શરીરમાં ક્ષીણતા ન આવે, એમ ઇચ્છા વ્યક્ત થઈ છે. વળી, એક બીજી વેદકાલીન સ્તુતિ છે કે "મારા અંગો પુષ્ટ થાઓ, વાણી, પ્રાણ, ચક્ષુ, શ્રોત્ર, શારીરિક શક્તિ અને ઇન્દ્રિયો વૃદ્ધિ પામો."* આ બધા વૈદિક **સંસ્કૃતિના અવશેષો** છે. એમાં **અનેક દેવો,** સૂર્ય–જેને ગાયત્રી (સાવિત્રી)ની પ્રાર્થના કરવામાં આવે છે,—વરુણ, ઇન્દ્ર, અગ્નિ વગેરે **અનેક દેવોની** માન્યતા હતી. દરેક દેવને અગ્નિમાં આહુતિ આપવાથી યજમાનની **અનેક ઐહિક કામનાઓ સફળ** થતી, સ્વર્ગની પ્રાપ્તિ થતી.—આ કામ્યપ્રવૃત્તિમય વૈદિકધર્મનો ગીતાએ, અતિપ્રાચીન ગદ્ય ઉપનિષદોની જેમ,

§ મૂળમાં ભદ્રમ્ શબ્દ ક્રિયા વિશેષણ છે. "કર્ણોથી સુંદર વાત સાંભળીએ", એ ભાષાન્તર બરાબર નથી. કર્ણો, નેત્રો સારાં રહે, સાજાં રહે, એવી પ્રાર્થના છે.

* હાલમાં પારડીવાળા પૂ. વેદમૂર્તિ પંડિત સાતવળેકરજીએ સાબીત કર્યું છે કે વૈદિક સંસ્કૃતિ ભૌતિક હતી. એમણે "બળવાન બનો" નામની એક વૈદિક પુસ્તિકા છાપી છે.

ત્યાગ નથી કર્યો, પણ ગીતાએ જેટલું લેવાય તેટલું એ પ્રાચીનતમ સંસ્કૃતિમાંથી લીધું છે, અને તેમાં સુધારો કરીને તે ધર્મને સ્વીકાર્યો છે, ઉચ્ચ કક્ષાનો ધર્મ બનાવ્યો છે. ગીતાએ વૈદિક **ધર્મની કામ્યતાનો ત્યાગ કર્યો છે અને અનેક વૈદિક દેવો એક જ પર તત્ત્વનાં જ રૂપાન્તરો છે એમ પ્રતિપાદન કર્યું છે.** પણ (૧) ગીતાએ પ્રવૃત્તિમય જીવનનિષ્ઠાનો ખ્યાલ સમાજમાં અર્જુન જેવા નિઃસ્વાર્થ નેતાઓની જરૂરિયાત અને વૈદિક ધર્મની પ્રવૃત્તિમયતા ઉપરથી લીધો લાગે છે. વૈદિક ધર્મમાં "કર્મ" એટલે વેદોક્ત કર્મકાંડ; ગીતામાં કર્મ એટલે જીવનનાં બધાં કર્મો. વળી, જે મનુષ્યે જીવનભર કર્મો કરેલાં હોય તે સંન્યાસ તરફ જાય જ નહીં; એને તો ગીતાના યોગમાં આગળ વધવાની ઇચ્છા થાય (आरुरुक्षोर्मुनेर्योगं कर्मकारणमुच्यते), અને શમની પ્રાપ્તિ થતાં તેવો મનુષ્ય યોગમાં આરૂઢ જ રહે, સન્યાસ લે જ નહીં (योगारूढस्य तस्यैव शमः कारणमुच्यते ૬.૨). સંન્યાસના કરતા યોગ (નિષ્કામ કર્માચરણ) વધારે સારો છે; તેનાં ઘણાં કારણો ગીતાએ આપ્યાં છે. ગીતાના યોગમાં નિષ્કામ પ્રવૃત્તિ ધર્મ છે; વેદ-બ્રાહ્મણના કર્મકાંડમાં સકામ પ્રવૃત્તિ છે. કર્મફલની ઇચ્છા મનુષ્યને સ્વાર્થી બનાવે છે અને "બંધન" ઉત્પન્ન કરે છે. કર્મફલેચ્છાત્યાગપૂર્વક કર્માચરણ મનુષ્યને શાન્તિમય જીવન આપે છે અને સામાન્ય સમાજને શાન્તિમય જીવનનું દૃષ્ટાન્ત, આદર્શ, આપે છે, સમાજને સુધારે છે. આજ ખરો **સમાજ સુધારો** છે, "**લોકસંગ્રહ**" છે. શ્રીકૃષ્ણ આ યોગના સ્થાપક, યોગેશ્વર, છે; જનક, અર્જુન વગેરે આ પ્રકારના યોગીઓ છે. આ યોગના અનેક પ્રકારો, અર્જુનવિષાદ-યોગ, સાંખ્યયોગ, કર્મયોગ, વગેરે, વગેરે, ગીતાના જુદા જુદા અધ્યાયોમાં આપ્યા છે. દરેકમાં પ્રવૃત્તિમયતા મુખ્ય છે. પ્રવૃત્તિનો ખ્યાલ ગીતાને વૈદિકો પાસેથી મળેલો. એ રીતે ગીતાએ વૈદિક સમાજ સાથે મહાન સમાધાન કરેલું. ગીતાની નૂતન, નિષ્કામ, નિઃસ્વાર્થ કર્મનિષ્ઠા અને અને વૈદિકકર્મરતાનું **સહઅસ્તિત્વ** આ રીતે શક્ય બનેલું. ઔપનિષદો ગ્રામ છોડી અરણ્યમાં ચાલ્યા ગએલા, કેમકે એમણે કર્મનો જ ત્યાગ કરેલો; એમને વૈદિકો સાથે સહઅસ્તિત્વ અશક્ય, અસહ્ય, જણાએલું.—આધુનિક હિન્દમા ઉપનિષદોના જેવો સન્યાસી સમાજ નથી; વૈદિક કામ્ય-કર્મી સમાજ નથી. પણ વૈદિકો જેવોજ સ્વાર્થસાધુ, પોતાના વ્યક્તિગત લાભની જ ચિન્તા કરનારો સમાજ છે. તેવા સમાજ માટે ગીતાનો, શાન્તિમય જીવન માટે નિષ્કામ કર્મ કરવાનો બોધ હમેશાં ઉપયોગી છે અને અનન્તકાળ ઉપયોગી રહેશે (૨) **ગીતાએ વૈદિક સમાજ સાથે સહઅસ્તિત્વ અને સહાનુભૂતિના બીજા ઘણા માર્ગો સ્વીકારેલા.** વૈદિક સમાજનો ધર્મ યજ્ઞનો હતો; યજ્ઞને જ સૌથી વિશેષ મહત્ત્વ આપતો. ગીતા યજ્ઞને સ્વીકારે છે, પણ કેવળ સાર્વજનિક કલ્યાણના સાધન તરીકે. વૈદિકો માનતા હતા કે અન્નને ઉત્પન્ન કરનાર વરસાદ યજ્ઞ દ્વારા અગ્નિમાં દેવોને આહુતિ આપવાથી આવે છે, માટે યજ્ઞનો લોપ ન જ થાય. મનુષ્ય → અન્ન → પર્જન્ય → યજ્ઞ → મનુષ્ય : આમ, મનુષ્યની ઉત્પત્તિ વૃદ્ધિ અન્નથી, અન્નની ઉત્પત્તિ વરસાદથી, વરસાદની ઉત્પત્તિ યજ્ઞથી અને યજ્ઞની ઉત્પત્તિ (અનુષ્ઠાન) મનુષ્યોથી, એવું ચક્ર જગતના હિત ખાતર સૃષ્ટિના આદિકાળથી ચાલેલું છે, તે **ચાલુ રાખવા માટે મનુષ્યે સ્વકર્માચરણ કરવું**, પોતાના સ્વાર્થ, ઇષ્ટફલની પ્રાપ્તિ માટે નહીં, આ વૈદિક **યજ્ઞ ખાતર મનુષ્યે ગૃહસ્થજીવન જીવવું**, કર્મત્યાગ ન કરવો (૩ ૯—૧૬). આ રીતે પણ ગીતાએ પોતાના યોગના ઉપદેશને અસલ વૈદિક યજ્ઞ સાથે જોડીને કર્મયોગ **નામનો યોગનો એક પ્રકાર ત્રીજા અધ્યાયમાં આપ્યો છે.** (૩) વૈદિક સમાજનો આગ્રહ

"યજ્ઞ"ઉપર જ હતો. યજ્ઞમાં જેને આહુતિ અપાય તે દેવરૂપી **અગ્નિ**, જેનો હોમ થાય તે **આહુતિ** ( હવિસ્ ), જે મનુષ્ય હોમ કરે, યજન કરે તે **યજમાન**, જે "ફ્લ" અથવા "હેતુ" માટે હોમ કરે તે ગન્તવ્ય (પ્રાપ્ય), એ યજ્ઞસામગ્રી હોવી જ જોઈએ. ગીતાકારે કહ્યું કે નિઃસ્વાર્થ જીવન જીવનાર દરેક મનુષ્ય આ યજ્ઞ કરે છે અને દરેક મનુષ્યે આ પ્રકારનો યજ્ઞ કરવો જોઇએ. જે મનુષ્ય દ્રવ્ય કે વિદ્યા સંપાદન કરે, અને તે દ્રવ્ય કે વિદ્યા હું જ સ્વપ્રયત્નથી મેળવું છું એવો **અહંકાર** ન રાખે, પણ કોઈ ઇષ્ટદેવ પાસેથી મને તે મળે છે એવી ભાવના રાખે, અને તે દ્રવ્ય કે વિદ્યાનો ઉપયોગ કરતી વખતે, બીજાને તેનું વિતરણ કરતી વખતે, તે જ ઇષ્ટદેવ જેણે આ **મને આપેલ છે તેને હું એનું આપેલું પાછું આપું છું, આવી ભાવના** રાખે, તે મનુષ્ય તે ઇષ્ટદેવરૂપી **અગ્નિમાં** દ્રવ્ય કે વિદ્યારૂપી **આહુતિ** આપીને પોતે **યજમાન** બની પર તત્ત્વની પ્રાપ્તિ કરે છે. આમ એક **આધ્યાત્મિક યજ્ઞ કરીને કર્મબંધનથી** નિર્લિપ્ત રહેવાની રીત અર્થાત્ નિષ્કામકર્માચરણ (=યોગ)નો એક પ્રકાર **ગીતાએ આપ્યો છે. જે મનુષ્ય જે પ્રકારનું જીવન જીવતો હોય તે પોતાના જીવનદ્વારા આ આધ્યાત્મિક યજ્ઞનું અનુષ્ઠાન કરે, એમ ગીતા** ઇચ્છે છે. ગીતા કહે છે કે એવો કોઇ મનુષ્ય નથી, જે આવો એક પણ યજ્ઞ કરતો ન હોય. દરેક મનુષ્ય એક યજ્ઞ કરે છે અને એ યજ્ઞ દ્વારા કર્મબંધનથી મુક્ત રહી શાન્તિ મેળવે છે ( ગીતા અધ્યાય ૪ ). આમ યજ્ઞનો વિશાળ અર્થ કરીને **વૈદિક યાજ્ઞિક સમાજની મૂળગત ભાવના ગીતાએ અપનાવી, એ ભાવનાને વધારે ઉદાત્ત બનાવી**, વૈદિકોને સત્પથ તરફ વાળી, એમની સાથે સહકાર સાધ્યો છે. **(૪)** વૈદિક યજ્ઞ ધર્મ કામ્ય હતો. સ્વર્ગની કામના મુખ્ય હતી. પણ એ યજ્ઞ **વૈદિક દેવોને** અર્પણ થતો હતો. વૈદિક સમાજના સ્વર્ગકામનાવાળા વર્ગને ગીતાએ આકર્ષ્યા; અથવા સ્વર્ગકામનાવાળો વૈદિક સમાજ ગીતાના સિદ્ધાંતથી આકર્ષાયો. એ સમાજ સ્વર્ગની કામનાથી શ્રીકૃષ્ણને જ યજ્ઞો અર્પણ કરતો. **આમ વૈદિક દેવોની જગા શ્રીકૃષ્ણે લીધી**, પણ આ નૂતન યજ્ઞ ધર્મ મધ્યમ કોટિના વૈદિકોના હિત ખાતર ગીતાએ સ્વીકાર્યો. આ રીતે પણ ગીતાએ મૂળ વૈદિક કર્મકાંડ સાથે **સહકાર** કર્યો ( ગીતા ૯.૨૦–૨૧ ). શ્રીકૃષ્ણને અર્પિત આ યજ્ઞ ત્રયીધર્મ જ કહેવાયો અને ગીતાના યોગની તુલનાએ એનું સ્થાન ગૌણ રહ્યું. **(૫)** શ્રીકૃષ્ણ સર્વ યજ્ઞોના ભોક્તા છે (૫.૨૯); સર્વ યજ્ઞોના પ્રભુ છે (૯.૨૪); શ્રીકૃષ્ણ અધિયજ્ઞ (સમગ્ર યજ્ઞના અધિષ્ઠાતા) છે; ફ્લની આકાંક્ષા ન રાખનારાઓથી કરવામાં આવેલો યજ્ઞ જ સાત્વિક યજ્ઞ છે (૧૭.૧૧). " ॐ तत्सत्" નો ઉચ્ચાર કરીને યજ્ઞ, દાન અને તપની ક્રિયાઓ કરવામાં આવતી હતી. ગીતાએ એ વિધિનો નવો અર્થ કર્યો. ગીતા કહે છે કે ॐ तत्सत्‌ના ઉચ્ચારપૂર્વક કરેલો યજ્ઞ અથવા કરેલું કંઈ પણ પ્રશસ્ત ( =નિષ્કામ ) કર્મ એના કરનારને બંધનમાંથી મુક્ત કરે છે અને એ કર્મ મોક્ષમાં ઉપકારક થાય છે (૧૭.૨૩–૨૫). **(૬)** ગીતાએ વૈદિક અનેકદેવતાવાદ અને કામ્ય કર્મકાંડનો વિરોધ ઉપનિષદોની જેમ જ કર્યો છે. પણ ગીતા માત્ર વિરોધ કરીને બેસી નથી રહી, પણ તેણે વૈદિક ધર્મમાંથી "પ્રવૃત્તિ–ધર્મ" સ્વીકાર્યો; યજ્ઞ ધર્મને સુધારી માન્ય રાખ્યો–તે આપણે જોયું. ઉપનિષદોએ વેદોને अपरा विद्या (મુ. ઉપ. ૧.૧.૬) કહેલ છે અને વેદધર્મની નિન્દા કરી છે (મુ. ઉપ. ૧.૨.૧–૭; છાન્દોગ્ય ઉપ. સનત્કુમારનારદસંવાદ) અને વૈદિક દેવોને બ્રહ્મથી ઉતરતા (કેન ઉપનિષદ) ગણાવ્યા છે, ગીતાએ પણ એક રીતે આવું વલણ ધારણ કર્યું છે પણ બીજી રીતે વેદોને, બ્રહ્મ અને શ્રીકૃષ્ણના જ્ઞાન માટે, ઉપ૦ની જેટલા જ પ્રમાણભૂત ગણ્યા છે, કેમકે ગીતાની નૂતન દૃષ્ટિએ " ઋષિઓએ જુદા જુદા છન્દો

દ્વારા બ્રહ્મનું જ ગાન કર્યું છે; દેવો બ્રહ્મનાં જ રૂપો છે" (૧૩ ૪) અને "સર્વવેદોથી વેદ્ય વિષય શ્રીકૃષ્ણ જ છે" (૧૫.૧૬). **આ રીતે ગીતા વેદોને અપરા વિદ્યા તરીકે નહીં કહે, પણ ઉપનિષદો જેટલા જ પરા વિદ્યાના ગ્રન્થો તરીકે** સ્વીકારે છે. ઘણે ભાગે પુરુષસૂક્તને ધ્યાનમાં રાખી ગીતા કહે છે કે "વેદમાં શ્રીકૃષ્ણ પુરુષોત્તમ તરીકે પ્રથિત છે" (૧૫.૧૮). ગીતા પ્રમાણે વેદનો જૂનો અર્થ ત્યાજ્ય છે; પણ એક નવો અર્થ થઈ શકે છે, જેથી વેદ પરતત્ત્વનું પોતાનું જ જ્ઞાન આપે છે અને વેદ પોતે પરસ્વરૂપ છે (૭ ૮) प्रणवः सर्ववेदेषु; ૯.૧૭—ऋक्सामयजुरेव च). ગીતાની આ દૃષ્ટિ છાન્દોગ્ય, મુંડક, કેન વગેરે **ઉપનિષદોથી તદ્દન જુદી છે.** આચાર્યો પૈકી શ્રી વલ્લભાચાર્યે આ દૃષ્ટિને સ્વીકારી છે. આમ ગીતાએ વેદને અપનાવીને પોતાના મહાન વિરોધી-વેદ ધર્મ-સાથે સહકાર અને સહઅસ્તિત્વના સિદ્ધાન્તથી વર્તન અને વ્યવહાર કર્યા છે. (૭) માત્ર જે વૈદિકો અહંકાર, સ્વાર્થપરાયણતા, ઇચ્છાપૂર્તિ, સકામના, છોડતા ન હતા, તેમનો જે સમાજ હતો તેની સાથે ગીતા કોઈપણ રીતે સહકાર કરી શકે જ નહીં; તેવાઓને ગીતાએ **"આસુરી સંપદ સાથે સરજાએલા"** કહ્યા છે; જેથી તેવાઓ પોતાની જાતે દૂષિત થયા છે, એમ સમાજમાં ન ગણાય, પણ "સૃષ્ટિ" થી જ એમનો સ્વભાવ તદ્દન કામી અને સ્વાર્થી છે, એમ સમજી ગીતાનો નવો સમાજ પણ એમના તરફ કંઇક સહાનુભૂતિ દર્શાવે (ગીતા ૧૬). આસુરી સંપદવાળા વૈદિક યજ્ઞ ધર્મ પાળતા હતા; તેઓ કોઇપણ રીતે સુધરે તેવો સંભવ ન હતો. ગીતા પ્રમાણે એ વૈદિક સમાજ નરકનો જ અધિકારી હતો. તદ્દન સ્વાર્થપરાયણને શી રીતે સુધારે કે તેની સાથે શી રીતે સહકાર કરે? છતાં સહાનુભૂતિ ખાતર એ લોકોની "સૃષ્ટિ" જ એવી છે, એમ આસ્તિકોને સમજાવ્યું છે.

૨. **ગીતા અને ઔપનિષદિક જ્ઞાની-સંન્યાસી સમાજ.**—ગીતાનો બીજો મહાન વિરોધી "પ્રાચીન ગદ્ય" ઉપનિષદોનો સંન્યાસ ધર્મ હતો **આ સંન્યાસ-ધર્મ મૂળમાં વૈદિક કામ્ય કર્મોનો વિરોધી હતો.** જે કાળમાં **"કર્મ એટલે કામ્ય કર્મ જ"** સમજાતું હતું, તે કાળમા કર્મનો વિરોધ ખૂબ થયો હતો. કામ્ય કર્મમય જીવનમાં શાન્તિ હોય જ નહીં; દરેક મનુષ્ય વેદની સહાયથી સ્વાર્થ સાધવા દોડે, અને અન્તે દુઃખી થાય. અર્જુન જેવો મનુષ્ય પણ શરૂઆતમાં કર્મફલની ઇચ્છાથી કર્મો કરતો અને યુદ્ધ કરવા પણ તૈયાર થયો હતો (कार्पण्यदोषदूषित હતો). પણ છેલ્લી ઘડીએ એને થયું કે સ્વાર્થખાતર યુદ્ધની હિંસા ન કરવી અને સંસારત્યાગી ભિક્ષાવૃત્તિથી જીવનનિર્વાહ કરવો. આ ઔપનિષદિક સમાજ **જ્ઞાની-સંન્યાસી સમાજ** હતો. શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું કે 'સંન્યાસની મોહબતમા તું ચઢીશ મા" (मा ते सङ्गोऽस्त्वकर्मणि ૨.૪૭). આ સમાજે સર્વકર્મસંન્યાસની જીવનનિષ્ઠા સ્થાપેલી કેમકે તે વખતમાં મુખ્ય પ્રાચીન સમાજ સકામકર્મની પ્રવૃત્તિવાળો હતો, તેના વિરોધમાં સર્વકર્મત્યાગરૂપ નિવૃત્તિનો એક જ માર્ગ એ ઔપનિષદોને સારો જણાયો. વૈદિકોને જ્યારે સર્વવૈદિક દેવોનું એક મૂળભૂત પરતત્ત્વ (નાસદીય સૂક્તમાં નિરાકારરૂપે અને પુરુષસૂક્તમાં પુરુષાકારરૂપે) જડયું અને તે તત્ત્વરૂપ આત્મા પોતે છેજ તે સિદ્ધાન્ત જડયો અને એ બંનેના ગાઢ સંબંધનો સાક્ષાત્કાર કરવા માટે ધ્યાન—નિદિધ્યાસનની જરૂરિયાત જણાઈ, ત્યારે **આ સંન્યાસનો પ્રચાર થયો.** "આ સર્વ દશ્યમાન જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય બ્રહ્મમાંથી છે, માટે શાન્ત થઈ ઉપાસના કરવી. પુરુષ પોતાના સંકલ્પનો બનેલો છે. મનુષ્ય આ લોકમાં જેવા સંકલ્પનો હોય છે તેવો અહીંથી ગયા પછી તે બને છે. પુરુષે સંકલ્પ (ધ્યાન) કરવો. 'મનોમય......સર્વકર્મા......ઇત્યાદિ ગુણોવાળો આ મારો અન્ત-

હૃદયમાં આત્મા છે, એ જ બ્રહ્મ છે. અહીંથી પ્રયાણ કરી એની પાસે હું જન્મ લઇશ' (एतमितः प्रेत्य अभिसंभवितास्मि) ". " ઇચ્છાઓ જ દુઃખદાયક છે, પુત્રૈષણા, વિત્તૈષણા, લોકૈષણાનો ત્યાગ કરી ભિક્ષાચર્યા જ આચરવી." (બૃ. ઉ. ૩.૫) 'જે વિદ્વાનો પંચાગ્નિવિદ્યા જાણે છે અને જે અરણ્યમાં શ્રદ્ધા (અને) તપની ઉપાસના કરે છે તે દેવયાન માર્ગે બ્રહ્મ [સાન્નિધ્ય]ની પ્રાપ્તિ કરે છે (છા. ઉપ. ૫.૧૦).' આ સમાજ "જ્ઞાનીઓનો સમાજ" હતો. જગતની ઉત્પત્તિ અને પરમાત્માના સ્વભાવની અનેકવિધ સૈદ્ધાન્તિક ચર્ચાઓ તેઓ કરતા. પર તત્ત્વમાં અન્તર્ગત ભેદ, અન્તર્ગત તત્ત્વો, વિશે જુદી જુદી માન્યતાઓ પ્રવર્તતી હતી, પણ એક બાબતમાં સર્વસંમતિ હતી; તે એ કે પર તત્ત્વ "एक અને अद्वितीय" છે. આ એકત્વ ઋગ્વેદના અનેક દેવતાઓના યજનની સંસ્કૃતિ ઉપરથી સમજાયું હતું, પર તત્ત્વને નિરાકાર અને પુરુષાકાર, એમ उभयविध, "સર્પ" અને "સર્પનું ગુંચળું" કે સૂર્યપ્રકાશ અને સૂર્યના ગોળાની જેમ માનતા હતા. એ પરમાંથી જ **સીધી, સાક્ષાત્**, સૃષ્ટિ થઈ છે; એવો એક મત હતો; પણ **પાછળથી** પર તત્ત્વ જ ઉભયવિધ છે માટે એ **ઉભય** (अक्षर–अव्यक्त અને पुरुषोના **સંયોગથી** સૃષ્ટિ થઈ છે, એ માન્યતા ઉત્પન્ન થઈ. એક જ પરતત્ત્વ उभयविध હોઈ તે બન્ને સ્વરૂપોનો પરસ્પર સંબંધ જુદી જુદી રીતે સમજાયો; એમાથી એક પ્રધાન રહે, અને અને બીજું ગૌણ રહે; તે શક્યતા અનુસાર સિદ્ધાન્તો રચાયા. **પણ બન્ને મોક્ષમાં પ્રાપ્ય મનાતા હતા.** પરમાંથી જ આકાશાદિ ક્રમે સૃષ્ટિ થઈ, એમ મનાતું; તો વળી, परमां प्रकृति નામની શક્તિ છે, તે प्रकृतिમાંથી સૃષ્ટિ થઇ એમ બીજા (થોડા) ઔપનિષદો માનતા, આવી અનેક દાર્શનિક ચર્ચાઓ તેઓ કરતા. તેનાથી પણ વિદ્વાનો સંન્યાસ તરફ વળતા. દેશમાં દાર્શનિકોના મંડળો હતાં. જનક વિદેહીની દાર્શનિકોની સભા સમગ્ર ભારતમાં જાણીતી હતી; તેમાં એક સભ્ય ગાર્ગી વાચકનવી હતી; તેણે યાજ્ઞવલ્ક્યને પણ પડકાર્યા હતા. (બૃ. ઉપ. ૩.૮). બીજી એક સભા पांचालानां परिषद् હતી (બૃ. ઉપ. ૬.૧). વળી અરણ્યમાં ગુરુકુલો હતાં. જેમ આમના ગુરુકુલોમાં યજ્ઞને કેન્દ્રમાં રાખી, એટલે વેદોને પ્રધાન વિષય ગણી, બીજા સર્વ વિષયોને અંગો ( વેદાંગો અને ઉપવેદો ) તરીકે શીખવવામાં આવતા તેમ આ ગુરુકુલોમાં તત્ત્વજ્ઞાનને કેન્દ્ર વિષય રાખી કેળવણી અપાતી હતી. ઔપનિષદોએ મનુષ્યોમાં ક્રિયાશક્તિ (કર્તૃત્વશક્તિ) ક્યાંથી આવી છે? તેની ચર્ચા મુખ્ય ગણી ન હતી. પણ સામાન્ય રીતે જીવાત્મા નિત્ય ચેતન, અને પોતાના કર્મોનો કર્તા છે, એમ મનાતું; તેથી જ સંન્યાસ જરૂરી મનાતો; સંન્યાસ લે તો જ "બંધન ન થાય." प्रकृति રૂપી શક્તિની માન્યતા હજી માત્ર અમુક શાખામાં જ શરૂ થઈ હતી; તેની કંઇ વધારે ચર્ચા થઇ ન હતી, કેમકે અવ્યક્ત–અને –પુરુષ રૂપ પરમાંથી સૃષ્ટિ ઉત્પન્ન થઇ છે, તે મત મુખ્ય હતો. વિદ્વાનોને સંન્યસ્ત તરફ વળતાં જોઇ અવિદ્વાનો પણ સંન્યાસનિષ્ઠાને વખાણતા અને તેનાથી આકર્ષાઇ સંન્યાસી થતા, પણ જેમની ફલેચ્છાઓ જીવતી છે, તેવાઓ માટે એ સંન્યાસ એક મિથ્યાચાર જ, હતો, (ગીતા ૩.૬). કામનાથી ભરેલાઓને કોઇ વિદ્વાન સંન્યાસીઓ પોતે આકર્ષતા હોય, એવું પણ બનતું હશે (तानकृत्स्नविदो मन्दान् कृत्स्नविन्न विचालयेत् । ૩.૨૯). **વેદકાલ પછી ઉપનિષત્કાળમાં કંઇક આવો એક સમાજ અસ્તિત્વમાં આવેલો, ગીતાને એનો પણ સામનો કરવો પડ્યો હતો.**

ગીતાએ ઉપર્યુક્ત ઔપનિષદિક જ્ઞાની–સંન્યાસી સમાજ પ્રતિ સહાનુભૂતિ, સમન્વય અને સહઅસ્તિત્વની વૃત્તિ રાખી હતી. **આ ઔપનિષદો કર્મસંન્યાસને ધર્મ માનતા હતા.**

(૧) ગીતા કહે કે જેને ઓપનિષદો સન્યાસ કહે છે તે ગીતાનો યોગ જ છે, કેમકે એવો એક પણ યોગી નથી કે જેણે કર્મફલસંકલ્પનો સંન્યાસ ન કર્યો હોય (૬.૧)–યોગમા ફલત્યાગ છે; પણ, તદુપરાન્ત ગીતા કહે છે કે **નિષ્કામ કર્મ કરતી વખતે જ, એક એવી મનોવૃત્તિ રાખી શકાય કે "હું કંઈ પણ કરતો નથી," "હું કર્મસંન્યાસી છું."** કર્મનાં સાગ કે નરસા ફૂલમાં સમત્વબુદ્ધિ જેણે પ્રાપ્ત કરી છે તે સારાં કે નરસા ( યુદ્ધ જેવા હિંસાત્મક ) **કર્મ કરતી વખતે જ તે સુકૃત–દુષ્કૃતનો જ** ( કેવળ ફળનો જ નહીં ) **માનસ ત્યાગ ( અથવા સંન્યાસ )** કરે છે; કર્મોના આચરણમાં ( કર્મસંન્યાસની ભાવનાનુ ) આવુ જે કૌશલ; તેનું નામ યોગ (૨.૫૦). જોવાની, સાભળવાની, વગેરે ક્રિયાઓ કરવા છતા, "ઇન્દ્રિયો ઇન્દ્રિય-વિષયોમાં (પ્ર)વર્તે છે " "હું કંઈ પ્રવૃત્તિ કરતો નથી," એવી ધારણા રાખનાર યોગી માને છે કે હું કંઈ કરતો નથી, હું કર્મસંન્યાસી છુ ( ૫.૯; જુઓ ૫.૧૩ ) પ્રવૃત્તિ પાછળ જો સ્વાર્થ ન હોય તો તે નિવૃત્તિ જ છે, પણ નિવૃત્તિ ( બાહ્ય સંન્યાસ ) પાછળ જો મનમા વિષયેચ્છા હોય તો તે નિવૃત્તિ નથી, પણ પ્રવૃત્તિ જ છે. અત્યારના જમાનામા આવી મનોવૃત્તિ કદાચ અશક્ય લાગે, **પણ ગીતાના સમયમાં એ સુશક્ય હશે.** કર્મોનો માનસ ત્યાગ, અને કર્મફલનો ત્યાગ, એ બન્ને જુદાં મન્તવ્યો છે, છતાં બન્ને યોગના જ પ્રકારો છે, અને એક રીતે સન્યાસતુલ્ય જ, છે. (૨) વળી, વૈદિક યજ્ઞનો જે આધ્યાત્મિક અર્થ ગીતાએ કર્યો અને તે અર્થ દ્વારા એ જ "યજ્ઞ માટે આચરેલું કર્મ એટલે યોગ" એવી જે સમજણ ચોથા અધ્યાયમા (૪.૨૩) આપી, તે ગીતા ઓપનિષદિક સંન્યાસી સમાજને પણ લાગુ પાડે છે. ગીતા એ લોકોને કહે છે કે તમે, યતિઓ, પણ એક પ્રકારનો યજ્ઞ જ કરો છો કેમ કે નિષ્કામ સ્વાધ્યાય અને જ્ઞાનની નિષ્કામ પ્રાપ્તિ અને પ્રચાર તમે કરો છો, તે 'યજ્ઞો' જ છે ( ૪.૨૮–स्वाध्यायज्ञानयज्ञाश्च यतयः संशितव्रताः ); આમ ગીતા ઓપનિષદિક સન્યાસીઓને ( ગીતાના ) "યોગીઓ" અને તત્વત ( વેદોના ) "યાજ્ઞિકો" પણ કહે છે, અને એ રીતે ગીતા પોતે તો ઓપનિષદિક સંન્યાસીઓ પ્રતિ સદ્ભાવ રાખે જ છે, પણ ઉપરાન્ત યજ્ઞવાદી વૈદિકોનો સદ્ભાવ એમને મેળવી આપે છે, કેમકે સન્યાસીઓ પણ એક યજ્ઞ કરે છે, એમ ગીતા સિદ્ધ કરે છે./(૩) ઓપનિષદિક સંન્યાસીઓએ વૈદિક કર્મીઓનો અને કર્મકાંડનો ત્યાગ કર્યો હતો, અને બહુ કડક ભાષા ( अन्धेन नीयमाना यथान्धाः, अविद्यायां वर्तमानाः )થી એમની નિન્દા કરી હતી પણ એ ઓપનિષદિકો પ્રતિ ગીતા ખૂબ સદ્ભાવ બતાવે છે. ગીતાને સત્ય પ્રિય છે. જો મનુષ્યનો સંન્યાસ સાચો હોય, કર્મફલેચ્છાપૂર્વક–કર્મસન્યાસ હોય, તો ગીતા એવા સંન્યાસને નિઃશ્રેયસકર, મોક્ષદાયક, તરીકે જ માન્ય રાખે છે ગીતા કહે છે કે संन्यासः कर्मयोगश्च निःश्रेयसकरावुभौ (૫.૨). ગીતાએ "સંન્યાસ" નિષ્ઠાને એક શક્ય, મોક્ષ આપનારી, નિષ્ઠા તરીકે વિકલ્પે સ્વીકારી હતી, પણ અમુક ઓપનિષદો ગીતાના યોગને વિકલ્પે પણ સ્વીકારવા તૈયાર ન હતા. તેમને ગીતાએ કહ્યું કે **પૂર્ણતાની પ્રાપ્તિ માટે સાચો સંન્યાસ એ એક જ માર્ગ નથી; યોગ પણ એવો જ એક બીજો માર્ગ છે." સન્યાસની જેમ જ યોગ પણ**, अपि, વિકલ્પે એક જીવનનિષ્ઠા છે, એમ ગીતાએ બહુ જ વિવેકપૂર્વક વારંવાર કહ્યું છે, ( જુઓ ગીતાના અગિયારમા વાક્યો ) ભક્તિયોગ, ગુણકર્મવિભાગયોગ અને ધ્યાનયોગનું પ્રતિપાદન કરતી વખતે ગીતાએ ભક્ત, ગુણાતીત અને ધ્યાની **યોગી તેમ જ સંન્યાસી પણ** હોઈ શકે, એ સત્ય સ્વીકાર્યું છે (જુઓ પાના ૪૪–૪૫) (૪) જેને બાહ્ય વિષયોમાં રસ નથી, જે આત્મરતિ, આત્મક્રીડ, આત્માનન્દી, છે તે જ ખરો યતિ થઈ શકે છે; પણ "આત્મરતિ પોતે

સન્યાસને માટે પક્ષપાત રાખે અને નિષ્કામ કર્મને ધિક્કારે, એ વાત ગીતાને પસંદ નથી બલ્કે ગીતા સ્પષ્ટ કહે છે કે **આત્મરતિ જ યોગનો ખરો અધિકારી છે, માટે ( तस्मात् )** એણે સન્યાસને બદલે યોગનુ આચરણ કરવું (૩ ૧૭) (૫) સન્યાસીઓના સમાજમાં કયાં કર્મોનો સન્યાસ કરવો તે વિષે મતભેદ હતો " કર્મમાત્ર દોષવત્ છે, " માટે " સર્વ કર્મ સન્યાસ " નુ જ ધ્યેય અમુક સન્યાસી સમાજે સ્વીકારેલુ. ગીતા સ્પષ્ટ કહે છે કે ' દેહધારણ કરનારને સર્વકર્મસન્યાસનો ઉપદેશ દેવો, તે અશક્ય વસ્તુનો ઉપદેશ જ છે " (૧૮.૧૧;૩.૮) શ્વાસોચ્છ્વાસની ક્રિયા ચાલુ રાખવી, એ પણ એક કર્મ છે, **સન્યાસીએ પણ દેહની જરૂરિયાતો પોષવી** જ જોઈએ, નહી તો દેહત્યાગ કરવો જ પડે વળી, મોટા જ્ઞાની હોય તે પણ પોતાની પ્રકૃતિ (સ્વભાવ)ને અનુસરી અમુક કર્મો, અમુક પ્રવૃત્તિઓ, જ્ઞાનની સાત્વિક પ્રવૃત્તિઓ, અવશ્ય કરશે જ. **માટે "સર્વ કર્મસન્યાસ"ની વાત મિથ્યા છે, નકામી છે. ખરી વાત તો "બધાં કર્મો નિષ્કામ રીતે આચરવાં એ** જ છે (૬) અમુક સન્યાસી સમાજે ડહાપણ વાપરીને "કામ્યકર્મોનો સન્યાસ, એ જ સન્યાસ,' એવો મત દર્શાવ્યો હતો આ કામ્ય કર્મો " વૈદિક " જ સમજવાં કે કેમ, તે વિશે ગીતામા સ્પષ્ટ લખ્યુ નથી (૧૮ ૨), વૈદિક જ હોવાનો સભવ નથી, કેમકે મનુષ્યને પાવન કરનાર યજ્ઞદાનતપ કર્મ અને નિયત ( **સ્વભાવનિયત** ) કર્મો અથવા કોઇ પણ પ્રકારના કર્મો કર્તવ્ય માની, કર્મમા આસક્તિ અને કર્મફલેચ્છા તજીને કરવાનુ ગીતા સ્પષ્ટ કહે છે (૧૮.૯) (૭) ગીતા પોતાના કર્મફલત્યાગ એટલે યાગને 'त्याग"નુ નામ આપે છે (૧૮.૨ सर्वकर्मफलत्याग प्राहुस्त्याग विचक्षणा ) આ નામ ઔપનિષદો જે "સન્યાસ" શબ્દ પોતાના કર્મસન્યાસ માટે વાપરતા હતા, તેને મળતુ નામ છે, અને તે ઈશાવાસ્ય ઉપ ના तेन त्यक्तेन भुञ्जीथा. (દરેક વસ્તુ ઈશ્વરની છે, તે તેને પાછી આપીને, તે વસ્તુનો ત્યાગ કરીને, તુ તે ભોગવ ) ઉપરથી સૂઝયુ લાગે છે (૧૮ ૨), તે દ્વારા સૂચન થાય છે કે ઉપનિષદોનો **સન્યાસ** અને ગીતાનો **યોગ** અથવા ત્યાગ, **બન્ને** અર્થત એક જ છે (૮) ઉપનિષદ્ના સમાજમા નિસ્પૃહ વિદ્વાનો સન્યાસી જીવન ગાળતા, તેઓ માનપાત્ર હતા ઉત્તમ લોકો જે કરે તેનુ અનુકરણ સામાન્ય સમાજ કરે ઔપનિષદોના વર્તનથી કર્મસગી લોકોમા બુદ્ધિભેદ થતો હતો, તેની જવાબદારી ગીતાએ એ વિદ્વાનો ઉપર નાખી છે અને એના ઉત્તમ લોકોએ અજ્ઞાન લોકોને માર્ગદર્શન કરાવવા સર્વ કર્મો કરવા અને ગૃહસ્થ જીવન ગાળવુ એમ કહ્યું છે (૩ ૨૫-૨૬) જે લોકો ગૃહસ્થ જીવનના કાયક્લેશના ભયથી સન્યાસ ધારણ કરતા, તેમના ત્યાગને ગીતાએ રાજસ ત્યાગ કહ્યો છે (૧૮ ૮)

ગીતાએ સ્પષ્ટ શબ્દોમા કહયુ છે કે **ગીતાનો યોગ,** ઔપનિષદોના સન્યાસના સ્થાને, મોક્ષ માટે, **એક વિકલ્પ જ નથી, પણ સન્યાસ કરતાં અતિ અધિક ઉત્તમ નિષ્ઠા છે** દરેક વિદ્વાન મનુષ્યની એક સ્વાભાવિક ફરજ છે. તે વિદ્વાન છે, માટે જ એની આ ફરજ છે, કે એણે અવિદ્વાનોને પરસ્પરમા શાન્તિ અને સુખનો માર્ગ બતાવવો; આટલા ખાતર વિદ્વાને, નિસ્પૃહે, નિષ્કામ મનુષ્યે યોગનુ આચરણ કરવુ વિદ્વાનથી પણ દેહના એકેએક કર્મનો ત્યાગ થઇ શકતો જ નથી, અમુક થોડા કર્મો કરવા જ પડે છે, તો પછી શાન્તિથી **બધાં** જ કર્મો કરવા, અને લોકસગ્રહ કરવો. સન્યાસમા આસક્તિ રાખવી તે પણ એક **આસક્તિ** જ છે, માટે યોગ જ સારો છે મનુષ્યે યોગથી શરૂઆત કરવી, તો અમુક વખતે કુદરતી રીતે જ એને ટેવ પડશે અને એના બધા કર્મો નિષ્કામ રીતે જ થશે. આવી સ્થિતિની પ્રાપ્તિને ગીતા नैष्कर्म्यसिद्धि ( ' કર્મ કરવાની **ફરજમાંથી મુક્તિ** ' રૂપી પૂર્ણતા ) કહે છે. આ **પૂર્ણતા** પ્રાપ્ત કર્યા **પછી** જ મનુષ્ય

સન્યાસનો અધિકારી થાય છે અને સંન્યાસ લઈ શકે છે; **અથવા** યોગ જ ચાલુ રાખી શકે છે, ગીતા કહે છે કે જો મનુષ્ય આ રીતે યોગ (એટલે આ પરિપક્વ સ્થિતિમા **फलयोग**) ચાલુ રાખે તો તેને સંન્યાસી કરતા જલદી બ્રહ્મની પ્રાપ્તિ થાય છે. કર્મધર્મમાંથી મુક્તિ મેળવ્યા પહેલા સાધનયોગથી પ્રારંભ કર્યા વગર, શરૂઆતથી જ સંન્યાસ ધારણ કરવાના માર્ગને ગીતા ભય કર માને છે ( संन्यासस्तु महाबाहो दुःखमाप्तुमयोगत –૫ ૬ અ). **ગીતાના મતે સમાજનું શ્રેય અને સાથે સાથે પોતાનું (વ્યકિતનુ) શ્રેય, એટલે પોતાનો મોક્ષ, એમ બન્ને ધ્યેય સાધવાનો માત્ર એક જ ઉપાય છ, અને તે છે योगनिष्ठा.** પોતાના સમાજમા રહી નિઃસ્પૃહ અને નિષ્કામ જીવન ગાળવુ એમ ગીતા કહે છે. ગીતાના ઔપનિષદો જે " દાર્શનિક " વિચારોથી પોતાના સન્યાસી સમાજને પોષણ આપતા હતા, તેનો જવાબ ગીતાએ કેવી રીતે આપ્યો તે હવે આપણે જોઈશુ.

વૈદિક દેવો એક જ સત્ (एक सद् विप्रा बहुधा वदति) અથવા એક જ સન્ (एक सन्त बहुधा कल्पयन्ति) તત્ત્વનાં વિવિધ રૂપો છે, એમ અમુક વૈદિકોને પર તત્ત્વ પ્રથમ સમજાયુ ; દેહમા વસનાર દેહી એ ' पर ' રૂપ છે, અને ( પરના સાંનિધ્યમા જઈ પરરૂપ થવુ એ જ ધ્યેય છે; એ ધ્યેયની પ્રાપ્તિ માટે કામ્ય કર્મોનું વૈદિક જીવન ઉપયોગી નથી, પણ નિષ્કામ બની, અરણ્યવાસ કરી, ધ્યાન–નિદિધ્યાસન દ્વારા જ એ સાક્ષાત્કાર થઇ શકે છે એમ એ વૈદિકોને લાગ્યુ. **તેઓ સમાજત્યાગ કરી અરણ્યમાં વસ્યા તે વિભક્ત વૈદિકો આપણા આદ્ય ઔપનિષદો છે** વૈદિકોને આત્માના અમરત્વનુ જ્ઞાન તો સૌથી પ્રથમ હતુ. તે સાથે જ અનેક દેવો (અને એમના અમરત્વ અને એમના **લોકો**)નુ જ્ઞાન હતુ જ. **પછી** પ્રથમ એ સર્વ દેવોના મૂળભૂત " एक "નું જ્ઞાન થયુ **ત્યારપછી તરત** જ તે एकમાથી જ આ દશ્યમાન ચરાચર જગત ઉત્પન્ન થયુ છે, તે જ્ઞાન થયુ, એમ લાગે છે તે જ્ઞાનમા જ અન્તર્ગત જ્ઞાન હતું કે માનવદેહ કે ઇતરયોનિના દેહમાંનો દેહી પણ એ પરરૂપ જ છે, અને એ **એકરૂપતાના જ્ઞાનથી** જ વૈદિક કામ્યકર્મોનો ધર્મ એમને નિરુપયોગી જણાયો. એ વૈદિકોએ સમાજત્યાગ કર્યો અને **તેઓ આદ્ય સંન્યાસી થયા; તેમને માટે** પરતત્ત્વ અને દેહીની એકતાના સાક્ષાત્કાર માટે ધ્યાન–નિદિધ્યાસ ને સાધનાની જરૂર ભાગ્યે જ થઈ હશે બૃહદારણ્યક–છાન્દોગ્ય ઉપનિષદોનો સંન્યાસી સમાજ લગભગ આવો હતો **પણ સમય જતાં પરતત્ત્વના સ્વરૂપ–સ્વભાવ વિશે વિવેચન થવા લાગ્યું** અને ઉત્તરોત્તર ધ્યાનની **સાધના** સાક્ષાત્કાર માટે **આવશ્યક** પણ લાગી શ્રુતિસાહિત્ય વાંચતા આવી કલ્પના દૃષ્ટિ સમક્ષ ઉપસ્થિત થાય છે. આ સમાજના **દાર્શનિક વિચારો** વિશે ઉપર કહ્યુ છે (૧) ભૂતમાત્રની ઉત્પત્તિ પરબ્રહ્મમાથી છે, એ એક ઘણો પ્રાચીન દાર્શનિક વિચાર છે; એ જ બ્રહ્મનુ લક્ષણ છે એ પરમાં લય, એ જ મોક્ષ ગીતાના સમયમાં જુદાજુદા ઔપનિષદોએ થોડા થોડા ફેરફાર સાથે ભૂતોની ઉત્પત્તિની માન્યતા રજૂ કરી હતી ગીતા એ **બધી** સ્વીકારે છે. પણ, તે સિદ્ધાન્તના અનુભવ માટે અરણ્યમાં વાસ કરી ધ્યાન કરવાની જરૂરિયાત ગીતા માન્ય રાખતી નથી; અથવા, એ અરણ્યવાસ કરતાં લોકસમુદાયમા વસી લોકો સાથેના વ્યવહારમાં એ સિદ્ધાન્તનો અનુભવ કરવાનુ ગીતા વધુ પસંદ કરે છે. માટે જ ગીતા અનેકવાર કહે છે કે જેનો આત્મા સર્વભૂતાત્મરૂપ થયો છે તે સન્યાસી ભલે થાય, પણ જો તે કર્મી (योगी) રહે તો પણ એ કર્મબંધનથી નિર્લિપ્ત રહે (सर्वभूतात्मभूतात्मा कुर्वन्नपि न लिप्यते । ૫.૭) (૨) ઔપનિષદો સૃષ્ટિની ઉત્પત્તિ માટે·

વિચારો રજૂ કરતા. જેમ કે પુરુષ (શ્રીકૃષ્ણ)માંથી જગત સીધું, સાક્ષાત્, ઉત્પન્ન થયું છે. અથવા પરતત્ત્વમાં અન્તર્ગત પરની શક્તિરૂપે અથવા પરના એક ઘટક (constituent, અવયવ) રૂપે એક પ્રકૃતિ, બે પ્રકૃતિઓ, કે એવા એક, બે અથવા વધારે તત્ત્વો છે, એમ તેઓ કહેતા (ज्ञानयज्ञेन चाप्यन्ये यजन्तो मामुपासते। एकत्वेन पृथक्त्वेन बहुधा विश्वतो मुखम्-૯.૧૫). ગીતા આ બધા સૃષ્ટિવાદો સ્વીકારે છે. ગીતા બધા મોક્ષવાદો પણ સ્વીકારે છે. કેમકે, ગીતાની દૃષ્ટિ જ એવા વાદો ઉપર નથી. જુદા જુદા મનુષ્યોને એવા વાદો ઉપયોગી લાગે, તો ભલે તેઓ સ્વીકારે. જીવાત્મા અને પરમાત્માનો સંબંધ શો છે? તે સબંધનો એક, નિશ્ચિત, મત રાખવાનો પણ આગ્રહ ગીતા કરતી નથી ગીતાના વખતના બધા દાર્શનિક સમાજોને ગીતા એક જ પ્રશ્ન પૂછે છે, તે એ કે "મનુષ્ય જે જે પ્રવૃત્તિઓ કરે છે તેનો ખરો કરનારો કોણ છે?" ગીતા પોતાના યોગના પ્રતિપાદનમાં જ રસ ધરાવે છે. યોગ એટલે કર્મબંધન રહિત રહી શકાય, શાન્તિ અનુભવી શકાય, મોક્ષ મેળવી શકાય, એવી દરેક મનુષ્યની પ્રવૃત્તિ, અહંકાર અને મમત્વ વગરની પ્રવૃત્તિ, આસક્તિરહિત ગૃહસ્થ જીવન, જેથી જનસમુદાય પણ એ જ શાન્તિ અને આનન્દ અનુભવી શકે. (૩) ગીતાના ઉપલા પ્રશ્નનો જવાબ, જો એમ હોય કે ઈશ્વર જ બધી પ્રવૃત્તિ કરે છે, તો ગીતા કહે છે કે "મનુષ્ય ઈશ્વરનું નિમિત્ત છે"; (૪) જો એમ જવાબ હોય કે પ્રકૃતિનામનું એક સર્વ ક્રિયાનું કરનાર તત્ત્વ પરમાં શક્તિરૂપે છે અથવા પરનું એક ઘટક છે અથવા પરમાંથી ઉત્પન્ન થાય છે, તો ગીતા કહે છે કે એ પ્રકૃતિ જ દરેક ક્રિયાની ખરી કરનારી છે માટે મનુષ્યે અહંકાર ત્યજી પોતાની બધી પ્રવૃત્તિ કરવી, પ્રકૃતિ અને તેના ગુણો જ બધી પ્રવૃત્તિ કરી રહ્યા છે, એનો સાક્ષાત્કાર નિષ્કામકર્માચરણદ્વારા (સાધનયોગદ્વારા) કરવો અને ત્યારપછી फलयोगનું જીવન જીવવું. (૫) ગીતાના ઉપલા પ્રશ્નનો ઉત્તર જો એમ હોય કે જીવાત્મા પોતે "કર્તા" છે અર્થાત્ કર્તૃત્વ એનો સ્વભાવ છે; તો ગીતા કહે છે કે જીવાત્મા જો કર્તા હોય તો દરેક કર્મનું ફલ એને અવશ્ય કેમ મળતું નથી? ફલ ઉપર જીવાત્માની સત્તા ચાલતી નથી (मा फलेषु कदाचन ૨.૪૭): માટે જીવાત્મા કર્મ કરી શકે છે છતા ફલ માટે તેને અધિકાર (સતા) નથી. માટે ફલેચ્છા રાખ્યા વગર, એણે સ્વકર્મો કરવા પૂરતાં જ કરવાં; એથી કર્મો એને બન્ધન નહી કરે (૬) ગીતા એક બીજો પણ પ્રત્યુત્તર આપે છે કે જીવાત્મા એકલો કર્તા નથી, પણ કર્મ અથવા ક્રિયાનું સ્થાન (અધિષ્ઠાન), ક્રિયા કરવાનુ હથિયાર (करण), જુદી જુદી ચેષ્ટાઓ, અને દૈવ, એ ચારની સાથે જોડાઈને પાંચમા તરીકે જીવાત્મા કર્મો કરે છે; જીવાત્માનું કર્તૃત્વ એક સંયુક્તકર્તૃત્વ છે; જીવાત્મા એકલો કર્તા નથી. માટે પણ મનુષ્યે અહંકાર રહિત થઈ સર્વ પ્રવૃત્તિ (योग) કરવી (૧૮.૧૩-૧૭). ઔપનિષદિકો જીવાત્માને એકને જ કર્તા સમજતા હતા; એ કારણે જ સંન્યાસનો માર્ગ એમણે પકડયો હતો. ગીતાએ તે વિદ્વાનોને આ ઉત્તર આપ્યો છે. (૭) અમુક ઔપનિષદિકો એવો મત ધરાવતા હતા કે ઈશ્વર જેમને ઉચ્ચ કક્ષાએ પહોંચાડવા ઇચ્છે છે તેમની પાસે સારા કર્મો કરાવે છે, અને જેમને નીચ કક્ષાએ લઈ જવા ઇચ્છે છે તેમની પાસે નરસાં કર્મો પણ ઈશ્વર જ કરાવે છે. ગીતાએ આ સિદ્ધાન્ત ઉપરથી "દૈવી અને આસુરી સંપત્તિઓમાં સરજાએલા" એ ભૂતસર્ગોનો સિદ્ધાન્ત ઘડી કાઢયો અને નિષ્કામકર્મીઓ અને સકામ વૈદિકકર્મીઓના બે સમાજો એ રીતે પણ સમજાવી શકાય એમ ગીતાએ કહ્યું (૧૬). (૮) જે મનુષ્યોને જે સૃષ્ટિવાદમાં શ્રદ્ધા હોય, તે દ્વારા ગીતાએ તેને યોગ તરફ આકર્ષવા યત્ન કર્યો છે. ગીતાએ બધી ઉપલબ્ધ સૃષ્ટિ—

**પ્રક્રિયાઓને સરખી જ પ્રમાણિક માની છે અને બધી પ્રક્રિયાઓને અપનાવી છે. આ સૃષ્ટિ—** પ્રક્રિયાઓમાંથી થોડા દાખલા લઇએ. ગીતાના આઠમા અધ્યાયમા પરતત્ત્વ શ્રીકૃષ્ણ જ છે; પુરુષ એ પરતું એક સમકક્ષ રૂપ છે; 'अक्षर अव्यक्त' પુરુષથી अवर (નીચે) છે; અને એક બીજું अव्यक्त નામનું ચેતન, નિત્ય, તત્ત્વ સર્વભૂતયોનિ છે અને તે अक्षर–अव्यक्तथी નીચે (अपर) છે અહી યોગી મથાળાના ત્રણ–શ્રીકૃષ્ણ, પુરુષ અને अक्षर अव्यक्तनो આશ્રય લઇ, તેમાંથી કોઇપણ એકને પોતાનાં કર્મો અર્પણ કરી "કર્મબંધનથી મુક્તિ, મોક્ષ, મેળવી શકે છે. શ્રીકૃષ્ણનો સીધો આશ્રય (ભક્તિ) લઇ શકાય છે, અથવા ૐકારને શ્રીકૃષ્ણનું પ્રતીક માની, ૐકારનો જપ કરી શ્રીકૃષ્ણની ભક્તિ કરી શકાય છે. (૯) તેરમા અધ્યાય મુજબ એક મત પ્રમાણે क्षेत्रज्ञ જ જીવાત્મા છે, માટે જીવરૂપે ઇશ્વર જ સર્વ કર્મો કરે છે; વળી **બીજા** સિદ્ધાન્ત પ્રમાણે નિરાકાર બ્રહ્મ (જેમાં શ્રીકૃષ્ણ એક શક્તિ છે) તેનો આશ્રય લઇ શકાય છે, અને **ત્રીજા** મત પ્રમાણે પ્રકૃતિ જ સર્વ કર્મોની કરનારી છે અને પુરુષ પ્રકૃતિના વિષયોનો અનાસક્ત ભોક્તા છે. (૧૦) ચૌદમા અધ્યાયના ઔપનિષદ સિદ્ધાન્ત પ્રમાણે પરતત્ત્વમા અન્તર્ગત महद्ब्रह्म રૂપ ચેતન શક્તિ, શ્રીકૃષ્ણ, નિરાકાર બ્રહ્મ રૂપ પરતું એક સ્વરૂપ જેનો આધાર શ્રીકૃષ્ણ છે, અને જડ પ્રકૃતિ–એ **ચાર** છે; તે પૈકી પ્રકૃતિના ગુણો જ બધાં કર્મો કરે છે, જીવાત્મા અકર્તૃ છે. (૧૧) પંદરમા અધ્યાય પ્રમાણે આ જગતની **સર્વ પ્રવૃત્તિઓ** પુરુષરૂપી શ્રીકૃષ્ણ પોતે જ કરે છે; એ કારણે જીવાત્મા કર્મોનાં ફ્લોથી નિર્લિપ્ત જ છે. **આવા અનેક દાર્શનિક વિચારો ગીતાએ એકસરખા જ સ્વીકાર્યા છે; અને તેને આધારે યોગનો એક એક પ્રકાર શીખવ્યો છે.** (૧૨) શ્રીકૃષ્ણ પોતે જ અનેક રૂપોએ પ્રકટ થાય છે; તે રૂપો **વિભૂતિઓ** કહેવાય છે; એ **વિભૂતિઓ રૂપે જુદાં જુદાં કાર્યો શ્રીકૃષ્ણ જ કરે છે.** તેવી જ રીતે જો મનુષ્ય પોતાની જાતને શ્રીકૃષ્ણની એક વિભૂતિ માની નિઃસ્વાર્થ કર્માચરણ કરે તો તે વિભૂતિયોગ કહેવાય. (૧૩) ગીતાના કાળના વિદ્વાનોમા "ગુણત્રય" અથવા ગુણસંખ્યાન એટલે સત્ત્વ, રજસ્ અને તમસ્, એ ત્રણ ગુણોનો સિદ્ધાંત જાણીતો હતો. તેના આશ્રયે ગીતા એક યોગ શીખવે છે, **તે મુજબ મનુષ્યે સત્ત્વનિષ્ઠ થવું, અને પછી સ્વકર્મો કરવાં કેમકે તે કર્મો નિષ્કામ જ હોય છે.** (૧૪) કઠ ઉપ જીવાત્માના જન્મમરણ અને હન્તવ્યાહન્તવ્યતાની ચર્ચા કરે છે અને કહે છે કે (અ) જીવાત્માને જન્મ-મરણ છે જ નહીં માટે જીવાત્મા હણાતો જ નથી. ગીતા એ મતને એક (મુખ્ય) મત લઇ, બીજી બે શક્યતાઓનો પણ વિચાર કરે છે; (આ) જીવાત્મા જન્મમરણાધીન છતાં નિત્ય તત્ત્વ છે; (ઇ) જીવાત્માના જન્મમરણ અજ્ઞેય છે. આ ત્રિવિધ ચર્ચાનો ઉપયોગ પણ ગીતા પોતાના એક યોગ-ની (સાંખ્યયોગની) સ્થાપના માટે કરે છે.

**આમ ગીતાએ ઉપનિષદોના બધા પ્રકારના જ્ઞાની સમાજોનો સહકાર સાધ્યો છે અને યોગના અમુક જ્ઞાનપ્રધાન પ્રકારોનો ઉપદેશ આપ્યો છે** છતા, પોતાના યોગમાં (સૃષ્ટિપ્રક્રિયાનુ એકાદુ જ્ઞાન જરૂર હોવું જ જોઇએ, એવું ગીતાએ માન્યું ન હતુ. માટે **ગીતામાં ભક્તિપ્રધાન યોગો, કર્મપ્રધાન યોગો અને બીજા: યોગો પણ બતાવ્યા છે.** પણ, જે ઔપનિષદો, જ્ઞાનને મહત્ત્વ આપતા હતા તેમના જ્ઞાનવિષયક વિચારોને ગીતાએ અપનાવ્યા છે અને જુદા જુદા દાર્શનિક મતો ધરાવનારી શાખાઓ (સમાજો)ને ન્યાય આપ્યો છે. "મનુષ્યને પાવન કરનાર જ્ઞાનની તુલ્ય બીજું કંઈ નથી" (૪.૩૮). "જ્ઞાની તો મારો આત્મા છે"; એમ કહી શ્રીકૃષ્ણ જ્ઞાની માટે પોતાનો પ્રેમ વ્યક્ત કરે છે (૭.૧૮). "જ્ઞાનીઓનું જ્ઞાન

હું જ છું" (૧૦.૩૮); "વિદ્યાઓમાં હું અધ્યાત્મવિદ્યા છું" (૧૦.૩૨); તત્ત્વજ્ઞાનાર્થ દર્શન, એ જ જ્ઞાન છે. શ્રીકૃષ્ણ પોતે જ वेदान्तकृत् (રૂપ) છે (૧૫.૧૫). ગીતા પોતાના જ્ઞાનીને માત્ર બ્રહ્મજ્ઞાની જ કહેતી નથી, કેમકે માત્ર બ્રહ્મજ્ઞાન આવશ્યક જ્ઞાન નથી. ગીતાએ પોતાના જ્ઞાનીને મુનિ, પંડિત, વિદ્વાન, તત્ત્વવિદ્ વગેરે નામોથી ઓળખાવ્યો છે. જેમ વેદોના કર્મીઓથી તેમ **ઉપનિષદોના જ્ઞાનીઓથી પણ ગીતાનો યોગી વધારે ઉત્તમ છે** (૬.૪૬), **કેમકે જ્ઞાનીઓ (લગભગ) બધા સંન્યાસી હતા.** તે સમયમાં જ્ઞાની એટલે સંન્યાસી, એવી જ સ્થિતિ હતી. ઉપનિષદોના સિદ્ધાન્તોના આશ્રય લેનાર સમાજો સાથે ગીતાએ ઉપર મુજબ સહઅસ્તિત્વ સાધવા યત્ન કર્યો છે. એમના દરેક જ્ઞાનને ભક્તિ, કર્મ, વગેરેની સમકક્ષાનું એક સાધન માન્યું છે. જ્ઞાનની બધી પ્રક્રિયાઓ માન્ય રાખી છે, અર્થાત્ અનેક જ્ઞાનો માન્ય રાખ્યાં છે; જ્ઞાનથી મોક્ષ પ્રાપ્ત થાય તો પણ ત્યાર પછી એ મુક્ત મનુષ્ય યોગનું (फलयोगनुं) આચરણ કરે, એમ ગીતા ઇચ્છે છે; સંન્યાસને યોગની જેમ નિઃશ્રેયસકર માને છે (૫.૨). **ગીતા બધા ઔપનિષદોને પૂરો ન્યાય કરે છે; એમ કબૂલ કરવું જોઇએ.**

(૩) **ગીતા અને તપઃપ્રધાન સમાજ**:—ઉપનિષદોમાં તપનું મહાત્મ્ય છે (છાં. ઉપ. ૫–૧૦). તપસ્વીઓએ સંસારનો ત્યાગ કર્યો હતો, અને અરણ્યમાં વસતા હતા. તપસ્વીઓનો સમાજ પણ ઔપનિષદોનો જ સમકાલીન સમાજ ગણાય. વૈદિકોનાં કામ્યકર્મોથી કંટાળી એક વર્ગે સંન્યાસીજીવન પસંદ કર્યું; તે જ સમયે અને તે જ કારણથી આ તપસ્વી સમાજની પણ સ્થાપના થઇ હશે. **આ સમાજ કર્મસંન્યાસ ઉપરવટ જઇને દેહદમન તરફ વળ્યો હશે. છાન્દોગ્ય ઉપ૦ (૫. ૧૦. ૧) મુજબ અરણ્યમાં તપનો આશ્રય લેનારાઓને ઔપનિષદિક વિદ્યાવાળાઓની જેમ જ દેવયાન માર્ગે બ્રહ્મની પ્રાપ્તિ થાય છે. ગીતામાં પણ કર્મીઓ અને જ્ઞાનીઓ એટલે અનુક્રમે વૈદિકો અને ઔપનિષદોની સાથે તપસ્વીઓનો નિર્દેશ છે.** માટે તપસ્વીઓનો સમાજ હતો, તે ચોક્કસ છે. દરેક દ્વિજને દર રોજના નિયમ મુજબ કોઇ યજ્ઞ, દાન અને તપનું આચરણ કરવાનું વિધાન હતું, તે વિધાનમાંના તપથી **આ તપસ્વીઓનું તપ જુદા પ્રકારનું હતું.** પેલું વિહિત તપ તો એક વ્રત નિયમ જેવું હતું. ગીતા સ્પષ્ટ કહે છે કે જે લોકો શાસ્ત્રમાં [યજ્ઞ અને દાનની સાથે] વિહિત તપથી જુદા પ્રકારનું તપ તપે છે, દંભ અને અહંકારથી સંયુક્ત છે, કામ અને રાગના જોરવાળા છે, સમજણ વગરના, જડ છે, શરીરમાં રહેલા ભૂતગ્રામને અને અન્તઃશરીરસ્થ (સાક્ષીરૂપ) મને પણ દુઃખી કરે છે તેને તું આસુરનિશ્ચયવાળા સમજ (૧૭. ૫–૬). ગીતા "કામ્ય", શત્રુનો નાશ (परस्योत्सादनार्थम्) વગેરે પ્રયોજન માટે, શરીરને અતિપીડા આપીને, કરેલા તપની તથા મિથ્યાચારરૂપી તપની નિન્દા કરે છે (૧૭. ૧૯, ૧૮). તપમાં સંપૂર્ણ આહારત્યાગ અને સંપૂર્ણ નિદ્રાત્યાગ થતો હશે; તેની જગાએ મિતાહારયુક્તસ્વપ્નાવબોધનો ઉપદેશ ગીતા આપે છે (૬.૧૬–૧૭). ગીતા શારીરિક, વાચિક અને માનસિક તપ સમજાવે છે અને કંઇપણ ફલની ઇચ્છા વગર સમાજની શાન્તિ અને સુખ માટે તે ત્રિવિધ તપનું આચરણ કરવાનું કહે છે (૧૭. ૧૪–૧૭). ગીતાનો યોગી, જેમ કર્મીઓ અને જ્ઞાનીઓ કરતાં ચઢે છે, તેમ તપસ્વીઓ કરતાં પણ યોગી ઉત્તમ છે (૬.૪૬). અને અધિક ફલ પ્રાપ્ત કરે છે (૮.૨૮). ગીતાએ યજ્ઞ અને દાનની જેમ જ **તથા જ્ઞાનની જેમ જ** વિહિત તપને બુદ્ધિમન્તોને પવિત્ર કરનારું માન્યું છે; ઉપનિષદો પણ એ જ માન્યતા ધરાવે છે (૧૮). ગીતા ૧૭.૧માં 'તપ' ને દૈવીસંપદમાં ગણ્યું છે. (જુઓ ૧૭.૨૭). શ્રીકૃષ્ણ વૈદિક યજ્ઞોના અને વિહિત

તપના ભોક્તા છે (૫.૨૯). ગાસ્ત્રથી અવિહિત તપની નિન્દા છાન્દોગ્ય અને મુંડક ઉપનિષદોએ (છા. ઉપ. ૫–૧૦ અને મું. ઉપ ૧.૨.૧૧) કરી ન હતી; પણ ઉપનિષદોએ જેટલી નિન્દા વૈદિક કર્મકાંડની કરી હતી, તેટલી નિન્દા ગીતા અવિહિત તપની કરે છે. ગીતા પોતે કઇ પણ વિશિષ્ટ તપ કરવાની વિરુદ્ધ છે; જે તપ આપણા દૈનિક વ્યવહારમા કુદરતી રીતે કરવાનુ બની આવે તે જ તપ શ્રીકૃષ્ણને દૈનિક ભોજન, યજ્ઞ અને દાનની જેમ, અર્પણ કરવાનો બોધ ગીતા આપે છે અને તે જ નિષ્કામ કર્માચરણ અથવા યોગ છે (૯.૨૭) **ગીતા તપસ્વીઓના જુદા સમાજને માન્ય કરતી નથી.** દૈનિક ગૃહસ્થ જીવનમા જ એક પ્રકારનું તપ આચરવું અને એ તપથી જ ભગવાન પ્રસન્ન થાય છે, એમ ગીતા કહે છે ગીતા મુજબ તપનો જીવનમાં વ્યાવહારિક ઉપયોગ કરવાનો છે. સાત્વિક તપ (૧૭.૧૭), એ જ ભગવાનનુ રૂપ છે ( तपश्चास्मि तपस्विषु ७ ९ ).

**(૪) ગીતા અને વર્ણધર્મી સમાજ.** વેદના પુરુષસૂક્તના સમયે વર્ણવ્યવસ્થા સ્થિર થએલી. "વૈદિકો"માંથી જ અથવા વૈદિકોનો જ આ વર્ણધર્મ સમાજ હતો. ગીતા (૧લો અધ્યાય, ૨.૫૨–૫૩, ૨.૩૧–૩૭, ૩ ૩૫, ૪.૧૩, ૫ ૧૮–૧૯, ૭ ૧૩–૧૫, ૯ ૩૦–૩૩, ૧૮.૪૧–૪૮)મા વર્ણવ્યવસ્થાનો સ્પષ્ટ નિર્દેશ છે ગીતાના સમયમાં કદાચ ગૃહ્યસૂત્રો હશે, પણ સ્મૃતિઓમા અતિપ્રાચીન ગણાતી મનુસ્મૃતિ નહી હોય, એમ જણાય છે. મનુસ્મૃતિના બીજા અધ્યાયમાં (ગીતાના ?) "નિષ્કામ કર્મ"નો વિરોધ કર્યો છે. મનુ૰ મુજબ વૈદિક કર્મયોગ "કામ્ય" છે અને નિષ્કામ મનુષ્ય કોઇ દિવસ કંઇ પણ કર્મ કરતો જ નથી (अकामस्य क्रिया काचिन्नैव द्रियते कर्हिचित् મનુ૰ ૨). પણ ગીતાનો મત જુદો છે. ગીતાના સમયમાં વર્ણવ્યવસ્થાવાળો સમાજ હતો. અર્જુને તે વિશે ઘણું જાણ્યું હતું (अनुशुश्रुम–१, ૨.૧–૧૦, ૨.૫૨–૫૩). **પણ એક વસ્તુ એને (ધર્મસૂત્ર કે ધર્મશાસ્ત્રમાંથી) મળી ન હતી;** તે હતો "યુદ્ધમાં સગાંસંબંધી અને બીજાઓની હિંસા **કરીને અસપત્ન વિજય મેળવ્યા પછી જે શોક અવશ્ય થશે તે શોકને દૂર કરે તેવો નીતિધર્મનો (દિવ્ય) નિયમ**". આ નિયમ અર્જુનને (વેદમાંથી, ઉપનિષદોમાંથી તેમજ) ધર્મશાસ્ત્રના ધર્મો, ધર્મના અપવાદો અને આપદ્ધર્મોમાંથી પણ મળ્યો ન હતો. શ્રીકૃષ્ણે અર્જુનને જે નીતિનિયમ શીખવ્યો તે છે ભગવદર્પિત, નિષ્કામ, ફલનિરપેક્ષ સ્વકર્માચરણ, એટલે, યોગનો આધ્યાત્મિક નીતિવાદ, જેને શ્રી અરવિન્દ ઘોષ આધ્યાત્મિક કર્માચરણ (Spiritual Action) અને પ્રા. દાસગુપ્તા અતિનીતિક કર્માચરણ (non-moral action) કહે છે. ગીતાના સમયમા વર્ણવ્યવસ્થા શુદ્ધ હતી ક્ષત્રિયને ઇચ્છા થાય, અને અર્જુનને ઇચ્છા થઇ હતી, કે "હું હિંસાત્મક ક્ષાત્રધર્મ ત્યજી દઉં, અને અહિંસક ભિક્ષાધર્મ અનુસરું". પણ શ્રીકૃષ્ણ કહે છે કે તું ક્ષત્રિય જન્મ્યો છે, માટે કદાચ થોડો વખત યુદ્ધ ત્યજી દઇશ, તો પણ, **પાછળથી**, તારી મરજી વિરુદ્ધ પણ, તારા ક્ષત્રિયસ્વભાવને વશ થઇ, તું છેવટે યુદ્ધ જ કરીશ (૧૮.૫૯–૬૦), માટે તું પહેલેથી યોગને અનુસરી યુદ્ધ કર. **ગીતા વર્ણવ્યવસ્થા સ્વીકારે છે;** માટે જ ગીતા કહે છે કે બીજાવર્ણનાં સારી રીતે કરેલાં "ઉચ્ચ" કર્મો કરતાં અપૂર્ણ રીતે **પણ સ્વવર્ણનાં** "નીચ" (विगुणः) કર્મો કરવાં, એ મનુષ્ય માટે વધારે સારું છે. ગીતા "આપદ્ધર્મ" તરીકે પણ વર્ણવિપ્લવ સ્વીકારતી નથી, (મનુ૰ સ્વીકારે છે). કામના પૂર્વક કરેલું સ્વવર્ણધર્મનુ પાલન મનુ૰ પ્રમાણે ઐહિક સુખ અને સ્વર્ગપ્રાપ્તિ કરાવે છે. ગીતા પ્રમાણે સ્વવર્ણધર્મનું નિષ્કામ પાલન કરવાથી **અહીં** શાન્તિ અને **પછી** મોક્ષ મળે છે. મનુ૰ પ્રમાણે વર્ણોમા ઉચ્ચનીચતા છે, પણ ગીતામાં સર્વવર્ણસમભાવ છે, કેમકે (૧) "વર્ણો" જીવોના (એટલે આત્માના) **પોતાનાં (અનાદિ)** કર્મોથી થએલા નથી, પણ

ઈશ્વરના જ સરજેલા છે; એટલે વર્ણોની જે ઉચ્ચનીચતા દેખાય છે તેનું કારણ જીવાત્મા નથી; પણ જગદ્‌વ્યવહાર માટે ઈશ્વરે જ ગુણકર્મોના વિભાગના નિયમને અનુસરી ચાતુર્વર્ણ્ય રચ્યું છે (૪.૧૩); અથવા બીજો સિદ્ધાન્ત (૨) ઈશ્વરને વર્ણોની રચના સાથે કંઈ લેવા દેવા નથી અને મનુષ્ય પોતે સ્વકર્મોનો કર્તા પણ નથી. જગતમાં સારા–ખરાબ અથવા બ્રાહ્મણ અને ગાયનાં સાત્ત્વિક, હાથીનાં રાજસિક, શ્વાન અને ચાંડાલનાં તામસિક કર્મો (પ્રવૃત્તિઓ) આપણે જોઈએ છીએ તેની જવાબદારી નથી તેતે જીવાત્માઓની, કે નથી પ્રભુ કે બ્રહ્મની; પણ એ બધી પ્રવૃત્તિઓ જ સ્વભાવ નામના તત્ત્વની જ છે; સ્વભાવ જ પ્રવૃત્ત થાય છે ( स्वभावस्तु प्रवर्तते ). માટે બ્રાહ્મણ, ગાય, હાથી, શ્વાન અને ચાંડાલનાં કર્મો જુદાં જુદાં (ઉચ્ચનીચ) હોવા છતાં, એ બધાં પ્રાણીઓ પોતે જાતે તો એક સરખા જ, સમાન જ છે ( ગીતા ૫.૧૪–૨૧) અથવા (૩) ગીતા એક ત્રીજો મત પણ આપે છે કે વર્ણોનાં કર્મો સ્વભાવથી જન્મેલાં અને સ્વભાવથી નિયત (પૂર્વસિદ્ધ) થએલાં છે, તે વાત ખરી, પણ તેમ છતાં મનુષ્યને તે તે વર્ણકર્મો ઈશ્વર (પુરુષ) પાસેથી મળ્યાં છે; માટે જે મનુષ્ય, જેણે દરેક વર્ણને પોતાની પ્રવૃત્તિ આપી છે તે ઈશ્વરને તેણે આપેલી પ્રવૃત્તિ પાછી અર્પણ કરી, એ રીતે ઈશ્વરની અર્ચના સ્વકર્મદ્વારા કરે તો મનુષ્યને સિદ્ધિ, બન્ધનમુક્તિ, મળે છે ( ૧૮.૪૧–૪૬, यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम्। स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विन्दति मानवः॥). અથવા (૪) જો ઈશ્વરને વચ્ચે ન લાવવા હોય તો, કેવળ સ્વભાવનામના તત્ત્વથી કર્મોનું ઉત્પાદન તેમ જ નિયમન પણ થાય છે, એમ માને તો પણ મનુષ્ય કર્મોમાં રહેલાં અહંકાર અને પાપપુણ્યથી નિર્લિપ્ત રહે (૧૮.૪૭); અથવા (૫) કર્મો માત્ર જીવના જન્મથી આવેલાં ( सहज ) છે, વેદાન્ત વગેરે દર્શનોની માન્યતાની જેમ "અનેક જન્મોમાં જીવે પોતે કરેલાં અનાદિ કર્મોથી" નથી આવતાં, એમ મનુષ્ય જાણે, અને વર્તે, તો પણ મનુષ્યે સદોષ દેખાતાં કર્મો ત્યજી દેવાની જરૂર રહેતી નથી, કેમકે જન્મથી આવી પડેલાં કર્મોની જવાબદારી આત્માની નથી. આમ, ગીતા જીવાત્માને કર્મો માટે જવાબદાર ગણતી નથી, અને એ રીતે, સર્વવર્ણો સરખા છે, એટલે સર્વવર્ણસમભાવ સિદ્ધ કરે છે, અને સ્વવર્ણકર્મ જ કરવાનો આગ્રહ રાખે છે. ગીતા એમ કહેતી લાગે છે કે મનુષ્ય સ્વજન્મપ્રાપ્ત કર્મો સિવાય બીજાં કર્મો કરે તો તેની જવાબદારી ઉત્પન્ન થાય છે, કેમકે પરકર્મો ઈશ્વરને અર્પણ કરી શકાતા નથી (૧૮.૪૫?). ઉપનિષદોમાં જેમને પાપયોનિ કહ્યાં છે અને ધર્મશાસ્ત્રો પણ જેને પાપયોનિ (પાપી) કહે છે, તે સ્ત્રીઓ, વૈશ્યો અને શૂદ્રો પણ જો ભગવાનનો આશ્રય લે તો શીઘ્ર ધર્માત્મા થાય અને નિત્ય શાન્તિ મેળવે; એમ કહી ગીતા જીવકૃત અનાદિ પાપપુણ્ય કર્મોના વિચાર ઉપર રચાએલી ધર્મશાસ્ત્રની વર્ણવ્યવસ્થા રદ કરીને તેની જગાએ ભક્તિની અસર દ્વારા સર્વવર્ણસમભાવ લાવે છે. એક રીતે, ધર્મશાસ્ત્ર જ્યાં અટકે છે, ત્યાંથી ગીતા આગળ ચાલે છે, કર્મભેદ—જે હમેશાં રહેવાનો જ, કેમકે સમાજમાં વિવિધ કર્મો રહેવાનાં જ–અને વર્ણભેદ–જે કર્મભેદ ઉપર રચાયો છે અને કર્મભેદ ઉપર જ ચાલુ રહેવાનો કેમકે કર્મભેદ ચાલુ રહેવાનો, તે દ્વિવિધ ભેદને ગૌણ (અથવા તાત્ત્વિક દૃષ્ટિએ અસત્ય) સિદ્ધ કરે છે. (૬) ગીતા ૨.૩૧–૩૮ માં અર્જુનને ક્ષત્રિયના ક્ષાત્ર ધર્મ પ્રમાણે ધર્મ્યયુદ્ધ લડવાનું કહ્યું છે. અર્જુનને સ્વર્ગ કે પૃથ્વીનું રાજ્ય મળશે, એમ પણ કહ્યું છે, પરંતુ અર્જુને યુદ્ધ કરવાનું છે, તે યોગના એટલે समत्वना દૃષ્ટિબિન્દુથી છે, કેમકે સાથેસાથ કહ્યું છે કે સુખદુઃખ, લાભહાનિ, જયપરાજય સમાન ગણીને પછી યુદ્ધ માટે સમત્વ-

૬.૨.૧૫, મું. ઉપ૦ ૧.૨.૧૦–૧૧ માં ઔપનિષદિક જ્ઞાનતપમાર્ગીય **દેવયાન** અને વૈદિક કર્મમાર્ગીય **પિતૃયાન** માર્ગોનો નિર્દેશ છે. ઔપનિષદિક દેવયાન માર્ગમાં જનારાઓમાં **અરણ્યમાં રહી "શ્રદ્ધાની ઉપાસના" કરનારો એક સમાજ ત્રણે ઉપ૦માં કહ્યો છે. તે કદાચ ભક્તિમાર્ગીય સમાજ હોય.** પણ કોઈ ઉપ૦માં સ્પષ્ટતા નથી. ભક્તિશબ્દ પ્રથમ શ્વેતાશ્વતર ઉપ૦મા મળે છે; પણ તે ઉપ૦ ગીતા પછીનું હોય. આ સમાજનો સૌથી પ્રથમ સ્પષ્ટ વિચાર કરનાર ગ્રન્થ ગીતા હોય એમ જણાય છે. સંભવ છે, કે ભક્તિ–જે ભક્તની દીનતા અને શરણાગતિ તથા ઈશ્વરનો અનુગ્રહ અને છેવટે **ભક્ત અને ભગવાન વચ્ચે ગાઢ પ્રેમ** (ये भजन्ति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम्) રૂપે છે – તે ભક્તિરૂપી સાધન, (વૈદિક કર્મ અને ઔપનિષદિક જ્ઞાન–સન્યાસની જેમ,) વેદ– (વિશેષત પ્રાચીન પદ્ય) ઉપનિષદોના સમયમાં બીજરૂપે જડયું હોય, પરંતુ તે **ભક્તિનું** સ્વરૂપ **સ્પષ્ટ સમજાવનાર** અને **લગભગ પરિપૂર્ણ કરનાર**, તેમજ પાપયોનિ ગણાતા દ્વિજો તથા દ્વિજેતરો માટે એ **ભક્તિના સાધનને પ્રતિજ્ઞાપૂર્વક જાહેર કરનાર પ્રથમ ગ્રંથ ભગવદ્‌ગીતા છે.** ભક્તિને સાર્વજનિક અથવા લોકશાહી સાધન બનાવનાર ગીતા છે. વૈદિકોના કર્મકાંડનો **વિસ્તાર વધવાથી ત્રયીધર્મ ધનિકોનો ધર્મ થયો હશે.** અને ઔપનિષદોનાં જ્ઞાનો (સૃષ્ટિ પ્રક્રિયાઓ) અનેક થયા હશે અને દરેક **જ્ઞાનની સૂક્ષ્મ વિગતો અટપટી અને દુર્બોધ** થઇ હશે, તેવા સમયમા ભક્તિનું મુખ્ય સાધન સૂઝ્યું હોય એમ લાગે છે. ગીતા કહે છે કે (૧) જે કોઈ પત્ર, પુષ્પ, ફલ કે જલ મને ભક્તિપૂર્વક આપે છે, તે ભક્તિભાવથી આપેલું હું સ્વીકારું છું અને (૨) મારા ભક્તોના હૃદયમાં રહેલો હું અજ્ઞાનરૂપી અંધકારનો પ્રકાશમાન જ્ઞાનદીપ વડે નાશ કરું છું ભક્તિવડે ભક્ત મને જાણે છે (भक्त्या मामभिजानाति); (૩) માત્ર ભક્તિથી હું પ્રસન્ન થઇને મારા ભક્તને **દર્શન** આપું છું, (૪) જે લોકો પોતે આત્માનું જ્ઞાન મેળવવા સમર્થ નથી, પણ બીજા પાસેથી મારા વિશે સાંભળીને **શ્રદ્ધાથી** મારો આશ્રય લે છે, તે પણ મૃત્યુને તરી જાય છે. (૫) વળી ગીતા કહે છે કે અનેકવાર જન્મ લીધા પછી જ્ઞાનવાન મારે શરણે આવે છે (बहूनां जन्मनामन्ते ज्ञानवान् मां प्रपद्यते). જ્ઞાન, એવું યન્ત્રવત્ અથવા પોપટિયું થઈ જાય છે કે તે જ્ઞાની (જ્ઞાન ધરાવનાર) ને એ જ્ઞાન શાન્તિ અથવા મોક્ષ આપતું નથી; અને એ દશામાં જન્માન્તરો વીતી જાય છે, **પછી** ભક્તિ (ઈશ્વરાનુરાગ) મળે છે ત્યારે શાન્તિ મળે છે. આપણી આર્યસંસ્કૃતિના ઇતિહાસમાં પ્રથમ સકામ કર્મ (યજ્ઞ), પછી કર્મસન્યાસ (જ્ઞાન) અને પછી ભક્તિ (એટલે ભક્તિપૂર્વક નિષ્કામ કર્મ=યોગ)ની ત્રણ સંસ્કૃતિઓ અનુક્રમે હસ્તિમાં આવી અથવા એક આર્ય સંસ્કૃતિના અનુક્રમે કર્મપ્રધાન, જ્ઞાનપ્રધાન અને ભક્તિપ્રધાન એમ રૂપાન્તરો હસ્તિમાં આવ્યાં. છેલ્લા રૂપાન્તરનું સ્પષ્ટ દર્શન કરાવવાનો યશ ગીતાકારને જાય છે. ભક્તિનું જે નવીન સાધન જડયું તેણે વૈદિક કર્મ અને ઔપનિષદિક જ્ઞાન–એ બન્નેને ફરીથી જીવન્ત બનાવ્યા, વર્ણાશ્રમધર્મને પણ રૂપાંતર આપ્યું અને આપણી દરેક પ્રકારની સંસ્કૃતિને **રસયુક્ત** બનાવી, ઉપનિષદોમાં જેને (स्तेनो हिरण्यस्य) પંચ મહાપાતકી કહ્યા છે તેને પાવન અને શુદ્ધ કર્યા, શ્રદ્ધાહીનમાં શ્રદ્ધા ઉત્પન્ન કરી અને **શ્રદ્ધાવાનને આ જગતમાં જીવનનો એક સુહૃદ અને સાથી આપ્યો** (सुहृदं सर्वभूतानाम्).

(૧–૨) વૈદિક કામ્ય કર્મકાંડનો બાહ્ય આડંબર વધી પડયો તેથી पत्रं पुष्पं फलं तोयम् સૂઝ્યું, ઔપનિષદિક જ્ઞાનોના વિવિધપણાને લીધે भक्त्या मामभिजानाति (यावान्यश्चास्मि तत्त्वतः)

લખાયું, એ જ ઔપનિષદિક જ્ઞાનો કાળાન્તરે શુષ્ક લાગ્યાં, ત્યારે बहुना जन्मनामन्ते ज्ञानवान्मा **प्रपद्यते**ના બોધ મુજબ જ્ઞાનમા રસિકતા–ભગવાન ભક્ત વચ્ચે પ્રેમ–ઉમેરાયો, વર્ણ કર્મના પ્રચલિત નિયમોમાંથી સ્વધર્મનું પાલન કરવાની પ્રેરણા ન મળી ત્યારે અર્જુનથી બોલાયું, 'शिष्यस्तेऽहं-शाधि मां त्वां प्रपन्नम्'. (૩) વૈદિકોના કામ્યકર્મો અને ઔપનિષદોનો સંન્યાસ, એ બેથી સંતોષ ન થવાથી ગીતાકારને ગીતાનો યોગ જડયો, એમ ગીતામાં સ્પષ્ટ લખ્યું છે; એ જ બે સંસ્કૃતિઓથી સંતોષ ન થવાથી (યોગની સાથે જ) ગીતાકારને ભક્તિ પણ જડેલી. યોગ અને ભક્તિના બીજ કઠ, કેન, ઈશ, મુંડક વગેરે જુના પદ્ય ઉપનિષદોમાં છે; પણ એ બે **મહાન સાધનો (યોગ અને ભક્તિ)નું પ્રથમ સ્પષ્ટ દર્શન ગીતાકારને થયું**. (૪) છતા યોગ અને ભક્તિ વચ્ચે ગીતાકાર પોતે યોગથી વધારે પ્રભાવિત થયા, જેને પરિણામે ગીતામા ભક્તિ એકંદર અને મુખ્ય પણ યોગનું (તેમજ કર્મ, જ્ઞાન વગેરેનું) **સાધન** જ બની રહી, અને ભક્તિપ્રધાન સંન્યાસને ગીતામા ગૌણ સ્થાન મળ્યું. ગીતાકારે માત્ર ભક્તિપ્રધાનયોગનો એકનો જ ઉપદેશ ન આપ્યો પણ કર્મયોગ, જ્ઞાનયોગ વગેરે ( ભક્તિરહિત અથવા અલ્પભક્તિવાળા ) અનેક યોગો બતાવ્યા અને એ બીજા **અનેક યોગો સાથે એક** ભક્તિયોગ આપ્યો, પણ એ ભક્તિયોગને **સર્વોત્તમ યોગ** કહ્યો (योगिनामपि सर्वेषां मद्गतेनान्तरात्मना । श्रद्धावान् भजते यो मां स मे युक्ततमो मतः ૬.૪૭; તેમજ ૧૨. ૮–૧૧ મા પણ). (૫) યોગની સાથે જે ભક્તિનું દર્શન પોતાને થયું, તે ભક્તિનો ઉપયોગ ગીતાકારે વૈદિકકર્મ, ઔપનિષદિક જ્ઞાન અને સ્મૃતિશાસ્ત્રનો વર્ણધર્મ, એ બધાને **સુધારવા**, તેમજ જે "પાપી કે પાપયોનિઓ"નું કંઈ પણ ચિન્તન પૂરોગામી આર્યોએ કર્યું ન હતું તેમને ભક્તિના બળથી અન્તઃકરણની શુદ્ધિ કરાવી આપી યોગ માર્ગમા લેવા માટે કર્યો હતો, એમ ગીતા ઉપરથી જણાય છે (૯.૨૩). (૬) ભક્તિમાર્ગીય કોઈ પૂર્વપક્ષ–વૈદિકો અને ઔપનિષદિકોના જે પૂર્વપક્ષો છે તેવો–જેને સુધારવા ગીતાએ કોઈપણ રીતે યત્ન કર્યો હોય તેવો—ગીતામા જડતો નથી

તેથી અહીં ગીતાની ભક્તિ વિશે થોડા મંડનાત્મક મુદ્દાઓની જ નોંધ લેવાનું રહે છેઃ— (૧) ભક્તિમા બાહ્ય આડંબર ન હોવો જોઈએ, ભગવાન पत्रपुष्पफलजलથી સંતોષાય છે; અને તે સામાન્ય વસ્તુઓ સિવાય પણ જે કંઈ આવશ્યક ભોજન યજ્ઞદાનતપ સ્વાભાવિક રીતે આપણે, નિત્ય કરવાનું પ્રાપ્ત થાય છે તેથી સહેલાઈથી ભગવાન પ્રસન્ન થાય છે, અથવા તે જ ખરો આચાર (યોગ) છે. ભક્તનો ભાવ એટલે જ ભક્તિ. (૨) **ઉપરાંત** એ ભાવ भगवत्कीर्तन, નામસ્મરણ, ભક્તોમા પરસ્પર ભગવદ્બોધ, વગેરે રૂપ ધારણ કરે છે; એ રીતે સંન્યાસપ્રધાન ભક્તિને વૈકલ્પિક સ્થાન છે (૩) વૈદિકો ભગવાનને યજ્ઞ અર્પી શકે છે અથવા જે ભક્તને યજ્ઞ-ધર્મના પાલનની ઇચ્છા હોય તેના ઉપર તેના કરેલા યજ્ઞાનુષ્ઠાન દ્વારા ભગવાન અનુગ્રહ કરે છે. જે જ્ઞાનમાર્ગીય ભક્તને જ્ઞાનની આકાંક્ષા હોય તેની તે ઇચ્છા પણ ભગવાન પૂર્ણ કરે છે, પણ કર્મ કે જ્ઞાન (કે ધ્યાન વગેરે) કશાની **આવશ્યકતા નથી**, ઊલટું, તે દરેક વિઘ્નકર્તા છે; માત્ર શરણાગતિ જ ભક્તને ભગવદનુગ્રહ મેળવી આપે છે (૧૮.૬૬). શરણાગતિ એટલે જ ભક્તિ અથવા અનન્યાશ્રય. (૪) આમ ભક્તિ બીજાં સાધનો, કર્મ, જ્ઞાન, ધ્યાન, સાથે પણ થઇ શકે અથવા શુદ્ધ ભક્તિથી જ ઈશ્વરપ્રસાદ મળે. જ્યારે ઇતર સાધનોથી મિશ્ર ભક્તિ હોય ત્યારે **પહેલાં** કયા સાધનો અને **પછી** કયાં ? એવો એક નિયત અનુક્રમ શક્ય જ નથી, એમ ગીતા માને છે. ज्ञानवान् मां प्रपद्यते એટલે જ્ઞાન **પછી** પ્રપત્તિ મળે છે; તેમજ भक्त्या माममिजानाति, ज्ञात्वा विशते तदनन्तरम् એટલે ભક્તિથી

એ છે કે યોગીના જીવન ઉપરથી અન્યોનું જીવન સુધરે છે ( લોકસંગ્રહ ) 'ગીતાએ સમક્ષાનાં નિરાકાર અને પુરુષાકાર સ્વરૂપોમાંથી પુરુષામાગને પસંદગી આપી છે, તે સામાન્ય સમાજ પ્રતિ સહાનુભૂતિને લીધે છે, તેમ જ બન્ને રૂપે પર તત્ત્વ જ છે, અને પુરુષાકાર સરળતર છે 'જે મનુષ્યો આ મારા મતને ( મને સર્વ કર્મો અર્પણ કરવાના કર્મયોગને ) શ્રદ્ધા રાખીને અનુસરે છે તેઓ પણ કર્મબંધનથી મુક્ત થાય છે (૩ ૩૧)" ( 'ધ્યાન, સાંખ્યયોગ અને કર્મયોગને ) નહીં સમજનારા બીજાઓ અન્ય પાસેથી જાણીને ઉપાસના કરે છે તો તેઓ પણ મૃત્યુને તરી જાય છે (૧૩ ૨૫)" અજ્ઞ હોય કે પાપી હોય, પણ ભગવાનનો આશ્રય કરનારનો નાશ (આધ્યાત્મિક પતન ) કદી થતો નથી; એવી જગત્સમક્ષ જાહેરાત (પ્રતિજ્ઞા) અર્જુન પાસે શ્રીકૃષ્ણે કરાવી છે, कौन्तेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति (૯.૩૧) પણ ભગવાનનો આશ્રય ન લેનારા પાપીઓ (૩ ૩૨, ૭ ૧૫), જે પોતે અજ્ઞ છે અને છતાં શ્રદ્ધારહિત (૯ ૩) છે, અને રાક્ષસી પ્રકૃતિનો આશ્રય લે છે ( ૯ ૧૧-૧૨ ), માત્ર સ્વાર્થ માટે અહંકારથી વૈદિક ધર્મ પાળે છે (૧૬ ૧૮-૨૦), અથવા જે માત્ર સંશયો જ ઉત્પન્ન કરવામાં આનન્દ માને છે, તેમને શ્રીકૃષ્ણ પોતે શિક્ષા કરે છે (૧૬) છતાં, નિયમ એવો છે કે દરેક મનુષ્ય અજ્ઞ કે સુજ્ઞ, શ્રીકૃષ્ણને પહોંચવાના જ માર્ગ તરફ જવા યત્નશીલ છે, અને એમને સૌને એમના માર્ગે મળવા શ્રીકૃષ્ણ પોતે યત્નશીલ છે (૪ ૧૦-૧૧) એ ભગવાનનું એક મુખ્ય કર્તવ્ય છે ( છતાં ભગવાન નિર્લિપ્ત રહે છે ) ગીતાએ અજ્ઞો અને પાપયોનિઓ માટે વિશેષ પ્રયત્ન કર્યો છે

ગીતાએ એક નવો જ સમાજ—ભક્તિમાર્ગીય સમાજ—સ્થાપ્યો છે વૈદિક તથા ઔપનિષદિક સમાજો અને ધર્મશાસ્ત્રીય સમાજથી આગળ જઈ સમગ્ર જનતા માટે, જેને આપણે લોકશાહી ધર્મ કહીએ તેવો યોગ ધર્મ અને વિશેષતઃ ભક્તિયોગનો ધર્મ, કોઈની સાથે વાદવિવાદમાં, કોઈ પૂર્વપક્ષનું ખંડન કર્યા વગર માત્ર મંડનાત્મક રીતે સ્થાપ્યો છે તેમ જ, ભક્તિસંન્યાસનો પણ વિરોધ ગીતાએ નથી કર્યો

(૬) ગીતા અને પૌરાણિક સમાજ વર્તમાન હિન્દુ સમાજ પૌરાણિક ધર્મ પાળે છે ગીતાના સમયમાં પુરાણો—જે રૂપમાં હાલ ઉપલબ્ધ છે તે રૂપમાં ઘણે ભાગે ન હતાં, માટે હાલ છે તેવો, પુરાણોનો શૈવ, વૈષ્ણવ, શાક્ત ધર્મ પાળનાર સમાજ પણ ન હતો પરંતુ અમુક પુરાણ તો હશે જ, પણ તેનું સ્વરૂપ જુદું હતું ગીતાના બોલનાર પરાત્પર પુરુષ રૂપ શ્રીકૃષ્ણ છે, અને એ શ્રીકૃષ્ણ કહે છે હું વૃષ્ણિ નામના યાદવોમાં વસુદેવનો પુત્ર કૃષ્ણ છું, જેમ હું પાંડવોમાં અર્જુન, મુનિઓમાં વ્યાસ, કવિઓમાં શુક્ર છું તેમ (૧૦ ૩૭) એટલે વસુદેવના પુત્ર કૃષ્ણ ગીતાના સાકાર પરતત્ત્વ શ્રીકૃષ્ણની એક વિભૂતિ છે ગીતામાં બ્રહ્મા, વિષ્ણુ શિવની ત્રિમૂર્તિનો નિર્દેશ નથી ગીતામાં વિષ્ણુના અવતારોનો નિર્દેશ છે પણ દશાવતારનો નિર્દેશ નથી શ્રીકૃષ્ણના આભરણ, આયુધ, માલ્યામ્બર, ગંધાનુલેપન, દેવોને ધરાતો પત્રપુષ્પફલજલનો ઉપહાર, ચતુર્ભુજ સ્વરૂપ, ભક્તિમાર્ગ (જે પુરાણોમાં મુખ્ય છે), ભગવત્કથા, ભક્તની ભગવદ્ગતપ્રાણતા રૂપી ભક્તનો પ્રેમ, પૌરાણિક દેવો કુબેર તથા સ્કન્દ, પ્રહ્લાદ જેવી ભક્ત વ્યક્તિઓ, કમલાસનસ્થ બ્રહ્મા, ઐતિહાસિક વ્યક્તિઓ વ્યાસ, ભીષ્મ તેમજ કપિલ, પવિત્રવૃક્ષ અશ્વત્થ, પવિત્ર સ્થળો સાગર, જાહ્નવી, હિમાલય, જપયજ્ઞ, ...ઓ વૈનતેય, ઐરાવત, કામધુક ગાય, વગેરેનો નિર્દેશ મુખ્યત્વે વિભૂતિ રૂપે છે અને કહ્યું ચિન્તન-જ્ઞાન દ્વારા નિષ્કામ કર્મ (યોગ)ની પ્રાપ્તિ થાય છે અવતારોની પૂજા કરવાનું ... શ્રીકૃષ્ણના નિષ્કામ કર્મો રૂપે (યોગના દૃષ્ટાન્તરૂપે) દર્શાવ્યાં

જ્ઞાન મળી જતાં તુરત પરની પ્રાપ્તિ થઇ જાય છે. જ્ઞાનની જેમ બીજાં સાધનોનો પણ બાંધેલો ક્રમ છે જ નહીં. તેમ જ્ઞાન કે બીજું કંઇ સાધન ભક્તિ માટે આવશ્યક પણ નથી, ભક્તિ જ પૂરતું સાધન છે. (૫) વૈદિક કર્મ કે ઔપનિષદિક જ્ઞાનમાં એક વસ્તુ હતી નહીં, (અથવા સ્પષ્ટ ન હતી), તે ભક્તિમાં છે. ભક્તિમાં ભગવાન અને ભક્ત વચ્ચે એક સંબંધ બંધાય છે, જેમકે ગુરુશિષ્યનો, પિતાપુત્રનો, સખાસખાનો (જેવો શ્રીકૃષ્ણઅર્જુન વચ્ચે હતો), પ્રિયપ્રિયાનો, ઇત્યાદિ. ગીતા મુજબ આ સંબંધોથી ભક્તિ કરવાની કહી નથી, પણ ભક્ત અને ભગવાન વચ્ચે જે પ્રીતિ અથવા પ્રેમ છે તેનો ગીતા સ્પષ્ટ નિર્દેશ કરે છે; (ये भजन्ति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम्). ભગવાન પક્ષપાતરહિત અથવા સર્વ પ્રતિ સમાન હોવા છતાં ભક્તિજન્ય સંબંધ એક સત્ય હકીકત છે. તે સંબંધને સમજાવવા ઉપલી તુલનાઓ ગીતા આપે છે. એ સંબંધથી ભગવાન જ ભક્તના યોગક્ષેમનો બોજો વહે છે. (૬) ખરી ભક્તિવાળો ભક્ત પાપી હોય તો પણ તેની જલદી શુદ્ધિ થઇ જાય છે, અને તે જલદી ધર્માત્મા થાય છે. જ્ઞાનમાં પ્રથમ શુદ્ધિ પછી પરની પ્રાપ્તિ શક્ય છે; ભક્તિમાં એથી ઉલટો ક્રમ પણ શક્ય છે (૯.૨૩), પણ પુણ્યયોનિ બ્રહ્મર્ષિ, રાજર્ષિ માટે શુદ્ધિની જરૂર જ નથી જે પાપયોનિઓ વિષે વેદો અને ઉપનિષદો કંઇ કરી શક્યા ન હતા, તેમના ઉદ્ધારનો માર્ગ ગીતાકારે ભક્તિ દ્વારા પ્રથમ બતાવ્યો. (૭) ભક્ત સંન્યાસી હોઈ શકે પણ ગીતા ભક્ત યોગીને વધુ પસંદ કરે છે; ભક્તિયોગ બતાવવા માટે અધ્યાય ૧૨મો લખ્યો છે, જેમા સન્યાસી ભક્તના પણ અલ્પ નિર્દેશ છે. ગીતાના વિભૂતિયોગ, વિશ્વરૂપદર્શનયોગ, પુરુષોત્તમયોગ વગેરે યોગો પણ ભક્તિયોગના જ પ્રકારો છે. ઉપર જણાવ્યા મુજબ ભક્તિ વગરના અથવા અલ્પતમ ભક્તિવાળા યોગોને ગીતામાં સ્થાન છે, પણ સર્વ યોગોની તુલના કરીને ગીતા ભક્તયોગીને યોગવિત્તમ, સર્વોત્તમયોગી, કહે છે (૬.૪૬;૧૨.૮–૧૧). (૮) ગીતા પરતત્ત્વના નિરાકાર અને પુરૂષાકાર, એમ બે રૂપ માને છે અને 'નિરાકાર પરતત્ત્વ પણ ભક્તિથી પ્રાપ્ય છે અને નિરાકાર પરનો પણ ભક્તિયોગ છે," એમ ગીતા કહે છે કેમકે ઉભયવિધ પરતત્ત્વની ભક્તિનું પ્રતિપાદન ગીતામાં થયું છે (૧૨). (૯) જેમ કામ્યકર્મો ભક્તિપૂર્વક ભગવાનને અર્પી શકાય છે અને ભગવાન ભક્તની કામનાઓ પૂર્ણ કરે છે; તેમ કામ્યભક્તિ પણ ગીતાએ સ્વીકારી છે અને એ રીતે આર્ત અને અર્થાર્થી ભક્તોને ચતુર્વિધ ભક્તોમાં ગણ્યા છે. (૧૦) ગીતાનો એક ખાસ ઉદ્દેશ અજ્ઞો અને પાપીઓના સમાજનો ઉદ્ધાર કરવાનો હતો; તેમને યોગ માર્ગ તરફ વાળવા માટે ગીતાએ ભક્તિનું વિશિષ્ટ સાધન વાપર્યું જણાય છે. ગીતા ઘણીવાર કહે છે કે જેઓ સૃષ્ટિપ્રક્રિયા, જીવાત્માપરમાત્માનો સંબંધ, વગેરેનું જ્ઞાન ધરાવતાં નથી પણ બીજા (સદ્‌ગુરુ)માં શ્રદ્ધા રાખી એમના ઉપદેશ પ્રમાણે ઉપાસના (આશ્રય, ભક્તિ) કરે છે તેઓ પણ મૃત્યુને તરી જાય છે. મન્દો (૩.૨૯), અકૃત્સ્નવિદો, માત્રશ્રદ્ધાવન્તો (૩.૩૧), અત્યંત દુરાચારીઓ (सुदुराचाराः ૯–૩૦) છતાં અનન્ય ભક્તિવાળા, અજ્ઞાનીઓ (૧૩.૨૫) (अन्ये त्वेवमजानन्तः श्रुत्वान्येभ्य उपासते, ૧૩.૨૫), પાપયોનિઓ (૯.૩૨), જ્ઞાન માગનારાઓ (૧૦.૧૧, तेषामेवानुकम्पार्थम्, જિજ્ઞાસુઓ ૯).—એ સર્વની ચિન્તા ગીતા કરે છે અને ભક્તિયોગ દ્વારા એમનો ઉદ્ધાર કરે છે. ગીતાની પૂર્વે એમનો વિચાર બહુ જ ઓછો કરાયો હતો, એમ જણાય છે. ગીતાએ વિદ્વાનોને લોકસંગ્રહ કરવા માટે (સમાજને માર્ગદર્શન આપવાને) નિઃસ્વાર્થ ગૃહસ્થ જીવન જીવવા કહ્યુ છે. વિદ્વાનો "આદર્શ" રૂપે છે, જેમને અજ્ઞોએ અનુસરવાનું છે. સંન્યાસી કરતાં યોગીને વધારે સારો કહેવાનું ગીતાનું કારણ

એ છે કે યોગીના જીવન ઉપરથી અન્યોનુ જીવન સુધરે છે ( લોકસગ્રહ ) "ગીતાએ સમક્ષાનાં નિરાકાર અને પુરુષાકાર સ્વરૂપોમાથી પુરુષાકારને પસદગી આપી છે, તે સામાન્ય સમાજ પ્રતિ સહાનુભૂતિને લીધે છે, તેમ જ બન્ને રૂપે પર તત્ત્વ જ છે, અને પુરુષાકાર સત્ળતર છે 'જે મનુષ્યો આ મારા મતને ( મને સર્વ કર્મો અર્પણ કરવાના કર્મયોગને ) શ્રદ્ધા રાખીને અનુસરે છે તેઓ પણ કર્મબધનથી મુક્ત થાય છે (૩ ૩૧)" ( 'ધ્યાન, સાખ્યયોગ અને કર્મયોગને ) નહીં સમજનારા બીજાએ અન્ય પાસેથી જાણીને ઉપાસના કરે છે તો તેઓ પણ મૃત્યુને તરી જાય છે (૧૩ ૨૫)' **અજ્ઞ હોય કે પાપી હોય, પણ ભગવાનનો આશ્રય કરનારનો નાશ (આધ્યાત્મિક પતન ) કદી થતો નથી, એવી જગત્સમક્ષ જાહેરાત (પ્રતિજ્ઞા) અર્જુન પાસે શ્રીકૃષ્ણે કરાવી છે, कौन्तेय प्रतिजानीहि न मे भक्त प्रणश्यति (૯.૩૧)** પણ ભગવાનનો આશ્રય ન લેનારા પાપીઓ (૩ ૩૨, ૭ ૧૫), જે પોતે અજ્ઞ છે અને છતા શ્રદ્ધારહિત (૯ ૩) છે, અને રાક્ષસી પ્રકૃતિના આશ્રય લે છે ( ૯ ૧૧–૧૨ ), માત્ર સ્વાર્થ માટે અહકારથી વૈદિક ધર્મ પાળે છે (૧૬ ૧૮–૨૦), અથવા જે માન સ શયો જ ઉત્પન્ન કરવામા આનન્દ માને છે, તેમને શ્રીકૃષ્ણ પોતે શિક્ષા કરે છે (૧૧) છતા, નિયમ એવો છે કે દરેક **મનુષ્ય અજ્ઞ કે સુજ્ઞ, શ્રીકૃષ્ણને પહોચવાના જ માર્ગ તરફ જવા યત્નશીલ છે, અને એમને એને એમના માર્ગે સળવા શ્રીકૃષ્ણ પોતે યત્ન શીલ છે (૪ ૧૦–૧૧)** એ ભગવાનનુ એક મુખ્ય કર્તવ્ય છે ( છતાં ભગવાન નિર્લિપ્ત રહે છે ) ગીતાએ અજ્ઞો અને પાપયોનિઓ માટે વિશેષ પ્રયત્ન કર્યો છે

ગીતાએ એક નવો જ સમાજ—ભક્તિમાર્ગીય સમાજ—સ્થાપ્યો છે વૈદિક તથા ઔપ નિષદિક સમાજે અને ધર્મશાસ્ત્રીય સમાજથી આગળ જઇ **સમગ્ર જનતા માટે, જેને આપણે લોકશાહી ધર્મ કહીએ તેવો योग ધર્મ અને વિશેષત भक्तियोगनो ધર્મ, કોઇની સાથે વાદ-વિવાદમા, કોઇ પૂર્વપક્ષનુ ખ ડન કર્યા વગર માત્ર મ ડનાત્મક રીતે સ્થાપ્યો છે** તેમ જ, ભક્તિસન્યાસનો પણ વિરોધ ગીતાએ નથી કર્યો

(૬) **ગીતા અને પૌરાણિક સમાજ** વર્તમાન હિન્દુ સમાજ પૌરાણિક ધર્મ પાળે છે ગીતાના સમયમા પુરાણો—જે રૂપમા હાલ ઉપલબ્ધ છે તે રૂપમાં ઘણે ભાગે ન હતા, માટે હાલ છે તેવો, પુરાણોનો શૈવ, વૈષ્ણવ, શાક્ત ધર્મ પાળનાર સમાજ પણ ન હતો પરતુ અમુક પુરાણ તો હશે જ, પણ તેનુ સ્વરૂપ જુદુ હતુ ગીતાના બોલનાર પરાત્પર પુરુષ રૂપ **શ્રીકૃષ્ણ** છે, અને એ શ્રીકૃષ્ણ કહે છે હુ વૃષ્ણિ નામના યાદવોમાં વસુદેવનો પુત્ર કૃષ્ણ છુ જેમ હુ પાડવોમાં અર્જુન, મુનિઓમા વ્યાસ, કવિઓમા શુક્ર છુ તેમ (૧૦ ૩૭) એટલે વસુદેવના પુત્ર કૃષ્ણ ગીતાના સાકાર પરતત્ત્વ શ્રીકૃષ્ણની એક વિભૂતિ છે ગીતામા બ્રહ્મા, વિષ્ણુ શિવની ત્રિમૂર્તિનો નિર્દેશ નથી ગીતામા પરના અવતારોનો નિર્દેશ છે પણ દશાવતારનો નિર્દેશ નથી શ્રીકૃષ્ણના આભરણ, આયુધ, માલ્યામ્બર, ગન્ધાનુલેપન, દેવોને ધરાતો પત્રપુષ્પફલજલનો ઉપહાર, ચતુર્ભુજ સ્વરૂપ, ભક્તિમાર્ગ (જે પુરાણોમા મુખ્ય છે), ભગવત્કથા, ભક્તની ભગવદ્ગતપ્રાણતા રૂપી ભક્તનો પ્રેમ, પૌરાણિક દેવો કુબેર તથા સ્કન્દ, પ્રહ્લાદ જેવી ભક્ત વ્યક્તિઓ, કમલાસનસ્થ બ્રહ્મા, ઐતિહાસિક વ્યક્તિઓ વ્યાસ, ભીષ્મ તેમજ કપિલ, પવિત્રવૃક્ષ અશ્વત્થ, પવિત્ર સ્થળો સાગર, જાહ્નવી, હિમાલય, જપયજ્ઞ, પક્ષીપશુઓ વૈનતેય, ઐરાવત, કામધુક ગાય, વગેરેનો નિર્દેશ મુખ્યત્ત્વે વિભૂતિ રૂપે છે અને કહ્યુ છે કે તેના ચિન્તન–જ્ઞાન દ્વારા નિષ્કામ કર્મ (યોગ)ની પ્રાપ્તિ થાય છે અવતારોની પૂજા કરવાનુ ગીતામા કહ્યુ નથી પણ અવતારોને શ્રીકૃષ્ણના નિષ્કામ કર્મો રૂપે (યોગના દષ્ટાન્તરૂપે) દર્શાવ્યા

૨૮

છે. ગીતામાં ભક્તિ છે તે પણ યોગના સાધનરૂપે છે. છતાં સંન્યાસી ભક્તનો નિર્દેશ છે. અર્થાત્ **પ્રચલિત પુરાણોની પૂર્વ સામગ્રી ગીતામાં છે.** એ સામગ્રી રજુ કરવાની રીત ઉપરથી પુરાણ ધર્મનું સંશોધન કરીએ તો ગીતાનો યોગ જ ફલિત થાય છે. એ રીતે નિઃસંદેહ કહી શકાય કે ગીતા પોતે પુરાણોનો અર્થ નિષ્કામ કર્માચરણ પરત્વે કરે છે, ગીતાની દ્રષ્ટિએ, પુરાણોનો સમાજ સંન્યાસી કે વૈરાગ્યભાવનાપ્રચુર નથી. ગીતાએ એવો કોઇ પુરાણધર્મ ભોખ્યો નથી, જેમા આસપાસના લોકો પ્રત્યે ઉદાસીનતા દર્શાવવાનું કે ઐહિક જીવન સાથે સમન્વય ન રહે એવું નિરૂપણ થયું હોય. ગીતામાંથી આપણને પુરાણધર્મને યથાર્થપણે સમજવાની ચાવી મળે છે. સંન્યાસવાળો ભક્તિધર્મ જે ધર્મ ઉપલબ્ધ પુરાણોમાં છે તે ગીતાના બારમા અધ્યાયના **સંન્યાસી ભક્તના** વિચારનું વિસ્તૃત પરિણામ છે, એમ કહી શકાય; ગીતાએ સંન્યાસી ભક્ત કે ભક્ત સંન્યાસીનો નિષેધ કર્યો ન હતો. હિન્દુધર્મમાં પ્રાચીન ગદ્ય ઉપનિષત્કાળથી જે સંન્યાસની સંસ્કૃતિ હતી તે ઉપલબ્ધ પુરાણોમાં વિકાસ પામી જણાય છે. ગીતાના ભક્તયોગી કે યોગી-ભક્તના જીવનનો વિસ્તાર મહાભારતમાં જોવા મળે છે ખરો. પણ આર્યસંસ્કૃતિના ઇતિહાસમાં પાછળથી યોગ કરતાં સંન્યાસને વધારે પ્રાબલ્ય મળ્યું હશે.

(૭) **ગીતાના સમયમાં ધ્યાની સમાજ થતો આવતો હતો.** ગીતામાં 'ધ્યાન'ના સાધનનું વર્ણન આવે છે; પણ તે યોગ (ગીતાના નિષ્કામ કર્માચરણરૂપી યોગ) નું અંગ કે ઉપાંગ છે. છતાં ધ્યાની સંન્યાસી હોઇ શકે, એમ પણ ગીતા કહે છે.

**ગીતાના શબ્દાર્થ ઉપરથી ફલિત થતો ભાવાર્થ ઉપર મુજબ છે.** ગીતા મનુષ્યને સુખ અને શાન્તિનો માર્ગ બતાવે છે. આ શાન્તિ જ બ્રહ્મનિર્વાણ છે. શાન્તિ સર્વકામનાના ત્યાગમાં છે. કામનાઓ એટલે કર્મોનાં ફલોની ઇચ્છાઓ. મનુષ્યે કર્મોનો ત્યાગ કરવાનો નથી; પણ "કર્મના ફલોનો ત્યાગ" કરવાનો છે, "યોગ" કરવાનો છે. **વિવિધ સ્વભાવના મનુષ્યો માટે વિવિધ પ્રકારના યોગો છે**; મનુષ્ય સ્વભાવની જેમ મર્યાદા નથી, એમ યોગના પ્રકારોની પણ મર્યાદા નથી. યોગના પ્રકારોની વિવિધતા યોગના સાધનોની વિવિધતાને લીધે છે આ સાધનો જ્ઞાન, કર્મ, ભક્તિ, વર્ણધર્મો, ધ્યાન, એમ અનેકાનેક છે. જ્ઞાન, કર્મ, વગેરે પણ દરેક અનેક વિધ છે. **છતાં નિષ્કામ કર્મ એક જ છે**, નિષ્કામ કર્મ એટલે આધુનિક જમાનાનું નિઃસ્વાર્થ કર્મ. આપણી આસપાસ જે પ્રકારના, જે માન્યતાવાળા, લોકો હોય, **તે બધા સાથે તે બધાની મધ્યમાં, નિષ્કામકર્મા મનુષ્ય સહકાર અને સહ-અસ્તિત્વથી રહી શકે છે, અને એવા સહ-અસ્તિત્વના જીવનમાં આનન્દ અને શાન્તિ છે.** નિષ્કામતા, નિઃસ્વાર્થતા, હોય તો સહકાર-સહઅસ્તિત્વ શક્ય જ છે, અને સહકાર-સહઅસ્તિત્વ-સમાધાન વૃત્તિ હોય તો જ વ્યક્તિની અને સમષ્ટિની શાંતિ અને સુખ સંપત્તિ શક્ય છે. કોઇ પણ પ્રકારના સમાજ સાથે નિઃસ્વાર્થી મનુષ્ય કેવી રીતે સહકાર કરી શકે છે, તે ગીતાએ પોતે જ અનેક પ્રકારે કહી બતાવ્યું છે. સમાજમાં ધનિકે ધન અને જ્ઞાનીએ જ્ઞાન **"પોતાનુ" છે, એ ભાવના ત્યજી, "ઇશ્વરનુ", છે, "પ્રકૃતિનું" છે, કોઇ ઇતર "દેવનું" છે, અર્થાત્ "સાર્વજનિક" છે, એમ સમજવાનું છે.** ક્રિયાશીલે, કર્મપરાયણે પોતાની દરેક ક્રિયા કે કર્મ પણ ઇશ્વરની કે પ્રકૃતિની માલિકીનું જ છે, એમ સમજવાનું છે, અને એ દષ્ટિએ સંસારમાં પોતાનો સર્વ વ્યવહાર કરવાનો છે આ વ્યવહાર રસમય, આનન્દમય, બનાવવો હોય તો પોતાનાપણું ઉઠાવી લઇ સર્વસંપત્તિ ઉપર ઇશ્વિરીય માલિકી સ્થાપિત કરી દરેક વસ્તુ, જ્ઞાન, દ્રવ્ય, જાતમહેનત (શારીરિક શ્રમ), વિચાર, જે કંઇ પોતાના હસ્તક પોતાની પાસે પ્રાપ્ત હોય તે સર્વનો સદ્વ્યય

કરવાનો છે, સદુપયોગ કરવાનો છે. ગીતા મુજબ આ નિષ્કામકર્માચરણ (યોગ) જ શાન્તિનો—વ્યક્તિ તેમજ સમષ્ટિની શાન્તિનો—એકજ માર્ગ જગતમાં છે. કોઇપણ પ્રકારનું જ્ઞાન, વિજ્ઞાન, કોઇપણ પ્રકારની ધાર્મિક માન્યતા, (સામાજિક) વર્ણધર્મની માન્યતા, તપશ્ચરણ, ધ્યાન (સમાધિ-દશા), વગેરે વગેરે સર્વ કઇ એ યોગનુ **સાધન જ** હોઇ શકે; ફલયોગ, એજ એક માત્ર જીવનનું ફલ કે પરિણામ કે ધ્યેય છે, કેમકે ફલયોગમાં જ જગતની શાન્તિ છે. દુનીયામાં ઉત્તમમા ઉત્તમ ગણાતી વસ્તુ, બ્રહ્મનુ જ્ઞાન, પણ ફલયોગમાં **સાધન** છે. અગાઉ કહ્યુ તેમ જ્ઞાન સિવાય બીજા ઘણા **સાધનો છે; એ સર્વ સાધનો સરખાં સ્વીકાર્ય છે સાધનોની સંખ્યાને મર્યાદા નથી ભક્તિમૂલક ફલયોગ સર્વયોગોમાં શ્રેષ્ઠ યોગ છે આ યોગ જ ખરી બ્રહ્મવિદ્યા પણ છે;** બ્રહ્મરૂપના ભલે બ્રહ્મવિદ્યા હોય, પણ ગીતાની દષ્ટિએ એવી બ્રહ્મવિદ્યા જનકલ્યાણકારી નથી. આ યોગ જ ઉપનિષદ છે, જે શ્રી ભગવાને પોતે "ગાઇ" છે. સર્વ જ્ઞાનો, સર્વ મોક્ષવિચારો, સર્વ દર્શનો, સર્વ સમાન્તે, એ યોગને અધીન છે. આ જ ગીતાનો ભાવાર્થ છે, આ નિષ્કામ-કર્માચરણ જ ગીતાએ જગતને આપેલો સદેશો છે.

---

## પ્રકરણ ૨૨

## ગીતા : એક ઉત્તમ ગ્રન્થ

ઉપનિષદો, ગીતા અને બ્રહ્મસૂત્ર, એ આપણા ધર્મના ત્રણ સ્તભો છે, પ્રસ્થાનત્રયી છે. તેમા પુરાણસાહિત્ય, વિશેષતઃ ભાગવત પુરાણ, ઉમેરીએ તો પ્રસ્થાનચતુષ્ટય થાય. વેદો અને મન્વાદિ સ્મૃતિઓ પણ આપણા ધર્મના સાહિત્યમા ગણવા જોઇએ. એ સર્વ ગ્રન્થોમા ગીતા સર્વ શ્રેષ્ઠ છે. એ હકીકત આપણે હિન્દુઓ સ્વીકારીએ છીએ. ઇતર પ્રજાઓ પણ ગીતાને એક મહાન ધર્મ-ગ્રંથ તરીકે માન્ય રાખે છે. તેનાં કારણો ઘણાં છે.

( ૧ ) ગીતાનો વિષય "પ્રત્યક્ષ" અનુભવગોચર છે, આચારરૂપ છે, કર્મકાંડની જેમ કેવલશાસ્ત્રપ્રત્યેય નથી, તર્કગમ્ય જ નથી, માત્ર વિચારરૂપ જ નથી, અનુમાનનો જ વિષય નથી ( ગીતા ૯.૨ ). ગીતામાં બુદ્ધિવાદવાળું તત્ત્વજ્ઞાન કે મરણોત્તર સ્થિતિ સાથે જ સંબધ ધરાવનાર મોક્ષ કે વૈદિક સ્વર્ગની ચર્ચા નથી. ગીતાના જ્ઞાનમાં "તત્ત્વજ્ઞાનાર્થ દર્શન" ( ૧૩.૧૧ ) ને સ્થાન છે, પરંતુ એ જ "જ્ઞાન" નું લક્ષણ આપતાં ગીતાએ જ્ઞાનને પણ ચર્ચાત્મક નહીં પણ અનુભવાત્મક કે આચારાત્મક વર્ણવ્યું છે; અને તે આચારનો જ એક અંશ "તત્ત્વ-જ્ઞાનાર્થ દર્શન" છે; બીજા એટલા જ અગત્યના અંશો સાથોસાથ કહ્યા છે; અને ઇષ્ટ કે અનિષ્ટ બનાવો બને તે બધા દરમિયાન હમેશાં **ચિત્તની સમતા રાખવી, એને જ્ઞાન** કહ્યું છે ( ૧૩ ૯ ). સ્વકર્મો કરવા છતા તેના શુભાશુભ પરિણામો વિષે અનાસક્ત રહી **મનની સમતા** જાળવી રાખવીઃ આ યોગ ગીતાનો વિષય છે. આ આચાર ધર્મ્ય, ધર્મયુક્ત, છે. આને "નીતિ" ની પરિભાષામા આધ્યાત્મિક નીતિ કે પરાનીતિ કહી શકાય. "જ્યાં નિષ્કામ કર્માચરણ (યોગ) ના અધિષ્ઠાતા (તરીકે) શ્રીકૃષ્ણ છે, અને જ્યાં ધનુર્ધર (તરીકે) અર્જુન છે; જ્યાં પવિત્ર પ્રવૃત્તિ

ના પ્રેરક શ્રીકૃષ્ણ સ્વયં છે અને પ્રવૃત્તિ કરનાર અર્જુન જેવા વીર છે, ત્યાં લક્ષ્મી છે, વિજય છે, સંપત્તિ છે, **અચલ નીતિ છે,** " અને મતની બ્રહ્મરૂપા પરાશાન્તિ છે (૧૮.૭૮.) **આમ ગીતાનો વિષય જ ગીતાની મહત્તાનું** એક મુખ્ય કારણ છે. નિષ્કામ અર્થાત્ નિઃસ્વાર્થ કર્મના આચરણનો આ વિષય વેદજ્ઞાની કે અજ્ઞાનીનાં સકામ કર્મો અને જ્ઞાનીના નિષ્કામ સંન્યાસથી જુદો જ છે ( જુઓ નીચે ૮ ). આ નિષ્કામકર્મરૂપી યોગને જ ગીતાની ઉપનિષદોમાં બ્રહ્મવિદ્યા કહી છે; જેમ ગીતા ૨.૪૦-૭૨ માં નિષ્કામકર્મની શાન્તિને જ " બ્રહ્મનિર્વાણ " ની પ્રાપ્તિ કહી છે તેમ.

(૨) **યોગના અનેક પ્રકારોનો ઉદાર સ્વીકાર:**-ગીતાનો વિષય "નિષ્કામ કર્માચરણ" (=યોગ) છે. **તેના નિરૂપણમાં ગીતાનું દૃષ્ટિબિંદુ નોંધપાત્ર છે. ગીતા યોગના શક્ય તેટલા વધુ વિકલ્પો માન્ય રાખે છે.** અઢાર અધ્યાયનાં અઢાર નામો એક એક યોગ અથવા યોગના પ્રકારના વાચક છે. અમુક અધ્યાયમાં ( જેમ કે અઢારમા અધ્યાયમાં ) તો એક કરતાં વધારે યોગોનું નિરૂપણ છે. ગીતા વાંચતા વાચકને એમ થાય છે કે હજુ વધારે યોગો, ભારતમાંથી કે ભારત બહારથી જો પ્રાપ્ત હોય, તો તે સ્વીકારવા ગીતાકાર તૈયાર છે. વળી, ગીતાકાર **પરસ્પર વિરોધી યોગપ્રકારો પણ સ્વીકારે છે;** ઉદા૦ જગતની સર્વ પ્રવૃત્તિ પ્રકૃતિ અથવા સ્વભાવ તત્ત્વમાંથી ઉદ્‌ભવે છે તે માન્યતાવાળો યોગ, અને જગતની પ્રવૃત્તિ પુરુષ અથવા શ્રીકૃષ્ણમાંથી આવે છે તે સિદ્ધાન્તવાળો યોગ. બીજા પણ યોગના પરસ્પર વિરોધી પ્રકારો ગીતામાં છે. **પોતાના પ્રતિપાદ્ય વિષય ( યોગ )ના પ્રકારોના વિકલ્પોની સંખ્યા વિશે ગીતાકાર, સંપૂર્ણ તટસ્થ રહે છે, તે હકીકત ગીતાની મહત્તાનું એક કારણ છે.**

(૩) **ગીતાને બધા દાર્શનિક વિચારો એક સરખા સંમત છે:** જે જે દાર્શનિક વિચારોનો ઉપયોગ ગીતા પોતાના યોગની સમજણ આપવા માટે કરે છે, તેમાંથી કોઇપણ એક માટે ગીતા ભાગ્યે જ પક્ષપાત રાખે છે. બલ્કે (૧) જીવાત્મા, (૨) પરતત્ત્વ, (૩) પરતત્ત્વનાં સ્વરૂપો અને એનો પરસ્પર સંબંધ, (૪) પર તત્ત્વાન્તર્ગત પ્રકૃતિ (શક્તિ) અથવા પ્રકૃતિઓ (શક્તિઓ) જેનાથી પર તત્ત્વમાં સ્વગતભેદ મનાય છે તેના સ્વભાવ અને સંખ્યા, અથવા એવી પ્રકૃતિરહિત પરતત્ત્વનું કેવલાદ્વૈતત્વ, (૫) જીવાત્મા અને પરતત્ત્વના સંબંધની માન્યતાઓ, (૬) મુક્તાત્માની મોક્ષાવસ્થાના વિકલ્પો, (૭) કર્મ (ક્રિયા અથવા પ્રવૃત્તિ) તત્ત્વનું ઉત્પત્તિસ્થાન, **વગેરે અનેક દાર્શનિક વિચારો વિશે ગીતા તટસ્થ છે. અને આમાંથી દરેક સિદ્ધાન્તના અનેક પ્રકારો ગીતા માન્ય રાખે છે.** જીવાત્માના જન્મમરણનો સિદ્ધાન્ત જીવાત્માની હન્તવ્યતા-અહન્તવ્યતાની ચર્ચા માટે ગીતામાં દર્શાવ્યો છે. આ વિષયનો મૂળ વિચાર ગીતા કઠ ઉપનિષદમાંથી ગ્રહણ કરે છે. કઠ ઉપ૦ માત્ર એક જ દૃષ્ટિબિન્દુ આપે છે કે જીવાત્મા જે પરમાત્મા સાથે એક છે તેને જન્મ-મરણ નથી. પણ ગીતા બીજાં બે દૃષ્ટિબિન્દુઓ ઉમેરે છે: (૧) જીવાત્મા નિત્ય જન્મે છે અને નિત્ય મરે છે અને (૨) જીવાત્માનાં જન્મ અને મરણ અજ્ઞેય છે. આમ, **આ વિષયમાં ગીતા બિન-સાંપ્રદાયિકતા બતાવે છે.** વળી પરતત્ત્વનાં નિરાકાર તેમ જ સાકાર (નરાકાર) એમ બે સ્વરૂપો સંભવે છે, અને એ બન્ને ગીતાના સમયમાં માન્ય હતાં અને ગીતા બન્નેને માન્ય રાખે છે. તદુપરાંત, આ બન્ને સ્વરૂપોના પરસ્પર સંબંધ વિશે ગીતા વિવિધ માન્યતાઓ સ્વીકારે છે. ગીતાના એક મત મુજબ પરનાં બન્ને સ્વરૂપો સમકક્ષાનાં છે; અને ગીતાના બીજા મત મુજબ અસમકક્ષાનાં છે, જેથી પુરુષ અને અક્ષરમાંથી દરેક, જુદી જુદી પ્રક્રિયાઓમાં,

બીજાથી પર છે. પરતત્ત્વનાં જ સ્વરૂપોનું આ પરસ્પર પરત્વ ગીતામાં વિવિધ રીતે માન્ય છે. આ સિવાય જે અનેક દાર્શનિક સિદ્ધાન્તો વિશે, પોતાના યોગના વિવિધ પ્રકારોની સ્થાપના નિમિત્તે ગીતાને નિર્દેશ કરવો પડે છે, તે દરેકના અનેક પ્રકારો ગીતા સ્વીકારે છે; તે સર્વ અનેક વાર આપણે આગલાં પ્રકરણોમાં સવિસ્તર જોઇ ગયા છીએ. મોક્ષની અવસ્થા જેવા મુખ્ય વિચાર વિષે પણ શ્રીકૃષ્ણરૂપતા, શ્રીકૃષ્ણસાધર્મ્ય, બ્રહ્મનિર્વાણ, સ્થિતપ્રજ્ઞતા, નિષ્પાપતા, પરમપદપ્રાપ્તિ, પૂર્ણ નિષ્કામતા, એમ અનેક પ્રકારો ગીતા દર્શાવે છે અને **બધાને સમાન સંમતિ આપે છે.** બધી દાર્શનિક પ્રક્રિયાઓ ગીતાને સરખી માન્ય છે. ગીતાની દાર્શનિક માન્યતાઓના વિષયની આ તટસ્થતા, ભાગ્યે જ કોઇ ઇતર ધર્મગ્રન્થમાં જોવામાં આવે છે.

(૪) **ગીતામાં "જ્ઞાન"નું સ્થાન ગૌણ છે.** ગીતામાં જ્ઞાનની પ્રક્રિયાઓ અનેક છે, અર્થાત્ જ્ઞાનો અનેક છે. **તે દરેકનો ઉપયોગ ગીતા પોતાના યોગનું એક એક રૂપ શીખવવા માટે કરે છે;** જેમકે, ૧૩મા અધ્યાયમાં પરતત્ત્વ મહદ્‌બ્રહ્મ-શ્રીકૃષ્ણ-પ્રકૃતિનું બનેલું છે, અને શ્રીકૃષ્ણની જેમ જ પરતું નિરાકાર સ્વરૂપ, બ્રહ્મ, પણ પ્રાપ્ય તરીકે સ્વીકારવામાં આવ્યું છે. આમ એ જ્ઞાનની વિગતો આપી છે; છતાં તેમાંથી ફક્ત પ્રકૃતિ તત્ત્વનો જ **ગીતાને** ઉપયોગ છે, કેમકે એ પ્રકૃતિના ગુણોના વિભાગ ઉપર બંધાયેલો યોગ ગીતાના એ અધ્યાયનો મુખ્ય વિષય છે. બીજા અધ્યાયોમાં પણ એવાં જ્ઞાનોનો એવો જ ઉપયોગ ગીતા કરે છે. ગીતામાં દાર્શનિક વિચારો તત્ત્વજ્ઞાનની સ્વતંત્ર શોધ માટે અથવા ધ્યાનદ્વારા મોક્ષની સ્વતંત્ર પ્રાપ્તિ માટે વિચારાયા નથી, એ અગાઉ અનેકવાર કહેવાઇ ગયું છે. ગીતાને મન, જ્ઞાન એટલે જીવનમાં આચરણમાં મૂકાય તે જ્ઞાન. બીજા બધા જ્ઞાનને ગીતા શુષ્ક જ્ઞાન ગણે છે. જ્ઞાનપ્રાપ્તિથી જીવનમુકત થયેલાને પણ ગીતા નિષ્કામ કર્મ (યોગ)નું આચરણ કરવા આદેશ આપે છે.

(૫) **ગીતામાં જ્ઞાન અત્યાવશ્યક નથી.** ગીતાનો ઉદ્દેશ યોગ છે; તેમાં જ્ઞાન એક સહાયક છે; જેમકે અધ્યાય ૧૪માં પ્રકૃતિના ગુણોનું જ્ઞાન, અને **તેને** અંગે પરતત્ત્વના સમગ્ર સ્વરૂપ (ઘટકો)નું એક જ્ઞાન. ગીતામાં સૃષ્ટિપ્રક્રિયાનાં અનેક જ્ઞાનો વિવિધ યોગોમાં સહાયક છે; પણ **ગીતાનો યોગી સૃષ્ટિપ્રક્રિયાના એવા કોઈ જ્ઞાન વગર પણ સિદ્ધ (મુક્ત) બની શકે છે** यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः। (૭.૨), અર્થાત્ જગદુત્પત્તિના જ્ઞાનને બદલે બીજું કંઈ જુદું જ્ઞાન પણ યોગમાં સહાયક થાય છે અથવા કર્મ, ભક્તિ, વગેરેમાંથી કોઈ સાધન સહાયક થાય છે. એકાદ પ્રકારનું જ્ઞાન ફલયોગની પ્રાપ્તિમાં સહાયક હોવું જ જોઇએ, એવો નિયમ ગીતામાં નથી, માટે જ ગીતામાં કર્મયોગ છે, ભક્તિયોગ છે, તેમ જ, માત્ર સામાન્ય સમજણ જ માગી લે એવા બીજા યોગો પણ છે.

(૬) **ગીતામાં (૧) જ્ઞાનદ્વારા મોક્ષ અને (૨) સંન્યાસના પક્ષોનો ઉદાર સ્વીકાર:**—ગીતાના (ફલ) યોગથી મોક્ષ મળે છે પણ "યોગ વગર જ્ઞાનમાત્રથી પણ મોક્ષ મળે છે," એ વસ્તુ એક **સિદ્ધાન્ત**ની દૃષ્ટિએ સ્વીકારવામાં ગીતાને મુશ્કેલી નથી આવી, કેમકે જ્ઞાનદ્વારા મનુષ્ય મુક્તિ, જીવન્મુક્તિ, પ્રાપ્ત કરે; **પછી** તે કાં તો સન્યાસ ગ્રહણ કરે, કાં તો નિષ્કામ કર્માચરણ (ફલયોગ) કરવાનું ચાલે રાખે; **ગીતા આ બીજા વિકલ્પને પસંદગી આપે છે.** તેમ છતાં, પ્રથમ વિકલ્પની શકયતા, સત્યતા અને અસ્તિત્વ ગીતા સ્વીકારે છે. એ રીતે ગીતા સાચા સંન્યાસને સિદ્ધાન્તની દૃષ્ટિએ માન્ય રાખે છે; અને છતાં પોતાની પસંદગી તો યોગ માટે છે, તે

દરેક અધ્યાયના નામદ્વારા જાહેર કરે છે. જીવન્મુક્તની સંન્યાસ-નિષ્ઠાનો સ્વીકાર ગીતાની સત્યપ્રિયતા અને ઉદારતા સિદ્ધ કરે છે. જેમ ગીતામાં જ્ઞાની અથવા જીવન્મુક્તનો સંન્યાસ એક સિદ્ધાન્ત તરીકે સ્વીકારાયો છે; તેમ જિજ્ઞાસુ-મુમુક્ષુની સંન્યાસનિષ્ઠાને પણ ગીતાએ સિદ્ધાન્ત તરીકે સ્વીકારી છે. ગીતાના સમયમાં આ પ્રકારની સંન્યાસનિષ્ઠાનો ઘણોજ પ્રચાર હતો. અર્જુન પણ તેનાથી આકર્ષાયો હતો. શ્રીકૃષ્ણ અર્જુનને मा ते सङ्गोऽस्त्वकर्मणि ( ૨.૪૭ ), એમ કહે છે. આમ છતાં મુમુક્ષાસંન્યાસને એક શક્ય વિકલ્પ તરીકે જ ગીતા માન્ય રાખે છે. પોતાના સિદ્ધાન્તથી જ ઉલટો સિદ્ધાન્ત ધરાવતા વર્ગને તેની સત્યતા સ્વીકારી માન્ય રાખવો, એ ગીતાની મહત્તા છે.

(૭) ગીતામાં પ્રાણીમાત્રનું ભ્રાતૃત્વ : વેદાન્તદર્શનમાં એક જ પર તત્ત્વમાંથી ભૂતમાત્રની ઉત્પત્તિ-સ્થિતિ-પ્રલય છે, એ સિદ્ધાન્ત મુખ્ય છે; બલ્કે પરતત્ત્વનું એ લક્ષણ જ છે. ગીતા પ્રમાણે પણ એક જ નિરાકાર અથવા સાકાર "પર"માંથી ભૂતમાત્રની ઉત્પત્તિ-સ્થિતિ-લય થાય છે. અથવા શ્રીકૃષ્ણની પરાપ્રકૃતિને ' भूतयोनि ' કહી છે; અથવા क्षेत्र અને क्षेत्रज्ञના સંયોગથી અથવા ( ચેતન તત્ત્વ ) अपर अव्यक्तમાંથી બ્રહ્માના દિનારંભકાળે ભૂતોની ઉત્પત્તિ થાય છે. ઉપનિષદમાં અથવા બ્રહ્મસૂત્રમાં આ સિદ્ધાન્તનો નિર્દેશ બ્રહ્મનું લક્ષણ આપવા માટે છે અને તે બ્રહ્મ ઉપર ધ્યાન દ્વારા અહં બ્રહ્માસ્મિનો સાક્ષાત્કાર કરવા માટે છે. પણ ગીતા પ્રમાણે આ સિદ્ધાન્ત ઉપરથી " સર્વભૂતાત્મા જ પોતાનો આત્મા છે " એવો સાક્ષાત્કાર મનુષ્યે કરવાનો છે અને એ સાક્ષાત્કારપૂર્વક પોતાનાં બધાં કર્મો કરવાનાં છે, જેથી મનુષ્યને એ કર્મોનાં બંધન થાય નહીં. બન્ધનોથી મુક્ત રહી દરેક મનુષ્યે સ્વકર્મો કરવાં જોઈએ, એ જ ગીતાનો ઉપદેશ છે. सर्वभूतात्मभूतात्मा कुर्वन्नपि न लिप्यते, એ વાક્યમાં આ ઉપદેશ આપવાની ગીતાની એક રીત છે. આ ઉપદેશને જો વિચારપૂર્વક સમજીએ તો પ્રાણીમાત્રના " એકપિતૃત્વ ' અર્થાત્ ભૂતમાત્રના ભ્રાતૃત્વનો આ ઉપદેશ છે. લગભગ સર્વ ધર્મોનાં શાસ્ત્રોનો પણ આ જ ઉપદેશ છે. આમ ગીતા એક સર્વધર્મવ્યાપક સિદ્ધાન્તદ્વારા પોતાના યોગનો એક પ્રકાર રજૂ કરે છે, અને એ રીત જગન્માન્ય એક મહા સિદ્ધાન્તને દાર્શનિક, તાર્કિક કે સૈદ્ધાન્તિક કક્ષામાંથી આચરણની ભૂમિકામાં મૂકે છે.

**(૮) સમકાલીન સંસ્કૃતિઓ સાથે સહઅસ્તિત્વ અને સહકારવૃત્તિ :** ગીતાએ વૈદિક સંસ્કૃતિની કામ્યતા ( સકામતા, અર્થાત્ સ્વાર્થસાધકતા )નો ત્યાગ કરી પ્રવૃત્તિમય જીવન માન્ય રાખ્યું છે. નિષ્કામ પ્રવૃત્તિ એટલે જ યોગ. વૈદિક દેવો પરબ્રહ્મ અથવા શ્રીકૃષ્ણનાં જ રૂપો છે, એમ કહી ગીતાએ વૈદિક દેવોને નવીન જીવન આપ્યું છે. જનકલ્યાણ માટે, વરસાદ દ્વારા અન્ન ઉત્પન્ન કરનાર યજ્ઞનું અનુષ્ઠાન થતું બંધ ન થઇ જાય તે ખાતર, અર્થાત્ સર્વોદય કરનાર યજ્ઞ ચાલુ રહે માટે ( यज्ञार्थ ) નિષ્કામ ગૃહસ્થ જીવન ( યોગ ) જીવવાનું ગીતા કહે છે. વળી, દરેક મનુષ્ય, દરેક ધંધો કરનાર માનવ, અને સંન્યાસી પણ એક આધ્યાત્મિક યજ્ઞ જ કરે છે, એમ ગીતાએ એક નૂતન વિચારણા યજ્ઞના વિષયમાં રજુ કરી છે. આમ, વૈદિક યજ્ઞ ધર્મને જીવન્ત રાખી વિશાળ બનાવ્યો છે. ઔપનિષદિક સમાજનો સંન્યાસ ગીતાએ એક શક્ય જીવનનિષ્ઠા તરીકે સ્વીકારી પોતાની યોગ નિષ્ઠાને વધુ પસંદગી ગીતાએ આપી છે; વળી યોગમાં ફલસંકલ્પસંન્યાસ ફરજિયતાત રાખ્યો છે. આમ, ગીતાએ પોતાની પુરોગામી બન્ને સંસ્કૃતિઓનું રહસ્ય સ્વીકારી બન્ને સમાજો સાથે સહઅસ્તિત્વની સિદ્ધિ પ્રાપ્ત કરી છે. જાણીતી

રસપૂર્ણ, રસાત્મક, ભક્તિયોગ ગીતાકારે પોતાના તરફથી આપ્યો છે. પર તત્ત્વનું સાકાર સ્વરૂપ તો નિરાકાર પર તત્ત્વ જોડે જ ગીતાને ઉપનિષદોમાંથી મળ્યું જ હતું. તે સાકાર, પુરુષરૂપ, શ્રીકૃષ્ણને ગુરુ, પિતા, સખા, પ્રિય તરીકે માની મનુષ્ય પોતાની જાતને એ શ્રીકૃષ્ણના શિષ્ય, પુત્ર, સખા, અને પ્રિયાનું સ્થાન આપી, અનુભવી, યોગની સાધના કરી શકે છે અને ફલયોગ નિષ્ઠા ( તેમજ, ઇચ્છા હોય તો, સંન્યાસ નિષ્ઠા )માં વિહરી શકે છે, એમ ગીતાએ સચોટ, પ્રતીતિ કરાવનાર શબ્દોમાં જણાવ્યું છે. ભક્તિમાર્ગનો બોધ આપનાર ગીતા ભારતીય આર્ય સાહિત્યમાં પ્રથમ ગ્રન્થ છે, એટલું જ નહીં પણ જગતના ભક્તિસાહિત્યમાં પણ પ્રાચીનતમ ગ્રન્થ ગીતા છે, એમ શ્રી તેલંગ વગેરેના પ્રયત્નથી સિદ્ધ થયું છે.

**(૧૦) ગીતામાં કર્મ, જ્ઞાન, ભક્તિ અને ધ્યાનનો સમન્વય.** ગીતામાં જ્ઞાન દ્વારા યોગ ( ज्ञानयोग ), કર્મદ્વારા યોગ ( कर्मयोग ), તેમ જ भक्ति દ્વારા યોગ ( भक्तियोग ), આ ત્રણેનું નિરૂપણ કરેલું છે. જ્ઞાનયોગમાં જ્ઞાન **સાથે** કર્મ, ભક્તિ, ધ્યાન હોય તો તે નહિવત્ જ હોય, **અથવા** છે જ નહીં; **અથવા જ્ઞાનની પોતાની પ્રાપ્તિ**માં ભક્તિ, કર્મ, વગેરે **સીધા** ઉપયોગી હોય, એટલે કે **યોગ**ની પ્રાપ્તિમા ભક્તિ, કર્મ, વગેરે **પરંપરયા** મદદગાર થાય; અર્થાત્ યોગ માટે જ્ઞાન અંગ રૂપ હોય અને ભક્તિ વગેરે **ઉપાંગ** હોય ગીતાના અધ્યાયોનાં નામો દ્વારા ગીતાકાર કહેવા ઇચ્છે છે કે **તેના મતે** દરેક યોગમાં અંગ કોણ છે; તે અંગભૂત સાધન સિવાય બીજાં સાધનો તે યોગના અધ્યાયમા કહ્યા હોય તો પણ ગીતાકાર એ સાધનોને ગૌણ અથવા ઉપાંગ અથવા નહિવત્ ઉપકારક માને છે. જો જ્ઞાન **સાથે** જ ભક્તિને સમકક્ષાએ સહાયક માની હોત તો ગીતાકાર " ज्ञान-भक्तियोग " નામ એકાદ યોગને પણ આપત; અથવા ભક્તિને વિષમકક્ષાએ પણ સાક્ષાત્ સહકારી તરીકે ગીતાકાર અનિવાર્ય માનતા હોત તો ज्ञानप्रधान–भक्तिविशिष्टयोग અથવા भक्तिप्रधानज्ञान–विशिष्ट योग એવું નામ એકાદ યોગને પણ આપત. પણ ગીતાકારે એમ કર્યું નથી. પણ ગીતાના દરેક યોગમાં **ઉપાંગ અથવા પરંપરયા** ઉપકારક સાધનો તરીકે કર્મ, જ્ઞાન, ભક્તિ અને ધ્યાન હોય છે. એ રીતે પણ ગીતામાં આ ચારે ય સાધનોનો **સમન્વય** છે. મનુષ્યમાં લાગણીશક્તિ, બુદ્ધિશક્તિ, સંકલ્પશક્તિ અને કર્મશક્તિ છે; જે માનવવિકાસયોજનામાં આ ચારે ય શક્તિઓનો વિકાસ હોય તે યોજના **શાસ્ત્રીય** (scientific) કહેવાય. ગીતાની યોગની દરેક યોજના આ ચારેયને સ્થાન આપે છે, એ ચારેયનો સુમેળ સાધે છે, **સાધનયોગ સાથે યોગેતર સર્વ સાધનોનો સમન્વય સાધે છે.** આવો સમન્વય હિન્દુ ધર્મના, કે જગતના કોઇપણ ધર્મના, કોઇપણ પુસ્તકમાં ભાગ્યે જ દેખાય છે.

**(૧૧) ગીતાનો ભક્તિમાર્ગ અને વૈદિક કામ્ય કર્મો:** ગીતાએ વૈદિક કામ્ય કર્મકાંડના ધર્મ સાથે એક નવું સમાધાન કર્યું છે, તેમાં સકામતા સ્વીકારી છે. ગીતાનું આ સમાધાન ગીતાની **કામ્ય ભક્તિ**માં દેખાય છે. એક ઇશ્વરની ભક્તિ કરવી અને તે દ્વારા અભિલષિત વસ્તુની પ્રાપ્તિની પ્રાર્થના કરવી, અથવા પ્રાપ્ત અનિષ્ટના નિવારણની માગણી કરવી; આને ગીતા **અર્થાર્થી અથવા આર્ત ભક્તની ભક્તિ** કહે છે. ગીતાએ ભક્તિનો જે નવો બોધ આપ્યો, તેના ઉપક્રમે ગીતાએ કામ્યવેદ સાથે સમાધાન કર્યું છે. અર્થાર્થી કે આર્ત ભક્તની ભક્તિમાં પણ એક જાતની શરણાગતિ અને પ્રેમની ભાવના છે, જે પોતે પવિત્ર કરનારી વૃત્તિ છે, અને જેની પરિપાક દશામાં ભક્ત પોતાનું યોગક્ષેમ ઇશ્વરને સોંપી નિષ્કામ ભક્ત બની શકે છે.

**(૧૨) ગીતા અને વૈદિક ધર્મની યજ્ઞરૂપતા :** ગીતાના સમયમાં વૈદિક યજ્ઞ ધર્મ ખૂબ પ્રચારમાં હતો. યજ્ઞને માન્ય રાખવાની અને નવા ધર્મને (=નિષ્કામ કર્મરૂપ યોગને) યજ્ઞ તરીકે સમજાવવાની જરૂર હતી. ગીતાએ સાર્વજનિક કલ્યાણના સાધન તરીકે, વરસાદ દ્વારા અન્નની ઉત્પત્તિ કરનાર તરીકે, યજ્ઞને સ્વીકાર્યો; તેમજ યોગના આચરણને યજ્ઞના અનુષ્ઠાનનું રૂપ આપ્યું. એક દૃષ્ટાન્ત : જો હું પ્રાધ્યાપક હોઉં તો મારા અધ્યાપનના ધંધામાં મારે યજ્ઞની ભાવના રાખવી. જે ઇષ્ટ દેવની મદદથી હું વિદ્યા પ્રાપ્તિ કરું છું, તે ઇષ્ટ દેવરૂપી **અગ્નિમાં** એ દેવ પાસેથી આવેલી વિદ્યા હું **આહુતિ** રૂપે આપું છું, હું **યજમાન** છું, એમ માની મારે વિદ્યાના અર્થીઓને વિદ્યાવિતરણ કરવું. એ રીતે મારા ધંધામાં મને "હું કરું છું" એવો અહંકાર નહીં રહે, અને અહંકાર ન રહેવાથી ફૂલબંધન નહીં રહે; નિષ્કામકર્માચરણ થશે. આમ યજ્ઞની એક નવીન આધ્યાત્મિક ભાવના ગીતાએ આપી છે.

**(૧૩) ગીતાના શ્રીકૃષ્ણ બિનસાંપ્રદાયિક છે :** ગીતામાં પરાત્પર તત્ત્વ શ્રીકૃષ્ણ છે અને શ્રીકૃષ્ણનાં, ગોવિન્દ, મધુસૂદન, હૃષીકેશ, પુરુષોત્તમ વગેરે નામો ગીતામાં વપરાયાં છે. છતાં ગીતાના શ્રીકૃષ્ણ પાંચરાત્રના પુરુષ કે પુરુષોત્તમ જેવા નથી. ગીતામાં ગોવિન્દ વગેરે શબ્દો જ વપરાયાં છે. ગીતા પાંચરાત્રના સિદ્ધાન્તને અનુસરતી નથી. વળી, શ્રીકૃષ્ણને "ગોપીજનોના પ્રિય" કહ્યા નથી, શ્રીકૃષ્ણને દશ અવતારમાં એક કહ્યા નથી, શ્રીકૃષ્ણને જ રામ કહ્યા છે (रामःशस्त्रभृतामहम्), શ્રીકૃષ્ણને અનેક રૂપે દશમા અધ્યાયમાં વર્ણવ્યા છે. ટૂંકમાં શ્રીકૃષ્ણને साकार पर तत्त्व જ કહેવાનો ગીતાનો ઇરાદો છે, એથી વધુ આગળ જઈને વિષ્ણુ જ કહેવાની ઇચ્છા ગીતાની નથી. પુરુષસૂક્તમાં પુરુષની જેમ ગીતામાં શ્રીકૃષ્ણ પરાત્પર તત્ત્વ છે. અમુક અધ્યાયોમાં શ્રીકૃષ્ણ અને બ્રહ્મ એક જ પર તત્ત્વનાં બે સ્વરૂપો છે, શ્રીકૃષ્ણની ભક્તિથી 'બ્રહ્મ'ની પ્રાપ્તિ અને બ્રહ્મની ભક્તિથી શ્રીકૃષ્ણની પ્રાપ્તિ કહી છે. અમુક અધ્યાયોમાં શ્રીકૃષ્ણના **ધામ** તરીકે અક્ષર બ્રહ્મનો નિર્દેશ છે; પણ તે ગોકુલ, ગોલોક અથવા વૈકુંઠના અર્થમાં નથી. ગીતામાં શ્રીકૃષ્ણ પુરુષવિધ પર તત્ત્વ છે, એથી વધુ કંઇ નથી. આમ ગીતાના શ્રીકૃષ્ણ બિનસાંપ્રદાયિક તત્ત્વ છે. ગીતાના દાર્શનિક વિચારો પણ બિન-સાંપ્રદાયિક છે, તે આપણે જોયું છે.

**(૧૪) ગીતા અને અહિંસા :** જેને સામાન્ય મનુષ્ય "હિંસા" સમજે છે, તેનો ગીતા સદતર નિષેધ કરે છે. "હું મારી નાખું;" "હું લડું," "હું જીતું" "હું નાશ કરી નાખું" એવી જે અહંકાર પૂર્વક હિંસા તેનો નિષેધ ગીતામાં અનેક સ્થળે છે. "અહિંસા" નો ગુણ, (સમત્વ–) બુદ્ધિ, જ્ઞાન, અસંમોહ, ક્ષમા, વગેરે ગુણોની સાથે પ્રાણીમાત્રને શ્રીકૃષ્ણપાસેથી મળે છે. વળી, **બીજીવાર** ગીતા કહે છે કે અભય, સત્ત્વસંશુદ્ધિ, ત્યાગ (= કર્મફલત્યાગ) વગેરે ગુણો સાથે સંપૂર્ણ અહિંસાનો ગુણ દૈવી સંપદ્‌સાથે જન્મેલા જીવોમાં ભૂતસૃષ્ટિથી જ આવે છે. ગીતા **શત્રુ અને મિત્ર બન્ને તરફ સમબુદ્ધિ** રાખવાનું કહે છે. ગીતા અહંકારપૂર્વક અથવા ફલેચ્છાપૂર્વક કરેલી કોઈપણ ક્રિયાનો અને હિંસાનો સખ્ત વિરોધ કરે છે. "આ શત્રુને મેં મારી નાંખ્યો, બીજાઓને પણ હું મારી નાખીશ." એવા વિચારવાળાને **આસુરી** કહ્યો છે અને તે નરકગામી જ છે.

"मामनुस्मर युध्य च," "મારું સ્મરણ રાખી નિષ્કામ, નિરભિમાન યુદ્ધ તું કર, એવો જે ઉપદેશ ગીતામાં શ્રીકૃષ્ણે અર્જુનને મહાભારતનું યુદ્ધ લડવાને આપ્યો છે, તે અથવા मया हतास्त्वं जहि "મારાથી હણાએલાને તું મારી નાખ," એમ વિશ્વરૂપ દર્શનયોગમાં કહ્યું

છે, તે હિંસા નથી, પણ ઇશ્વરે સોંપેલા કાર્યનું, ઈશ્વરની આજ્ઞાનું પાલન છે; તે ઉપદેશ અર્જુન માટે અને અર્જુન જેવા અત્યલ્પ સેનાનાયક મનુષ્યો માટે જ છે. હિંસાત્મક કર્મના કર્તાને ગીતા "રાજસ" ગણી નિન્દે છે (૧૮.૨૭)

(૧૫) ગીતા કસોટી કે **ધર્મસંકટને સમયે** પણ ઉપયોગી છે. જેમ ગીતા સામાન્ય મનુષ્યને તેના રોજિન્દા દરેક કર્મના આચરણમા માર્ગદર્શન કરે છે અને દરેક કર્મ નિરહંકારપણે, ફલાસક્તિ વગર, સમત્વ બુદ્ધિથી કરવાનું કહે છે; તેમ **ધર્મસંકટને સમયે** મનુષ્યે કેવું વર્તન રાખવું તે પણ ગીતા શીખવે છે. અર્જુનને પોતાને જે પ્રશ્ન ઉપસ્થિત થયો હતો અને જેને નિમિત્તે શ્રીકૃષ્ણે ગીતાનો બોધ આપ્યો હતો તે આવો જીવનનો એક વિકટ પ્રશ્ન જ હતો. બે અથવા વધારે જુદાં જુદાં વિરોધી કર્મો (ધર્મો, ફરજો) કરવાનુ જ્યારે એકી સાથે ઉપસ્થિત થાય, ત્યારે મનુષ્યે શું કરવું? ગીતા કહે છે કે તેવા વિષમ સમયે કદાચ પાપમય કર્મ કરવું પડે અને જો તેવું કર્મ પોતાના સ્વાર્થ માટે ન કર્યું હોય અને ઇશ્વરાર્પણ બુદ્ધિથી કર્યું હોય તો **તે પાપથી ઈશ્વર મનુષ્યને છોડાવે છે.** (૧૮.૬૬ अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि माशुचः), અને તે મનુષ્ય સંકટમાં પણ ચિત્તપ્રસાદ અને શાન્તિ અનુભવે છે.

(૧૬) **ગીતાના બોધ માટે અધિકાર : સાધકની (નિષ્કામ=) શુદ્ધ નિષ્ઠા; એક માત્ર શરત.** જ્ઞાન, તપ, પુણ્યકર્મોનો સંચય વગેરે ગુણો, અરે, સદાચાર પણ! ગીતાના અધિકારીમાં પ્રારંભમાં ન હોય તો ચાલે; પણ સાચો ભાવ, ભગવાનમાં નિષ્ઠા, હૃદયથી શરણાગતિ, ઈશ્વર માટે પ્રેમ, એ એક જ ગુણ જેનામાં છે તે ઈશ્વર પાસે મદદ માગી શકે છે. ગીતાના ભગવાન માત્ર ભાવના ભૂખ્યા છે. "પત્ર, પુષ્પ, ફલ અને જલ જે મનુષ્ય **ભક્તિ** (**પ્રેમ, નિષ્ઠા, શરણાગતિ, ભગવદાશ્રય**)થી મને આપે છે, તે પવિત્ર મનવાળાએ આપેલો તે ઉપહાર–ભક્તિથી આપેલો છે તે જ કારણને લીધે–હું સ્વીકારું છું, હું આરોગું છું" (૯.૨૬) રોજીંદા જીવનક્રમમાં સ્વાભાવિક રીતે પ્રાપ્ત જે કંઇ કર્મ તું કરે છે, અન્ન ખાય છે, આહુતિ આપે છે, દાન દે છે અને તપ કરે છે, તે તારા દૈનિક જીવનમાં પ્રાપ્ત થતું કર્મ, ભોજન, આહુતિ, દાન અને તપ, તું મને અર્પણ કર (૯.૨૭). (બીજું કંઈ નવી જ રીતે ખાસ તૈયાર કરીને, મને આપવાની જરૂર નથી)" પોતાના હૃદયદેશમાં જ રહેતા અને દરેક કર્મ કરાવતા ઇશ્વરને તુ **સર્વભાવથી** શરણે જા, તો, તેના અનુગ્રહથી તને પરા શાન્તિ અને નિત્ય સ્થાન મળશે (૧૮.૬૨). ૧૮.૬૫મા શ્રીભગવાન પ્રતિજ્ઞા કરે છે કે આવી નિષ્ઠાવાળો અર્જુન અને બીજો કોઇ મનુષ્ય પણ ભગવાનને જ પ્રાપ્ત કરશે "સર્વ ધર્મોને (ફરજોને) મનથી ત્યજીને (એ ધર્મનું અહંત્વ અને તેમા આસક્તિ ભૂલીને) **મારા એકના જ આશ્રયે તું આવ.** હું એ ફરજોના અનુષ્ઠાનમા રહેલાં બધાં પાપોથી તને મુક્ત કરીશ" (૧૮.૬૬). (જુઓ ગીતા ૧૧. ૪૭, ૪૮, ૫૩–૫૪ જેમાં નિઃસાધનતાને સાધન કહ્યું છે એ જ ગીતાનો મહિમા છે)

(૧૭) **ગીતામાં ઈશ્વર–અનુગ્રહ** જે મનુષ્યો જે રીતિઓથી મારો આશ્રય (મારી મદદ) લે છે, માગે છે, તે **મનુષ્યોના તે રીતિઓથી હું પણ આશ્રય લઉં છું; તે રીતિ કે રસ્તે જઈ હું એમને મળું છુ** (૪.૧૧) "હું સર્વવસ્તુનું ઉત્પત્તિસ્થાન છુ અને દરેક વસ્તુ, મનુષ્ય, કે પ્રાણીની પ્રવૃત્તિ મારામાંથી છે (मत्तः सर्वं प्रवर्तते), એમ સમજી જ્ઞાનીઓ સર્વભાવ (નિષ્ઠા)થી મારો આશ્રય લે છે...[તેમને ઇચ્છા હોય તો] તેમને હું બુદ્ધિયોગ આપું

છું, જેથી તેઓ મારી પાસે પહોંચે છે (૧૦.૧૦); મારામાં તેમના પ્રત્યે અનુકંપા હોવાથી તેમના અજ્ઞાનરૂપ અંધકારનો તેમનામા વસનાર હું જ્ઞાનદીપથી નાશ કરું છું (૧૦.૧૧). જે મનુષ્ય નાના દેવતાઓને જ યજવા ઇચ્છે છે, તેની તે **દેવ ઉપરની શ્રદ્ધા શ્રીકૃષ્ણ પોતે દૃઢ કરે છે;** અને, **પછી** તે દ્વારા તે ભક્ત છેવટે શ્રીકૃષ્ણનો આશ્રય પ્રાપ્ત કરે છે. પરની નિરાકાર બ્રહ્મરૂપે ઉપાસના કરનારની **જો ઇચ્છા હોય તો તે** પરના સાકાર (શ્રીકૃષ્ણ) રૂપને પ્રાપ્ત કરે છે. (ગીતા ૧૨.૩–૪); તેવી જ રીતે પરના સાકારરૂપ શ્રીકૃષ્ણની ઉપાસના કરનારને બ્રહ્મરૂપતા મળે છે (૧૪.૨૬), તેમજ, બ્રહ્મરૂપતા પ્રાપ્ત કર્યા પછી પણ **જો બ્રહ્મભૂતની ઇચ્છા હોય અથવા જો શ્રીકૃષ્ણની ઇચ્છા હોય** તો તે બ્રહ્મભૂત આત્મા શ્રીકૃષ્ણની ભક્તિ મેળવે છે, શ્રીકૃષ્ણને સમજે છે અને શ્રીકૃષ્ણમાં પ્રવેશ કરે છે (૧૮.૫૪–૫૫). આમ ગીતાના શ્રીકૃષ્ણ મનુષ્યજાતિ ઉપર અનેક પ્રકારે અનુગ્રહ કરવા સદા તત્પર છે ભક્તને અનુકૂળ થવાની ભગવાનની ઇચ્છાનો સિદ્ધાન્ત ગીતાને સવિશેષ મહત્તા અર્પે છે.

**(૧૮) ગીતા અને દર્શનશાસ્ત્રો તથા ભાષ્યો :** દર્શનશાસ્ત્રોનો વ્યવસાય જ દર્શનો સ્થાપવાનો હતો. જ્ઞાનને જ મુખ્ય ગણે, એટલે મોક્ષનું પ્રધાન સાધન ગણે, તો જ નવું દર્શન સ્થાપવાની વૃત્તિ થાય. ભાષ્યકાર આચાર્યોએ દર્શન ઉપર અવલબતા સંપ્રદાયો પ્રવર્તાવ્યા છે. આ બધી પ્રવૃત્તિ ખંડનમંડનાત્મક ચાલી છે અને ચાલે છે. વળી, આપણા આચાર્યોએ બેવડું કામ કરવાનું હતું: શ્રુતિસ્મૃતિઓનો અર્થ કરવાનો હતો અને એ નવા અર્થ દ્વારા સ્વમતનું સ્થાપન કરવાનું હતું. આ બે પૈકી શ્રુતિસ્મૃતિના અર્થ કરવાની પ્રવૃત્તિમાં ઘણો ભાગ સ્વાભાવિક રીતે જ ખંડનાત્મક આવી ગયો છે. અને, એ રીતે એટલે નવાં ભાષ્યો લખીને સ્વમત સ્થાપન કરવામાં આચાર્યો ખરેખર શબ્દાર્થમાં નહીં પણ ભાવાર્થમાં એકબીજાથી કેટલે અંશે જુદા પડે છે, તે એમણે પોતે સ્પષ્ટતાથી સમજાવ્યું નથી, અથવા, જે થોડાં વાક્યોમાં એ સમજણ આપી છે, તેના કરતાં પુરોગામીઓએ કરેલા અર્થના ખંડનમાં વધારે વાક્યો અને ગ્રન્થો તેમને લખવા પડયા છે. આમ આપણા આચાર્યો પ્રાચીન પરંપરાગત રીતના ભોગ બન્યા છે વળી પ્રસ્થાનત્રયી કે પ્રસ્થાન-ચતુષ્ટયની માન્યતા પણ એમના માર્ગમા આડી હતી, છતા એમણે કેટલાક નાના મોટા સ્વતંત્ર ગ્રન્થો લખ્યા છે, જેમાંથી આપણને પ્રેરણા મળે છે જ. પણ ગીતા તો પાંડિત્ય બતાવવાને બદલે એક જ વાત પૂછે છે અને શીખવે છે: તે છે સ્વાર્થત્યાગ અને નિષ્કામ ગૃહસ્થ જીવનની (ગીતાના *કેટલાક વાક્યો જેમાં શાંકરવેદાન્તનો માયાવાદ અથવા મિથ્યાવાદ કે બીજું કંઈ ઊંડું તત્ત્વજ્ઞાન* હોવાનું કહેવાય છે, તે વાક્યોનો મૂળ અર્થ ખરી રીતે ઘણો સાદો ને સરળ છે, એ અગાઉ અમે બતાવ્યું છે.) ગીતાના ઉપદેશની પદ્ધતિ એવી છે કે એ ઉપદેશનો આધાર (sources) ક્યાંથી આવ્યો, તેની મર્યાદા ગીતા રાખતી જ નથી. જે દાર્શનિક વિચાર, જે યજ્ઞક્રિયા, જે મંત્રોચ્ચાર, જે વ્યવહાર સમજણ, નિઃસ્વાર્થ જીવન શીખવે તેને ગીતા આદરથી આવકાર આપે છે. ગીતા પોતાનુ પ્રયોજન એવી સાદી પણ સચોટ ભાષામાં સિદ્ધ કરે છે કે ગીતાનો સંદેશ દરેક વાચકને ગળે જલદી ઊતરી જાય છે. આ છે ગીતાની મહત્તાનું રહસ્ય.

**(૧૯) ગીતાની કેળવણીની દૃષ્ટિ :** વેદકાળની કેળવણીમાં "યજ્ઞ"નુ સ્થાન કેન્દ્રવર્તી હતું અને બીજી વિદ્યાઓ ઉપવેદો અને વેદાઙ્ગોને નામે શીખવવામાં આવતી, યજ્ઞને કેન્દ્રમાં રાખી યજ્ઞ શીખવતા એટલે કે વેદો શીખવતા. પછી પ્રાચીનતમ ગદ્ય ઉપનિષદોના સમયમા વિદ્યાર્થીને તત્ત્વ-જ્ઞાનના સિદ્ધાન્ત અને સાક્ષાત્કારની આસપાસ બીજુ બધું જ્ઞાન અરણ્યમાં ગુરુકુળોમાં આપવામાં

છે, તે હિંસા નથી, પણ ઇશ્વરે સોંપેલા કાર્યનું, ઇશ્વરની આજ્ઞાનું પાલન છે; તે ઉપદેશ અર્જુન માટે અને અર્જુન જેવા અત્યલ્પ સેનાનાયક મનુષ્યો માટે જ છે. હિંસાત્મક કર્મના કર્તાને ગીતા "રાજસ" ગણી નિન્દે છે (૧૮.૨૭).

**(૧૫) ગીતા કસોટી કે ધર્મસંકટને સમયે પણ ઉપયોગી છે.** જેમ ગીતા સામાન્ય મનુષ્યને તેના રોજિન્દા દરેક કર્મના આચરણમાં માર્ગદર્શન કરે છે અને દરેક કર્મ નિરહંકારપણે, ફલાસક્તિ વગર, સમત્વ બુદ્ધિથી કરવાનું કહે છે; તેમ **ધર્મસંકટને સમયે** મનુષ્યે કેવું વર્તન રાખવું તે પણ ગીતા શીખવે છે. અર્જુનને પોતાને જે પ્રશ્ન ઉપસ્થિત થયો હતો અને જેને નિમિત્તે શ્રીકૃષ્ણે ગીતાનો બોધ આપ્યો હતો તે આવો જીવનનો એક વિકટ પ્રશ્ન જ હતો. બે અથવા વધારે જુદાં જુદાં વિરોધી કર્મો (ધર્મો, ફરજો) કરવાનું જ્યારે એકી સાથે ઉપસ્થિત થાય, ત્યારે મનુષ્યે શું કરવું ? ગીતા કહે છે કે તેવા વિષમ સમયે કદાચ પાપમય કર્મ કરવું પડે અને જો તેવું કર્મ પોતાના સ્વાર્થ માટે ન કર્યું હોય અને ઇશ્વરાર્પણ બુદ્ધિથી કર્યું હોય તો **તે પાપથી ઈશ્વર મનુષ્યને છોડાવે છે.** (૧૮.૬૬ अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि माशुचः), અને તે મનુષ્ય સંકટમાં પણ ચિત્તપ્રસાદ અને શાન્તિ અનુભવે છે.

**(૧૬) ગીતાના બોધ માટે અધિકાર : સાધકની (નિષ્કામ=) શુદ્ધ નિષ્ઠા; એક માત્ર શરત.** જ્ઞાન, તપ, પુણ્યકર્મોનો સંચય વગેરે ગુણો, અરે, સદાચાર પણ ! ગીતાના અધિકારીમાં પ્રારંભમાં ન હોય તો ચાલે; પણ સાચો ભાવ, ભગવાનમાં નિષ્ઠા, હૃદયથી શરણાગતિ, ઇશ્વર માટે પ્રેમ, એ એક જ ગુણ જેનામાં છે તે ઇશ્વર પાસે મદદ માગી શકે છે. ગીતાના ભગવાન માત્ર ભાવના ભૂખ્યા છે. " પત્ર, પુષ્પ, ફલ અને જલ જે મનુષ્ય **ભક્તિ (પ્રેમ, નિષ્ઠા, શરણાગતિ, ભગવદાશ્રય)**થી મને આપે છે, તે પવિત્ર મનવાળાએ આપેલો તે ઉપહાર–ભક્તિથી આપેલો છે તે જ કારણને લીધે–હું સ્વીકારું છું, હું આરોગું છું " (૯.૨૬). રોજીંદા જીવનક્રમમાં સ્વાભાવિક રીતે પ્રાપ્ત જે કંઇ કર્મ તું કરે છે, અન્ન ખાય છે, આહુતિ આપે છે, દાન દે છે અને તપ કરે છે, તે તારા દૈનિક જીવનમાં પ્રાપ્ત થતું કર્મ, ભોજન, આહુતિ, દાન અને તપ, તું મને અર્પણ કર (૯.૨૭). (બીજું કંઈ નવી જ રીતે ખાસ તૈયાર કરીને, મને આપવાની જરૂર નથી.)" પોતાના હૃદયદેશમાં જ રહેતા અને દરેક કર્મ કરાવતા ઇશ્વરને તુ **સર્વભાવથી** શરણે જા, તો, તેના અનુગ્રહથી તને પરા શાન્તિ અને નિત્ય સ્થાન મળશે (૧૮.૬૨). ૧૮.૬૫મા શ્રીભગવાન પ્રતિજ્ઞા કરે છે કે આવી નિષ્ઠાવાળો અર્જુન અને બીજો કોઇ મનુષ્ય પણ ભગવાનને જ પ્રાપ્ત કરશે. "સર્વ ધર્મોને ( ફરજોને ) મનથી ત્યજીને (એ ધર્મનું અહંત્વ અને તેમાં આસક્તિ ભૂલીને) **મારા એકના જ આશ્રયે તું આવ.** હું એ ફરજોના અનુષ્ઠાનમાં રહેલાં બધાં પાપોથી તને મુક્ત કરીશ" (૧૮.૬૬). (જુઓ ગીતા ૧૧. ૪૭, ૪૮, ૫૩–૫૪ જેમાં નિઃસાધનતાને સાધન કહ્યું છે. એ જ ગીતાનો મહિમા છે.)

**(૧૭) ગીતામાં ઇશ્વર–અનુગ્રહ.** જે મનુષ્યો જે રીતિઓથી મારો આશ્રય (મારી મદદ) લે છે, માગે છે, **તે મનુષ્યોના તે રીતિઓથી હું પણ આશ્રય લઉં છું; તે રીતિ કે રસ્તે જઈ હું એમને મળું છું** (૪.૧૧) " હું સર્વવસ્તુનું ઉત્પત્તિસ્થાન છું અને દરેક વસ્તુ, મનુષ્ય, કે પ્રાણીની પ્રવૃત્તિ મારામાંથી છે ( मत्तः सर्वं प्रवर्तते ), એમ સમજી જ્ઞાનીઓ સર્વભાવ (નિષ્ઠા)થી મારો આશ્રય લે છે...[તેમને ઇચ્છા હોય તો] તેમને હું બુદ્ધિયોગ આપું

છુ, જેથી તેઓ મારી પાસે પહોંચે છે (૧૦ ૧૦), મારામા તેમના પ્રત્યે અનુકપા હોવાથી તેમના અજ્ઞાનરૂપ અધકારનો તેમનામા વસનાર હુ જ્ઞાનદીપથી નાશ કરુ છુ (૧૦ ૧૧) જે મનુષ્ય નાના દેવતાઓને જ યજવા ઇચ્છે છે, તેની તે દેવ ઉપરની શ્રદ્ધા શ્રીકૃષ્ણ પોતે દૃઢ કરે છે; અને, પછી તે દ્વારા તે ભક્ત છેવટે શ્રીકૃષ્ણનો આશ્રય પ્રાપ્ત કરે છે પરની નિરાકાર બ્રહ્મરૂપે ઉપાસના કરનારની જો ઇચ્છા હોય તો તે પરના સાકાર (શ્રીકૃષ્ણ) રૂપને પ્રાપ્ત કરે છે (ગીતા ૧૨.૩–૪), તેવી જ રીતે પરના સાકારરૂપ શ્રીકૃષ્ણની ઉપાસના કરનારને બ્રહ્મરૂપતા મળે છે (૧૪ ૨૬), તેમજ, બ્રહ્મરૂપતા પ્રાપ્ત કર્યા પછી પણ જો બ્રહ્મભૂતની ઇચ્છા હોય અથવા જો શ્રીકૃષ્ણની ઇચ્છા હોય તો તે બ્રહ્મભૂત આત્મા શ્રીકૃષ્ણની ભક્તિ મેળવે છે, શ્રીકૃષ્ણને સમજે છે અને શ્રીકૃષ્ણમા પ્રવેશ કરે છે (૧૮ ૫૪–૫૫) આમ ગીતાના શ્રીકૃષ્ણ મનુષ્યજાતિ ઉપર અનેક પ્રકારે અનુગ્રહ કરવા સદા તત્પર છે ભક્તને અનુકૂળ થવાની ભગવાનની ઇચ્છાનો સિદ્ધાન્ત ગીતાને સવિશેષ મહત્તા અર્પે છે

**(૧૮) ગીતા અને દર્શનશાસ્ત્રો તથા ભાષ્યો** દર્શનશાસ્ત્રોનો વ્યવસાય જ દર્શનો સ્થાપવાનો હતો જ્ઞાનને જ મુખ્ય ગણે, એટલે મોક્ષનુ પ્રધાન સાધન ગણે, તો જ નવુ દર્શન સ્થાપવાની વૃત્તિ થાય ભાષ્યકાર આચાર્યોએ દર્શન ઉપર અવલબતા સપ્રદાયો પ્રવર્તાવ્યા છે આ બધી પ્રવૃત્તિ ખડનમડનાત્મક ચાલી છે અને ચાલે છે વળી, આપણા આચાર્યોએ બેવડુ કામ કરવાનુ હતુ. શ્રુતિસ્મૃતિઓનો અર્થ કરવાનો હતો અને એ નવા અર્થ દ્વારા સ્વમતનુ સ્થાપન કરવાનુ હતુ આ બે પૈકી શ્રુતિસ્મૃતિના અર્થ કરવાની પ્રવૃત્તિમાં ઘણો ભાગ સ્વાભાવિક રીતે જ ખડનાત્મક આવી ગયો છે. અને, એ રીતે એટલે નવા ભાષ્યો લખીને સ્વમત સ્થાપન કરવામા આચાર્યો ખરેખર શબ્દાર્થમાં નહીં પણ ભાવાર્થમા એકબીજાથી કેટલે અશે જુદા પડે છે, તે એમણે પોતે સ્પષ્ટતાથી સમજાવ્યુ નથી, અથવા, જે થોડા વાક્યોમા એ સમજણ આપી છે, તેના કરતા પુરોગામીઓએ કરેના અર્થના ખડનમા વધારે વાક્યો અને ગ્રન્થો તેમને લખવા પડયા છે આમ આપણા આચાર્યો પ્રાચીન પરપરાગત રીતના ભોગ બન્યા છે વળી પ્રસ્થાનત્રયી કે પ્રસ્થાન ચતુષ્ટયની માન્યતા પણ એમના માર્ગમા આડી હતી, છતા એમણે કેટલાક નાના મોટા સ્વતત્ર ગ્રન્થો લખ્યા છે, જેમાથી આપણને પ્રેરણા મળે છે જ પણ ગીતા તો પાડિત્ય બતાવવાને બદલે એક જ વાત પૂછે છે અને શીખવે છે. તે છે સ્વાર્થત્યાગ અને નિષ્કામ ગૃહસ્થ જીવનની (ગીતાના કેટલાક વાક્યો જેમા શાકરવેદાન્તનો માયાવાદ અથવા મિથ્યાવાદ કે બીજુ કઈ ઊડુ તત્ત્વજ્ઞાન હોવાનુ કહેવાય છે, તે વાક્યોનો મૂળ અર્થ ખરી રીતે ઘણો સાદો ને સરળ છે, એ અગાઉ અમે બતાવ્યુ છે ) ગીતાના ઉપદેશની પદ્ધતિ એવી છે કે એ ઉપદેશનો આધાર (sources) ક્યાથી આવ્યો, તેની મર્યાદા ગીતા રાખતી જ નથી જે દાર્શનિક વિચાર, જે યજ્ઞક્રિયા, જે મત્રોચ્ચાર, જે વ્યવહારૂ સમજણ, નિસ્વાર્થ જીવન શીખવે તેને ગીતા આદરથી આવકાર આપે છે ગીતા પોતાનુ પ્રયોજન એવી સાદી પણ સચોટ ભાષામા સિદ્ધ કરે છે કે ગીતાનો સદેશ દરેક વાચકને ગળે જલદી ઊતરી જાય છે આ છે ગીતાની મહત્તાનુ રહસ્ય

**(૧૯) ગીતાની કેળવણીની દૃષ્ટિ** વેદકાળની કેળવણીમા 'યજ્ઞ'નુ સ્થાન કેન્દ્રવર્તી હતુ અને બીજી વિદ્યાઓ ઉપવેદો અને વેદાગોને નામે શીખવવામા આવતી યજ્ઞને કેન્દ્રમા રાખી યજ્ઞ શીખવતા એટલે કે વેદો શીખવતા પછી પ્રાચીનતમ ગદ્ય ઉપનિષદોના સમયમા વિદ્યાર્થીને તત્ત્વ જ્ઞાનના સિદ્ધાન્ત અને સાક્ષાત્કારની આસપાસ બીજુ બધુ જ્ઞાન અરણ્યમા ગુરુકુળોમા આપવામાં

આવતું. આથી ઉલટું, ગીતા સમગ્ર જગતને :જ નિશાળ બનાવે છે અને **સમત્વ અને નિર્દ્વન્દ્વત્વના સિદ્ધાન્તને શિક્ષણનો મુખ્ય વિષય બનાવે છે,** એમ કહીએ તો ખોટું નથી. ગીતાની દૃષ્ટિએ ચારિત્ર્ય અને વર્તન સુધારવાની કેળવણી જ ખરી કેળવણી છે.

**(૨૦) ગીતામાં સમત્વનો મહાન ગુણ શીખવ્યો છે.** યોગ, એ ગીતાનો વિષય છે. યોગનો અર્થ समत्व કર્યો છે. સમત્વ એટલે (૧) પોતે માથે લીધેલા કાર્યની સફળતા અથવા નિષ્ફળતામાં મનનું સમતોલપણું, નિર્વિકારપણું, તટસ્થપણું, જે समत्व ઈશ્વરાર્પણના ભાવમય જીવનથી, પ્રકૃતિના જ કર્તૃત્વની પ્રતીતિથી, વગેરે અનેક રીતે મળે છે. વળી, સમત્વ એટલે શીત અને ઉષ્ણથી ગભરાવાને બદલે શીતોષ્ણમાં મનની શાન્તિ જાળવવી તે. સમત્વ એટલે મિત્ર તેમ જ શત્રુ, દરેક પ્રત્યે સમભાવ, સમવૃત્તિ. સમત્વ એટલે કાંચનમાં અને મૃત્તિકામાં એકદૃષ્ટિ; લાભ અને હાનિમાં સમતા, સગાંસંબંધી અને બીજાંઓ તરફ સમાનતા. દેહની કૌમાર, યૌવન, જરા અને દેહાન્તરપ્રાપ્તિની દશાઓ (૨.૧૩); સુખદુઃખ; જય અને પરાજય (૨.૩૮); સિદ્ધિ–અસિદ્ધિ (૨.૪૮); શુભ અને અશુભ (૨.૫૭), રાગ અને દ્વેષ (૩.૩૪); પ્રિય અને અપ્રિય (૫.૨૦); માન અને અપમાન (૬.૭), ૨.૧૮–સુહૃદ, મિત્ર, અરિ, ઉદાસીન, મધ્યસ્થ, દ્વેષ્ય અને બન્ધુ; સાધુ અને પાપી (૬.૯); ઇચ્છા અને દ્વેષ (૭.૨૭); શત્રુ તેમ જ મિત્ર (૧૨.૧૮); નિન્દા અને સ્તુતિ (૧૨.૧૯); ઇષ્ટ બનાવ ને અનિષ્ટ બનાવ (इष्टानिष्टोपपत्तिषु ૧૩.૯) —આ બધા યુગ્મો કે પરસ્પર વિરુદ્ધ ભાવોમાં સમતા (જુઓ ૧૪.૨૨–૨૩–૨૪–૨૫)–બધા પ્રકારના વિષમ યુગ્મોમાં મનની સમતા રાખવાનો મહાન ગુણ ગીતાનો મુખ્ય વિષય છે. એક समत्व ગુણમાં અહિંસા, સત્ય, વગેરે સર્વે ગુણો સમાયેલા છે. એક રીતે આ સમત્વ મનુષ્યને, ચિત્તની બીજી સ્થિતિઓની જેમ, શ્રી ભગવાન પાસેથીમળે છે (૧૦.૫); અને દ્વન્દ્વભાવો પણ મનુષ્યને શ્રીકૃષ્ણ પાસેથી (૧૦.૪) અથવા નિરાકાર બ્રહ્મ પાસેથી ( ૧૩.૬ કેમકે નિરાકાર બ્રહ્મ જ દ્વન્દ્વ ભાવો રૂપે છે ) પ્રાપ્ત થાય છે.

આ સમત્વનો મહિમા અપાર છે. આ સમત્વ મનુષ્યને પાપથી બચાવે છે, કેમકે સમતા પાપ કરવા દેતી નથી, અથવા સ્વાર્થ ખાતર હિંસા કરવા દેતી નથી. અને **લોકસંગ્રહ માટે હિંસા કરનાર** મનુષ્ય તો શ્રીકૃષ્ણ જેવા કે જનક જેવા જ્ઞાનીની કોટિમાં હોય તો જ કરી શકે, નહીં તો ચોક્કસ પાપભાગી થાય એમ ગીતા સ્પષ્ટ કહે છે. **આ સમત્વનું બીજું નામ છે** " નિર્દ્વન્દ્વત્વ " અથવા દ્વન્દ્વરહિતપણું, द्वन्द्व એટલે સુખદુઃખ, લાભાલાભ, વગેરે બે વિરોધી લાગણીઓનાં યુગ્મો. દ્વન્દ્વોથી પર થવાનો બોધ ગીતા અનેક વખત આપે છે ( ૫. ૩; ૭. ૨૭–૨૮; ૧૪.૫ ). આ સામ્ય પ્રાપ્ત કરનારાઓને ગીતા छिन्नद्वैधाः ( જેમણે સંસારની દરેક વસ્તુમાં રહેલ દ્વન્દ્વો જીત્યાં છે તેવા ) કહે છે (૫.૨૫), આવા સ્થિતપ્રજ્ઞ અથવા સમબુદ્ધિવાળાને ગીતા પવનરહિત સ્થળમાં રહેલી સ્થિર દીવાની જ્યોતની સાથે સરખાવે છે. આ સમત્વ પ્રાપ્ત કરનારને બુદ્ધિગ્રાહ્ય અને અતીન્દ્રિય આત્યન્તિક સુખ મળે છે ( ૬.૨૧ ); અને આવા આત્યન્તિક સુખને જ ગીતા બ્રાહ્મી સ્થિતિ (૨.૭૨) પણ કહે છે. એ સામ્યની સ્થિતિવાળાને કંઈ ઉચ્ચતર પદ મેળવવાનું બાકી નથી રહેતું (૬.૨૨); એવો મનુષ્ય મહાન સાંસારિક દુઃખથી પણ કદી ચલાયમાન થતો નથી (૬.૨૨); એવા દુઃખના અસ્પર્શ (દુઃખના સંબંધના અભાવ)ને જ યોગ કહ્યો છે (૬.૨૩). આ (સમદૃષ્ટિ) **સામ્યરૂપી યોગમાંથી ભ્રષ્ટ** થનારની કદી અવગતિ નથી થતી, પણ યોગીઓના કુલમાં એનો પુનર્જન્મ થાય છે (૬.૪૨); અને ત્યાં તેને પૂર્ણતા મળે છે (૬.૪૩); એવો યોગભ્રષ્ટ સકામકર્મીઓમાં પુનર્જન્મ પામતો

નથી જ (૬.૪૪). આ બધો સામ્યરૂપ યોગ (૬.૩૩)નો મહિમા છે. જો એવો સમત્વબુદ્ધિવાળો મનુષ્ય પોતાનું ચિત્ત શ્રીકૃષ્ણ ઉપર લગાડે તો તે યોગી શ્રીકૃષ્ણના મત મુજબ સર્વશ્રેષ્ઠ યોગી છે (૬.૪૭). ગીતા સમત્વના અપૂર્વ ગુણનું પ્રતિપાદન કરે છે. એ ગુણ ધરાવનાર મનુષ્યને જ ગીતા પંડિત, વિદ્વાન, મુનિ, કૃત્સ્નવિદ્, તત્ત્વવિદ્, બ્રહ્મવિદ્ વગેરે નામો આપે છે. સ્થિતપ્રજ્ઞ પણ એને જ કહે છે. **"ગીતામા સમત્વ એક ઉત્તમ સદ્ગુણ છે," એમ શ્રી દાસ ગુપ્તા કહે છે; પણ ખરું જોતાં સમત્વ એ યોગ શબ્દનો પર્યાય જ છે, તે ભૂલવું ન જોઇએ. આ સમત્વ અહિંસા અને સત્યથી પણ ચઢે છે કેમકે સમત્વમાંથી અહિંસા અને સત્યનાં ગુણો ફલિત થાય છે, અથવા સમત્વમાં અન્તર્ગત થાય છે.**

**(૨૧) ગીતાનો સમગ્ર ઉપદેશ બિનસાંપ્રદાયિક છે; ગીતાનાં વ્યાપક વિધાનો.** ગીતાનો મુખ્ય ઉપદેશ યોગનો છે તે યોગના **અનેક પ્રકારો** ગીતા આપે છે. સર્વશ્રેષ્ઠ માનેલા ભક્તિયોગના પણ અનેક પ્રકારો ગીતામાં છે. સંન્યાસનો સ્વીકાર કરી ગીતા યોગને પસંદગી આપે છે. યોગનાં સાધનોમાં કર્મ, જ્ઞાન. ભક્તિ, ધ્યાન, વ્યાવહારિક સમજણ, વગેરે અનેક સાધનો ગીતા સ્વીકારે છે: એ સાધનોમાં કર્મ, જ્ઞાન, ભક્તિના જુદા જુદા ક્રમો આચાર્યો માને છે; (પ્રથમ કર્મ અને ભક્તિ, **પછી** જ્ઞાન એ ક્રમ શ્રી શંકરાચાર્યનો છે. શ્રી મધુસૂદન અને શ્રી રામાનુજ પ્રથમ કર્મ અને જ્ઞાન **પછી** ભક્તિ માને છે; પણ ગીતા અનેક પ્રકારના ક્રમો માને છે. ગીતા "કપિલ"ને સિદ્ધ માને છે અને એક વિભૂતિ ગણે છે. તત્ત્વજ્ઞાનના જુદા જુદા સિદ્ધાન્તોમાં ગીતા અનેક વિકલ્પો–શક્ય તે બધા વિકલ્પો–માન્ય રાખે છે. ગીતાની વિભૂતિઓની યાદી ઐતિહાસિક છે, તેમાં અશોક, પ્રતાપ, શિવાજી, ગાંધીજી, વગેરેને ઉમેરવાનો અવકાશ છે. વેદના અને (લુપ્ત પુરાણના ?) બીજા દેવોને શ્રીકૃષ્ણના "તનુઓ" કહી, વેદશ્રુતિ "एक सद् विप्रा बहुधा वदन्ति" ની જેમ જ, એ દેવોની સાંપ્રદાયિકતા ગીતાએ દૂર કરી છે ગીતાના નીતિના સિદ્ધાન્તો સંપૂર્ણ અહિંસા અને સમત્વના છે. ગીતામાં સિદ્ધ–પૂર્ણ પુરુષનાં ચિત્રો **એક નહીં પણ ચાર છે;** સ્થિતપ્રજ્ઞ, ધ્યાની, ભક્ત અને ત્રિગુણાતીત. પોતાના "જ્ઞાની"ને 'બ્રહ્મજ્ઞાની' "આત્મજ્ઞાની" કહેવાને બદલે ગીતા પંડિત, મુનિ, સ્થિતપ્રજ્ઞ, કૃત્સ્નવિદ્, ધીર, બુદ્ધિમાન, વિદ્વાન, ઋષિ, વગેરે શબ્દોથી ઓળખાવે છે. અગિયારમાં અધ્યાયમા શ્રી ભગવાન અર્જુનને **એક** નહીં પણ સેંકડો અને હજારો રૂપો પોતાનાં રૂપો તરીકે બતાવે છે. ગીતામા વ્યાપક વિધાનો છે, જે તે દેશ અને તે કાળ ઉપરાંત સર્વ દેશ અને સર્વ કાળને ઉદ્દેશી કહેવામાં આવ્યા જણાય છે ;–(૧) "જે લોકો જે રીતે મારો આશ્રય લે છે, તેમને હું પણ તે રીતે મળું છું"; (૨) મનુષ્યો **બધી રીતે** મારા માર્ગને જ અનુસરે છે; આવાં વાક્યો અને વિધાનો ગીતાના યોગોને જ નહીં, ગીતાને જાણીતા સંન્યાસ, તપ, વગેરેને જ નહીં, પણ ભાગવતાદિ પુરાણો ( ની ગોપી-ભક્તિ જેવા સિદ્ધાન્તોને ), સંતવાણી, તેમજ ખ્રીસ્તી, મુસલમીન, વગેરે ધર્મોને પણ અવકાશ આપે છે; બલ્કે એની વિશાળ દૃષ્ટિથી ગીતામાં લખાયાં હોય તે શક્ય છે. (૩) ગીતાની "વિભૂતિઓ"– ઈશ્વરના પ્રકટ સ્વરૂપો–ની યાદીની મર્યાદા જ રાખી નથી કેમકે ગીતા સ્વમુખે કહે છે કે "જે જે સત્ત્વમાં ઈશ્વર દેખાય છે ( विभूतिमत् ), લક્ષ્મી દેખાય છે ( श्रीमत् ), જે ઉચ્ચ કોટિનું હોય ( ऊर्जितम् ), તે દરેક દેશકાળના ભેદ વિના શ્રીકૃષ્ણના તેજોંશમાંથી જ ઉત્પન્ન થએલ છે" આવો વ્યાપક નિયમ ભાગ્યે જ ઇતર શાસ્ત્રગ્રન્થોમાં હશે. ખુદ ઈશ્વરના સ્વરૂપો ( અક્ષર, પુરુષ, સાકાર, નિરાકાર ) ની વિવિધતા ગીતાએ સ્વીકારી છે. એ આપણે અનેક વાર

[illegible] છી [illegible] ગીતાના ઉપદેશની [illegible] સાંપ્રદાયિ [illegible]

(૨૩) **ગીતા એક સમાજસુધારાનું પુસ્તક છે.** ગીતાના સમયમાં જ્ઞાનીઓ, સમજુઓ, તત્ત્વદર્શીઓ, નિષ્કામ બની, બધી એષણાઓ ત્યજી, ભિક્ષાચર્યા સ્વીકારી, અરણ્યમાં જઇને રહેતા. એવા વર્ગને 'દિક કામ્યકર્મનું જીવન, જે ગ્રામમાં જ ગૃહસ્થ જીવનમાં જ શક્ય હતું', તેના પ્રતિ અણગમો થતો. અર્જુન એ જીવનથી આકર્ષાયો હતો. ગીતાનો ઉદ્દેશ તેવા વિદ્વાનો તેમ જ શ્રેષ્ઠ, આદર્શરૂપ માનવોને ગૃહસ્થજીવનમાં રાખવાનો છે, જેથી સમાજસુધારો–જેને ગીતાની ભાષામાં લોકસંગ્રહ કહે છે-થઈ શકે. ગીતા જ્ઞાની ( कृत्स्नविद् )ને અજ્ઞ ( अकृत्स्नविद् )ના માર્ગદર્શન માટે સંસારમાં રહેવાની આજ્ઞા કરે છે. સંન્યાસ **સારો**, પણ યોગ **વધારે સારો**, એમ ગીતા કહે છે, કેમકે સમાજને યોગી એક દૃષ્ટાન્તરૂપ થઈ પડે.

(૨૪) **ગીતાની જગદ્વ્યાપી ઉપયોગિતા અને પ્રેરકતા :** ગીતાના ઉપદેશમાં દેશ અને કાલથી અબાધિત સિદ્ધાન્તોનો નિર્દેશ દેશકાલથી અબાધિત રીતે કરવામાં આવ્યો છે. પરતત્ત્વનાં સાકાર અને નિરાકાર સ્વરૂપોનો નિર્દેશ ગીતાએ સમકક્ષા તેમ જ વિષમકક્ષાએ પણ કર્યો છે. ખુદ યોગનો સિદ્ધાન્ત પણ ઈશ્વર, પ્રકૃતિ ( કુદરત ), ઊંડું આત્મનિરીક્ષણ, સામાન્ય સમજણ, એમ અનેક સ્વતંત્ર રીતોથી પ્રતિપાદિત કરાયો છે. યજ્ઞની વૈદિક ( यज्ञनी ) માન્યતા સ્વીકારી, નવી આધ્યાત્મિક રીત–જેમાં પણ અગ્નિ, આહુતિ, હવનક્રિયા, યજમાન વગેરે અસલ યજ્ઞના **અંગોની ભાવનાઓ** આવે છે તે–તે રીતથી પણ યજ્ઞતત્ત્વનો બોધ આપ્યો છે. એ બોધ જગતના લગભગ બધા ધર્મોને લાગુ પડે તેવો છે, કેમકે દરેક ધર્મમાં યજ્ઞ (Sacrifice)–ઇષ્ટદેવને **તેની ચીજ પાછી આપવાની ક્રિયા**–ની ભાવના એક યા બીજા સ્વરૂપે હોય છે. ગીતાએ વિસ્તૃત કરેલી યજ્ઞની ભાવના સર્વ ધર્મોની યજ્ઞભાવનાને આવરી લે છે. સંન્યાસ અને ગાર્હસ્થ્યને બીજા બે–બ્રહ્મચર્ય અને વાનપ્રસ્થ–આશ્રમો સાથે આશ્રમ તરીકે ન લેતાં, ગીતા **માનવજીવનની બે નિષ્ઠા** તરીકે તેની ચર્ચા કરે છે. અને પસંદગી ગાર્હસ્થ્યનિષ્ઠા (યોગ)ને આપે છે, છતાં પ્રામાણિક તરીકે સ્વીકાર બન્ને નિષ્ઠાઓનો કરે છે, આ બન્ને નિષ્ઠાઓ સમસ્ત જગતમાં પણ સ્વીકૃત છે. મોક્ષને અનુકૂળ યોગો ગીતામાં છે, પણ મોક્ષ ગીતાનું પ્રતિપાદ્ય નથી, યોગ પ્રતિપાદ્ય છે. તદ્દુપરાંત મોક્ષના અર્થો અને સ્વરૂપોમાં પરાશાન્તિ ( પૂર્ણ આત્મતૃપ્તિ, સ્વાનન્દાનુભવ ), પાપમુક્તતા, નિઃસ્પૃહ-જીવનની શાન્તિની પણ ગણતરી ( શ્રીકૃષ્ણસ્વરૂપતા અને શ્રીકૃષ્ણસાધર્મ્ય સાથે ) ગીતા કરે છે. ગીતાના શ્રીકૃષ્ણ એક પરાત્પર નિત્ય ચેતન આનન્દમય સ્વરૂપ અથવા તત્ત્વ છે; ગીતાના કૃષ્ણમાં સાંપ્રદાયિક અંશો નથી, પણ સર્વવ્યાપકતા છે. ગીતાનો યોગ કોઈ ધ્યાનક્રિયા કે મન અથવા ઇન્દ્રિયોની ક્રિયા સાથે જોડાએલો નથી, પણ તે (ગીતાનો યોગ) સિદ્ધિ-અસિદ્ધિમાં મનની સમતા રૂપે છે; આને એક મહાન સદ્ગુણ કહી શકાય. કોઇ પણ મનુષ્ય વિષે, પછી તે શત્રુ હો કે મિત્ર, કોઇ પણ સ્થિતિમાં, ગરીબાઇ કે વૈભવ દરમ્યાન, શરીરની તન્દુરસ્તી કે રોગગ્રસ્તતામાં, સમત્વ રાખવું, એનું નામ જ યોગ. ગીતા આ સમત્વને અહિંસા અને સત્યની કક્ષાએ મૂકે છે. માટે ગીતાનો બોધ સર્વજનને આકર્ષે છે. ગીતાએ નિઃસ્પૃહતા, નિષ્કામતા અથવા ફલેચ્છાનો ત્યાગ, એવા **શબ્દો** વાપર્યા છે; પણ એનો **ભાવાર્થ " નિઃસ્વાર્થ જીવન "** થાય છે, તે સહેલાઈથી સમજી શકાય છે. એકલા ભારતીયો જ નહીં, પણ પવિત્ર માનવ માત્ર નિઃસ્વાર્થ જીવન માટે હમેશાં ઇચ્છા ધરાવે છે. વળી, ગીતાએ જ્ઞાન, કર્મ, ભક્તિ, ધ્યાન વગેરે **સાધનોનો અપૂર્વ સમન્વય** કર્યો છે. દરેક મનુષ્યમાં આ શક્તિઓ ઓછેવત્તે અંશે હોય છે. ગીતાનો આ સમન્વય જુદી જુદી રીતે દરેક મનુષ્યને ઉપયોગી થાય છે. ગીતાનું અધ્યયન કરતાં દરેકને લાગે છે કે

"આ માર્ગ મારે માટે છે." ગીતા જો કે કર્મપરાયણ છે, તો પણ "જ્ઞાન" થી જીવનની સાર્થકતા થાય છે, એ હકીકત ગીતા સ્વીકારે છે; માટે જ ગીતા સંન્યાસનિષ્ઠાનો વિકલ્પે નિર્દેશ કરે છે. ગીતાનો પ્રવૃત્તિમય જીવનનો આદર્શ સર્વને સર્વકાળે ઉપયોગી છે, કેમકે જગત ઉપરની મોટી માનવસંખ્યાને પ્રવૃત્તિ ગમે છે; પણ ગીતાની પ્રવૃત્તિ તત્ત્વતઃ નિવૃત્તિ છે, માટે તે અધિક લોકપ્રિય છે. પૃથ્વી ઉપરના માનવોની વિશાળ બહુમતી ઈશ્વરને જગતનો સ્રષ્ટા અને જગતનો સર્વાધિપતિ માને છે. ગીતા કહે છે કે જગતના ઈશ્વરને તેનું જ જગત, તેનું જ દ્રવ્ય, તેનું જ જ્ઞાન, તેનું જ કર્મ, તેનું જ સર્વ, પાછું આપીને મનુષ્યે જીવન જીવવું. ગાંધીજીના શબ્દોમાં ગીતા મુજબ મનુષ્ય "એની" મિલ્કતનો માલિક નથી, પણ સંગોપ્તા છે, એ મિલ્કતનો ઈશ્વરનિર્મિત વ્યવસ્થાપક છે, સુવ્યયકર્તા (Trustee) છે. ગીતાના આ અને આવા અનેક સદ્વિચારો જગદભરમાં માર્ગદર્શક, પવિત્રતાપ્રેરક, આનન્દવાહક, શાન્તિજનક જણાયા છે. ગીતાકાર એકલા અર્જુનનો કે એકલા આર્યો (ભારતીયો)નો વિચાર નજર સમક્ષ રાખીને સ્વવિષયો, અનેક સિદ્ધાન્તો કે મંતવ્યોનું નિરૂપણ કરતા નથી, પણ સમગ્ર માનવજાતના હિતના ખ્યાલથી તે પ્રેરાયા છે. ગીતાકારનો પ્રયત્ન "સર્વોદય" નો છે. સર્વ એટલે વિશ્વ; સર્વોદય એટલે વિશ્વોદય. જગતની અનેક પ્રજાઓના મહાન પુરુષોએ ગીતામાંથી મેળવેલાં પ્રેરણાના જે ઉદ્ગારો કાઢ્યા છે અને કાઢે છે તે આ હકિકતની સાક્ષી પૂરે છે.

માટે, સાચું જ કહ્યું છે કે :—"ગીતાનું જ સારું અધ્યયન કરવું, એજ પૂરતું છે; ઈતર શાસ્ત્રસમુદાયની શી ઉપયોગીતા છે?"—

गीता सुगीता कर्तव्या किमन्यैः शास्त्रसंग्रहैः ॥

---